**જન્મ તારીખ**—૧૯૨૭-કારતક વદ-૨-ગુરૂવાર, ૧૮૭૦-૧૦ નવેમ્બર-ગુરૂવાર.



BHAKTA BAPALAL VENIRAM KAVAL.

*AHMEDABAD.*

Sanvat 1927 Kartak Vaddi 2nd Guruvar. } Birth day.
Isvisan 1870-10th November-Thirsday.

A. D. J. P.





"જગજ્યોતિ"

તતસત પરમાત્મને નમઃ

સત્ય, શિયળ, જ્ઞાન, નિતિ અને ભક્તિ ભાવથી ભરપુર.

# अमर चरित्र.

## ભાગ ૫ મો.

રચી પ્રસિદ્ધ કર્તા;

ભક્ત બાપાલાલ વેણીરામ રાવળ.

અમદાવાદ.

નહિ કો જેની જોડયમાં, નહિ કો જેનો મિત્ર.
ડંકો વાગ્યો દેશમાં, અદભુત અમર ચરિત્ર.



સંવત ૧૯૮૩.

આવૃત્તિ ૧ લી.







સને ૧૯૨૭.

પ્રત ૨૧૦૦



કિમ્મત—સાડાત્રણ રૂપિયા.

અમદાવાદ.
ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરિખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

અમદાવાદ
તાજપુર તાડની શેરીના રહીશ, ભક્ત બાપાલાલ વેણીરામે
છપાવી પ્રકટ કર્યું.

# વિભૂ વિનંતી.

હરિગીત છંદ.

શ્રી જગદીશ સૌના ઈશ, શ્રીજી સારતા પ્રભુ ઠારતા;
આ જગતમાં જીવન વધે, વાણી નથી વિસારતા. ૧
બાળક તણો શો આશરો, તમ આગણે આનંદમાં;
કુંદન નિહાળી કામની, નારી ફરે છે ફંદમાં. ૨
દીન દીન વધે છે લાલસા, રામા રહે છે રાગમાં;
એ રીતથી અવધી થશે, અંબીકા ચઢશે આગમાં. ૩
દેવી દયાળુ દીલથી, બાળાને ઘાલે બાથમાં;
અંતે હરીને વિનવે, અબળાને રાખે હાથમાં. ૪
ફુલ્યા ફરે છે ફુંકડા, જો, આંકડા અવળા ખસે,
કુછંદથી કરણા ઘટે, કુચાલથી કુત્તા ભસે. ૫
માટે ભજો મોરારને, વિસારશો નહિ શ્રી હરિ;
કર વિનતી પ્રિતી અતી, ડરશો નહિ ડાંગે ડરી. ૬
વાણી વદું છું વેગમાં, ભૂધર ભજું છું ભાવથી;
ગુણ ગાઉ છું ગોવિંદના, ગીરધર ભજું ગરકાવથી. ૭
હરનિશ રહું આનંદમાં, શ્રીનાથને સંભારીને,
વિશ્વાસ વાધ્યો વહાલથી, હિમ્મત છોડી હારીને. ૮
આજે રહો આનંદમાં, પ્રિતી વધારો પ્રેમથી;
ક્ષિત્રી ધરી ખાંતે કરો, હૈયુ ઠરાવો હેમથી. ૯
છાયા કરો છત્રિ ધરો, સેવક સખો રહે સાથમાં;
હજાર હાથે હામ બિડી, ભૂનાથ બિડો બાથમાં. ૧૦
વંદુ અતીષે વિઠલા, વિધી ધરીને વહાલથી;
કરૂણા અતી તારી થશે, બાળક બાપાલાલથી. ૧૧

અમર ચરિત્રના કર્તા,

ભક્ત બાપાલાલ વેણીરામ રાવળ

ના પ્રણામ.

શ્રી કમળા દેવી.

દાસાનુદાસ,

ભક્ત બાપાલાલ વેણીરામ રાવળ

ના પ્રણામ.

# પ્રસ્તાવના.

અમર ચરિત્રની પ્રસ્તાવના લખવી એ કાંઇ સહેલ નથી, જેમાં અનેક પાત્રની કારકીર્દીનો સમાવેશ થાય છે.

અમર ચરિત્રમાં ભક્તિભાવ ભરપુર ભરેલો છે. તેમાંનો મુખ્ય પાત્ર કળીકાળનું કુન્દન નરસિંહ મહેતો છે.

નરસિંહ મહેતાનાં અનેક કામ ભગવાને જાતે પોતે કર્યાં છે. તે પણ ભક્તિભાવને અનુસરીનેજ.

અમર ચરિત્રમાં મહાન સતીઓનાં ચરિત્રોનો પણ સમાવેશ થએલો છે. જેવાં કે મહાસતી મૃદાલશા, સતિ સાવિત્રી, સતી દમયંતી, સતી સુકન્યા, જે વાંચવાથી સ્ત્રિયોને અપૂર્વ ઉપદેશ મળે છે. કથીર જેવી અજ્ઞાન અબળાઓ અમર ચરિત્રના સહવાસથી કુન્દન રૂપ બને છે.

સત્યવાદી રાજા હરિશ્ચંદ્રનું આખ્યાન પણ અતી ઉપદેશક છે. જે વાંચી માણસને સત્યતાની છાપ પડે છે.

ભક્ત રાજા ચંદ્રહાસનું ચરિત્ર ખૂબ ધ્યાન દેઇ વાંચવા લાયક છે. જેમાં ભગવાને તન, મનથી તથા પૂર્ણ પ્રિતીથી બાળકને અનેક વાર બચાવ્યો છે.

સતી દ્રૌપદીનાં ચરિત્રની તો વાતજ શી કરવી.

ભક્તિની મૂર્તિ મિરાંબાઇની ભક્તિ તો અથાગ ગણાય કારણ કે પોતે શ્રી કૃષ્ણની મૂર્તિમાં સમાઇ ગયાં છે.

સાધુ માધવદાસની મૂર્તિ તો ભગવાન રૂપ થઇ પડી છે.

સજન કસાઇ અને ચોખા મેળા એ આખ્યાનો સાંભળીને તો માણસો સમજણુ રૂપ થઇ જાય છે.

વાંચતાં અને વિચારતાં અમર ચરિત્ર રૂપી હીરાની ખાણમાંથી અમૂલ્ય રત્ન જડે છે માટે સૌ ધ્યાન રાખીને શોધો. ખૂબ ધ્યાન આપો.

અમર ચરિત્રના કર્તા,

**ભક્ત બાપાલાલ વેણીરામ રાવળ**

**અમદાવાદ.**

# પારકા પોતાના થતા નથી.

રાગ–તું તારી સંભાળ; મિજાજી.

પોતાના નહિ થાય, પરાયા પોતાના નહિ થાય;
સોનું સાકર ખાય. પરાયા. ૧

સાચા દીલથી સ્વારથ સાધે;
પથ્થર સમ પુજાય. પરાયા. ૨

અતી પ્રયત્ને અંતર ઇચ્છે;
લમણે લાગી લ્હાય. પરાયા. ૩

દામ એકની દીલ ડબીમાં;
તારા કેમ સમાય. પરાયા. ૪

વિષમ વખતે વિપત્તી આવે;
વિષમ વાયરા વાય. પરાયા. ૫

હરી ઇચ્છે નહિ અંતર માંહે,
પ્રભુને પ્રણમે ન પાય. પરાયા. ૬

લેવા દેવા કાંઇ મળે નહિ;
લાલચમાં લોભાય. પરાયા. ૭

શ્રીને સમર્પે શ્રીજી મળશે;
શ્રી સર્વેશ્વર સ્હાય. પરાયા. ૮

લાખ લાખની લાલચ રાખે;
હૈએ રહે છે હાય. પરાયા. ૯

રઘુનાથજી રૂડુ ઇચ્છે;
રૂડુ ઇચ્છે રાય. પરાયા. ૧૦

બુદ્ધિ બળથી બોલે બાપુ;
ગોવિંદના ગુણ ગાય. પરાયા. ૧૧

ભક્ત બાપાલાલ વેણીરામ રાવળ.
તાજપુર તાકની શેરી,
અમદાવાદ.

# અનુક્રમણિકા.



# ઇશ્વરની સ્તુતિ.

સમરૂ સદા શ્રી પ્રણામ છે, — શ્રી કૃષ્ન કૃષ્ન;
ગિરધારી ગુણે હૈએ હામ છે. — શ્રી કૃષ્ન કૃષ્ન.
સદા હરી સહાય છેરે, જોબન મદ કાય છેરે;
લલનાઓ લક્ષમાં લોભાય છે. — શ્રી કૃષ્ન કૃષ્ન. ૧
હૈયાના હાર છેરે, પ્રભુ બેડો પાર છેરે;
શિયળતણા શણગાર છે. — શ્રી કૃષ્ન કૃષ્ન. ૨
સિતાવર શ્યામ છેરે, રાધાવર રામ છેરે;
હિરદામાં હરી તણી હામ છે. — શ્રી કૃષ્ન કૃષ્ન. ૩
જગદીશને જાણુ છેરે, ખરી જેની વાણુ છેરે;
સ્વર્ગે સોનાનો સાચો ભાણુ છે. — શ્રી કૃષ્ન કૃષ્ન. ૪
જીવન મન જાન છોરે, ભૂધર ભગવાન છોરે;
તનમાં ત્રિકમજી તારૂ તાન છે. — શ્રી કૃષ્ન કૃષ્ન. ૫
હૈયાના હાર છોરે, જીવન આધાર છોરે;
ખાંતે ખારીલા નરના ખાર છો. — શ્રી કૃષ્ન કૃષ્ન. ૬
બાપુની બેલ છોરે, રસીયા રંગ રેલ છોરે;
બળધારી સૌને માથે બેલ છો. — શ્રી કૃષ્ન કૃષ્ન. ૭

ભક્ત બાપાલાલ વેણીરામ રાવળ.
તાજપુર, તાડનીશેરી—અમદાવાદ.



तत्सत् परमात्मने नम:

# अमर चारित्र.

—◆—

## જગ "જ્યોતિ સ્વરૂપ" ભગવાનકી જય.

શ્રિ ગિરીવરધારી ગૌબ્રાહ્મણ પ્રતીપાળ શ્રિગોવર્ધનધારી શ્રિકૃષ્ણચંદ્ર ભગવાન પવિત્ર પતિવ્રતા ગહનતારાનું રક્ષણ કેવી રીતે કરી રહ્યા છે, વિયોગમાં વહેતી ગંગામાં સતીનું સંરક્ષણ કરી રહ્યા છે.

વાહ ! વિયોગ વાહ ! શું વિયોગ, કેવો વિયોગ, વહાલાનો વિયોગ, ગહનસિંહ, ગહનતારાને અમરસિંહનો વિયોગ, આકાશ પાતાળ અને અવની તળના અંધારા અજવાળામાં અકળાતી, અથડાતી, ગહનતારાને સુત તથા સ્વામીનો વિયોગ. સ્વામીના વિયોગે સુંદરી નિસ્તેજ થઈ ગઈ. પૂત્રના વિયોગે પ્રેમદા આકળ વિકળ થઈ ગઈ.

અવિચારી અબળાને અસહ્ય સંકટ ભોગવવાં પડે છે, આધી, વ્યાધી, અને ઉપાધી એ ત્રણે સહન કરવાં પડે છે. જરા જોઉતો ખરી, આ અલબેલા રળીઆમણા બાગમાં વસનાર કોઈ જંગલી જનાવર આવીને ખેંચી તો ગયું નથી, હે ગહનસિંહ ! હે ગહનસિંહ ! પોકાર કરતી કામકળા સરખી ગહનતારા, ધીમે પગલે ચાલતી, ફરતી ફરતી ઉંચું નીચું જોતી ચાલી જાય છે, પતીનું ધ્યાન કરતી જાય છે, બાળકને ખોળતી નીહાળતી જાય છે, અનેક પ્રકારનાં ઝાડને જોતી જાય છે, રળીઆમણું દેખી રળીઆત થતી જાય છે. રાત્રિ દીવસનું જેને ભાન નથી એવી અમરની અલબેલી, માનીતી શ્રિ ગહનતારા વાસુકી વનમાં ભાટકે છે. અનેક પ્રકારનાં પશુ તથા પક્ષિને જોઈ અવનવા વિચાર લાવતી, થાકતી ત્યારે બેસીને થાક ખાતી વળી ઉઠીને ફરતી એ પ્રમાણે સવા માસ જેને વીતી ગયો ત્યારે એના એજ વનમાં ફરતી ફરતી, વળી ફરી તેજ જગાએ પાછી આવી, અને ગંગાજીમાં સ્નાન કરવા લાગી.

સવા મહીને સરીતામાં સ્નાન કરતાં વિચારવા લાગી કે અહાહાહા. આજે હું ઘણે દીવસે સ્નાન કરૂં છું, હવે તો સ્વામી આવતા હશે, જરા જોઉતો ખરી. નાહી ધોઈ નદીના કિનારાની બાજુ ઉપર આવેલી પથ્થરની શલ્યા ઉપર શ્રિ સુર્ય ભગવાનના સામી દ્રષ્ટિ માંડીને, જેવી આંખ મીંચવા જાય છે, તેજ વખતે નાગ કન્યા, વાસુકીની પુત્રિ વહનતારા આવી, કેમ બેન તમો કોણ છો, ક્યાંથી આવો છો, હું તમારે માટે આ બાગમાંથી ભોજન કરવાનાં સારાં ફળ લાવીને આપુ, એમ કહી ત્યાંથી ગઈ અને થોડીવારમાં અમૃત જેવાં મીઠાં, સાકર જેવાં ગળ્યાં. ફળ લાવીને આપ્યાં, આજે સવા મહીને પવિત્ર થઈ ફળ ખાઈ, ગંગાનું પવિત્ર જળ પી, અમરની છબી અંતરમાં ઉતારી આંખ મીચી પદ્માસન વાળીને ધ્યાન કરતી બેઠી.

ઉગતા સુર્યનારાયણનો પ્રકાશ, સતી ગહનતારાના મુખ ઉપર પડયો. તે જોઇ નાગ કન્યા વહનતારા અતી આશ્ચર્ય પામી. અહાહા આવી ઈંદ્રની ઈંદ્રાણી જેવી સ્ત્રિ આ ભોમીમાં ક્યાંથી આવી હશે, કેવી સ્વરૂપવાન છે, જેને જોતાં હું ધરાતી નથી એવી વહનતારા સાંજ સુધી ત્યાંજ બેસી રહી, રાત્રિ પડતાં પોતાને સ્થાનકે ચાલી ગઇ, બિજે દિવસે સવાર થતાં પાછી ફેર આવી, ગહનતારાને જોતી બેઠી, નથી હાલતી નથી ચાલતી નથી ડોલતી, નથી બોલતી, વાહ વાહ અબળા, શું તારી ગંભિરતા, શું તારી શોભા. આવી રીતે જોતાં નિહાળતાં દિવસ પર દિવસ ગુજારતીજ ગઈ, જેને જોતાં વરસ દિવસ વીતી ગયો.

જ્યારે તેજ દિવસ, એટલે વરસનો પ્રથમ દિવસ આવ્યો, ગહનસિંહનો જન્મ દિવસ આવ્યો તે દિવસે સવારમાં અબળાની આંખ ઉઘડી, આંખ ઉઘડતાં એણે સુર્ય ભગવાનનાં દર્શન કર્યાં, પછી દંતધાવન કરી ગંગાસ્નાન કરી ફળનું ભક્ષણ કરી વળી અમરની છબી હ્રદયમાં ઉતારી શ્રિ સુર્યનારાયણનું ધ્યાન કરતી બેઠી. વાસુકી વનના પવિત્ર પવનના સપાટાની લહેરથી, પતીવ્રતા સ્ત્રિયો અને સત્યવાન પુરૂષો સંવત્સર સંવત્સરને માટે સમાધીસ્ત થઇ શકતા હતા, તેજ પ્રમાણે પવિત્ર ગહનતારા પણ વરસ દિવસ સ્વામિને સંભારી ધ્યાનસ્ત થઇ ગઇ.

નાગ કન્યા વહનતારા, આવી જોવા લાગી અને વિચારવા લાગી કે આ કોઈ અજબ કન્યા છે, ગયા એક બે દીવસમાં જાગી ગઇ હોય એમ લાગે છે આરાં પરમ દિવસે મૂકેલાં ફળ ખાઈ ગઇ હોય એમ સમજાય છે, કારણ કે તે બાઇ સિવાય બીજુ કોઇ આ જગામાં જણાતું નથી. વળી બે

ત્રણ દિવસમાં આવીશું એમ હરદમ બિજે ત્રિજે આવ્યાજ કરીશું. એમ વારંવાર આવજાવ કરતાં કોક દિવસ તેની જાગૃત અવસ્થા દેખાશે.

આ પ્રમાણે ગહનતારાનું વારંવાર આવવું જવું થયાજ કરતું હતું એમ કરતાં અખાત્રિજનો બીજો દિવસ પણ આવ્યો તે દિવસે બીજીવાર જાગૃત થઇ, પ્રથમની માફક સ્નાન કરી મળેલાં મીઠાં ફળ જમી સ્વામિની સુરતીનું ધ્યાન કરતી સુર્ય દેવનું આરાધન કરતી બેઠી.

બીજુ વરસ પુરૂ થયું કે તરત ત્રીજા વરસની અખાત્રિજને દીવસે સવારના પહોરમાં વળી જાગૃત થઈ, એક સંવત્સર સુધી ધ્યાનમાં ઘેરાએલી કોઇ મહાશક્તિની કૃપાપાત્ર ગહનતારા તેજથી વધતી જતી, સર્વ વાતે શુશોભિત થતી, સર્વ કળામાં કુશળ થતી, સર્વ શક્તિથી ફેલાતી ચાલી. તેજ વખતે આકાશથી ફળ પડવા માંડયાં તેને ભક્ષણ કરી શ્રી સર્વેશ્વરને સમરી પ્રભાતના પહોરમાં અમરને યાદ કરી શ્રિ સુર્યનારાયણનું ધ્યાન કરી ચોથા વર્ષના આરંભમાં બેઠી.

સંવત્સર એટલે એક વરસ દીવસનું ધ્યાન કરે છે, પણ જાણે અલ્પ વખત ગયો એમજ જેને લાગે છે. જેના ઉપર ઇષ્ટદેવની સંપુર્ણ કૃપા છે એમજ લાગે છે. જેની આસપાસ પહાડના ટેકરા આવી રહેલા છે, જેથી ત્યાંથી જતા આવતા લોકો વાસુકી વનમાં પ્રવેશ કરી શકતા નહોતા, તેમાંના કોક કોક મનુષ આ બાઇ ગહનતારાને કિનારા ઉપર સ્થીર બેઠેલી જોઇને, પાસે આવતા અને ચિત્રેલા પુતળાની માફક સ્થિર બેઠેલી જોઇને ઘણીવાર સુધી જોઇ રહેતા વળી કેટલાક બબે ત્રણ ત્રણ દિવસ રોકાતા, એમ કરતા કરતા વિશેષ માણુસનો જમાવ થતો ગયો અને દેવીની માનતા ચાલવા માંડી. એમ કરતાં મનુષ્યનો આવર જાવર થવાજ માંડયો. એમ કરતાં અખાત્રીજનો દિવસ આવ્યો, તેજ વખતે સવારના પહોરમાં આશરે બસેં પાંચસો મનુષના સમુહની વચમાં બાઇ જાગૃત થઇ, તે હર વખતની માફક શૌચ તથા દંતધાવનની ક્રિયા કરી, પવિત્ર ગંગામાં સ્નાન કરી ઉઠી, તેજ વખતે લોકોના દેખતાં અંત્રિક્ષથી ઉતરેલાં ત્રણ ફળને આરોગી, આખો દિવસ જાગૃત રહી, સાંજ પડતાં પહેલાં તથા સુર્ય અસ્ત થતા પહેલાં, અમરની છબી અંતરમાં ઉતારી સુર્ય ભગવાનનું ધ્યાન કરતી આરાધન કરવા બેઠી.

એક કાનથી બે કાન તો ખરૂં પણ આતો હજાર કાનથી લાખો કાન વાત ચાલી, જેથી હજારો અને લાખો મનુષ્યનો નિત્યનો મેળો ચાલ્યો, તે પવિત્ર જગામાં મનુષ્યો શ્રી દેવીને માની મનની ઇચ્છા પુરી કરવાને

હજારો આશાઓ ભર્યા આવર જાવર કરવા લાગ્યા, એમ કરતાં અખા-ત્રીજના જાણીતા માણસોના સવાસથી જાણ થએલા માણસો, ત્રિજને દીવસે દેવી જાગે છે. તે જાણવા, જોવા, અને દેવીની પાસે કાંઇ માગવા ત્રણ ત્રણ દિવસ પહેલા આવી બેઠા છે.

લખ્ખો માણસના સમુહની વચમાં અખાત્રિજના સવારના પહોરમાં દેવી જાગૃત થયાં, એક વરસ દીવસનું લાંબુ ધ્યાન ધરી ત્રિજને દીવસે સવા-રના પહોરમાં જાગૃત થઇ, તે આશ્ચર્ય જોઇ હજારો મનુષ્યો અચંબો પામ્યા, શું અજાયબ વાત, જેણે રાત કે દિવસ જૂદા જોયા નથી તેને નિદ્રામાં દિવસ સમજાયો શી રીતે, ખબર કેવી રીતે પડી, નહિ નહિ ! આ તો સાક્ષાત શક્તિ દેવી તો આજ ! નિત્યના નિયમ પમાણે સ્નાન ધ્યાન કરી વળી પાંચમા વરસના આરંભમાં અમરની છબી અંતરમાં ઉતારી શ્રી સુર્ય દેવના ધ્યાનમાં બેઠી.

પવનવેગી કાષ્ટના ઘોડાની લગામ રૂપી દોરી સળગતાં અમર સહિત ઘોડો ગંગાના મહાજળમાં પડયો, તેજ વખતે મગર મચ્છ, જે મોઢું વિકાશીને પડેલો તેના પેટમાં ઉતરી પડયો, મગર મચ્છ જે મોટા રૂપમાં માંછલું તેને દોડતાં દીશા ભૂલ થઇ અને પારધીની પાથરેલી જાળમાં આવી ગયું, એક તરફથી સમુદ્રમાંથી ગંગાના બારામાં વહાણ આવીને ઉભૂ છે, જેમાં વહાણ ભરી વહેપારી વર્ગના પાંચ પચીસ માણસ બેઠા છે, ત્યાં આગળ પેલા મગર મચ્છને ચીરવા લાગ્યા, તે ક્રીયાને ધિક્કારતા જોતા હતા પણ જ્યારે જીવતા અને ચાલતા સ્વાસને જાણી વહેપારી વર્ગના માણસોએ દયા લાવી અમરસિંહની માગણી કરી. પારધી લોકો અમરસિંહને જોઇ ના ઉમેદ થયા, અરેરે આપણો શ્રમતો વ્રથા છે માટે એમની માગણી કબુલ કરવી એજ સારૂ છે, એમ વિચારી ઇચ્છા મુજબ દ્રવ્ય લઇ મળેલી મિલકત વહેપારીને આપી દીધી. વહેપારીએ અમરસિંહને રૂમાં ભારી દીધો. ઝાઝીવાર જેનો શ્વાસ રૂંધાયો છે તેને ગરમાળો થતાં શુદ્ધિ અને જાગૃતી આવી તેને વહેપારી માણસ પુછે છે ભાઇ આપ શી જાતી છો અને શુ કામ કરી શકો છો ? અમે મોં માગ્યાં દામ આપી તમને વેચાથી રાખ્યા છે, બોલ સાંભળી અમરસિંહ કહે છે આપે ભલે મને ખરીદી લીધો, હું સદાને માટે તમારો દાસ થઇને રહીશ અને જે કામ બતાવશો તે કામ ખુશીની સાથે કરીશ. મારા ગામ ઠામ નામ અને કામની તમારે જરાય ફિકર ન કરવી, જે કામ બતાવશો તે કામ હું ચાલાકીથી ઝડપી લઇશ. જેની બોલીથી ચતુરાઇ પ્રકાશમાં આવી ગઇ તેથી સાથે રાખી, હીરા,

માણેક મોતી વિગેરે રત્નથી પાવરધો કરતા ઝવેરાતના ધંધામાં પ્રવીણ કરતા આનંદ પામ્યા. ઝવેરીના સંગથી ઝવેરાતના ધંધામાં પ્રવીણ થયો, વરસ બેવરસ તેજ ગામમાં એક સ્થળે રહી બરાબર હોંશીઆરી મેળવી દેશ પરદેશ ગામ પરગામના વહેપારીઓની સાથે માયા પ્રીત ઓળખાણ પીછાણ કરી લીધી અને અવર નવર આવ જાવ થવાથી અભ્યાસ વધી ગયો. એવાં પાંચ વરસ વીત્યાં ત્યારે અમરસિંહે સમૂદ્ર વાટે તેમ ગંગાજીમાં લાંબી મુસાફરી જવાની ઇચ્છા કરી, વહેપારી વણીકોએ તેનો સારો સુઘ્ન અને શીળો સ્વભાવ જોઇ જ્યાં જવું હોય ત્યાં જવાની રજા આપી, રજા મળવાથી સમુદ્રના કિનારે કિનારે ફરીને સારાં સારાં અને મોટાં મોટાં શહેર જોયાં. એવાં એવાં દુઃખ સુખનાં સાત વરસ પુરાં થયાં ત્યારે આઠમા વરસમાં ગંગાના મુખ બારામાં પેઠો, તે વખતે તેની સાથે સારા અને બાહોશ માણસો હતા અને માલ પણ ઘણો અને સારો હતો. તે વખતમાં તેને મુસાફરી કરતા માણસોથી ખબર મળી કે પર્વતપુરના રાજા પહાડસિંહની પુત્રિ વિલાસતારાનો સ્વયંવર ભરાય છે. જ્યાં દેશદેશના રાજાઓ આવ્યા છે, તેની સાથે અનેક તમાસગીરો પણ આવ્યા છે. મંડપ પણ સારો રચ્યો છે, વળી વાત એવી ચાલી છે કે સિલોનના રાજકુમાર અંધકારસિંહનું નોતરૂ કપાયુ છે, અરરર આજે સાત વરસે શત્રુ અંધકારસિંહનું સ્મરણ થાય છે. પહાડસિંહે શા માટે નોતરૂ કાપ્યું હશે, આતો એમણે પાકી ભૂલ કરી છે એ પાપીને તો સનમાનની સાથે આમંત્રણ કરવાની જરૂર હતી. જો એ આવ્યો હોત તો એના મરણને આદરીને ઝઝુમી રહેલા મારા સંબંધીઓ કાંઇક કરી શકત. ફિકર નહિ, મારે ત્યાં જવુંજ જોઇએ, ત્યાં જઇ જોઇશુ, નોતરૂ કપાયુ છે પણ પાપી ત્યાં આવ્યા વિનાતો નહિજ રહે, જો કદાચ ઉલાસતારા એના કબજામાં હશે તોતો પહાડસિંહના તિરસ્કારને વધાવી લેશે, પણ એ અબળા એના પંજામાંથી છુટી હશે તો તો નિરંતર શોધતો વાંસે વાંસે ફરતોજ હશે. ચાલ જીવ જોઇએ તો ખરા એક પંથ દો કાજ. એક તો એ વાતનો તપાસ પણ થશે અને શેઠનો માલ, હીરા માણેક મોતી વિગેરે ખપશે. આજ ઘણા દિવસ થયા મુસાફરી પણ ઘણી લાંબી થઇ. એક દિવસે બાજુ ઉપર વહાણ સ્થંભાવ્યું છે, વહાણના સઘળા માણસો એકઠા થઇ વાતો કરતા બેઠા છે, માથા ઉપર મધરાત્રી વીતી ગઇ છે, તેવામાં સો બસે માણસનું ટોળુ જાણે નદી ઓળંગી પરગામ જતુ હોય એવું માલમ પડયું, તેમને પેલા વહાણમાં બેઠેલા મુસાફરોએ પુછ્યુ ભાઈ આટલી રાત્રીએ તમો કેણી તરફ

જાઓ છો, તમે સર્વે ઠાલા માલા હલકે હાથે જાઓ છો એટલે ઝાઝે છેટે નહિ જતા હો, તેમ ઝાઝો વખત રોકાવાના પણ નહિ હો, આ વાત ચાલે છે તે વખતે અમરસિંહ લસલસાટ ઉંઘે છે, તે વખતે પેલા માણુસોએ જવાબ દીધો કે ભાઇ અહીંથી આશરે પાંચેક ગાઉને છેટે સામેની બાજુએ એક દેવી પ્રગટ થયાં છે, જેનું મહા ઘોર તપ છે, તે દેવી કાલે સવારમાં ધ્યાનમાંથી જાગ્રત થશે અને હજારો મનુષ્યને દર્શન દેઇને પાછાં ધ્યાનમાં બેસી જશે, આટલું કહી મુસાફર તો ચાલ્યા તેની સાથે પેલા વહાણના માણસો પણ વહાણ હંકારી આગળ ચાલ્યા, સવાર થતાં તે જગાએ આવ્યા જ્યાં જય જય જય જય શબ્દ થઇ રહ્યો છે, ઘોર ઘોંઘાટ થઇ રહ્યો છે તે અવાજથી અમરસિંહ જાગી ઉઠયો અને હાથ મોં ધોઈ સામેની જગા કે જ્યાં એકી નજરે ઘણા માણસો જોઇ રહ્યાં છે ત્યાં દોડયો, તે વખતે અખાત્રીજના સવારમાં ગહનતારા જાગી તે વખતે હજારો મનુષ્યો પગમાં પડયા, તેજ વખતે અમરસિંહ પણ જય જય દેવી ! જય જય કરતો દંડવત પ્રણામ કરી પગે પડયો. સૌને હાથ ઉંચા કરી દેવી આશિર્વાદ દે છે, એવામાં અમરસિંહના માથા ઉપર દેવીનો હાથ અડી ગયો, દેવીનો હાથ અડવાથી અમરસિંહ અંતરમાં આનંદ પામ્યો પણ એને દેવીની સાચી ઓળખાણ પડી નહિ, કે જેને વિલાસના સ્વયંવરમાં જવાની ઉતાવળ હતી, અમરસિંહની સવારી ઉતાવળે ચાલી, થોડીવારે દિવસ વિત્યો સુર્ય અસ્ત પામ્યો, પણ દેવીનું દીલ ઘેરાતું નથી. રાત્રિ વીતી ગઇ બીજા દિવસના સવારમાં પણ દેવી જાગૃત થઇ, વળી સાંજ પડી રાત્રી વિતી ત્રિજે દિવસે સવારમાં પાછી દેવી જાગૃત થઇ. આ પ્રમાણે ત્રણ દિવસ વિત્યા ત્યારે દેવી વિમાસણ કરવા લાગી, અરે પ્રભુ હું લાંબા દિવસ સુધી ઈંદ્રિયોને રોકી શકતી હતી, ઉંઘને રોકી શકતી હતી. સમાધી ચઢાવી શકતી હતી, તે આજ પળની નિદ્રા લઇ શકતી નથી એ કેવું આશ્ચર્ય છે, આ શુ મારો અપરાધ હશે, એ હરી મારા અપરાધની ક્ષમા કરો ! તેજ વખતે આકાશ વાણી થઇ. હે ગહનતારા અખાત્રીજને દિવસે મહામેળામાં તારો સ્વામિ અમરસિંહ આવી તને નહિ ઓળખીને તારા પગમાં પડયો, એ અપરાધથી તારૂ સમાધી લક્ષ નાશ પામ્યું.

આ સાંભળી દેવી કંપી ગઇ, હે ભગવાન આ આપના બોલેલા બોલ છે, આજ સાત વર્ષ થયાં સ્વામિના સમાચાર મળ્યા જેથી મને હર્ષનો પાર રહેલો નથી, હવે તો આ વાસુકી વનનાં ફળ ખાઈ દિવસ ગુજારૂ, આજે અવીનાશી શ્રી હરીનું ભજન કરૂ જેના પ્રતાપથી વળી સ્વામિ

દર્શન દેશે અને વળી પુત્ર પણ પ્રગટ થશે. નિરંતર શ્રીહરીનું સમરણ કરતી, પથ્થરની શલ્લા ઉપર બેઠી ધ્યાન કરતી ગંગાસ્નાન કરતી વાસુકી વનમાં ફરતી નિત્ય નવાં અવનવાં ફળનું ભોજન કરતી નિત્ય જાગૃત થતી, સ્વામીને નિહાળવાની આતુરતામાં આસો પાલવના ઝાડોની ઘટામાં ફરતીજ રહેતી. એવામાં એક અજબ ચમત્કાર થયો તે જોઇ ભયતો પામી પણ છાતીમાં હિમ્મત રાખી જોઇ રહી. એક દિવસે સામટા સવાસો કાળાનાગ તથા વન્હીતારા સહીત પાંચસો નાગણીઓ ગંગાના કિનારા તરફ આવે છે તેમની વચમાં એક સાત આઠ વરસની ઉમ્મરનો બાળક ચાલે છે.

ગંગાના કિનારા ઉપર જઇ સવાસોએ સાપ મનુષરૂપે થઇ ગયા અને નાગણીઓ સ્ત્રિરૂપે થઈ ગઇ. પછી ગંગાસ્નાન કરી અને બાળકને નવરાવી સર્વે પાછા વળી ગયા, દેવી ગહનતારાએ આ સૌને જોયા પણ એમણે દેવીને દીઠી નથી, દીકરાને દુરથી દીઠો પણ પોતે ઓળખી શકી નહી, કારણ દેવી માયાવી માયામાં ભૂલી પઠી ગઇ, તે દિવસે આઠ વરસના છોકરાને જનોઇ દેવાની વિધી ચાલતી હતી, વાસુકીના ભાણેજ ગહન-સિંહને જનોઇ આપી નાગલોકનું અને નાગના કુંડનું અમૃત પાન કરાવ્યુ ત્યાર પછી ગુરૂએ અસ્ત્ર શસ્ત્ર વિદ્યાનો અભ્યાસ કરાવરાવ્યો. આ બાળકને અઢળક જ્ઞાન થયું. ત્યાર પછી એક દિવસે રમતો અને ફરતો ધનુષબાણ ધારણ કરી રસ્તો ભૂલી જવાથી આડે રસ્તે ચઢી ગયો અને ડગલે પગલે શોભાને જોતો ઘણે દુર આવી પહોચ્યો, ત્યાં રસ્તામાં તેને સમાચાર મળ્યા કે, ભાઇ તમે આમ ક્યાં પધારો છો ? ગહનસિંહ કહે ભાઇ તમો બધા ક્યાંથી આવો છો ? વટેમાર્ગુ કહે છે અહીંથી થોડે દુર રાજા પહાડસિંહનું રાજ છે. જ્યાં ભારે ધામધુમ થઇ રહી છે, એ રાજા પહાડસિંહની પુત્રિ રંભાના રૂપને પામી છે, જેનું રૂપ જોઇ સર્વે રાજાઓ તથા રાજકુમારો મોહ પામી ગયા છે, પણ એ કન્યાના ભાઇએ સ્વયંવર જીત કરવાની સરતો એવી અટપટી અને આકરી કરી છે કે કોઇ જીતી શકે નહિ, અમે તો ધારીએ છીએ કે આખર પરીણામે તે કન્યા કુંવારીજ રહેશે. તેનાં નક્કી કરેલાં નિશાન તોડીતો શકે પણ તેને સ્પર્ષ કોઇ કરી શકે એમ નથી. આ વાત સાંભળી આઠ વરસની ઉમ્મરનો ગહનસિંહ સ્વયંવર જોવાની ઇચ્છાએ આગળ વધ્યો.

જેને નાગ લોકમાં દેવતઇ સંસ્કાર થયા છે, એવો ગહનસિંહ નાની ઉમ્મરમાં નાગની પેઠે ફુફવાટા મારતો જાય છે. માર્ગમાં વિચાર કરતો જાય છે. હું ક્યાં જાઉં છું. રસ્તે જતા લોકોનું સાંભળવાથી અજ્ઞાન બાળક

હિંડોળે ચઢયો કે શું. સ્વયંવર એટલે શું ! સ્વયંવર કોને કહેતા હશે ! સ્વયંવર શાનો થતો હશે માર્ગમાં હવે વળી કોઈ માણુસ મળે તો પુછી ફેર ખાતરી કરૂ, આવા વિચાર કરે છે એવામાં અંધકારસિંહના માણુસો એકઠા થઇ અનેક પ્રકારની કસરતો કરી રહ્યા છે. ત્યાં આવ્યો એક બાજુ તમાશગીરના માણુસો ખાનગી રીતે તમાશાનો અભ્યાસ કરી રહ્યા છે, તેને જોનાર કેટલાક માણુસો જોઇ રહ્યા છે, તેમની નજીક જઈ ગહનસિંહ ઉભો, નવતર અને બાળ બ્રહ્મચારી બાળકને જોઇ ઉભેલા સઘળા માણુસો નમસ્કાર કરી ઉભા રહ્યા, નમન કરનાર સઘળા માણુસોને ગહનસિંહે આશિર્વાદ દીધો, એવામાં એક બટક બોલો બ્રાહ્મણુ બોલ્યો મહારાજ અહીં આપને જોવાનું કાંઇ નથી આપતો સ્વયંવર મંડપમાં પધારો ! તે સાંભળી એક બાઇ જે તમાશો જોવા ઉભેલી હતી તે બોલી આઠ વરસના બાળક બ્રહ્મચારી બાવા ત્યાં જઇને શું કરે ! પરણુનારી પચ્ચીસ વરસની છે અને બાવાજી બાળક જેવા દેખાય છે એ કેમ બેસતું આવે ! અનુભવમાં નહિ આવેલી વાતમાં સમજણુ નહિ પડવાથી ગહનસિંહ બોલ્યો બેન તમારી વાતમાં મને બીલકુલ સમજણુ ન પડી ! સ્વયંવર એટલે શું તેજ હું સમજતો નથી.

સ્ત્રિ—વરવાને લાયક થએલી બાળાને માટે દેશ દેશના રાજાઓ, જોવા લાયક શુશોભિત મંડપમાં એકઠા કરી, રાજા પોતાની પુત્રિને આજ્ઞા આપે કે બેન આ ભરાએલા રાજાઓમાંથી, રૂપ, ગુણ, સમર્ધિની માહિતી મેળવી વરમાળા પહેરાવી દે તેની સાથે તારાં લગ્ન થશે, વળી કેટલેક ઠેકાણે જેમ મહાદેવજીની પ્રસાદીમાં મળેલું કોદંડ પરશુરામે જનકવિદેહીના ચોકમાં મુક્યું જે ઉઠાવી તોડી નાંખે તેને શ્રી સિતાજી વરે તે કામ અવધ વિહારી દશરથ રાજાના પુત્ર શ્રિ રામચંદ્રજી વર્યા, અને દ્રુપત રાજાની તનયા-દ્રોપદીને મચ્છવેદ કરી અર્જુન સહિત પાંચ પાંન્ડવોએ ગ્રહણુ કરી.

**ગહનસિંહ**—હવે તમારા બોલવામાં મને કાંક સમજણુ પડી ખરી, આ સ્વયંવર જીતવામાં છે કાંઇ સરત ? અને છે કોઇ નર ?

**બીજો**—સરત છે કઠણુ, કઠણુ તે વળી ઘણીજ કઠણુ.

**ત્રીજો**—વીસ રાજકુમાર તો હારીને હેઠા બેઠા.

**ચોથો**—જાણે લમણે હાથ દઇ રોવા બેઠા. સ્વયંવર કોઇ જીતી શકે તેમ નથી.

**પાંચમો**—જીતે, હોય જો અમરસિંહ ?

**ગહનસિંહ**—કોણુ છે અમરસિંહ અને તે કેમ ન હોય ?

પાંચમો—આજ આઠ દશ વરસ થયાં અમરસિંહનો તો પત્તોજ નથી. હતો ત્યારે તો એજ હતો.

ત્રિજો—ખરૂં છે ભાઇ ખરૂં છે, અમરસિંહ તે અમરસિંહ.

ગહનસિંહ—એ તે રાજા છે કે રાજકુમાર છે? તે તો મને કહો !

પાંચમો—અમરસિંહ તો માળવાના રાજકુમાર છે, જે પ્રથમ સ્વયંવરમાં મુર્શિદાબાદના રાજા સુમનચંદ્રની પુત્રિ સહનતારાને વર્યા હતા.

ગહનસિંહ—તે વખતે શું સરત હતી !

પાંચમો—સરત કાંઇ નહિ, તેમાં તો રૂપ તથા ગુણ લક્ષણ જોઇ વરમાળા પહેરાવાની હતી. અને બીજો સ્વયંવર ઉલ્લાસતારાનો હતો, જેમાં અસ્ત્ર શસ્ત્ર વિદ્યામાં કુશળ હોય તેજ જીતી શકે, અને કન્યા પરણી શકે તે કન્યા પણ તેનેજ પરણી.

સિ—જરા સાસ ખાઓ સાસ, એકે સાસે અમરસિંહનાંજ વખાણ કરવા મંડી પડયા છો ? સ્વયંવર જીતે એતો અંધકારસિંહ !

ત્રિજો—અંધકારસિંહને તો આ સ્વયંવરમાં આમંત્રણજ નથી.

ગહનસિંહ—અંધકારસિંહને બાહુબળી કહોછો છતાં રાજા પહાડસિંહ તરફથી આમંત્રણ કેમ નહિ હોય ?

ત્રિજો—એણે તો અમરસિંહની વરેલી ઉલ્લાસતારાનું હરણ કર્યું છે. જેથી અવનીમાં તેની અપકિર્તિ ચાલી રહી છે કારણ કે તે આનંદમલની પુત્રિ સો સગાની સગી છે. આ પ્રમાણે થોડીવાર રોકાઈ વાતચિત કરતાં માહિતી મેળવી સ્વયંવર જોવા મંડપના દ્વાર પાસે આવીને ઉભો !

ગહનસિંહની પુજ્ય છબી જોઇને દ્વારપાળે પ્રવેશ કરાવ્યો અને ગિરીરાજે સત્કાર કર્યો, ત્યાર પછીની બનેલી બીના વાંચનાર જાણે છે.

ઉલ્લાસના હરણની ગર્જના ચોફેર આકાશમાં ફેલાઈ પર્વતપુરમાં ધાંધાટ થઇ રહ્યો, જવાનીઆ રાજકુમારોની નાશ ભાગ દેખાવા લાગી, ગીરીરાજની છાતી તો ધડકધડક થવા લાગી, અરે આ શું ! શો ગજબ ! શું અંધકારસિંહની ચાલાકી ! વાહ અંધકારસિંહ વાહ; તું પણ એક દુનિયામાં હુ તે હું ! ધન્ય છે તારી જન્મની આપનારીને દુનિયાના શુરવીર સમર્થ યોદ્ધાઓને તેંજ હલાવી નાંખ્યા છે. અમરસિંહ જેવા માલવપતી રાજકુમારને તેં બરાબર થાક ચડાવ્યો છે, સિંહની બોડમાંથી શિયાળે ખુબીથી ચોરી કરી છે ! હું તો છક થઇ ગયો.

પોતાના મહેલના છેલ્લા માળની અગાસીમાં ચઢી, ચારે તરફ જોતો ગિરીરાજ બળાપા કરે છે, ત્યાં ઓચિન્તી રાજકુમારી આવી.

**ગુફાકુમારી**—શું વિચારમાં ગુંચાયા છે। પર્વતપુરના પતિ ! જોઇ અંધકારસિંહની ચાલાકી ! જોઇ એની છાતી.

**ગિરીરાજ**—નારી ! હું તો જોઇને હેરતજ પામી ગયો ?

**ગુફા**—આપની નાશ ભાગની ઉછળતી ચાલ જોઇ હું પણ હેરત પામી ગઈ છું; શું તમારી શુરવીરતા, પહેલાં તો અંધકારસિંહને મારવાની ગર્જનાઓના પોકારે પોકાર પાડી રહ્યા હતા, વળી "પણ" પણ લઇ ચુક્યા હતા, અને આ વખતે તો અગાશીના છેક છેલ્લા માળમાં આવી પહોચ્યા.

**ગિરીરાજ**—આ તમારી અજ્ઞાનતાના બોલ છે, મારા ઉચ્ચાર જેમ ક્ષત્રીવટના છે. તેમ અંધકારસિંહ પણ ખરો ક્ષત્રિ છે; એણે તો દુનિયામાં ક્ષત્રીપણું દેખાડી દીધું. જુવો હવે શું થાય છે, અને કોણ શું કરે છે ?

રાજા ગગનસિંહનો દિકરો ગજબસિંહ ગિરીરાજને શોધતો પર્વતપુરમાં ફરે છે ત્યાં અડધી રાત્રિ તો વીતી ગઇ એવામાં તેને નીદ્રાએ ઘેરી લીધો, તે વખતે તે ખાલી પડેલા હજારો તંબુમાંથી એકમાં પડયો, અને સવાર થશે ત્યારે સબંધીઓને મળીશું એવા વિચાર કરતો સુતો. એક તરફ ગિરીરાજ, બીજી તરફ ગજબસિંહ, [1]કાકો ખોળે ભત્રિજાને [2]ભત્રિજો ખોળે કાકાને, [3]બાપ ખોળે દિકરાને, [4]દિકરો ખોળે બાપને, એક અંધકારસિંહની ગર્જનાથી આખા પર્વતપુરમાં, દોડધામ, નાશભાગ, થઇ ગયું છે, આખી રાત ઉલ્કાપાત રહ્યો. સવાર થતાં સુર્યના પ્રકાશે ખોળતાં એક એકને મળવા માંડયા.

પ્રથમ ગિરીરાજ સાથે ગજબસિંહનો મેળાપ થયો; તેજ વખત ગિરીરાજે માત્ર એકજ વખત મળેલા અને બેઘડી વાતચિતમાં ગુંથાએલા જેથી ઓળખીને મોટા અવાજથી ઝટ બોલાવ્યા, કેમ ગજબસિંહ રાત્રિએ ક્યાં સુઇ રહ્યા હતા ?

**ગજબસિંહ**—જેને પોતીકુ ઘર હોય તે પોતાના મહેલમાં સુઈ જાય તમારે તો એકજ ઘર અને અમારે રહેવાને માટે તમારા પિતાએ જેટલા તંબુ તણાવ્યા છે તેટલા બધા અમારાજ છે, આટલા બધામાંથી એકમાં પડયા, રાત ગાળી નાંખી, સવારમાં ઉઠયા ને ચિંત્વન કરતાંઆંજ દર્શન થયાં, પણ અંધકારસિંહ એતો અંધકારસિંહજ છળ કપટ પ્રપંચ સઘળી વાતે પુરો !

**ગિરીરાજ**—હું પણ તેજ કહેવા માગુ છું. ધારવા પ્રમાણે લાંબા દિવસથી એની હાજરી અહીંજ હોવી જોઇએ, અને છૂપે વેષે એનું હરવું ફરવું પણ અહીંજ હોવું જોઇએ.

**ગજબસિંહ**—હવે વાતો કરવાનો વખત નથી, આળસ કરવાનો વખત

---

૧ ઉન્મતથા. ૨ સવાભાવથા. ૩ આનંદભર. ૪ અકળામણ.

નથી, હવે તો જેમ બને તેમ ઝડપ કરી એને પકડવોજ જોઇએ, પકડાયો તેની સાથે મારવુ કે મરવું સિવાય બીજી વાત નહિ, ગઈ કાલે તો આપણે પ્રતિજ્ઞાઓ ઉપર પ્રતિજ્ઞાઓ કરી રહ્યા હતા અને આજે તો ઠંડા ગાર જેવા થઇ ગયા !

**ગિરીરાજ**—પેલા દિલ્લીપતી બાદશાના શાહજાદા સવાબશા આવ્યા છે, એમના ઘોડાના પેંગડાં કેણી તરફ વાગે છે તે પ્રથમ સાંભળીએ પછી વાત !

**ગજબસિંહ**—સલામ આલેકમ સાહેબ !

**સવાબશા**—વાલેકમ સલામ, દેખા ! કેસા ગજબકા કરનેવાલા ઓ અંધકાર હે ! એક દફે દિલ્લી શહેરકે બારેમેસે એઈ ઉઠાકે લે ગયાથા ! એબી ઇસી તરેસે ! છોટે બાવા બસ અબ ક્યા કરના ક્યા તરકીબ લગાના ?

**ઉન્મતશા**—અબ યાંસે જલ્દી જાના ચઇએ, કદ્યુ રસ્તેમેં મીલ જાય તો ઇસકી બાત હે, અબ જરાબી ઠેરના નહિ, એ ગિરીરાજકુ મિસે એ રાજા પહાડસિંહકું મીલે એસા સમજના ?

**સવાબશા**—બાઇ ગિરીરાજ, હમ જાતે હે ! તુમારી રજા મંગતે હે ! તુમારા બાવાકી રજા લેકે ચલના ચહીએ, મગર અંધકારસિંહકા ભાગના હમકુ ધક્કા દેતા હે ! આટલું કહી કાકો ભત્રિજો બંન્ને ઘોડેસ્વાર થયા, અને જાણે હમણાં અંધકારસિંહને પકડશે એવા ડોળમાં ઘોડાને ઉતાવળે મારી મુક્યા !

દિલ્લીની ગાદી ઉપડી તેની વાંસે, અભયમલ પણ ચાલ્યો અને રાણીને લઈ રાજા આનંદમલ વિદાય થયા, પ્રકાશલક્ષ્મિને લઈ સુમનચંદ્ર પણ જવાની તૈયારી કરે છે, એવામાં અંબાજી માતાના દેવળ પાસે ઝાડ ઉપર ચઢીને બેઠેલી સહનતારાને પ્રકાશલક્ષ્મિએ જોઈ; કેમ બેટા સહન, નીચે આવ ?

**સહનતારા**—માતાજી, આ ઝાડ ઉપરથી નીચે ઉતરી તમારી પાસે આવવાનું કાંઇ કારણ નથી, મારા સુભાગ્યે કેટલેય વરસે તમારા જમાઈનાં પરમ દિવસે દર્શન થયાં અને વળી હરીઇચ્છા હશે ત્યારે ફેર થશે, માતાપિતા હું ખુશી આનંદમાં છું, મારી કોઇ પ્રકારની ચિન્તા ન કરશો, આ સામા દેવળમાં બિરાજે છે તે માતાજી માર સદા રક્ષણ કરી રહી છે, આ વાગતા ગંગાના ઘુઘવાટા સંભળાય છે તેમાં સ્નાન કરીએ અને સર્વેશ્વર સાથે સ્વામીનું ધ્યાન કરીએ છીએ.

**પ્રકાશલક્ષ્મિ**—દીકરી પરણાવીને સાસરે વળાવી ત્યારબાદ તને જોઇજ નથી, પણ આજેજ જોઉં છું. મારે ઇચ્છા થઈ છે કે એકવાર તને ખોળામાં બેસારી રમાડુ, લાડ કરૂં.

સહનતારા—માતાજી મારે બેસવાના ખોળા બદલાઇ ગયા; હવે તમારા ખોળામાં શોભુ તેમ નથી, માટે તમો રસ્તે પડો ! અને તમારા જમાઇ ઘણું જીવો એવો આશિર્વાદ, આપતા જાઓ ! પિતાજી આપના ચરણમાં મારા કોટી કોટી પ્રણામ છે ?

સુમનચંદ્ર—દીકરા સહનતારા ! હે બેટા સહનતારા; મારે જે કહેવું જોઇએ તે તારી માતા કહી રહી છે. એથી વધારે હું શું કહું. કાંઇ સમજે તો સારૂ, જરા ઝાડ ઉપરથી નીચે આવે તો સારૂ ! માતા પિતાના કહેવાથી સહનતારા નિચે આવી, માત પિતાના ચરણમાં નમસ્કાર કર્યા, હાથ જોડી ઉભી રહી.

પ્રકાશલક્ષ્મિ—હાલતો આપણે ઘેર ચાલો દિકરા ! ઘેર જઇ અમરસિંહની ખોળ્ય કરાવીશું. ઉલ્લાસની શોધ તો ચાલીજ રહી છે, તારો મામો અધર્મિ અંધકારસિંહની શું દશા થશે તે કળી શકાતું નથી, પુજ્ય અમરસિંહની પાંખનો સપાટો વાગ્યો એટલીજ વાર છે, માટે મારી વહાલી દિકરી મારૂ કહેવું માન્ય !

સહનતારા—માતા પિતા, તમો મને એવા શબ્દ કહો છો કે જેના જવાબ દેતાં મારી જીભ ઉપડતી નથી, ઉચ્ચાર કરતાં મારે શરમાવું પડે છે. ગાયોના ટોળામાં ગાય છોડી તે છોડી, વળી તમે તો ગાયનું દાન કરી દીધું, વળી જેનું દાન આપ્યું, તેની મારાપણાથી સંભાળ શી લેવી, વળી દાન કર્યું છે તે પણ સુપાત્રને કર્યું છે, જેની જગતમાં શુરવીરપણા સહિત સુકિર્તી ફેલાઇ રહી છે.

સુમનચંદ્ર—કાનથી એમ સાંભળ્યું છે કે અમરને પરણ્યા પછી તારે અતીશે સંકટ ભોગવવું પડયું છે બેટા !

સહનતારા—એક ક્ષણભર પણ નહિ ! લેશમાત્ર નહિ ! સ્વામિના સુખ શાન્તિના સમાચાર સાંભળીને હુંતો સદા આનંદમાં રહું છું, અને આ વખતે તો નજરે જોયા. હજી હાલમાં એ પારકા દાસ થઇ પારકે આધીન થઇ રહ્યા છે એવું મેં નજરે જોયું, અને સ્વમુખે કહેલું સાંભળ્યું તે અબળા માતા પીતાને ઘેર નજીવું સુખ માણવા નહિ જાય ! હવે ખોટી હઠ છોડી દયો. જ્યાં સુધી સર્વેશ્વર જે સ્થિતિમાં રાખશે ત્યાં સુધી રહીશું. સુખ આવ્યે સુખ અને દુઃખ આવ્યે દુઃખ ખૂબ ભાવથી ભોગવીશું.

પ્રકાશલક્ષ્મિ—મળતા સુખને ઠોકર મારી, દુઃખ શા માટે ભોગવવું ?

સહનતારા—દેખાતું દુઃખ પણ તે દુઃખ નથી, અને દેખાતું સુખ એ ખરેખર સુખ નથી; આજ શરમ તોડીને કહું તે સાંભળો ! સ્વામિનો સંજોગ

એ સુખ અને વિયોગ એજ દુઃખ છે. પિરસેલા પકવાનની થાળી ઉપર પ્રેમથી જમવા બેસવું, અને આરોગતાં સ્વામિને સંભારી આંખમાંથી આંસુ ટપકાવતા જવું એજ દુઃખ છે. અને ભૂખ વેઠી જંગલમાં ઝાડે ઝાડ ભાટકી સુકાં પાંદડાં શોધી પ્રેમથી ચાવી જવાં અને હૈયાના હારને સંભારી ક્ષુધા શાંન્ત કરવી એ સુખ છે.

**સુમનચંદ્ર**—રાણી ! હવે રસ્તો ઝાલો ! દીકરી પુરી સમજણુવાળી છે, એની ચિન્તા કરવા જેવું નથી. માટે ચાલો ? વાર્તાવિનોદ કરી ઝાઝો વખત ગાળવો એ વૃથા વિમાસણુ કરવા જેવું છે.

**પ્રકાશલક્ષ્મિ**—દીકરા, સહનતારા, મારી મળેલી મીલકત મુકીને, વગડા વચ્ચે વિસારીને જાઉં છું.

**સહનતારા**—માતાજી, બેફિકર સુખ્ખે પધારો ! કોઇ પ્રકારથી મારી ચિન્તા ન કરશો ? મને સાચવનાર શ્રીહરી છે, એ અવસરે અને આપ્પત્તી વખતે આવીને હાજર થાય છે. માત્ર મામા અંધકારસિંહ હૈયું ઉકાળ્યા કરે છે.

અંધકારસિંહનું નામ સાંભળતાં રાણીએ રૂદન કરવા માંડયું, બેન અંધકારસિંહે તો દુઃખના ડુંગર ઉભા કર્યા; મારી પવિત્ર માતાની કુખ લજાવી ? સિલોનના સ્વામિ, મારા પવિત્ર પિતા, સુંદિર પ્રતાપની કિર્તીને ઝાંખી કરી, આખર તેણે શું ધાર્યું છે તે પણુ સમજવામાં આવતું નથી, લ્યો બેન જઇએ છીએ.

**સહનતારા**—હા માતા પીતા, અવસરે યોગ્ય રીતે યાદ કરજો, ( ઓ કોકરાજા રાણીની સ્વારી આવે છે. )

**સુમનચંદ્ર**—રાજા ગગનસિંહ; આપે કેણી તરફ તૈયારી કરી અને પહાડસિંહની રજા લીધી કે નહિ.

**ગગનસિંહ**—પહાડસિંહને મળવા તો ગયો હતો પણુ તેતો, અપસોસમાં અને ઉદાસીમાં બેઠા છે; મારી સાથે બોલ્યા પણુ નહિ ? જાણે બધું રાજપાટ લુંટાઇ ગયું હોય એટલી બધી દીલગિરી ઝામી ગઇ છે ? આખુ ઘર ઉદાસ થઇ ગયું છે. આ તમારી દીકરી કે શું ?

**સુમનચંદ્ર**—હા એજ મારી સહનતારા ! જેને સ્વઇચ્છા સ્વયંવર રચી અમરસિંહ સાથે પરણાવી છે.

**ગગનસિંહ**—વાહ સુમનચંદ્ર વાહ, તમે સબંધ તો સારો કર્યો છે, મારી પુત્રિ પણુ અમરસિંહની ઝંખના કરતી હતી, અને અમારી પણુ એજ મરજી હતી, છતાં અજ્ઞાન બાળકી નીચના સંગે ચઢી નાશી ગઇ. નિરંતર માલણુના સંગમાં છોકરી બગડી ગઇ, પાછળથી ખબર મળી કે તે માલણે કોઇ ક્ષત્રિ કુમારની સંગે તેને વિદાય કરી દીધી.

**પ્રકાશલક્ષ્મિ**—વિલાસના સ્વયંવર વખતે તમને અમરસિંહે ધિરજ તો આપી છે.

**ગગનસિંહ**—એમણે તો માત્ર એમજ કહ્યું કે તમારે દીકરી સંબધી કાંઇ ચિન્તા કરવા જેવું નથી, એટલે શું સમજવું માત્ર ધીરજ આપી બીજુ કાંઇ નહિ! ચાલો હવે થોડે સુધી સાથે સાથે વાર્તાવિનોદમાં એક એકને દીલાસો આપતા ચાલ્યા જઇએ.

**સુમનચંદ્ર**—હા તારે ચાલો! ભાઇ ગજબસિંહ ચાલો ! તમારાં બેનનું નામ શું હતું ?

**ગજબસિંહ**—મારી બેનનું નામ ગહનતારા હતું, પણ તે નાશી ગએલી એકવાર હાથ લાગે તો સારૂ, એની ખોળ્ય તો ઘણી કરાવી છે, છતાં કાંઇ પત્તો લાગતો નથી.

**ગગનસિંહ**—લ્યો ચાલો બેન સહનતારા !

**સુમનચંદ્ર**—સહનતારાએ તો વગડોજ પસંદ કર્યો છે; જ્યાં સુધી અમરસિંહ સોળ કળાએ સંપુર્ણ પ્રકાશ નહિ આપે ત્યાં સુધી તે વગડેજ રહેશે.

સુમનચંદ્ર, પ્રકાશલક્ષ્મિ, ગગનસિંહ, ગોરસભા, ગજબસિંહ સૌ જવાની તૈયારી કરે છે તે વખતે ગિરીરાજ સાથે ગુહ્યકુમારી આવી પહોચ્યાં, વડિલો સર્વેને અમારા પ્રણામ છે.

**સુમનચંદ્ર**—ભાઇ પ્રણામ! અમો સર્વે જઇએ છીએ, કારણકે અમો સર્વેના જીવ ઉંચા છે. અહીં ઉભી છે છતાં અમો સહનતારાની ચિન્તામાં છીએ, અને આ રાજા ગગનસિંહ પોતાની પુત્રિ ગહનતારાની ચિન્તામાં છે.

**પ્રકાશલક્ષ્મિ**—સૌને ઉલ્લાસ તારાની ચિન્તા તો છેજ; આ આવ્યાં મારાં નણંદ વિનોદમતી આનંદમલ સાથે અભયમલ સૌ વેરાયા; પણ વિચારમાં ગરક થઇ ગએલા ધિમા ધિમા ચાલે છે.

**ગિરીરાજ**—કેમ વડિલ શિરછત્ર કાકા આનંદમલ ? તમે તો મારા પિતાને મળીને નીકળ્યા હશો ?

**આનંદમલ**—હા ભાઇ, હું તમારા પિતાને મળ્યો તો ખરો પણ તમારા પિતા જેવી જોઇએ તેવી શુદ્ધિમાં નથી. હાલ તે વિલાસના વિયોગની ઉદાસીમાં છે. કદાચ હું એમને આસના વાસના કરવા રોકાઉં, પણ મારી પુત્રિ ઉલ્લાસતારાનું પાંચમીવાર હરણ થયું ત્યાં મારી આસના વાસના કોણ કરે ? માટે મારે તો ઝડપથી જવુંજ જોઇએ. મારા કહેલા શબ્દ તમારા પિતાને કહેજો અને હવે અમો સૌને તમો રજા આપો. તમારા પિતાને ઠેકાણે તમો

છો અમે તમારાં માતાજીની જગાએ, તમારાં પ્રેમાળ પત્નિ શુક્લકુમારી છે, હવે જરાય ખોટી ન થતાં આપણે સૌ ચાલો ! (સૌ ચાલ્યા).

સ્વયંવરમાં આવેલા સર્વે રાજાઓ વેરાયા; રાજા પહાડસિંહ ત્રણ દિવસ સુધી એકજ જગાએ સ્થીર થઇ ગયો. જાણે ફિકર ચિન્તામાં ઉંઘીજ ગયો હોય, એવો ચોથે દિવસે સવારમાં જાગ્યો. અહાહાહા ! આ શો ગજબ, મારે તો મંગળને ઠેકાણે અમંગળ થયું. અધર્મિ અંધકારસિંહે જબ્બર વહેર વાળ્યું, ભલભલા ક્ષત્રિઓના હાથ હેઠા નાંખ્યા, અતુળીત બળને ધારણ કરનાર અભયમલ, ઘોર ગર્જના કરતો આવેલો ગજબસિંહ, જાણે ગિરી ઉપરથી પડતાં મૂકે તેવો ગિરીરાજ સર્વે શાન્ત થઇ ગયા; સર્વેની આંખમાં આંજીને ધિબાકે ધુળ ઉડાડીને, કાંડે પકડી જોરથી ઝાલી ઉલાસને અદ્ધર ઉઠાવી, ઉઠાવી, વાહ, સિલોનના સાચા સિંહ વાહ ! ! હવે કોણ તેને પકડશે, કોણ ઉલાસને છોડાવશે હું તો ધારૂં છું કે જ્યારે અમરસિંહ છોડાવશે ત્યારેજ છુટશે, બહાદુર અમરસિંહ વીના આ કામ બીજા કોઇથી થનાર નથી, પૃથ્વિના સઘળા ક્ષત્રિઓમાં અમરસિંહેજ આગળ પદ મેળવ્યું છે, જેની ફુંકથી અંધકાર ફાટી જાય તે તો બસ અમરસિંહજ ! ચાલો હવે ! સર્વે રાજાઓને મળીએ, કોઇને દીલાસો આપીએ અને દીલાસો લઇએ એમ વિચાર કરતા રાજા પહાડસિંહ બહાર નિકળ્યા, તે વખતે રાણી શલ્યાસુંદરીએ શ્રી સત્ય પ્રભુને ધરાવેલો પ્રસાદનો પ્યાલ્યો સ્વામીના મોં આગળ ધર્યો.

**રાણી**—સ્વામી, આજ ત્રણ રાત્રી વિતી ગઈ આપ ચોથા દિવસના સવારમાં જાગૃત થયા છો. જરા મુખ ધોઇ આ પ્રભુ પ્રસાદ લેઈ લ્યો !

**રાજા**—શું હું ચાર દિવસ થયા ઘોર નિંદ્રામાં છું ? નાના નિદ્રામાં નહિ, પણ સ્વપનામાં, નાના સ્વપ્નામાંય નહિ, જાણે કોઇ જાદુગરે જાદુ કર્યું હોય, જાણે કોઇ મૂઠ ચોટના મારનારે સુસ્ત બનાવ્યો હોય, ફિકર નહિ ! હવે હું એકવાર આવેલા રાજાઓને એકે એક મળુ અને યોગ્ય સત્કારની સાથે સૌને રજા આપું.

**રાણી**—આપને રજા આપવાની રહીજ નથી, કોઇ બિજે દિવસે ને કોઇ ત્રિજે દિવસે, વળી આનંદમલ અભયમલ તો હમણાંજ ગયા.

**રાજા**—આનંદમલ, અજાયમલ ગયા ત્યારે તો સુમનચંદ્ર અને પ્રકાશ લક્ષ્મિ પણ ગયાં હશે.

**રાણી**—હા તે પણ ઉલાસના માતા પિતાથીજ સાંભળ્યું.

**રાજા**—તે ગયા હશે ત્યારે તો બેન સહનતારા પણ તેમની સાથે ગઇ હશે ?

**રાણી**—આપણા મેમાનમાંથી ઘણા ખરા મળવા આવ્યા હતા, ઘણા ખરા મળી ગયા, પણ સહનતારા તો આવીજ નથી.

**રાજા**—જૂવો સામેથી સહનતારા જેવુંજ કોઇ આવે છે. અતી ઉદાસીમાં એના પગ ધિમા પડે છે. કેમ બેટા સહન ! આજે તો તું અતી ઉદાસ લાગે છે. પણ ખરેખર તેમાં નવાઈ નથી.

**સહન**—મને મારાં મા બાપનો મેળાપ થયો. એમણે ઘેર લઇ જવા માટે મને ઘણોજ આગ્રહ કર્યો, પણ તમારા જમાઇએ મને ઉલાસની શોધને જ માટે નિર્મિ છે, જેથી હું મારો ધર્મ બજાવનારી તેમની સાથે ન ગઇ, અરે હાય હું ભૂલી, હું ચુકી, હું વિસરી ખરેખર વિસરી, જે વખતે પતી વિલાસ બેનના સ્વયંવરમાં આવી ઉભા રહ્યા, તે વખતે મારા પાસામાં બેઠેલી ઉલાસનો હાથ પકડી, તેમના હાથમાં સોંપી દેવી હતી. અને મારો ધર્મ બજાવી પતીના રૂણમાંથી મુક્ત થવું હતું.

**રાજા**—હશે બેન ! બની વાતનો શોચ ન કરીએ, ભૂલ્યા ત્યાંથી ફરી ગણો.

**સહન**—હજી ઉર્મિયો ઉછળી રહી છે, મામાનો મિજાજ ઉતારવાની ઉર્મિયો ઉછળી રહી છે. મને પુરૂષના પોશાગ સાથે પવન વેગી ઘોડો આપો !

પર્વતપુરની ભાગોળેથી દોડાવેલો અંધકારસિંહનો હરણીઓ ઘોડો, એકાવન ગાઉ જેટલે છેટે જઇ ઉભો રહયો; હબકેલી, ઉલ્લાસતારા, શીથીલ થઇ ગઇ, પવનને સપાટે સોરાઇ ગએલી જાણે બેભાન થઇ ગએલી, જરા જાગૃત થઇ બોલી, મામા તમારા ઘોડાની ઝડપ પણ ખરી છે.

**અંધકાર**—મામો તારો નહિ, મામો તો સહનનો, તારો તો થનાર ધણી ? એકવાર હા ભણી છે; મારી ઝડપમાંથી તુ જનાર નથી. તારા સર્વ સંબંધીઓ આવેલા છતાં સૌને આંખમાં આંજી તને ઉઠાવી લાવ્યો કેમ લાવ્યો કે નહિ ? અને વિશોમ પુલ ઉપરથી તુ શી રીતે નાઠી, ક્યાં થઇને નાઠી, અહીં શી રીતે આવી ? હવે હારી થાકી, કાયર થઇ એકવાર વરવાનું કબુલ કરી દે !

**ઉલાસ**—આ કાયા તો અમરનેજ અર્પણ કરી છે.

**અંધકાર**—આઠ દશ વરસથી અમરનો તો પત્તોજ ક્યાં છે ?

**ઉલાસ**—કેમ કાલે સવારમાં તો સ્વયંવર મંડપમાં સુર્ય ઉદય થયો હતો ?

**અંધકાર**—અહાહા ! અમરસિંહને સુર્યની ઉપમા આપતી હઇશ ?

ઉલાસ—હા હા–અમરસિંહને અમરસિંહને, અને તને તો રાહુની ઉપમા આપવી જોઇએ છે ?

અંધકાર—માત્ર તેં તો એક હઠજ લીધી છે. તને સારા ખોટાની તો ગમજ નથી, અમર તો દુઃખ પામી, કાયર થઈ વટલાઈ વાણીઓ થયો છે, નિરાશ થયો છે, ઉદાસ થયો છે, નીસ્તેજ થયો છે, વિલાસના સ્વયંવર વખતે હું રોકીને ઉભો હતો, અને સ્વયંવર જીતવા ચઢેલા બ્રહ્મચારી બાળકના અમરને કહેલા બોલ સાંભળીને તો હું હેરત પામી ગયો હતો. તેં પણ સાંભળ્યા તો હશે જ !

ઉલાસ—બાળકના બોલ કંઈ ઉપર ધરવા જેવા નથી, એ તો બાળક બુદ્ધિમાં કાઢી નાંખવા જેવા છે, મારો નાથ સંગ્રામમાં સામા લઢવા ઉભા થાય, તે વખત એ બાળકનું શું ગજુ ?

અંધકાર—પણ એકવાર તો સારી સભામાં એ બ્રહ્મચારી બાળકે અમરનું અપમાન કરી નાંખ્યું, વળી અપમાન તે એવું કરી નાંખ્યું કે પોતે પાછું વાળી જોવા ઉભો રહ્યો નથી, લ્યો હવે વાર્તા વિનોદ બંધ રાખો, અને મારી સાથે ગાંધર્વ લગન કરો !

ઉલાસ—જેનો જવાબ હજારવાર દેવાઈ ચુક્યો છતાં એનો એજ ટીટીઆરો ! એનો એજ ધંટી ટંકારો ?

અંધકાર—આતે ટીટીઆરો છે, કે અજ્ઞાનીને સમજાવાનો ઉપદેશ છે. આતે ધંટીટંકારો છે કે આંધળાને સુખ સજ્જા દેખાડવાનો સીધો રસ્તો છે. ચાલ્ય દેખાડું લંકાં.

ઉલાસ—લ્હાય મેલી લંકામાં ! !

અંધકાર—ત્યારે એમ ! તો પણ હું રાજી છું. આપણે બે એકમેક થઇ હળી મળી કોઈ બીજા રાજનો આશ્રય લઈ, આનંદમાં દહાડા કહાડીશું.

ઉલાસ—હવે તો ચાકયાના ગાઉ થયા હોય એમ જણાય છે, માટે મારો છાલ છોડી દે મને મુકી દે ?

અંધકાર—હવે તને મુકવાનો નથી, હવે તો તારી સાથે લગ્નજ કરવાનો છું. તારા મુખના મોહક મ્હેરા સિવાય હું બીજું કશું દેખતોજ નથી; અલબેલી ઉલાસ બોલ્ય !

ઉલાસ—બોલ્ય બોલ્ય કરી રહ્યો છું, પણ શું બોલું ! શુમાર વનું તો બોલી અને છેવટનું સાંભળવું હોય તો કહેવાનું એજ છે કે જેવી તારી હઠ તેવી મારી પણ સાચી હઠ છે, અમરસિંહને વરી ચુકી છું, સ્વયંવર મંડપમાં

એ મને જીતી ચુકયા છે. હવે અગ્નિ, બ્રાહ્મણ અને સુર્યની સાક્ષીએ માત્ર હાથ મેળાવો કરવો એટલુંજ બાકી રહ્યું છે.

**અંધકાર**—આ તારી ખોટી હઠ જવા દે! અને મારીજ સાથે ગાંધર્વ વિવાહ કરી લે! અને સંસારનું સુખ ભોગવવા માંડય!

**ઉલાસ**—હું તો ઉત્તર આપીને થાકી, હવે તો તારી સાથે બોલવા પણ માગતી નથી.

**અંધકાર**—હવે શોધી કાઢું છું, ગમે તે ઝાડનો એક અભંગ સોટો પછી કરૂં છું તારી વલે! દેવાડવા માંડું છું, સડાક! સડાક? માર ખાધા વિના, અને સોરેસોર ઉઠયા વિના તું પાંશરી નહિ થાય!

**ઉલાસ**—શ્રી હરી શ્રી હરિ!! આવી બની આવી બની!!! અરે હાય બા...પ! ખરેખરી આવી બની!

તાણી તુટે નહિ અને વાઢી વછુટે નહિ, એવી ચીકણી વડની વડવાઇઓ લાવી ક્રુર અંધકારસિંહે ઉલાસ તારાને બાંધી, પછી એજ વડનો એક પાતળો સોટો લઇ, હળવે રહી ચમકારા બોલવા લાગ્યો, મારતો નથી પણ દારાને ડરાવા લાગ્યો, કેમ ઉલાસ! કાંઇ વાત વિચારમાં આવે છે કે નહિં, આજ સુધી હું તને સમજાવી સમજાવી દિવસ ગાળતો હતો પણ હવે તો હું તને મારીશ મારીશ ને મારીશ. છેવટ સુધી નહિજ માને હઠ નહિજ છોડે તો જીવથી મારી નાંખીશ પણ અમરસિંહના હાથમાં તો નહિજ જવા દેઉ.

**ઉલાસ**—આવા અભિમાનના બોલ તો અમરસિંહના સપાટા જોયા નથી ત્યાં સુધી! અમરસિંહ જેવા સિંહની દિશામાં આડુ ન ઉતરાય, એમનો એક બોલ કાને પડે તો ચમ્મર વછુટી જાય.

**અંધકાર**—માત્ર અમરસિંહ નામના શબ્દથીજ મને ડરાવ્યા કરે છે. શું કરશે એ અમરસિંહ, શું થવાનું છે અમરસિંહથી? એમ સમજ કે હજી એ મારી હડીએ ચઢયો નથી ત્યાં સુધી.

**ઉલાસ**—હવે તો અમરસિંહ પુરજોસમાં જેમ કોઇ શિયાળને પકડવા સિંહ આવે તેમ આવશે અને તને પકડીને પેશ પહોંચાડી દેશે?

**અંધકાર**—વૃથા બોલી થુંક ન ઉડાડવું, અમરસિંહ થાકયો, અભયમલ પણ થાકયો, સવાબ તો સપાટે થાકયો, ઉન્મતશા મતીલો તો છેકજ થાકયો, પણ અંધકાર તો છે એનાએજ જોરમાં, અને જોસમાં? અંધકારના સામો કોઇ હીમ્મત ભીડે તેવો નર તો અવનીમાં છેજ નહિ, આટલા વરસના અનુભવમાં તને તે વાતની ખબર તો પડી હશે? પણ ઉલાસ તારૂ અલબેલુ મોઢુ જોઇ હું તો જાણે ઘેલોજ બની ગયો છું, આ સોટો તને મારવા હાથમાં

ઝાલ્યો છે પણ મારતાં જીવ ચાલતો નથી, તેમ હાથ ઉપડતો નથી, હે ઉલાસ! હે ઉલાસ!! મારૂં કહ્યું કર ઉલાસ!

ઉલાસ અને અંધકારસિંહનો વાદવિવાદ ચાલી રહ્યો છે; એવામાં બંન્નેના કાને અવાજ આવ્યો કે જાણે પાંચ પચ્ચા માણસ ઘોંઘાટ કરતા આવ્યા, ઘણો ઘોંઘાટ સાંભળી અંધકાર ચમક્યો, આ બધો હાબકોર શાનો થાય છે, નજીકમાં ઘોંઘાટ થઇ રહ્યો છે પણ કોઇ માણસ નજરે પડતા નથી, વિચાર કરે છે એટલામાં માણસનું ટોળું નજરે પડયું. અરે આતો મારી સાથે રમનાર નટ છે, પણ હવે મારે અજાણ્યા થઇ જવું. નટ કે જે અંધકારસિંહને દીઠે ઓળખતા હતા પણ નામ નહોતા જાણતા, તેઓ બોલ્યા, અહો બાપા! તમે નાશી કેમ ગયા, નાઠા તો નાઠા પણ આ બાઇને ઉંચકીને નાઠા!

**અંધકાર**—તમે લોકો કોણ છો; મને ક્યાંથી ઓળખો!

**નટ**—કેમ બાપા ભૂલો છો, એટલામાં અમને ભૂલી ગયા કે શું? ચાર છ મહીના અમારા ભેગા રમ્યા ખેલ્યા અને હવે અજાણ્યા શું થાઓ છો? તમે તો કથીરનું કુંદન બનાવ્યું, ધુળમાં રખડતા કાંકરાના હીરા બનાવ્યા; માત્ર તમારા નામથીજ અમે અજાણ્યા રહ્યા.

**ઉલાસ**—એમનું નામ તો એમની માએ ગુણ પ્રમાણે પાડયું છે એટલે કહેતાં લજવાય છે! નામ દેશે ત્યારે તમને સાંભળીને પણ હસવું આવશે. એના શરીરમાં સર્વાંગે અંધારૂં છે એટલે નામ પણ અંધકાર છે, ચોર પણ તેવો અને લુંટારો પણ તેવોજ છે.

**અંધકાર**—કોઇનું ચોર્યું, કોઇનું લુંટી લીધું?

**ઉલાસ**—લુંટયું તો ઘણાનું હશે, પણ મારા પોતાનાં ઘરાણાં કાઢી લીધાં તે ખરૂં કે ખોટું?

**નટ**—હા બા! હા હા ખરી વાત! બાઇરીઓને પહેરવાનાં ઘરાણા એમની પાસે ઘણાં હતાં! ઘણાં વેચી નાંખ્યા ઘણાં વટાવી નાંખ્યાં.

**અંધકાર**—ખરેખર હું ચોર છું; તારો તો ચોર છું, તારાં ઘરાણાંનોય ચોર છું, તેમ તારી જાતનો પણ ચોરજ છું પણ એ વાત ઉઘાડી કરવામાં સાર નથી આ જંગલી મુરખ લોકોની સાથે આ વાત તો ઢાંકી ઢુંબીજ રાખવી જોઇએ.

**નટ**—તમે તો અમારા અન્નદાતા છો, તમે તો અમને અભરે ભરી નાંખ્યા છે; કેમ હવે આવો છો કે નહિ, તમારા વિના હવે અમને ગમશે તો નહિ, તમારા વિના સારો રસ્તો કોણ બતાવશે!

**અંધકાર**—જેને માટે મેં તમારો સંગ કર્યો હતો, જેને માટે મેં

મારી દશા દુરદશા દર્શાવી હતી, તે કામ સહેજમાં થયું, હવે તો હું રળીઆત થયો, મળી ઉલા...સ, હવેથી આનંદમાં રહીશું.

**નટ**—તમે નાઠા પણ કોઇને કહેવાય ન રહ્યા! તમારા નાસતાંની સાથે, ઝાડ ઉપરથી, હોલા ઉડી જાય, ફુરરર કરતા જેમ કાગડા ઉડી જાય તેમ મંડપમાંથી બધાય માણસ નાસી ગયાં. નાઠાં તે એવાં નાઠા કે પડે એના કકડા, એકના ઉપર એક એમ દોડતા ચીસો પાડતા દોડયાજ જાય! દોડયાજ જાય, ફક્ત આ બેનના જેવડી એક બીજી બેન ઉભી રહી હતી, અને તે દાંત પીસીને બોલતી હતી; હાય! મામા; હાય! શું કરૂં, કયાંથી પકડું, માંડુ છું તારે પગલે પગલું, અન્ન જળ ક્યારે લઇશ કે મામાની પાસેથી મારી બેન ઉલાસને છોડાવીશ ત્યારે!

**ઉલાસ**—હા...ય એતો મારી બેન સહનતારા, બેન સહનતારા તેંતો મારે માટે ઘણું કર્યું, ઘણું કરે છે અને વળી તું ઘણું કરીશ, પણ આ પાપનું પુતળું કોઈના સપાટામાં આવતો નથી અને દાવ ચુકતો નથી, રામ રામ શ્રી હરી રામ રા...મ!

**અંધકારસિંહ**—ઉલાસતારા, સહનતારાને સંભારી આનંદ પામતી ઉલાસતારા, સહનની જોડયમાં રહી મંડપને દીપાવતી ઉલાસતારા તને જોઇને મારી આંખ ઠરે છે, તારા સ્વરૂપને જોઈ સર્વે રાજકુમારો અંજાઇ ગયા છે, ત્યાં સહનનાં શું વખાણ કરી રહી છું!

**ઉલાસતારા**—જે કન્યા વરી ચુકી છે, તેનાં વખાણ કરવાં એ મિથ્યા બકવાદ છે. સહનતારા મારી સગી બેન જેવી છે, અને સાચી બેન જેવોજ સબંધ રાખ્યો છે, આવામાં સહન આવે તો કેવું?

**અંધકાર**—આવે તો ધડ ઉપર માથુજ ન રહેવા દેઉ?

**ઉલાસ**—શું તમે સહનને મારી નાંખો!

**અંધકાર**—તલવારને ઝટકેજ? એક સપાટે, વગર વિલંબે?

**ઉલાસ**—તારાં લક્ષણ હત્યારાનાં લાગે છે, પાપી અંધકાર, નિચ અંધકાર, હિચકારી અંધકાર.

**અંધકાર**—બોલતી બંધ રહે, બોલતી બંધ રહે! ચુપ કર!! નહિ તો સહનની પછી; અને તારી વલે પ્રથમ થશે.

**ઉલાસ**—શું મને મારીશ!

**અંધકાર**—હા હા! ફુંફાડા કેમ કરી રહી છું. જાણે છે હું કોણ છું?

**ઉલાસ**—ક્ષત્રીવટમાંથી તિરસ્કારને પામેલો નાતબારીઓ રજપૂત.

**અંધકાર**—આજ તો તું બોલવામાં વધી ગઇ, ઘણી વધી, એ હદ વધી; થોડીવારમાં કરૂં છું તારી વલે.

**નટ**—તમો વઢોમાં માબાપ, શાંન્ત રહો શાન્ત. લ્યો અમને રજા આપો માબાપ ! અમને તો સહનબાની છબી હૃદયમાં રમી રહી છે, આ ઉલ્લાસ બાને દીઠાં કે જાણે સહનબાને દીઠાં. બેઉ બેનો રૂપે તો એક એકને ટપે તેવાં છે.

**અંધકાર**—સહન કરતાં ઉલાસ રૂપમાં વધે નહિ ?

**ઉલાસ**—એમની આંખે જે સત્ય છે તે સત્યજ દેખાય છે. અને તારી આંખે પડળ છે જેથી જુદું દેખાય છે.

**અંધકાર**—બોલો અલ્યા ! નટ લોકો રૂપમાં કોણ વધે ?

**નટ**—તમે ઉલાસ બાને માનતા હશો પણ સહન બાનું રૂપ પણ ભારે છે.

**અંધકાર**—આતો વગડાના ઢોર જેવા છે ! આમને સારા ખોટાની ગમજ ક્યાં છે ?

**ઉલાસ**—દુનિયામાં કોઈ સ્ત્રિ મારા કરતાં રૂપમાં વધે એવી તો હશેજ નહિ ? કેમ અંધકાર.

**અંધકાર**—બસ એમજ ! સાચે સાચુ એજ ખરૂ !

**ઉલાસ**—જેને હજારો રાજાઓ અને રાજકુમારો એકી નજરે નિહાળી રહ્યા હતા, મનમોહિત થઈ રહ્યા હતા જેના મોં કને ઇંદ્રની ઇંદ્રાણી પણ લજવાઈ રહી હતી. એ વિલાસતારાને માટે તો તારે એમ કહેવુંજ પડશે ?

**અંધકાર**—ઉલાસથી અધીક વિલાસ કહુ તો મારી જીભ કાપવી પડે ? ઉલાસ દુનિયામાં ઉલાસ તે ઉલાસ છે. લ્યો હવે તો બહુ થયું. કેમ અલ્યા નટ લોકો જાઓ છો કે નહિ ? જાઓ તમે તમારે રસ્તે થાઓ ! હવે મારા તમારા સબંધનો છેડો આવ્યો છે એમ માનો અને છેલ્લી મુલાકાત સમજી લ્યો.

**નટ**—જઇશું બાપા, ખુશીથી ખુશી થઇ સાથે લીધાય તમે, અંને અત્યારે તિરસ્કાર કરી વિદાયગીરી આપો છોએવ તમે ?

**અંધકાર**—સંકટ વખતે તમારા સંગની જરૂર હતી, હવે ઉલાસના સંગથી હું આનંદમાં છું.

**એક નટ**—બાપુજી, મને લાગે છે કે તમારા લક્ષણ સારાં નથી.

**બીજો નટ**—એતો આપણા અન્નદાતા કહેવાય, એમને માઠું લાગે એવું ના કહેવાય !

**એક નટ**—અન્નદાતા હો કે ગમે તે હો પણ માઠું કરનારને તો માઠું લાગે તેવું કહેવુંજ જોઇએ. આ કલોલ કરતી રાજકુમારીને હોલા જેવી કરી મુકી અને હજી પણ ઉપરથી માર મારવાનું કહે છે; એને માતા ભરખે!

**બીજો નટ**—ભાઇ ઝાઝું બોલ્ય માં, એતો આપણને મારી પાડશે, એની પાસે તલવાર છે.

**એક નટ**—એ એક છે ને આપણે ઝાઝા છીએ, વળી આપણી પાસે લાકડીઓ છે, તલવાર તાણતાં પહેલાં તો માથામાં દેવા માંડીએ, મને બહુ લાગી ગઇ છે. આ બિચારી બાળાને છોડાવીએ તો સારૂં. વાતે વાત વધી જશે જાણી ઉલાસનું બાવડું ઝાલી અંધકારસિંહ ઘોડેસ્વાર થઇ વિદાય થઇ ગયો. અંધકાર ગયો કે તરત તે જગાએ દેખાતો વણીક પુત્ર અમરસિંહ પાસેના કીનારા ઉપર વહાણને નાંગરી દીશા જંગલ જવા લોટો લઇ આવ્યો, અને નટ ને જોઇ પુછવા લાગ્યો, કેમ ભાઈ તમે પરવતપુરમાં તમાશો કર્યો કે નહિ! ત્યાં તમને ઇનામ તો સારૂં મળ્યું હશે?

**એક નટ**—ભાઇ અમારે તો રંગમાં ભંગ થઇ ગયો, જાતે જાત મળે તો સારૂં પણ માંહે એક કજાત મળ્યો અમારા ટોળાનો સરદાર એજ કજાત પોતાનું કામ સાધવાની લાલચે અમને ભોળવી પૈસા વેરી વાવરી અમને ઉશ્કેરી ચાક ચઢાવી પોતાનું કામ કાઢી ગયો. એન ઉલાસતારાને લઇ નાશી ગયો.

**અમરસિંહ**—એનું નામ જાણો છો?

**બીજો નટ**—ઘણાય દહાડા સાથે રહ્યા પણ એણે તો અમને નામ જણાવ્યું નહિ પણ જ્યારે મંડપમાં લ્હાય લગાડી નાઠો ત્યારે નાસતાં બોલ્યો કે હું અંધકારસિંહ ઉલાસને લઇ જાઉં છું. જેનામાં જોર હોય તે આવજો વાંસે?

શબ્દ સાંભળી અમરસિંહ ઢળી પડયો, નટના ટોળાના માણસો આસપાસ વિંટાઇ વળ્યા. થોડીવાર આસના વાસના કરી, અમરને હાથ જોડી બોલ્યા ચાલ્યા વિના વિદાય થઇ ગયા.

નટના ગયા પછી અમરસિંહ આગળ વધ્યો. ત્યાં એક ઝાડનું ઝુંડ આવ્યું આ ઝાડનું ઓઠું લઇ* શોચ પાણીનું ઠીક પડશે એમ જાણી ઝાડીમાં પેઠો આગળ જતાં ભવ્ય મકાન દેખાયું ત્યાં કેટલાક દાતણ કરતા અને કેટલાક ગરમ પાણીથી સ્નાન કરતા માલમ પડયા. નજરે પડતાં તેમાંના કેટલાકને ઓળખ્યા, અરે આતો મારા શેઠના સગા સંબંધી લાગે છે? તેજ વખતે સામ સામી પુછવા લાગ્યા. અલ્યા તું અહીં ક્યાંથી? ભાઇ તમે અહીં ક્યાંથી?

* ઝાડે ફરવા જવું, દીશા જંગલ જવું.

તેજ વખતે તે મકાનમાં રહેનારી મકાનની માલીક ગરાશણી બહાર આવી બોલી કોણ ભાઇ અમરસિંહ !

**અમર**—સિંહ નહિ પણ હાલતો હું શિયાળ બની ગયો છું, છેક નિસ્તેજ થઇ ગયો છું. છેકાછેક નિર્માલ્ય થઇ ગયો છું. હવે જાણે ઝેર ખાઇ જીવ કાઢી નાંખુ એમ થાય છે.

**ગરાશણી**—ભાઇ, જ્યાં સુધી તમે મારે મોંઢેથી સાંભળવાનું સાંભળ્યું નથી ત્યાં સુધી તમારી દશા તમને માઠી લાગે છે, પણ મારી બની બનાઇ સાંભળશો ત્યારે તમારા શરીરમાં સંપુર્ણ જાગૃતી આવશે.

**અમર**—ત્યારે તો તમારી વાત પ્રથમ પછી બીજી વાત !

જેને ઘેર અમરસિંહ વેચાયો છે તે વણીકો મેમાન રૂપે ગરાશણીને ઘેર આવેલા તે સર્વે પોતાના સર્વ કાર્યથી પરવારી જાગૃતીમાં આવી નિર્માણ કરેલી બેઠકમાં આવીને બેઠા. વળી તેની સાથે બીજા મેમાન પણ બેઠા, છેવટ વચલા આસન ઉપર ગરાસણી આવીને બેઠી, ત્યાં લાહોર પતી આનંદમલના ભાઈ દરંગદાસસિંહ પણ ઓચીંતા જતા આવ્યા અને અમરને ઓળખી નમસ્કાર કરી આસન ઉપર ગોઠવાઈ ગયા, કેમ બાઈ આ બાઇના મુખેથી સાંભળવાની વાર્તા તેનો દિવસ આજેજ નિર્માણ કર્યો છે કે શું?

**ગરાશણી**—હા બાઈ મારી તો મરજી ઘણા વખતથી હતી પણ વખત આજેજ મળ્યો સર્વે સુરતા રાખી સાંભળો જેમ પરીક્ષત રાજાએ શ્રી શુક સ્વામીના મુખેથી ભાગવત સાંભળ્યું હતું. એવા ભાવથી અને એવા પ્રેમથી સાંભળશો એવી ઉમેદ છે. મારૂ કેણુ સાંભળીને સુરતા ધરવા યોગ્ય છે. તમો રજપુતો છો પણ રજપુતની જાતમાંથી ભ્રષ્ટ થઇ નિરમાલ્ય થઈ ગયા છો. માટે જાગૃત થાઓ ! લ્યો સર્વે બોલો ! શ્રી સર્વેશ્વર મહંતની જે બોલવતાંની સાથે, મહંતને સંભારતાંની સાથે અમરને ઉપદેશ આપનાર મહંત તે જગાએ આવી પહોંચ્યા. સિદ્ધ અને તેજસ્વી પુરૂષનાં પગરણ થતાં, સિંઘાસન ઉપર બેઠેલી ગરાશણી ઉતરી પડી કે તરત સર્વે ઉભા થઇ ગયા; અને મહંતને પગે પડયા, તેની સાથે અમર પણ પડયો.

**મહંત**—વીર રાજકુમાર અમરસિંહ આ સર્વે તો મને નમ્યા, તે તો ઘટારત છે. પણ સંપુર્ણ તોલ કર્યા વિના અને સામાને ઓળખ્યા વિના નમવું એ અઘટીત છે.

**અમરસિંહ**—મારી બેશુદ્ધિમાંથી જાગૃતીમાં લાવનાર આપજ છો. માટે મારૂં નમવું યોગ્ય છે એમ હું માનું છું.

**મહંત**—તું સુકુમાર સિદ્ધ રાજકુમાર થઇ, તારી સ્ત્રિને નમ્યો, જેથી તારી સ્ત્રિની સઘળી સિદ્ધી ગુમ થઇ ગઇ. ચાલો હવે આ ગરાશણી શું કહે છે તે આપણે સર્વે સાંભળીએ.

**ઝવેરી**—મહારાજ, આ મગર મચ્છના પેટને ચીરીને ખલાસી લોકોએ કહાડેલો, જેની પાસેથી મોં માગ્યાં દામ આપી અમે ખરીદ કરેલો, જેને આપ જેવા અઢળક સન્માનની સાથે બોલાવો છો તે અમરસિંહ કોણ છે તેની જરા અમને ઓળખાણ પાડો કારણ કે આજ સાત આઠ વરસ થયા અમે એમને સેવકના સ્થાનમાં મૂકયા છે.

**ગરાશણી**—એનાં જે દામ આપ્યાં હોય, તેનાથી બમણું મારી પાસેથી લઇ લ્યો અને ક્ષણમાં મૂક્ત કરી દયો, એતો માળવદેશના રાજકુમાર છે.

**ઝવેરી**—અહાહાહા, કોણ અમરસિંહ બાપા, આતો અમારા રાજા, અમે પણ ઉજ્જન નગરમાંજ રહીએ છીએ, પણ દરીયા સાથે અમારો નશીબ જોગ મંડાયો છે જેથી દરીઆ કિનારે નિરંતર વાસ કરીએ છીએ.

**મહંત**—વાહ શાણા વાહ વાહ ! તમારા ઉદગારો ઘણા સારા છે, હવે તો આ બાઇની વાતમાં ધ્યાન આપો ! પછી બધી વાતોના ખુલાશા કરીશું.

**ગરાશણી**—સર્વે બેસી જાઓ દ્રઢ આસન કરી પોત પોતાના સ્થાનકે; ધ્યાન આપો.

**ગરાશણી**—શાણા રાણા અમરસિંહ ! આ પાસેના દિલ્હી નગરમાં, નૌતમશા નામે નગરશેઠ હતો. નગરશેઠ તો ખરો, પણ નામનો નગરશેઠ. શેઠાઇ તો સાચી, બાદશાના દરબારમાં નગરશેઠની જગા તો નૌતમશાનેજ મળે, પણ માન મુરતબા ! સાથે બોલાવવા હોય ત્યારે બાદશા દરબારેથી ગાડી મોકલતા હતા, પોતે એમ જાણતા હતા કે નગરશેઠ ઘેર ગાડી રાખે એવી સ્થિતીવાળા નથી પણ નગરશેઠની પદવીને લાયક તો છે, નૌતમશા શેઠના વડવાના વખતમાં પુશ્કળ પૈસો હતો, સાહેબી પણ સારી હતી. તેમના બાપે પણ નાનપણમાં થોડું ઘણું સુખ દીઠેલું અને ભોગવેલું પણ નૌતમશાની નાની ઉમ્મરમાંજ તેમના મા બાપ પાસેથી નસીબના એક ધકકે પૈસા પુરમાં ચાલ્યા ગયા પણ નૌતમશાના નસીબે કાંઇક જોર કરેલું એટલે પુરાતની ત્રણ હવેલીઓ રહી જેમાંની વચલી એટલે બહારના દરવાજામાંથી પેસતાંજ સન્મુખ દેખાતી હતી, તેમાં પોતે રહેતા હતા અને ડાબા જમણી બે જે ખાલી પડી રહેલી હતી. જેમાં કોઇ પરદેશી મેમાન પોતાને ઘેર આવ્યા હોય અગર રાજદરબારમાં આવ્યા હોય તે ઉતરતા હતા. એકતો નગરશેઠ, વળી કુળવાન, ખાનદાન

ગ્રહસ્થ એટલે લગ્ન તો બાળપણમાંજ થયું હતું, એમની સ્ત્રિનું એટલે નગ્ર શેઠાણીનું નામ મનોરથ હતું. નગ્રની શેઠાણી એટલે સર્વે મનોરથબા કહીને બોલાવતા હતા. સાધારણ ગરિબી સ્થિતી હોવાથી, મનોરથબાને પણ શેઠાણીપણાનો અભીમાન નહોતો, સ્વભાવે શાન્ત અને ગંભિર હતી અને નગ્રશેઠાણીપણાનો મોહભો શી રીતે સાચવવો તે સારી પેઠે સમજતી હતી, બન્નેના વિચાર ઉંચા, ઉમદા અને એક એકને મળતા એટલે પોતે સ્વર્ગનું સુખ ભોગવતા હતા.

શેઠાઇ તો ખરી પણ સ્થિતી ગરીબ એટલે ઘેર નોકર ચાકર કે ગુમાસ્તા વિગેરે નહોતા રાખતા તેમ બજારમાં મોટી દુકાન કાઢીને વહેપાર કરે તેવી સ્થિતિ અને શક્તિ પણ નહોતી, વળી નગ્રશેઠ રૂપી મોટાઇની છાપ વાગેલી, એટલે બજારમાં કોઇની ગુમાસ્તી નહોતા કરતા, પણ થોડો ઘણો સમજણ-પુર્વક વહેપાર કરી, પરાણે ઘરનું ગુજરાન નભાવતા હતા. "સંતોષી નર સદા સુખી." એ વાકયને અનુસરીને બંન્ને સારૂ સુખ ભોગવતાં હતાં.

કાળે કરીને નગ્ર શેઠાણી મનોરથ બાને ગર્ભ રહ્યો, તેના હર્ષની વાત, આખા ગામમાં ચરચાઈ, સાંભળી સર્વે ખુશી થયાં, અને આશીરવાદ દેવા લાગ્યાં, હે ઇશ્વર એમને દીકરો આપે અને તે નૌતમશા જેવા સ્વભાવનો થાય! દીન પર દીન જતાં, ગર્ભની ચઢતી કળા જોઇ સાતે માસે શાસ્ત્રના રિવાજ પ્રમાણે શ્રીમંત કરી ખોળો ભર્યો, તેમાં જે જે વિધી કરવી ઘટે તે કરી નાંખી, ઉત્તમ પ્રકારે જમણવાર કરી, ઘણી કરકસરથી ભેગી કરેલી થોડીઘણી લક્ષ્મિને વિદાયગિરી આપી દીધી, પાછાં અસલ સ્થિતીમાં આવી ગયાં.

પુરે માસે પુત્ર નહિ પણ પુત્રિ આવી, જેમ જેમ નગરમાં જાણ થતી ગઈ તેમ તેમ માણસો કાંઇ કાંઇ બોલવા લાગ્યા, કોઇ કહે પથરો આવ્યો. અને કોઇ કહે શલ્લા આવી, પણ સમજુ અને સારા માણસો તો એમજ કહેવા લાગ્યા કે પહેલે ખોળે પુત્રિ એતો લક્ષ્મિ કહેવાય! બહુ સારૂં થયું, આગળ શેઠના વંશની વૃદ્ધિ સારી થશે. દીકરી દીનપરદીન મોટી થવા લાગી. સેજે સૌને વહાલી થઇ પડી, તેનું નામ નૌકા પાડયું, નૌતમને ઘેર નૌકા જેને જૂવે નિહાળી ઠૌકા.

નૌકા એવી તો રમતીયાળ, હસમુખી, અને આનંદી, નીવડી કે તેને જે જૂવે તે તેડે અને રમાડે, તેની માતા માત્ર ધવરાવવાના વખત સિવાય તેનું મોં જોવા પણ પામે નહિ, તો ખોળામાં બેસારી રમાડવા તો શાનીજ પામે, પણ તે વાતનું શેઠાણીના મનમાં જરાય ઓછું નહિ તેમ કોઇનો અવિશ્વાસ પણ નહિં.

રમતાં રમાડતાં નૌકા ત્રણ વરસની થઇ ત્યારે શેઠાણીને બીજી વખત ચઢતો દિવસ થયો, એટલે વળી નગરના લોકો પુત્રની આશા રાખી પ્રસન્ન થયા. અને ઇશ્વરની સ્તુતી કરવા લાગ્યા. ઘણા મનુષ્યના મનનો આશિર્વાદ એટલે થયું પણ તેમજ પુરે માસે પ્રભુએ દીકરો આપ્યો. નગ્ન શેઠાણી મનોરથ બાને દીકરો આવ્યો તે વાત આખા ગામમાં પ્રસરી એટલે ઘેર ઘેર કંસારનાં આધણ મુકાયાં. શ્રી સર્વેશ્વરની કૃપાથી બાળક બે વરસનો થયો, અને તે વળી પુત્રિ નૌકા કરતાં વધારે પ્રિય થઇ પડયો. ગુરૂએ તેનું નામ નગીનશા પાડયું, માતાપિતા રૂપાળાં હતાં એટલે બાળક રૂપાળાં હોય. તેમાં નવાઈ શી ! માતા પિતા સુજ્ઞ અને સુશિલ હોય તેનાં બાળક પણ તેવાંજ હોય, નગીનશા બે વરસના થયા, એટલે પુત્રિ નૌકા પાંચ વરસની થઇ, દુધને દહીં બંન્ને ઇશ્વરે આપ્યાં, ઘરડાના પુન્યે રહેવા મકાન અને ખાવા ધાન પણ છે. માત્ર નામ પ્રમાણે સાહેબી નથી, તે ઇશ્વિર કોક દિવસ આપશે, નૌતમશાના મનમાં તો સંપુર્ણ સંતોષ છે કે ઇશ્વરે ઘણુંય આપ્યું છે.

એક દિવસ બપોરના સમયે, આ નૌતમશા શેઠ ગંગાજી ન્હાવાને માટે ગયા હતા. તે એવો વિચાર કરીને કે, ચાલો ન્હાતા આવીશું અને બે ધોતીઆં ધોતાં આવીશું હરદમ ઉમદા વિચારમાં ઘેરાએલો માણસ કોઇ વાર વિચારમાં ને વિચારમાં ચાલતાં ચાલતાં ગુમ થઇ જાય છે, તે એકને બદલે બીજી જગાએ ચાલવા માંડે છે. જ્યારે થોડી વારે ભાન આવે ત્યારે પાછો ઠેકાણે આવી પાછો પડે છે. કહેવાનું કારણ એ છે કે, નૌતમશા નદી ઉપર જવાને નિકળ્યા તો ખરા પણ હંમેશ જવાને ઓવારે, જ્યાં ઘણા માણસો ન્હાતા ધોતા હોય ત્યાં ન ગયા, અને ગંગાજીના વેગ તરફ ઉતરતે ઢાળે આશરે ગાઉ બે ગાઉને છેટે ગયા, ત્યાં લુગડાં ધોયાં ધોઈ રહ્યા, લુગડાંની પાટલીઓ વાળી, પાણી છાંટી પથ્થર ઉપર દબાવી, પોતાને નાહીને લુગડાં પહેરવાને મુકવેલું વસ્ત્ર તૈયાર રાખી, ગંગાજીમાં નહાવાને ઉતર્યા, લુગડાંને ઘસતાં વધેલો સાબુ શરીરે ચોળી નાહ્યા, નાહીને વસ્ત્ર પહેર્યું, ધોએલાં લુગડાં ખભે મુકીને પાણીનો ભરેલો લોટો હાથમાં ઝાલીને ગંગાજીને નમસ્કાર કરીને ચાલવા માંડે છે, તે વખતે વહેતા વેગ તરફ નિહાળી જોતાં દૂ......રથી એક વહાણ આવતું માલમ પડયું, એટલે તો શેઠ થોડી વાર ઉભા રહ્યા, ધારીને જોતાં જણાયું કે બાદશા સલામતના મુકેલા વહાણમાંનું આ નથી, આતો કોઇ પરદેશી વહેપારીનું વહાણ હોય એમ લાગે છે, હવે આમે ને આમે વાર તો વાર જોઇએ તો ખરા કોણ છે કોણ નહિ ! નિહાળી જોતાં બાહોશ બુદ્ધિશાળી, વહેપારી વર્ગમાં વીર પદવી ધરાવતો, મબલખશા નામનો વિશેક વરસની ઉમ્મરનો વણિકનો બાળક, પોતાના નગરથી

નીકળી દરિઆ કિનારેથી અઢળક માલ ભરી, વહાણુને હંકારી, હિંદી મહાસાગરમાં થઇ, બંગાળી ઉપસાગરમાં થઇ, બ્રહ્મપુત્રા ભાગીરથીના સંગમમાં થઇ, ગંગા દ્વારા ગંગા જૂમનાના સંગમમાં થઇ જૂમના દ્વારા દિલ્લી નગર તરફ આવે છે. ઝીણી નજરે જોતાં તેને માલમ પડયું કે દિલ્લી દેખાય છે, એટલે સાતેક ગાઉને છેટેથી દુરબીનથી નજરો નાંખવા માંડી, શું હસ્તિનાપુરની શોભા; મેઘાડંબર છત્રના ધણી હંકારી દુરિયોધન જેવા સેંકડો રાજાઓ જે જગામાં થઈ ગયા તે પુરાની નગરીને નિહાળીને મબલખશા તો ઠરીજ ગયો, પાસે આવતાં અને વહાણુને થંભાવતાં, નદીને કાંઠે ઉભેલા અને આતુરદ્રષ્ટિથી જોઇ રહેલા એકજ પુરૂષને તેણે જોયો કે જેને આપણે નૌતમશા નગરશેઠના નામથી ઓળખી રહ્યા છીએ; ઉંડી સમજણુવાળો વાચાળ મબલખશા કિનારે ઉભેલા નૌતમશા શેઠને પુછવા લાગ્યો. શેઠજી આ કયું નગર છે. અને તમે કોણુ છો ?

**નૌતમશા**—આ હસ્તિનાપુર એટલે હાલમાં જેને દિલ્લી કહે છે તે છે, અને હું આ ગામનો રહેવાસી છું, રાજાની રૈયતમાંનો એક ગરીબ ઘરનો માણુસ છું, નાતે વણિક છું, ધંધો બજારમાં બેસી બની આવે તે કરૂં છું. પણુ તમને જોઇને વિચારમાં પડી ગયો છું.

**મબલખશા**—વિચારમાં પડવાનું તો હોયજ, હંમેશાં પરદેશીને દેખીને અનેક વિચાર તો થાયજ, હું સાચો સોદાગર છું, જેમાં લાભ દેખું તે માલને ખરીદું, ઉઠાવું, અને તે બીજા દેશમાં વેચું, એમ દેશેદેશ ફરનાર સોદાગર છું. દિલ્લી નગરની આબાદી કાને સાંભળીને આ તરફ આવી ચઢયો છું. બાદશાહનું દાણુ ચુકવીને, જૂમનાજીમાં વહાણુને થંભાવી, ચોકી પેરા મુકીને થોડે થોડે માલને વેચીશું, વળી અહીંથી ખરીદવા જેવો લાગશે તે ખરીદી, વળી બીજું જે કાંઈ ઉઠાવા જેવું લાગશે તે ઉઠાવીને અહીંથી જઇશું.

**નૌત્તમશા**—ઘણું ઉત્તમ, જેવી તમારી છટા તેવીજ તમારી વાકચાતુરી છે, અને વહેપારે પાવરધાપણું પણુ તેવુંજ હશે, મારા લાયક કામકાજ હોય તો કહેજો, હું છું તો એક સાધારણુ ગરીબ માણુસ તમને કાંઇક મદદ રૂપ થઈ પડીશ ખરો !

**મબલખશા**—વાહવાહ ! એ શું બોલ્યા; તમારી બોલી ઉપરથી મને પણુ સમજાયું છે કે, તમે કોઇ ખાનદાન કુટુમ્બના અને ઉંચ વિચારના માણુસ છો, ને વળી ગામમાં પેઠા પહેલા સૌ પહેલી તમારી સાથેજ મુલાકાત થઈ, એટલે તમને તો ભૂલાયજ કેમ.

નૌતમશા—વાર ત્યારે હું જાઉં છું, બીજે ત્રિજે અહીં આવતો રહીશ.

મબલખશા—જવાય છે, ઉતાવળ શી છે, હું પણ ગામમાં ચાલીશ, મારો વિચાર મકાન ભાડે રાખી, ગામમાં રહેવાનો છે.

નૌત્તમશા—ઘણી સારી વાત, મારી પડોસમાં પણ એક મકાન છે. જેને સંભાળવાની માલીક તરફથી મને ભલામણ થઈ છે. અને તે મકાન આપને રહેવા લાયક પણ છે, જૂવો ધ્યાનમાં આવે તો રાખો અને રહો !

મબલખશા—હા ચાલો જોઇએ.

વહાણમાં રહેલા સર્વે જણને, હું થોડીવારમાં આવું છું કહી, નૌતમશાની સાથે, મેમાન મુસાફ્ર ચાલ્યા, બંન્ને બાજૂ તરફ નજર કરતો અને શંકા પડે તે જગાને નિહાળતો વળી માહિતગાર થવાને પુછતો, નૌતમશાની સાથે નગરશેઠના વડિલોની સંપાદન કરેલી ત્રણ હવેલીઓના ફરતા કોટના દરવાજામાં પેઠા કે તુરત મબલખશાએ પ્રશ્ન કર્યો. તમે મને કોઇ રાજ દરબારમાં અગર કોઈ નગરશેઠના મકાન તરફ લઇ જતા હો એમ સમજાય છે. જે જે જોવાનું હશે તે આપણે પછી નિરાંતે જોઈશું હાલ તો તમારા ઘર તરફ ચાલો, અને તમે કહેતા હતા તે મકાન મને બતાવો.

નૌત્તમશા—હા હું ત્યાંજ લઇ જાઉં છું. સેવકનું ઝુંપડુ પણ આ વાડાના ઘેરાવામાંજ છે.

અસલ ખાનદાન નૌતમશાની ઉમદા નજરથી, જ્યાં રાજના મ્હેમાનના ઉતારા થતા હતા, તે મકાન ખોલીને બતાવ્યું, જેમાં ઘણીખરી સાહિત્ય હાજરજ હતી, મકાન જોઇને મબલખશા તો આનંદ પામી ગયો; અને મનમાં ખ્યાલ કર્યો કે આ ગરીબ વાણીઓ, આ હવેલીઓમાં ઝાડુ કાઢવા એટલે સાફ સુફ કરવા રહેતો હશે. તેથીજ કુંચીઓ તેની પાસે રહેતી હશે, અને માલીક તરફથી એક ખુણે પડી રહેવાને પરવાનગી મળી હશે, ચાલો ગમે તેમ હોય આપણે શું ! પણ હું જેને એક શેઠ તુલ્ય સમજ્યો હતો. તેતો તુચ્છમાં તુચ્છ નોકરનું કામ કરનારો માણસ નિકળ્યો.

મબલખશા—આ મકાનનું ભાડું શું છે ત્યા !

નૌતમશા મનમાં વિચારે છે કે, મારી નમ્રત્તા અને સાદાઈ એ મારા ઘરડાની મેળવેલી પદવીને ટકોરો માર્યો, આ માણુસ મને આ મકાનનો સાચવનાર અગર વાળ ઝુડ કરનાર સમજ્યો છે. ભાઇ એનું ભાડુ તો કાંઇ લેવાનુંજ નથી, અને ભાડે અપાતું પણ નથી, માત્ર પરદેશથી આવેલા ઉમદા કુટુમ્બના ખાનદાન ગ્રહસ્થોને ઉતરવા માટેજ છે.

**મબલખશા**—પણ કાંઇક તો !

**નોત્તમશા**—કાંઇક શું કાંઈ નહિ.

**મબલખશા**—ત્યાને મફત ક્યાં સુધી રહેવાય !

**નોત્તમશા**—માત્ર ધંધા રોજગારે આવેલા, અને ઘણો વખત ટકાવ કરવાવાળાતો આ મકાનમાં આવવા પામેજ નહિ, માત્ર રાજના મેમાન અગર આ! મકાનના માલીકના મેમાન તે સિવાય કોઇ ઉતરેજ નહિ.

**મબલખશા**—આ મકાનનો માલીક કોણ છે !

**નોત્તમશા**—તે હાલમાં ઘેર નથી; પણ તમારે તેનું કામ શું છે ! મેં ઉઘાડી આપ્યું એટલે તમને કોઈ પુછેજ નહિ !

**મબલખશા**—માલીક મને અધવચ ખાલી કરાવે તો !

**નોત્તમશા**—તમારે રહેવાનું કેટલાક દિવસ થશે.

**મબલખશા**—દશ પંદર દિવસ તો ખરાજ !

**નોત્તમશા**—તમે હાલ તો રહો ? વીસ પચીસ દિવસ થાય, અને એમ લાગે કે હજી વધારે ટકવું પડશે તો બીજું મકાન બદલી લેવું તેનો બંદોબસ્ત પણ હુને હુંજ કરી આપીશ. એકત્રીસ દિવસથી વધારે આ મકાનમાં ટકી શકાશે નહિ.

**મબલખશા**—અહોહો હો ! ત્યારે તો કાંઈ ફિકર નહિ; એટલું બધું તો અમારે નહિજ રહેવું પડે ! ભાઈ કાલ સવારે બાદશાને ઘેર કોઈ મેમાન આવી ચઢે તો અમારે મકાન ખાલી કરી આપવું પડે કે નહિ !

**નોત્તમશા**—તેની ચિન્તા તમારે ન કરવી, બાદશાના મેમાન આવશે તો બીજી સામી હવેલી તૈયાર છે.

**મબલખશા**—તેની કુંચીઓ પણ તમારીજ પાસે હશે !

**નોત્તમશા**—હા શેઠ ! આપના પુન્ય પ્રતાપથી આ મકાનનો માલીક મને પુછ્યા વિના પાણી પણ પીતો નથી !

**મબલખશા**—હોય ભાઇ ! જે જેનો વિશ્વાસ પડી ગયો ! ત્યારે હું જાઉ છું. મારા માણસોને તેડીને આવું છું. તું હમણાં ઉઘાડુંજ રાખજે.

**નોત્તમશા**—વારૂ તેની કાંઇ ચિંતા ન કરશો ! લ્યો આ તાળું વાસી કુંચી તમારી પાસે રાખો !

**મબલખશા**—જેનો માલ તેની તાળાં કુંચી; હજી અમારૂં તો કાંઇ છેજ નહિ; તો અમારે તાળુ વાસવાનો શો હક છે ! માટે હમણાં તો તારીજ પાસે રહેવા દે ! હું ધારૂંછું કે વહાણનો સઘળો માલ લાવીને અહીં નાંખ્યો હોય તો માય ખરો જગ્યા પુષ્કળ છે.

**નૌત્તમશા**—એમ થાય તો ઘણુંજ સારૂં, તમારે બીજી ત્રિજી ખટખટ જ મટી જાય !

**મબલખશા**—ત્યારે તો હું એમજ કરીશ; વહાણુને થંભાવી રાખવા અને તેને સાચવવા બાદશાહ સલામત તરફથી બંદોબસ્ત થાય તેમ કરવાને આપણે તજવીજ કરવી જોઇએ !

**નૌત્તમશા**—સૌ સારાં વાનાં થશે, બધું થશે હું સઘળી બાબતનો બંદોબસ્ત કરાવી આપીશ, તમારે કોઇ વાતે ચિન્તા ન કરવી !

**મબલખશા**—તારા હાથમાં આ મકાનોની સંભાળ છે, કે જેમાં બાદશાના મેમાનો ઉતરે છે, એટલે કોઇવાર બાદશાહ સાથે વાત પણુ કરી શકતો હઇશ ખરો ?

**નૌત્તમશા**—હા...ઠીક છે ! જેમ છે તેમ છે ! પણ કોઇ વાતે તમારૂં કામ નહિ અટકે;

**[કર્તા]** નૌત્તમશાની બોલીથીજ સંતોષ પામી મબલખશા, જુમનાજીના કિનારામાં નાંગરેલા પોતાનાં વહાણુ તરફ આવ્યા અને જોયતો જોયતો સામાન મજુરો પાસે ઉપડાવી લાવવા માંડયો. મબલખશાનો ઠાઠ માઠ અને રૂબાબ જોઇ, ગામના લોકોએ અનુમાન કર્યું કે, આ પણુ કોઇ ગામના નગરશેઠ હશે, બધો સામાન લાવી રહ્યા બાદ તેને રૂડી રીતે ગોઠવીને વહેપાર ઝમાવ્યો, બીજે દિવસે પરદેશથી ખરીદેલો જે જે માલ પોતાની પાસે હતો, તેના નમુના ગામના વહેપારી ઉપર મોકલવા માંડયો, તે જોઇને જેને જેને તે માલ ખરીદવાની ઇચ્છા થઇ હોય તે મબલખશાને મુકામે આવવા માડયા, ફુરસદનો ઘણો ખરો વખત નૌતમશા, મબલખશાની પાસે બેસીને ગાળતા હતા, એટલે ગામના જે જે વહેપારી નગરશેઠીઆના મુનીમો આવતા તે બધા પ્રથમ નૌત્તમશાને અને પછી મબલખશાને સલામ કરીનેજ બેસતા, મબલખશાની સાથે વહેપાર સબંધી વાતચીત થઇ રહ્યા બાદ જતી વખતે નૌત્તમશાને નમન કરીને જતા.

આ ઉપરથી મબલખશાના મનમાં એમ થયું કે, આ પુરૂષને હું નોકર માનું છું. તેમ નહિ હોય પછી તો પરમેશ્વર જાણે, નાના નોકરજ હશે "રાજની લુંડીને મબલખનો સરદાર" આવી સુંદર હવેલીઓની સાચવણીની હકુમત મળી છે, જેથી બાદશાહ સાથે બોલ ચાલનો સંબંધ ધરાવનાર જાણી સૌ નમીને ચાલે છે.

બીજે દિવસે સવારમાં નૌત્તમશા, મબલખશાની સાથે બેઠા છે. તે વખતે બાદશાના મોકલેલા બે સિપાઇઓ, ચાર ઘોડાની ગાડી લઇને શેઠને ઘેર આવ્યા

ઘરમાંથી ખબર મળતાંજ તે મકાનમાં ગયા કે જ્યાં શેઠ અને મેમાન સાથે પણ નીચા ઉંચી આસનો ઉપર બેઠા છે, સિપાઇએ આવી શેઠને સલામ કરી કાગળ આપ્યો, અને કહ્યું કે વજીર સાહેબે મોકલ્યો છે, વળી બે ઘોડાની બગી પણ મોકલી છે.

**નોત્તમશા**—વજીર સાહેબને મારી સલામ કરીને કહેજો, કે તેમના મેમાન મોટા વહેપારી અને ભારે સોદાગર છે, તેમને આ વખતે ફુરસદ હોતી નથી ઘણે ભાગે સાંજની ફુરસદ હોય છે, માટે તેમને તેડીને તે વખતે આવીશ.

**મબલખશા**—શું છે, શી વાત ચાલે છે, કોણે સિપાઇ મોકલ્યા છે !

**નોત્તમશા**—આપ પરદેશી ભારે વહેપારી અને ઉમદા ગ્રહસ્થ છો, તેની જાણ પડવાથી; મેમાનગીરી અરથે તમને મળવા બોલાવે છે. એવી ચિઠ્ઠી બાદશા સલામતના કહેવાથી વજીરે લખી છે, અને ગાડી પણ મોકલી છે.

**મબલખશા**—ચાલો ત્યારે જઇએ કે જેથી આપણને પ્રતાપી પુરૂષનાં દર્શન થાય.

**નોત્તમશા**—બહુ સારૂં ત્યારે; પણ કોઇ વહેપારી આવશે તો !

**મબલખશા**—વહેપારી આવશે તો બેસશે, અને ચાલ્યા જશે તો ફરી આવશે.

**નોત્તમશા**—બહુ સારૂં ત્યારે હું લુગડાં પહેરી લઉં અને તમે પણ તૈયાર થઈ જાઓ !

[**કર્તા**] એક બાજુથી નોત્તમશા લુગડાં પહેરીને નિકળ્યા, અને બીજી બાજુથી મબલખશા ઘરમાંથી તૈયાર થઇને આવ્યા, નોત્તમશાનો તે વખતનો પોશાક અને તે વખતની ચાલ જોઇને મબલખશાનું અનુમાન બદલાયું; પણ મોઢેથી ઉચ્ચાર કરી શક્યા નહિ ! બન્ને જણ જૂદે જૂદે પાસેથી ચઢ્યા અને જોડા જોડ બેઠા એટલે વધારે દ્રઢ થયું; માન ન માન પણ રાજનો માનીતો ગ્રહસ્થ હોવો જોઇએ. ગાડી ચાલી એટલે ગામના લોકો ઉપરા ઉપરી સલામો કરવા લાગ્યા; ત્યારે પંદર આની દ્રઢ થયું કે, મેં આ માણસને અત્યાર સુધી ટુંકારે બોલાવ્યો એ મોટી ભૂલ કરી છે. આ માણસ આખા નગરમાં માન્યકારી છે.

બાદશા સલામતના મહેલની પાસેજ ગાડીવાળાએ ગાડી લાવીને ઉભી રાખી, તેજ વખતે વજીર સાહેબે બહાર આવી પ્રથમ નોત્તમશાની મુલાકાત લીધી, પછી મબલખશાને કહ્યું. આઇએ પધારીએ અંદર જઇ નગરશેઠે બાદશાને નમીને સલામ કરી, તેજ પ્રમાણે મબલખશાએ પણ કરી, ત્યારે બાદશા બોલ્યા આઇએ બેઠીએ નગરશેઠ !

બાદશાનું ફરમાન થવાથી ગ્રહસ્થોને માટે તૈયાર કરાવેલા આસનો ઉપર બેસી ગયા. બેઠા પછી નૌત્તમશા નમ્ર અને વિનય વચનથી બોલ્યા, સેવકને શું કારણથી બોલાવવાની જરૂર પડી !

**બાદશા**—જરૂરત ઓર કુચ્છ નહિ, સુના હે કે આપકે હયાં કોઇ મેમાન આએ હે, જો આપકે યાં મેમાન વો અમારે બી મેમાન હેં, ઉનકી મેમાનગીરી અમારે વાં બી હોની ચઇએ.

**[કર્તા]** વાત ચાલે છે એટલામાં બેગમ પાસેથી એક લુંડી આવી તેણે નૌત્તમશા તરફ નજર કરીને કહ્યું કે, બા સાહેબ પુછે છે કે, નૌકા બેન તથા નગીનભાઇને કેમ નથી લાવ્યા ! પછી વજીર તરફ નજર કરીને કહ્યું બોલાવી મંગાવો હાલને હાલ ! વજીરે સીપાઇને કહ્યું જાઓ એની એજ ગાડી લઇને અને બોલાવી લાવો નૌકા બેન તથા નગીનશેઠને;

વાત સાંભળી ઉંડા વિચારમાં પડેલા મબલખશા ગુમ અને વિચાર શુન્ય થઈ બોલ્યા, કોણ છે; નૌકાબા તથા નગીનશેઠ ? એટલામાં તો ગાડી આવીને ખડી થઈ અને બંન્ને બાળકો ઉતરીને દોડતાં પિતાના ખોળામાં બેસી ગયાં.

**નૌત્તમશા**—દાદાને સલામ કર્યા વિના કે બેટા !

**બાદશા**—નગીન શેઠકી તો હોચુકી હે ! લડકા બહોત હોંશિયાર હે ! અલ્લા સલામત રખ્ખે.

બેગમ પાસેથી દોડતી આવીને એક દાસી નૌકાને ઉઠાવી ગઇ, આ સઘળો દેખાવ જોઇ મબલખશા તો હેરત પામી ગયો, અને વિચારમાં ગરક થઇ ગયો; અત્યાર સુધી જેને હું બાદશાનો અગર કોઇ ગ્રહસ્થનો નોકર સમજતો હતો, તે નોકર નથી પણ આ શહેરનો નગરશેઠ છે, અને ખાનદાની સાથે નમ્રતાઇથી રાજમાં આટલું બધું માન છે.

થોડીવારે રૂપાના થાળમાં ભરીને મેમાન તથા શેઠને માટે મેવા મીઠાઇ તથા ઉત્તમ પ્રકારનાં ફળફળાદી નોકરો સાથે મોકલ્યાં, તેની સાથે પ્યાલા રકાબીઓ તથા નાની મોટી જેવી જોઇએ તેવી થાળીઓ તે પણ રૂપાનીજ મોકલી તે વળી અનુચર પાસે બાજુપર પવીત્ર જગામાં રખાવી, જેને ધર્મ ભ્રષ્ટ મનાયજ નહિ; એવી પવિત્ર રીતે બંન્ને મિત્રો એટલે મેમાન અને શેઠ મેમાનગીરીની હાજરી કરવા બેઠા તેજ વખતે એક બ્રાહ્મણ શિતળ જળનું પાત્ર લઇને આવ્યો, એક તરફથી હાથ મોં ધોતા જાય છે તેમ રેશમી લુગડાથી લોહોતા જાય છે, અને બાદશાના બોલને હુકારા દેતા જાય છે.

**બાદશા**—મબલખશા; નગરશેઠકી સંગ કુચ્છ સગાઈ હે, ઓર માયા મહોબત ?

**મબલખશા**—હજૂર ! માયા મહોબતે ખરી અને સગાઇ પણ ખરી !

**બાદશા**—કયા સગાઈ ?

**મબલખશા**—મેં શેઠકા સાલા !

**બાદશા**—શાળા ! જબતો તુમ મનોરથ કે ભાઈ હો કયા !

બાદશાના બોલવા ઉપરથી મબલખશાને સમજાયું કે શેઠની સ્રિનું નામ મનોરથ હશે, તેથી મનોરથનો ભાઇ કહે છે, માટે કહેવાદે હાએ હા, કરવા દે બંધ બેસતું ! હાજી હું મનોરથ એનનો ભાઇ.

**બાદશા**—સગેભાઇ !

**મબલખશા**—નાજી, હું મામાનો દીકરો છું.

**બાદશા**—બહોત ઠીક; બહોત ખુબ, જબનો એ નૌકા બેન ઓર નગીન શેઠ કુ અચ્છી તરેસે સમાલના !

**મબલખશા**—આપ ખુદાવિંદની ઓર અલ્લામિયાની રહેમથી સૌ સારા વાનાં થશે અને સારી રીતે સંભાળ પણ લેવાશે;

**બાદશા**—મબલખશા; નૌત્તમશા શેઠ, બહોત શાણે હેં; બડે ખાનદાન હે, ઓર બડે લાયકાતવાલા આદમી હે.

**મબલખશા**—હાજી મને પણ થોડાજ દિવસના સહવાસમાં સમજાઇ ગયું છે, હાલમાં મારે ઘણે વરસે મુલાકાત થઇ છે, હું છેક નાનો હઇશ ત્યારે એનનાં લગ્ન થયાં હશે.

[કર્તા] જેના માથામાં અત્તર સિંચેલાં છે, હાથમાં ફુલના ગોટા, ગળામાં ફુલના હાર, અને વળી મેવા મિઠાઇનો કંડીઓ લઇ, નગરશેઠની દીકરી નૌકાકુમારી તથા દીકરો નગીનશેઠ બંન્ને આવ્યાં, આવ્યા એવાંજ મબલખશાએ પોતાના ખોળામાં બેસાર્યા ત્યાર પછી થોડીવારે નગરશેઠે બાદશા સલામતની રજા માગી ? તેજ વખતે શાહે વજીરના સામુ જોયું તેજ વખતે વજીર સાહેબે પોતાના તાબાના નોકર સામુ જોયુ, તેજ વખતે ગાડી તૈયાર થઇ ગઇ. વજીરે બન્ને બાળકને ઉચકી પોતે ગાડીમાં બેસાર્યાં જો કે એ કામ વજીરને જાતે કરવાનું નહોતું પણ સુઘડ અને શાણાં બાળકને જોઇ સર્વને તેડવા રમાડવાનું મન થતુ હતું. બાળક બેઠા એટલે શેઠ તથા શેઠના સાળા પણ બેઠા એટલે ગાડી ધમકારી મુકી. નગરશેઠના નવિન મેદાનમાં આવી ગાડી ઉભી રહી, તેજ વખતે બંન્ને જણુ ઉતરી પોતપોતાના મકાનમાં દાખલ થઇ ગયા અને ગાડીવાનના સાથેનો માણસ કંડીઓ ઉચકીને બંન્ને બાળકને શેઠાણી પાસે મુકી શેઠને સલામ સાથે નમન કરી ચાલતો થયો; ગાડી ગઇ.

મબલખશા નગરશેઠની સાથે બાદશાહને મળવા ગયા હતા, તે વખતે બજારના ઘણા વહેપારીઓ તથા વહેપારીઓના મુનીમો ઉપરા ઉપરી ત્યાં આવી ગયા હતા, જ્યારે પાછા ઘેર આવ્યા ત્યારે પણ તેમાંનો એક હતો અને જવાની તૈયારી કરતો હતો, તેને મબલખશાની મુલાકાત થઈ; છતાં જે વાત કરવા આવ્યો હતો તે વહેપારની નહિ પણ બીજી વાત થઈ. મબલખશા શેઠને વાત કરવાની નવરાશ પણ હતી, તે જરા ધીમાશથી બોલ્યા કેમ ભાઇ ! આપ કયારના આવ્યા છો, મને બાદશાહે બોલાવ્યો હતો તેથી હું ઘેર નહોતો મારી સાથે આ પાસેના ઘરમાં રહે છે તે વણિક ગ્રહસ્થ પણ હતા.

**મુનિમ**—એ નૌત્તમશાહતો અમારા ગામના નગરશેઠ છે, એમનો માન મુર્તબો પણ સારો છે બાદશાની પાસે એમનું વજન પણ ખુબ છે માત્ર સ્થિતિ ગરીબ છે એટલુજ. આ મકાનો પણ પોતાનાંજ છે, તે પણ એમના વડીલોનાંજ વસાવેલાં છે, તે કોઇને ભાડે આપતા નથી, તે એમ સમજીને કે બાપે વસાવ્યું અને છોકરાએ રફે દફે કરી નાંખ્યુ; નહિતો ભાડે રાખનાર ઘણા મળે અને આવક પણ સારી થાય.

**મબલખશા**—એમનું લગ્ન કયાં થયું છે ?

**મુનિમ**—તે પણ એક ગરીબ વણિકને ઘેરજ થયું છે, તે માણસ કરીઆણાની દુકાન કરે છે, પણ તે બાઇ બહુ ગુણવાન સ્વરૂપવાન અને ભારે-ખમ છે. મનોરથબા તો સર્વના મનના મનોરથ પુરા પાડે તેવાં સુઘડ અને શાણા છે. જન્મ ગરીબને ઘેર થયો છે, પણ નગર શેઠાણીને છાજતા ભારેખમ પણાના સઘળા સદગુણ ભરેલા છે.

**મબલખશા**—મનોરથનું મોશાળ પણ આ ગામમાંજ હશે.

**મુનિમ**—નાજી મોશાળતો ઘણુ દુર છે; જેને કામરૂદેશ કહે છે ત્યાં હશે ! સાંભળ્યુ છે કે મોશાળમાં હાલમાં કોઇ નથી, જ્યારે નૌત્તમશાહ શેઠનાં લગ્ન થયાં ત્યારે મનોરથના મામા પાંચ વરસનો પુત્ર લઇને ઘર કુટુંમ્બ સહીત અત્રે આવેલા પરણાવીને ગયા પછી છોકરો દેશ વિદેશ ગુમ થઈ ગયો. મામાનું મરણ થયું, અને પંદર વરસથી તે છોકરાનો તો પતોજ નથી.

**મબલખશા**—કોઇવાર મનોરથનું જવુ આવવું બેગમ સાહેબ પાસે તો થતું હશે !

**મુનિમ**—નાજી; કોઈ દિવસ નહિ, ગાડીઓ ઉપર ગાડીઓ, મેંના માફા, તાવદાન દેખી મનોરથબા લલચાયાં નથી, અને બાદશાના મહેલમાં પગ પણ મુકયો નથી.

**મબલખશા**—તેને બે બાળક છે કેમ ?

**મુનિમ**—હાજી ! પાંચેક વરસની દીકરી છે તેનું નામ નૌકા છે અને બે વરસનો પુત્ર છે તેનું નામ નગીનશા છે, દીકરો આગળ ઉપર ભાગ્યશાળી નીકળશે. હવે હું જાઉં છું. આપ જમી લ્યો, પછી હું મોડો આવીશ.

**મબલખશા**—વારૂ ઠી...ક આવજો !

સાથે લાવેલો સઘળો માલ દિલ્લીમાં રાખવો, અને દિલ્લીમાંથી ખરીદેલો માલ વહાણુમાં ભરી ગોઠવી દીધો એમ સર્વ કામથી પરવારી રહેલા મબલખશાહને હવે એક બે દિવસમાં જવાનું છે, વળી મન સાથે ગોઠવણુ ગોઠવી કે આપણે ત્રણે ભાઈઓએ સંપી વિચારથી જે ગોઠવણુ ગોઠવી છે તે કાર્ય અહીંથી થઈ જાય તેવુ છે, માટે પાથરવાદે બાજી ! (એકદમ ધસીને નૌત્તમશાના મકાનમાં જઇને અવાજ કરીને) છે કે નૌત્તમશા શેઠ !

**નૌત્તમશા**—(ઉભા થઇને સામાધસીને) આવો આવો પધારો પધારો !

મબલખશા આવીને બેઠા એટલે મનોરથ આછુ આધુ ઓઢી પુંઠ ફેરવીને બેઠી, બાદ નૌતમશા બોલ્યા હું હમણાં ત્યાંજ આવતો હતો, સેજ જરા બાળકના આનંદમાં ગુંથઈ રહયો, એટલામાં આપને અહીં આવવુ પડ્યું તસ્દી માફ કરજો.

**મબલખશા**—નૌત્તમશેઠ ! આપની ખાનદાની સાથે સરળતા, શાન્ત અને સુઘડ સ્વભાવ જોઇ હુંતો ઠરીજ ગયો, હજારો ગામ ફર્યો, જીંદગી દેશાવર ખાતે કાઢી છે, પણ તમારા જેવી મુરતી તો આજે અને અહીંજ દીઠી, ધન્ય છે. હવે પરમ દિવસે સવારમાં અમારે જવાનું છે, પ્રેમપ્રીતિ રાખી છે. તેવીજ રાખજો, વળી બીજી મુસાફરી આવીશું, ત્યારે વગર પુછયે અહીં આવીને ઉભા રહીશું.

**નૌત્તમશા**—બહુ સારૂં બહુ સારૂં, ઘર બાર તમારાં છે !

નૌકાના હાથમાં બે અને નગીનશાના હાથમાં ત્રણ સોનામહોરો આપીને મબલખશા શેઠ બોલ્યા; બોલ્યું ચાલ્યું એઅદબી માફ કરજો, બાળકે મહોરો માતાને આપી, તેજ વખતે ડાબો હાથ પાછળ રાખી મનોરથે ફેંકી દીધી, અને ગંભીર વાણીથી ધીરે રહી બોલી આટલું બધું ન ઘટે ! !

ત્યારે શેઠ નૌત્તમશા ચમકીને બોલ્યા શું છે ? શું છે ? મહોરો દેખીને હંહંહં આટલું બધુ તો નજ ઘટે, લ્યો લઈ જાઓ ! આપના પુન્ય પ્રતાપે પ્રભુએ ઘણુંય આપ્યું છે.

**મબલખશા**—આપ વિવેકી અને ઘણા સમજુ છો પણ આ ઠેકાણે ભુલ કરો છો, મને પ્રેમ થયો અને પ્રભુએ પ્રેરણા કરી ને મેં આપી, આ

તરફ આ શહેરમાં આવી હું ઘણું કમાયો છું તે પ્રતાપ બધો આપનો છે, માટે મારૂં માન રાખો ! મારે નથી પાછળ ખાનાર પીનાર કે સંભાળનાર.

**નોત્તમશા**—આપે તો કશી વાતજ ન કરી, કોણ છો, ક્યાંના છો, શું વસ્તાર છે વિગેરે કાંઈ પણ ?

**મબલખશા**—શેઠ, મારી વાત તો કર્યા જેવીજ નથી; તેમ તમારે સાંભળ્યા જેવી પણ નથી.

**નોત્તમશા**—અરે એમ તે હોય ! તમારા જેવા ગ્રહસ્થ વહેપારી માણસની વાત સાંભળ્યા જેવી ન હોય એમ તે હોય, એમ કહોને કે કહેવાની નવરાશ નથી.

**મબલખશા**—શેઠજી સાહેબ નવરાશ તો ઘણી છે; પ...ણ ! શું વાત કરૂં ! હું દુઃખી જીંદગી ભોગવું છું.

**નોત્તમશા**—મબલખશા શેઠ; વાત તો કરવીજ પડશે, જેમ તમારી કહેવાની ઢીલ તેમ અમારી સાંભળવાની આકાંક્ષા વધતી જાય છે, બોલો ઝટ !

**મબલખશા**—મેં મારી વીતક વાત કોઇ ઠેકાણે કોઇને કરીજ નથી, હોઠ બહાર વરાળ પણ કાઢી નથી, જ્યારે તમે આતુરતાથી સાંભળવા માગો છો, ત્યારે કહું છું, ધ્યાન રાખો.

હું જાતે વણિક છું. મારી જન્મ ભોમી મને ચોકસ ખબર નથી, પણ મારા માતા પિતા કોઇ સારા અને સુશોભિત શહેરમાં રહેતાં હતાં. મારે એક ફોઈ હતાં તેમનું નામ તો હું ભૂલી ગયો છું. પણ મારી ફોઇની દીકરી જે મારાથી બે ચાર વરસે મોટી હતી, હર હંમેશ મારા ભેગી રમતી હતી અને મને રમાડતી હતી, તેનું નામ મનોરથ હતું.

જે વખતે મારી ઉમ્મર પાંચ વરસની હતી, હું મારી મોટી મનોરથ બા સાથે રમતો હતો, તે વખતે રમતો રમતો મેલ્લા બહાર જતો રહ્યો, તે વખતે દૂર દેશાન્તરના વિદેશી બે મુસાફર બીક લાગે તેવા ત્યાં થઇને જતા હતા, તેમણે મને જોયો, તેજ વખતે મને કાંઈ ખૌં ખૌં આપી લલચાવ્યો; જેથી હું તેમની વાંસે વાંસે ગયો, મને રમાડતા ફોસલાવતા જેમ જેમ આગળ ચાલ્યા તેમ તેમ હું તેમની વાંસે વાંસે ચાલ્યોજ ગયો, ધિમે ધિમે મારી બીક ઓછી થતી ગઇ, થોડે આગળ જઇ મને ઊચકી લીધો, એક ઊંટ ઉપર બેસારી દીધો, અને તેમાંનો એકજણ મારી પાછળ બેઠો. ઘણે દૂર જઇ મને ઉતાર્યો, પછી પોતાના ઘરમાં લઇ ગયા, ત્યાં મને પ્રેમથી પ્રિતીથી ખવરાવતા પીવરાવતા જેથી હું તેમનોજ થઇ ગયો, પછી મને નિશાળે મુક્યો, વળી ધીમે ધીમે વહેપારે પણ પાવરધો કર્યો, મને ઉંટ ઉપર બેસારી પાછળ રહેલો માણસ

પણ ઘણે દિવસે આવી પહોંચ્યો, એ એમાંના મોટાને હું મોટા કાકા કહી બોલાવતો, તેમ બંન્નેની સ્ત્રિયોને પણ મોટી કાકી અને કાકી કહી બોલાવતો, એ મોટી કાકી તથા કાકી એક દિવસે પાડોશણો સાથે વાતો કરતાં એમ બોલી કે આ છોકરો તો વાણીઆનો છે. અમારા ઘરવાળા મુસાફરી ગયા ત્યારે રંગુનમાંથી ઉંટ ઉપર નાંખીને લાવ્યા છે, તેને આજકાલ છ સાત વરસ થયાં તે વખતે ઉમ્મર અગિયાર બાર વરસની હતી.

આ શબ્દો સાંભળ્યા પછી મારી વૃત્તિયો કાંઇક જૂદાજ પ્રકારની થઇ, મને અનેક પ્રકારનાં વિચારો આવવા માંડયા, અરે આ માણસો મને ચોરી ઉઠાવી લાવ્યા છે, મારા મા બાપ મને ખોળતા હશે અરે એ કેવા હશે; હવે મને કોઇ રંગુન લઇ જાય તો સારૂં, હું મારા માબાપને મળું; એ બિચારા મારા વિના દુ:ખી થતા હશે; મારી બેન મનોરથ પણ મને સંભારતીજ હશે.

મારી પંદર વરસની ઉમ્મર થઈ ત્યારે મારા બંન્ને કૃત્રિમ કાકા મને પરણાવવા સબંધી વિચાર કરવા લાગ્યા. પણ તે વિચારો મારી મનોવૃત્તિયો પાસે રદ ગયા, તુરત તો તે વિચારો માંડી વાળ્યા. મારા કાકાના જેવા અને દરીએ મુસાફરી કરનારા બીજા વહેપારીઓ પરદેશ જવા તૈયાર થયા, તેમની મુસાફરીમાં રંગુન શહેર આવશે એમ સમજી મેં તેમની સાથે જવા વિચાર કર્યો અને મારા કાકાની પાસે આગ્રહ કર્યો, ત્યારે મારા મોટા કાકાએ વિચાર કર્યો કે જશે તો હોંશિયાર થશે એમ જાણી મને જવા દીધો.

લાંબી મુસાફરી દરિયામાં, કેટલાક ગાઉ ઉંટ ઉપર, કેટલાક ગાઉ ખચ્ચર ઉપર એમ કરતાં રંગુન શહેરમાં આવ્યા ત્યાં વણિકનો મોહોલ્લો મેં શોધી કહાડયો, ત્યાં ચોકસ તપાસ કર્યો, ત્યાં વૃદ્ધ ડોસા ડોસીઓથી ભાળ મળી કે ભાઈ તમારાં મા બાપ દેવલોક થઇ ગયાં, ફક્ત રહ્યામાં એક તમારાં ફોઈ તે પૈસા ટકા જે રહ્યું તે સમેટીને એમને સાસરે જતાં રહ્યાં છે. આટલું સાંભળતાં મનોરથે નૌત્તમશા તરફ આધુ ઓઢીને જરા પાછું વાળી જોયું અને મબલખશા તરફ પ્રિતીથી જરાવાર નિહાળીને જોઇ રહી !

હું જ્યાં રહું છું ત્યાં પૈસા મળવાના છે જેથી મારૂં નામ પણ મબલખશા પાડયું. વળી વહેવારે પણ હું એટલો બધો પાવરધો થયો છું કે હું વાત કરતાં કરોડો રૂપિઆ પેદા કરી શકું છું. મબલખશાનું બોલવું સાંભળી હિમા સાદે મનોરથ બોલી, તમારી સઘળી વાત સાંભળતાં એમ સમજાય છે કે તમો મારા મામાના દીકરા ભાઇ થાઓ છો, અને આ બંન્ને બાળકના મામા થાઓ છો.

**મબલખશા**—ત્યારે મારાં બેન મનોરથ તે તમેજ ?

**મનોરથ**—આજ કાલ કરતાં પંદર વરસ થયાં જેથી ચોકસ ઓળખાણ તો નથી પડતી, પણ તમારી વિતક વાત સાંભળીને ચોકસ ભ્રાંતિ પડે છે અને બરાબર મળતું પણ આવે છે.

**મબલખશા**—વારૂં ત્યારે તો આનંદના સુરજ ઉગ્યા. બાદશા સલામતની રૂબરૂમાં જ્યારે મને પુછવામાં આવ્યું, ત્યારે પણ સાચું હતું તેજ નિકળ્યું. પરમેશ્વર સત્યજ બોલાવે છે, સંજોગ જ્યારે થવાનો હોય છે ત્યારે થાય છે, માગ્યે મળતું નથી પણ ભાગ્યેજ મળે છે.

**મનોરથ**—ભાઇ મબલખશા; તમારા ભાણેજ, સાચા અને સગા ભાણેજ નગીનશા ભાણેજ તથા નોકા બેનને પાંચ મહોરો આપી એ કાંઇ આપ્યું નથી એમ કહીએ તો ચાલે, કાંઇ ફિકર નહિ. હજી તો આપવાના દિવસ અતીશય આવશે.

**મબલખશા**—ઘણા બેન ઘણા; આજે ઓચિંન્તો મેળાપ થઈ ગયો, હવે તો મારે જવાનો વખત નજીક આવ્યો; દિવસ તો ચડતો ચાલ્યો !

**મનોરથ**—આજે તો નજ જવાય, વળી બે ચાર દિવસ રહીને જજો. આજે તો મારા હાથની રસોઈ જમો, વળી જવાશે વહેપારનાં વાણાં વહી નથી જતાં,

**મબલખશા**—બહુ સારૂં ત્યારે તો, પ્રથમ ભાઇને ઘેર બેન ભાણેજાં હોય, માટે મારે ઉતારે તમે જમો બેન આજે હું રસોઇઆ પાસે રસોઈ કરાવું છું. તમે બધા ત્યાં જમજો, કેમ નગીન શેઠ !

**મનોરથ**—એમાં શેઠને શું પુછો છો, એ કાંઇ ના કહે તેમ નથી ઘણે વરસે મળેલા ભાઇ બેનના પ્રથમ મેળાપમાં કાંઇ ના કહેવા જેવું કારણ નથી.

**નોત્તમશા**—ઉલટું ખુશી થવા જેવું, નગીનભાઇ આજે તો તમારા મામાને ત્યાં જમવા જવાનું, કેમ નોકા બેન !

**નોકા**—હા બાપા; મામા શું જમવાનું કરશે ?

**મનોરથ**—આજે તો પ્રથમનો મેળાપ છે, એટલે કંસાર હોય; કાલની વાત કાલે.

**નોત્તમશા**—વળી આજની સાથે, કાલનું પણ સાંધતા જાઓ છો કે શું ?

**મબલખશા**—ભલેને સાંધે, જે સબંધ બંધાયો છે, અને ફેર સંધાયો, સંધાયો તે સંધાયોજ સમજવો.

**નોત્તમશા**—બહુ સારૂં; બહુ સારૂં; હવે તો મને પણ માનથી બોલાવવો પડશે.

**મબલખશા**—અરરર; એ શું બોલ્યા, ઘણી ખુશીથી, જ્યારથી બાદશાની મુલાકાત કરી ત્યારથી તો માનથીજ બોલાવું છું, સગાઇની વાત તો પછી નીકળી કેમ ખરૂં કે નહિ! પ્રથમ તો તમને હું આ મકાનની સંભાળ લેનાર નોકર તરીકે જાણતો હતો. અત્યાર સુધી સુરજ વાદળે ઢંકાયો હતો.

**મનોરથ**—ભાઇ, હવે દુર દેશાવર જવું આવવું કહાડી નાખો, અરે જવુ આવવુ તો શુ પણ હુંતો કહુ છુ કે ત્યાં રહેવુંજ કહાડી નાંખો! હવે તો તમારા ભાણેજને ગમશે પણ નહિ, અવરનવર ભાત ભાતનાં ભોજન બનાવરાવી, સર્વે સાથે જમ્યા છેવટ સાતમે દિવસે મનોરથ બેનના હાથની રસોઈ મબલખશા જમ્યા, પછી જવાની તૈયારી કરી. સરકારના સિપાઇ સાથે આગલે દિવસે નૌત્તમશા શેઠે સંદેશો કહાવ્યો હતો, તે પ્રમાણે વખતસર ગાડી આવી, નૌત્તમશા, મબલખશા તથા બે બાળકો બેસી ગયાં, ગાડી ચાલી, મબલખશા ઉતરી વહાણમાં બેસી ગયા એટલે બંન્ને બાળકોએ રોવા માંડયું, મબલખશા ઉતરીને પાછા આવ્યા બંન્ને બાળકોને છાતીએ દબાવ્યા, વળી બાજી પાંચ મહોરો આપી ગયા અને વહાણમાં બેઠા, નૌતમશા શેઠને સલામ કરી વહાણ હંકારવાનું કહ્યું.

ગામના લોકો જે મબલખશાને વળાવવા આવ્યા હતા, તેમને મબલખશાએ કહ્યું કે ભાઇઓ આ બાળકોની માતા મનોરથબા એ મારાં સગી ફોઈની દીકરી બેન થાય છે તેની ખરી ઓળખાણ તો કાલેજ પડી. લ્યો સર્વે ભાઇઓ આવજો, સર્વેને પ્રણામ છે જય સદગુરૂ? વહાણ આગળ ચાલ્યુ, નગર વાસીઓ પાછા વળ્યા રસ્તામાં ચાલતા વાતો કરે છે, ભાઈ સોદાગર વહેપારમાં પાવરધો તો ખરો એની છટાતો ખૂબ, પૈસા પણ દિલ્લીમાંથી સારા લીધા, લોકો વાતો કરે જાય છે તે વખતે નૌત્તમશા શેઠની ગાડી બાજુમાં થઇને ગઈ.

**ગરાસણી**—રાણા અમરસિંહ! મબલખશા શેઠે સગપણની જે જાળ પાથરી હતી તે બધી જૂઠી, એમાં જરાય સાચુ નહિ, માત્ર એને આગળ ઉપર કાંઇ કાવતરૂં કરવા વિચાર. દીન પર દીન ગયા માસ પર માસ ગયા, વરસ દિવસ, પુરો થયો ત્યારે સોદાગર ફેર આવ્યો, નૌત્તમશા શેઠને માત્ર સંદેશોજ કહાવ્યો એટલે નૌત્તમશા શેઠ દરબારમાંથી ગાડી મંગાવી મબલખશાના સામા આવ્યા, મબલખશા પોતાની સાથે આવેલા સંગાથીને સુચવી, વહાણની સોંપ્રત કરી નૌત્તમશા શેઠની સાથે ગાડીમાં બેસી ઘેર આવ્યા.

**મબલખશા**—બેન મનોરથબા, નોકાબેન તથા નગીનભાઈ વિના ઘડીભર ગોઠ્યુ નથી હવે હું જાઉ ત્યારે તો બેમાંથી એકને મારી સાથે મોકલજો

પ્રથમતો નૌકા બેનને મોકલજે, બીજી મુસાફરી જઈશ ત્યારે નગીન ભાઇને લઇ જઇશ.

**મનોરથ**—સારૂ ભાઇ સારૂ, જેમ ગોઠે તેમ કરજે.

**મબલખશા**—બેન મારા લગ્નની વાત ત્યાં ને ત્યાં ચાલે છે તે ઠીક કે નહિ.

**મનોરથ**—ભાઇ, નહિ સગુ નહિ વહાલુ, નહિ નાત નહિ જાત, નવી રાજા નવી પ્રજા કરવી જાણે નવો અવતારજ લેવો. તે મને તો ઠીક નથી લાગતું, તને જેમ સારૂ લાગે તેમ ખરૂ !

**ગરાસણી**—રાણા અમરસિંહ, મબલખશાની આ મુસાફરી વહેપાર સંબંધી નહોતી, પણ પાંચ સાત હજાર રૂપિયા લઇને આવવુ થએલુ તે માત્ર ઉડાવીજ દેવા, આવતાં વેંત પ્રથમ બેનને પાંચસો રૂપીઆની જણુસો ઘડાવી બસો રૂપીઆની કંઠી, નૌત્તમશા શેઠને માટે ઘડાવી આપી અને હજાર હજારના દાગીના બે ભાણેજોને પહેરાવ્યાં. કોઇ જગાએ સો કોઇ જગાએ ત્રણસો વળી કોઇ જગાએ પાંચસો એમ ત્રણ હજાર રૂપિઆ ધર્માદાની જગાઓમાં આપ્યા. જેથી મબલખશા શેઠની દિલ્લી શહેરમાં કિર્તિ ફેલાતી ચાલી, ગાડીઓ ઉપર ગાડીઓ ઉપરા ઉપરી મોકલી ઘણી વાર બાદશા સાહેબે મબલખશા શેઠની મુલાકાતો લીધી, વળી આખો દિવસ ભાણા ભાણીને ગાડીઓમાં બેસારી ગામમાં એક છેડેથી બીજે છેડે આવ જાવ કરે છે, રસ્તામાં જે ચીજની ઇચ્છા કરે તે લઈ આપે છે. અને અવનવાં લાડ લડાવે છે.

દિલ્લી શહેરમાં આમ તેમ ફરી પુષ્કળ પૈસા કાંકરાની માફ વેરી એ પ્રમાણે પંદર વીસેક દિવસ રહી ઓચિન્તિ સવારી ઉપાડી, જવાની ઉતાવળ કરી ત્યારે બેન મનોરથ પુછે છે કેમ ભાઇ આ વખતે આટલી બધી ઉતાવળ?

**મબલખશા**—વહેપારની બાજી ગોઠવી છે, તેમાં ભારે લાભ થયો છે, પંદરેક લાખ તો હશેજ માટે જલદી જવું પડશે. એમ કહી શેઠ વિદાય થઇ ગયા, કેવી રીતે આવ્યા અને કેવી રીતે ગયા તે કોઇથી ચોકસ કળાયું નહિ.

**ગરાશણી**—રાણા અમરસિંહ; પછી આગળ શી વાત કરૂં; કાંઇ કહેવાનીજ વાત નહિ.

**અમરસિંહ**—હવે તો ચલાવો આગળ ! ઘડી પલકભર સાંભળવાની આતુરતા વધતી જાય છે. તમે કહ્યું કે કપટ જાળ પાથરી છે, તે શું ? તે કેવી રીતે તે સમજાયું નહિ.

**ગરાશણી**—ભાઇ અમરસિંહ; જેમ માંછલાને પકડનાર લોટની ગોળી કરી લોઢાની અંકોડીએ ચોટાડી પાણીમાં મુકે છે, પક્ષીને પકડનાર પ્રથમ દાણા

વેરે છે, ખરો ખેલાડુ જુગારી નવા રમવા આવનારને પ્રથમ તો જીતાડી લાલચમાં નાંખે છે. અને ઠગ જેમ પોતાનું તન મન ધન અર્પણ કરી દે છે.

**અમરસિંહ**—નૌતમશાની પાસેથી ઠગી લેવાનું તો હતુજ શુ ?

**ગરાસણી**—અમરસિંહ રાણા, તે આગળ સાંભળવાથી સમજાશે, અકળાઓ નહિ, સાંભળો ! મબલખશાનું આ વખતનું જવુ તો સર્વને સંભાર્યા જેવુ અને દુઃખદાયક થઇ પડયુ. નગરના લોકોતો તેમની ઝંખનાજ કરી રહ્યા હતા, પગલે પગલે અને પ્રસંગે પ્રસંગે તેમનીજ વાતો કર્યા કરતા, ભાઇ એમનો દેશ મુલક કયો હશે કયાં હશે કોઇની સાથે દેવુ લેણુ કે લેવડ દેવડ, તો રાખતાજ નથી કે એમનું ગામ ઠામ શોધી કાઢવાની જરૂર રહે, આવ્યા ત્યારે આવ્યા ને ગયા ત્યારેગયા; જેમ, માત્ર શ્રાવણ માસનો શંકરનો વરસુનીઓ પુજારી બ્રાહ્મણ અષાડ વદી એકાદશીને દિવસે, હડકયો આવીને ઉભો રહે છે, તેમ બારેને બારે માસે મબલખશાએ આવવા માંડયું, કોઈ વાર વહાણુમાં, કોઇ વાર ઘોડા ઉપર, કોઇવાર ઉંટ ઉપર, એમ અવાર નવાર જૂદા જૂદા વાહનો ઉપર આવતા, પણ જેમ વરસુનીઓ વરસુન ચુકે નહિ, તેમ મબલખશા એકે શાલ ચુકે નહિ, તેમ ભાણા ભાણીને આનંદમાંજ રાખે, અને જ્યારે આવે ત્યારે બે ત્રણ હજાર ખરચ કરીનેજ જાય.

પહેલાં બે ત્રણ વરસ તો દરબારેથી ગાડીઓ આવતી પણ પછી તો ગામમાં પેસતાંની સાથે ભાડે ગાડીઓ ફેરવનારની સાથે બંદોબસ્ત કરી રાખતો અને તેને આખા દિવસના મોં માગ્યા દામ ઠેરવી શેઠની ડેલીમાં બે ત્રણ ગાડીઓ ઉભીજ રખાવતા.

નૌકા તથા નગીન શેઠ, જ્યારે ફરવા જવાની ઇચ્છા કરે ત્યારે ગાડી તૈયાર ! મામાને ફુરસદ ન હોય તો કાંઇ નહિ. માત્ર ગાડીવાન પોતેજ જ્યાં જવું ત્યાં લઇ જાય, અને ખાવાની. રમવાની, જોવાની જે ચીજની ઇચ્છા કરે તે તેને અપાવે, મનના માનેલા અપેક્ષા પુરી પાડયા વિના રહે નહિ, નૌકા તેર વરસની થઇ ત્યારસોરા મબલખશા શેઠ, પ્રિતી પાત્ર અને વિશ્વાસ પાત્ર થઇ પડયા.

એક દિવસ બંને શેઠીઆ મધ્ય રાત્રિની વખતે પાસે પાસે સુતેલા અવનવી વાતો કરતા હતા.

**નૌત્તમશા**—મબલખશા, તમે જ્યારે આવો છો ત્યારે બે ચાર હજાર રૂપીઆ ઉડાવીનેજ જાઓ છો કમાણી થોડી ને વપરાશ વધારે દેખાય છે.

**મબલખશા**—પ્રથમનો ભેગો કરેલો ગંદો અને ગંધાનો કચરો કાઢી નાંખી જમિન સાફ અને પવિત્ર કરવી તે હું કરૂં છું.

**નૌત્તમશા**—તમારા કાકા, અને મોટા કાકાએ શું ધંધામાં દ્રવ્ય ભેગુ કર્યું છે ?

ઘોર પાપ કરી પેદા કરેલા પૈસા જ્યાં સુધી વાપર્યા નથી ત્યાં સુધી સારા છે. જો વાવરવા માંડયા, અને ધર્મ કાર્યમાં ન વાવર્યા તો તો વાવરનારની ખરાબી; માટેજ હું અઢળક ધન ધર્મ કાર્યમાં વાવરૂ છું.

**નૌત્તમશા**—એવું શું પાપ કરીને પૈસા પેદા કર્યા હશે ?

**મબલખશા**—શું પાપ કરીને, અને કેવી રીતનું પાપ કરીને પૈસા પેંદા કર્યા હશે; તે સાંભળવાની ઇચ્છા હોય તો ધ્યાન દઇને સાંભળો ! મારા કાકા પર કાકાએ તો તે કામ કરેલું નહિ; પણ તેમના દાદા પર દાદાઓએ ખુબ હીમ્મત રાખીને તે કામ કરેલું તે તમે સાંભળો. આ ભરતખંડની ઉજ્વળ ગાદીના નગરશેઠ ! એમણે એક નહિ પણ અનેક "મોહર"ની હિંસા કરેલી તે સાંભળવા જેવું છે. દુનિયામાં ઉડતી, બોલાતી કહેવત તો સાંભળી હશે કે અમુક માણસે મોર માર્યો, ફલાણા માણસે મોર માર્યો ? તે તો સમજતા હશો ?

**નૌત્તમશા**—હાજી સમજુ છું, અંકુરને અટપટુ કામ જે મુશ્કેલીથી બને છે, તે કોઈ માણસ સેલથી કરી શકે તેનું નામ મોર માર્યો કહેવાય, મોર એટલે જેના પુંછડાના છેડે ચાંદાવાળાં શુશોભિત ચિત્રો હોય છે, જેના મુગટ બનાવીને પ્રભુને મસ્તકે ધરાય છે.

**મબલખશા**—સમજ્યા તો ખરા પણ કાંઇક ઓછું. તમે સમજ્યા તે તો મોર ? અને હું કહું છું એ તો "મોહર."

**નૌત્તમશા**—વરસાદ વખતે કળા કરે છે તથા નાચે છે, જેને મોર કહે છે, તે નહિ કેમ ?

**મબલખશા**—નાના તેતો નહિજ. પણ વૃદ્ધોના વૃદ્ધોએ તો 'મોહર' મારેલા. તે મોહર તમે જોએલા નહિ, તેમ સાંભળેલા પણ નહિ, કહેવત સાંભળેલી તેમાં તો મોર શબ્દ સાંભળેલો તે વાત ખરી. અમારા વડીલોએ જે મોર મારેલા, તેમનામાં શ્રી હરીએ એ શક્તિ મુકેલી કે તે પણ ધ્યાંન રાખીને સાંભળવા જેવી છે. સમુદ્રના મધ્ય ભાગમાં હરીયલ નામનું પક્ષી થાય છે તે ઉંચામાં ઉંચું ઉડે છે; જનમ્યા પછી જમીન ઉપર પગ દેતુંજ નથી બસ આકાશમાંજ ઉડયા કરે છે, પાંખના સાધનથી ઉડે છે અને બે પગની વચમાં વીશ કે પચીસ મણનું લાકડું પકડી લે છે, જ્યાં સુધી એ હરીયલના દેહમાં જીવન શક્તિ જળવાએલી રહે છે. ત્યાં સુધી એ લાકડુ પણ પૃથ્વિનાં દર્શન કરવા પામતુ નથી, પોતે પચીસ મણ ભાર લઇને ઉડયાજ કરે છે, પણ પોતે પોતાના મનથી એમ સમજે છે કે આ મારે બેસવાનું અને થાક ખાવાનું

સાધન છે. જન્મથી મર્ણ પરીયંત તેનો લાકડા સાથે સબંધ બંધાએલો છે જેથી તેનું નામ લક્કડ ખોદ પણ કહે છે. તે લાકડાને નિરંતર ચાંચથી ટચકા માર્યા કરે છે, પણ પાશેર ભાર કોચી શકતું નથી. આ લક્કડખોદ પક્ષિથી પણ ઉંચું ઉડનારૂ વળી આધુ ઉડનારૂ એટલે સમુદ્રના મધ્ય ભાગમાં ઉડનારૂ માત્ર કોઇ નાના નાજુક અને દશ પચીસ ઝાડવાળા બેટમાં આશ્રય લેનારૂ તે આ મોર પક્ષી તે સમુદ્રની સપાટીની જેટલે ઉંચેથી નજર કરે છે એટલેજ નીચે પાણીમાં નજર કરી શકે છે, માઇલ ઉંચેથી નજર નાંખે તો માઇલ નીચે પાણીની અંદર જોઈ શકે. ત્યાં શું છે તે ખુલ્લુ દેખી શકે. જીવજંત, હીરા, માણેક, મોતી વિગેરે જે હોય તે બધુંય. જેમ હંસનો ચારો મોતી છે તેમ તેનો ચારો પણ મોતીજ છે. હંસની ચાંચે મોતી ઓગળી જાય છે, અને તે આખાં મોતી ગળી જાય છે. જો પાંચ ગાઉ ઉપરથી નજર નાંખે તો પાંચ ગાઉ સમુદ્રની તળેટી નિચે પડેલાં મોતી જોઇ શકે તેજ વખતે ઝડપ મારી નીચેથી ખેંચી લે અને આખાં મોતીથી પેટ ભરી આકાશમાં ઉડી જાય, વળી બળતા મડદાની ગંધ ઉપર તેને વધારે પ્રિતી રહે છે તે તરફ તે ધસીને આવે છે પણ તે સમુદ્રના મધ્ય ભાગમાંજ.

**ગરાસણી**—ભાઈ અમરસિંહ, મોહર પક્ષિ સમુદ્રને તળીએથી સીપો કાઢે છે, તેને ચાંચેથી તોડે છે, અને અંદરથી નીકળેલાં આખાં મોતી ગળે છે; એના પેટમાં સવામણ મોતીનો સમાવેશ થાય છે, તેમાંના કેટલાંક બરબાદ જાય છે, ચારે બાજુ ફરતા સમુદ્રની વચમાં ઝાડોથી ઘેરાએલો બેટ, માત્ર વરસાદના મીઠા પાણીનો ભરેલો બેટ જ્યાં આવેલો હોય છે. ત્યાં ઘણે ભાગે મોહર પક્ષિનું વસવું થાય છે, તે માત્ર જવલ્લા કોકજ વખત વરસાદનું ઝામેલુ પાણી પીએ છે, અને મોતીનો ચારો ચરે છે. તે મોતી તેના પેટમાં હઝમ થતાં નથી, પણ રહે છે કેટલાંક આખાં ને આખાં રહે છે, તે કોઇ પણ રીતે બગડતાં નથી. સવામણ મોતીના અહારે તે પક્ષિ મરણને શરણ થાય છે, તેનું મરણ પણ ઘણું કરીને તેજ બેટમાં થાય છે. જે માણુસ તે મોહર પક્ષિને મારે તે તેની પોતાની સાત પેઢી સુધી રાજાની સાહેબી ભોગવી શકે તેટલુ દ્રવ્ય મેળવી શકે એટલાં મોતી તેને પ્રાપ્ત થાય છે, મોહર પક્ષિની વાત સાંભળીને નોતમશા તો નવાઇ પામી ગયા, વા ભાઈ વા આ પક્ષી તો કોઇ અજબ કહેવાય.

**મખલખશા**—બીજી ખુબી એ છે કે જ્યાં સુધી શીપમાંથી પ્રગટ થએલાં ચોખ્ખાં ચળકતાં મોતી દેખે ત્યાં સુધી બંધ અને આખી શીપો ગળે નહિ.

નૌત્તમશા—મબલખશા હવે ચલાવો તમારી વાર્તા આગળ ! જેમ તમારા ઘરડાની વાર્તાનો વીપરીત ફેલાવો થયો છે. પછી શું થયું ?

નૌત્તમશા કે જેને સાંભળવામાં રસ પડી રહ્યો છે તે બરાબર ધ્યા. રાખી સાંભળે છે, મબલખશા પોતાની ધારેલી ધારણામાં ફતેહમંદ થયો છે એ સમજી અંતરમાં હરખાય છે, આવી ખુબીદાર વાર્તા ગરાશણી ઘટાવીને અમ રસિંહને કહે છે, જે સઘળા બેઠેલા બધા મનુષ્યો સાંભળે છે.

ભાઇ અમરસિંહ, સાળો બનેવી બંન્ને શેઠીઆ વાતો કરતા ઉંઘમાં ઘેરા લાગ્યા, અને નૌકા તો ઉંઘમાં ઘેરઇજ ગઈ. સર્વનું જાગૃત થવું સવારમાં મે થયું. વળી મબલખશાની એક ભારે સફર વાગી તે વખત તો નૌતમશા કહેવા પણ ન રહ્યા. સેજ ગંગાજી ઉપર ગયા ત્યાંથી બારોબાર ઉપડી ગય અહીં તો ખોળમ ખોળા થઇ રહી. એમ કરતાં મહીને સવા મહીને એક પ દેશી માણુસ ખબર લાવ્યો કે ભાઇ નૌતમશાનું ઘર કીયું ? ખોળતાં જડયું ત ઝટ મનોરથબાને મળીને કહ્યું કે, બા મબલખશાએ ઘણા ઘણા પ્રેમથી તમ બધાંને બોલાવ્યાં છે, અને થોડા દિવસમાં આવવાના છે. આજથી સાત દિવસ ઉપર મને મળ્યા હતા, આમથી સમાચાર આવે છે અને વળી તાક મબલખશા પણ ઉંટ ઉપર સવારી કરી જોઈતી સઘળી તૈયારી કરી ગામથ ત્રણચાર ગાઉને છેટે મુકામ કરી પગે ચાલતા નૌતમશાના મકાનમાં આ પહોંચ્યા, સાથે બીજુ ઉંટ લઇ તે ભાઈ આવી પહોચ્યા છે. બે પવન વે સાંઢણીઓ તૈયાર રાખી માતાના દેવળમાં છૂપી રીતે ભાઇ રહ્યો છે. તે તપાસ મબલખશાએ કરી; તપાસ કરતાં મબલખશાને સમજાયું કે ભાઈ ગોઠવણ તો સારી કરી રાખી છે.

નૌતમશાના મનમાં મોર માર્યાની વાતો તો રમી રહી છે. રાત્રે સુ રહે તો સ્વપનાં પણ એના એજ વિચારો આવ્યાં કરે છે. આ વાત સાંભળી નૌતમશા કહે છે વાહ મબલખશા વાહ, તમારા ઘરડા તો ગજબના કરન કહેવાય ! હાય......બાપ.

મબલખશા વિચારે છે, હવે ઝાઝો વખત રહેવામાં માલ નથી, હવે આપણે આપણા કામની તૈયારી કરી નાંખવી જોઇએ. મબલખશા પણ સ્તબ્ થઈ ગયા અને વિચારમાં પડી ગયા, અને બોલતા બંધ રહી ગયા. ત્ય નૌત્તમશા બોલ્યા, કેમ મબલખશા, ત્યારે તમારા તે ઘરડાએ મોર મારેલો ખરે

મબલખશા—ભાઈ જરૂર મારેલો તે વિના આટલું બધું ધન એમ ઘરમાં હોય નહિ. વળી પોતાની પંદર વરસની છોડીને છરા મારી મરણતોલ કર કૃત્રીમ ચીતા ઉપર સુવારેલી તે જોઇ તેની મા આપઘાત કરી મરી ગએ

આ બીના તો સાંભળી જાય તેવી નથી તો તે કહેવાય કેમ; મને તો કહેતાં કમકમીઓ આવે છે.

**નૌતમશા**—શ્રી હરી, શ્રી હરી, શ્રી હરી, કરીને સૌ સુઇ રહ્યાં, ઉંઘી ગયા.

**ગરાશણી**—શાણા રાણા અમરસિંહ, શાણી પણ સુણ અમે ઉંઠી સમજણુની ભરેલી ભાણી બીજે દિવસે સવારમાં ઉઠી ત્યારથી મબલખશાની સવારી ગુમ થઈ ગઇ, તે વળી પોતાના સાથી ને સંકેલીને, છ માસે ફેર સવારી આવી પ્રથમની માફક ચોકસ ગોઠવણુ કરીને પોતે નૌતમશાને ઘેર આવ્યા તે વખતે શેઠ બે દિવસથી પોતાના ઘરખાનગી કામે પાસેના ગામમાં ગયા હતા, આ વખતે તો મબલખશા ધસ્યા ધસ્યા જેમ પાછળ ભય હોય અને માણુસ નાસતો હોય તેમ આવીને બેઠા. પા વખતે ઘણા હર્ષથી મનોરથ બોલી-ભાઇ આ વખતે તો ગયા પણુ ઓચિંન્તા અને આવ્યા પણુ ઓચિંન્તા ?

**મબખલશા**—બેન તમારા ભાઇનો ભારે સવડ ?

**નગીનશેઠ**—મામા શી બાબતનો સવડ ?

**મબલખશા**—ભાઈ, મામા ચાર પગા થવાના છે.

**નગીનશેઠ**—બા હવે મામાને ચાર પગ થશે ?

**મનોરથ**—હા, ભાઈ, મામા પરણુશે ? તારે પરણાવા જવાનું.

**મબલખશા**—હા બેન, ભાણાને એકલાને નહિ, પણ બધાને આવવાનું ?

**મનોરથ**—આજે તો ઘણા રૂડા સમાચાર ! પણુ બે ચાર દિવસથી શેઠ બહાર ગામ ગયા છે. એટલામાં શેઠ આવ્યા, લ્યો આવરદાના બળીઆ આવ્યા તો ખરા ?

**નૌતમશા**—અહોહોહો, આવ્યા છો કે શું શેઠ.

**નગીનશા**—બાપા, મામા તો પરણુવાના છે.

**નૌતમશા**—ઘણી ખુશીની વાત; ભાઇ.

**મનોરથ**—બાળકને લાડ કરતા હશો ?

**નૌતમશા**—વાર્તા સાચી છે, સામા ગામના નવલખાશેઠે મને તે વાત કરવા તો બોલાવ્યો હતો ?

**મનોરથ**—બહુ સારૂ, પણુ ભાઈ તો હજી નાનો છે. આજે તો મારો નગીન કહે તે રસોઈ કરીએ ?

**નગીન**—આજે તો લગ્નનો દહાડો છે, માટે કંસારજ થાય ?

**મનોરથ**—સારૂ ભાઇ તેમ કરીએ.

**મબલખશા**—બેન મનોરથ, આપણા શહેરની પશ્ચિમ બાજુએ ત્રણેક ગાઉને છેટે એક દેવીનું મંદીર છે.

**મનોરથ**—હા છે. મનસિદ્ધી માતાનું.

**મબલખશા**—એ માતાની મેં બાધા રાખી, તેથીજ મારૂં કામ ઝટ સિદ્ધ થઇ ગયું, માટે હું માતાજીની બાધા મુકી આવીશ ત્યારે આજ રાત્રે જમીશ.

**મનોરથ**—સારૂં ભાઇ તેમ કરજો. પણ બાધા શી કરવાની છે, અને કેવી રીતે મુકવાની છે.

**મબલખશા**—સંધ્યાકાળે ગાડી જોડાવી, સવામણ મીઠાઈ તથા એક શ્રીફળ લઇ શ્રી ભગવતીના મંદીરે જવું. ત્યાં સાત પ્રદક્ષણા કરી પ્રણામ કરવા, કુંવારી કન્યાની પાસે શ્રીફળ વધેરાવવું પછી સવામણ મીઠાઈનું નિવેદ ધરવું.

**મનોરથ**—એ હો? આ તો સહેલ છે.

**મબલખશા**—કુંવારી કન્યા ક્યાંથી લાવવી?

**મનોરથ**—આપણી નૌકાને તેડી જજો ભાઈ.

**મબલખશા**—નૌકાના હાથમાં શ્રીફળ વધેરવા જેટલું બળ નહિ; કદાચ તેનાથી ન વધેરાય તો અધવચ બીજી કોઇ કન્યા સોધવા આવવું પડે.

**મનોરથ**—અરે એમ તે હોય, કેમ બેટા તું શ્રીફળ વધેરી શકીશ ને?

**નૌકા**—હા બા વધેરી તો શકું.

**મનોરથ**—બીજુ કોણ જાય, મામાનું કામ ને બીજા કોને મોકલીએ? તારેજ જવું પડશે?

સર્વે હળીમળી હાસ્ય વિનોદમાં દિવસ ગુજારી નાંખ્યો, સંધ્યાકાળ થયો ત્યારે મબલખશાએ નૌતમશાને કહ્યું કે ગાડી દરબારમાંથી મંગાવશો કે હું બજારમાંથી મંગાવું?

**નૌતમશા**—મગાવીશ તો આવશે તો ખરી? સરીયાન રસ્તે ઉભેલા પેરેગીર સીપાઇને કહ્યું કે જાઓ રાજદરબારમાંથી એક ઘોડાગાડી માગી લાવો! બહુ સારૂં સાહેબ કહીને સીપાઇ વિદાય થયો, અને સપાટાબંધ જોડાવી લાવ્યો. મબલખશા તો તૈયાર થઇ ઉભેલા હતા તે બેસી ગયા, કેમ બેન કુંવારી કન્યા માટે શો વિચાર કર્યો?

**મનોરથ**—બેન નૌકા? જા તૈયાર થા!

**ગરાશણી**—ભાઇ અમરસિંહ ભવીષ્ય ભુલાવે છે ત્યારે કાંઇ સુજતું નથી. અગમ નિગમના જાણુનારનું પણ થવા કાળની પાસે કાંઇ ચાલતું નથી. ભાઇ અમરસિંહ; દેવીના વિશાળ દેવળ પાસે ગાડી આવીને ખડી થઈ, તૈયાર થએલી નૌકા ગાડીમાંથી ઉતરી પછી મામા ઉતર્યા અને

બોલ્યા બેન આમ ચાલ કહીને દેવળ પાછળ ચાલ્યા, ત્યાં એ સાંઢણી જોઇ ત્યારે નૌકાએ પુછ્યું, મામા આ શું હશે ?

**મબલખશા**—બેન એતો સાંઢણીઓ કહેવાય, તું કોઇ દિવસ સાંઢણી ઉપર બેઠીછુ કે નહિ !

**નૌકા**—ના મામા હું બેઠી તો નથી, વળી બેસીશુ કોઇ વખત.

**મબલખશા**—વળી કોઇ વખત કેમ ચાલ અત્યારે બેસારૂ.

**ગરાસણી**—નૌકાને સાંઢણી ઉપર બેસવાની ઇચ્છા થઇ કે તરત તેને મબલખશાએ બેસારી દીધી, નૌકાને બેસાર્યા બાદ તેના ભાઈએ પોતાના પગથી સાંઢણીનો વાળેલો પગ દબાવી રાખ્યો, અને સાંઢણીના નાકે બાંધેલો દોર ઝાલી રાખ્યો, પોતાના ભાઇના હાથમાં અને કબજામાં સોંપીને મબલખશા દેવીના દેવળની આગળ આવી બરાબર સાચવી જબર બેસારી, સાંઢણીને પગનો ઇસારો કરતાં તરત ઉભી થઈ, પવન વેગથી ચાલવા માંડયું, બીજી સાંઢણી ઉપર ચઢી વાંસે ભાઇએ પણ ચાલવા માંડયું; આ દેખાવ જોઇ ગાડીવાળા ઘર તરફ વળ્યા. શું સાંભળો છો અમરસિંહ !

**અમરસિંહ**—(ક્રોધમાં દાંત પીસીને) અરરર મબલખશા, મબલખશા !

**ગરાસણી**—શું વિચારમાં પડી ગયા અમરસિંહ ?

**અમરસિંહ**—શાબાશ, ગરાસણી શાબાશ ! શું તમારી વાત કરવાની ખુબી, હું તો હેરત પામી ગયો. વાતમાં ગરક થઇ ગયો.

**ગરાસણી**—શેઠને શેઠાણી બંને મબલખશા તથા નૌકાને આવ્યાની વાટ જોઇ બારીએ ઉભાં છે, તેજ વખતે ગાડી આવી, આવેલી ગાડી ખાલી જોઇ બંન્ને ચમક્યાં તો ખરા, તેજ વખતે ગાડીવાન બોલ્યો, લ્યો શેઠ સાહેબ આ પ્રસાદની ટોપલી ઉતારી લ્યો, તે વહેંચી ખાજો, મબલખશાનું કામ માતાએ સિદ્ધ કર્યું, એ તો બેન નૌકાને સાંઢણી ઉપર બેસારી વિદાય થઇ ગયા.

સાંભળતાની સાથે શેઠ ગાડીમાં બેસી ગયા, અને દોડતા દરબારે આવ્યા, બાદશાહ પલંગમાં સુઈ રહ્યા હતા, તે નૌત્તમશાને આવ્યા જાણી જાગ્રત થયા અને કહેલી વાત સાંભળી, બાદશાએ વજીરને હુકમ કર્યો કે તલાશ કરાવ ! સિપાઇ દોડાવ !

વીસ પચીસ ઘોડેસ્વાર દોડાવ્યા, અને નૌત્તમશા ગાડીમાં ઘેર આવ્યા.

ઘેર આવી શેઠ ઉંડા વિચારમાં ઉંધુ ઘાલી બેઠા, અને મનોરથબાના તો બધા મનોરથ પુરા થઇ ગયા આંખમાંથી આંસુ ટપકાવા લાગ્યાં.

**અમરસિંહ**—વાતમાં ઘર ઘાલ્યુ, બેન ગરાસણી, શું વાત કરવાની ચાલાકી ?

**ગરાસણી**--ખરી ખુબી તો હજી હવે આવે છે, એ નૌકાની અવનવી દશા તો જુવો, જ્યારે શેઠ ગાડીમાંથી ઉતર્યા જ્યારે ગાડીવાને પાછું વાળી જોયું ત્યારે ભાગેલા નાળીએરનાં કાચલાં જોયાં, ગાડીમાંથી ઉતરી તે કાચલાં લઇ ઘરમાં જઇ આપ્યાં. લ્યો બા આ કાચલાં.

**મનોરથ**--કાચલાં શું કરમમાં ફોડવાં છે; ભાઇ એ સાંઢણી સાથે બીજું કોઇ હતું!

**ગાડીવાન**--બીજી એક સાંઢણીજ હતી તેના ઉપર બીજો કોઇ માણસ બેઠો હતો. એ બંને ગયા ને તરત હું પાછો વળ્યો.

**મનોરથ**—હે માતા મને સહાય કરજે!

**અમરસિંહ**—શાહબાશ છે બેન ગરાસણી! છેક તોછડે નામે તમને બોલાવવાં પડે એ તો ઠીક નહિ, તમારૂં કાંઇ નામ તો હોવું જોઇએ.

**ગરાસણી**—મારૂ નામ પાડેલું છે, તે હું થોડી ઘણી વાત આગળ કરીને કહીશ. બાદશા સલામતના મોકલેલા ઘોડા પચીસ ત્રીસ ગાઉનું ચક્કર મારીને પાછા આવ્યા, ઘેર આવી શેઠને ઘેર સમાચાર આપ્યા કે, અભી હાલ તો પત્તા નહિ મિલા; ફિર આગે તલાશ કરેંગે; તે સાંભળી મનોરથ તો પછાડ ખાઇને પડી, શેઠના શાળા મબલકશાની સાથે નૌકા નાશી ગયાની વાત સાંભળી શહેરના ગ્રહસ્થો શેઠને આસના વાસના કરવા ઉભરાયા, પાંચ આવ્યાને દશ ગયા દશ આવ્યા ને પાંચ ગયા એમ માણસની હારાદોર ચાલી. આ નવીન બનાવ જાણી, સૌ પોત પોતાની અક્કલ પ્રમાણે જૂદા જૂદા અભિપ્રાય આપતા ગયા, સૌ દીલગીર થતા બોલતા ચાલ્યા, ભાઇ ઠગલોકનું ઠગવુ ઓર પ્રકારનું છે. એ લોકો કેવી કેવી યુક્તિઓ રચે છે.

નૌતમશાને જાણે ધીરજ વળી હોય તેમ ઉચ્ચારતા બોલે છે! ભાઇઓ હવે આપણે એમ પણ કેમ કહેવાય કે લઇને નાસી ગયો કાંઇ જરૂરના કામે જવું પડયું હોય ને બે ચાર દિવસ પછી આવે પણ ખરો! એટલે દશ પંદર સામટા બોલ્યા હા ભાઈ એ પણ ખરૂ! ઘણી વખતે એનું આવવું જવું એ પ્રમાણે થતું હતું પણ ખરૂ!

**નૌત્તમશા**—નૌકાને લઇને ગયો માટે આ વંખતે પાકે પાએ ગયો!

શેઠનો બોલ સાંભળી મહાજન લોક બોલ્યા ખરૂ છે શેઠ આમ દશ દશ વરસનો ઘરોબો રાખનાર માણસ કાંઈ દગો દેઇને નાશી ન જાય; એકદમ છેક હલકો તોલ ન કરવો, એમ વાતો કરી સૌ ધીમે ધીમે વેરાયા બાદ મનોરથ તો ઘરમાં બેસી રોકકળ કરે છે. તેનું મન વળાવા કોઈ આવતું નથી.

એવામાં કોઇ એક માણસ બહાર ગામ મુસાફરી કરવા ગએલો જે નૌકા તથા મબલખશાને ઓળખતો હતો તે આવ્યો અને તેણે કહ્યું કે શેઠજી તમારી દીકરી નૌકાએ કહેવરાવ્યું છે કે, મારા માબાપને કહેજો કે હવે તમારી દીકરીની આશા રાખશો નહિ.

શેઠ—ભાઇ તમે તેને કયાં જોઇ ! અને કેવી સ્થિતીમાં જોઈ ! વળી બીજુ કાંઇ બોલી કે નહિ !

મુસાફર—તે આગળ બોલવાનું તો કરતી હતી, પણ મબલખશાએ ધમકાવીને તેને બોલતી બંધ કરી.

મનોરથ—ભાઇ તમે તેને ક્યાં જોઇ?

મુસાફર—બા ! અહીંથી સો એક ગાઉને છેટે એક ઝાડ નિચે બે પુરૂષને ત્રિજી એ ત્રણ બેઠાં હતાં, ત્યારે મેં તેને ઓળખી તેના મામાને ઓળખ્યા, બીજા માણસને ઓળખ્યો નહિ. પણ તે આણી તરફનો તો નહિજ. નૌકા ઉદાસ બેસી રહી હતી. તે મને જોઇને રોવા લાગી.

નગીન—બાપા ! બા, બેનને મામા લઇ ગયા ! તે હવે નહિ આવે ? (રોવા લાગ્યો) શેઠ શેઠાણી પશ્ચાત્તાપ કરવા લાગ્યા. નગીનશેઠ અતિ ઉદાસ થઇ ગયા ! સર્વે આંખો ચોળીને રહ્યા, નગીનનું રોવું સર્વને દુઃખદાયક થઈ પડયું.

સાંઢણીઓ ઉભી રાખી નીચે ઉતરે તો વગડા વચ્ચે કોઇ ગામમાં નહિ કે ગામની ભાગોળે પણ નહિ. નૌકા કોઈ માણસનું મોં જોવા પામે નહિ તો વાત કરવા તો શાનીજ પામે, આવા અગીયાર મુકામ થયા તેમાં ફક્ત એકજ માણસની મુલાકાત થઇ, જે દિલ્હી શહેરમાં સમાચાર લઈ ગયો. નવમે દિવસે મબલખશાના મુકામે જઇ પહોંચ્યા.

પોતાના બાપ નૌત્તમશા કરતાં પણ ઉંચી સારી અને સુંદર હવેલીઓ જોઈ, નૌકા અચરત પામી, આ ત્રણે હવેલીઓ હારબંધ હતી, અને તે ત્રણે ઘણી ઉંચી એટલે ગગનમાં ગાજતી હતી, આખા ગામમાં બીજા કોઇનું મકાન એટલું ઉંચું નહોતું, વચલી હવેલીમાંથી એક ડોસો નીકળ્યો, તેણે આવી પહોંચ્યા ભાઇ ? કહીને મબલખશાને બોલાવ્યા, પછીથી બીજા ભાઇને સાંઢણી ઉપરથી ઉતરી ત્રણે સ્થંભી ગયાં, એટલે નૌકાને બીતી પેઠી કે નક્કી મારૂ અહીં કોઇની સાથે લગ્ન કરી દેશે. વચલી હવલીમાં ત્રણે દાખલ થયાં, ત્યાં સુંદર અને સુંવાળાં બીછાનાં બીછાવેલાં હતાં તેના ઉપર નૌકાને બેસારી, ત્યાં સુંદર દેવાંગના જેવી રૂપાળી ત્રણ સ્ત્રિયો આવી, એટલે મબલખશાએ કહ્યું, ભાણી બેન અમો ત્રણે તારા મામા અને આ ત્રણ તમારી મામીઓ છે. હવે થોડા

માસ અહીં રહો, ખાઓ પીઓ આનંદ કરો ! પછી વળી બધા ઘરનાં મળી દીકી મેલવા આવીશું.

નૌકા—મામા, તમે તો કહેતા હતા કે, મારૂં તો લગ્ન હજી થયું નથી.

મખલખશા—એમ ન કહીએ તો તને લવાય શી રીતે ?

નૌકા—આમ છાની છૂપી રીતે ઉઠાવી લાવવાનું શું કારણ ?

મખલખશા—તારાં ગુણ ચાતુરીનાં વખાણ !

નૌકા—એટલે શું ?

મખલખશા—જ્યારે જ્યારે મારૂં અહીં આવવું થતું અને તારાં વખાણ તારી મામીઓની કને થતાં હતાં, તે સાંભળી તેમનો અતી આગ્રહ તને જોવાને માટે થતો હતો, તેથી જ તને અહીં ઉંચકી લાવવામાં આવી છે.

નૌકા—મારાં માબાપને કહીને તેડી લાવ્યા હોત તો શું તે ન મોકલત ?

મખલખશા—ઉમ્મર લાયક દિકરીની માગણી કરવી, તે કામમાં ભાગ્યેજ ફત્તેહમંદ થવાય છે; માટે મેં જે કર્યું છે તે વ્યાજબી કર્યું છે.

નૌકા—જો કહીને તેડી લાવ્યા હોત તો મને ગમત પણ ખરૂં ?

મખલખશા—બેન અહીં તમને ગમશે, તમારે કોઇ રીતે ગભરાવા જેવું નથી, અહીંનાં સર્વે માણસો તને આનંદમાં રાખે તેવાં છે.

નૌકા—અજાણ્યા માણસો ગમે તેટલાં આનંદમાં રાખે પણ માબાપની તોલે તો નજ આવે, માટે મને તો મારે ઘેર પહોંચાડો મામા ! તમે તો સંપૂર્ણ વિશ્વાસ બેસારી વિશ્વાસઘાત કર્યો છે, વળી આગળ શું કરશો તે સમજાતું નથી.

મખલખશા—બેન નિઃસાસા નાંખીશ નહિ, અહીં કોઇ રીતે ઓછું આવવા નહિ દઇએ.

નૌકા—તમે મને સોનાને કોળીએ સંતોષ આપશો, પણ જ્યાં સુધી મારા માબાપને તથા મારા નગીનભાઇને નહિ દેખું ત્યાંસુધી મને નહિ ગોઠે.

મખલખશા—બેન, નહિ ગમે તો જલદી પાછી મુકી આવીશું, પણ હવે આવી છું તો તારી મામીઓના મનને આનંદ આપ !

નૌકા—મામા, બેથી સાત વરસ સુધીનાં બાળક તેમાંય વળી બાળાઓ રમાડવા અને ખીલાવવા યોગ્ય છે; આઠથી બાર સુધીની બાળાઓ સારૂ શિક્ષણ લેવાને યોગ્ય છે, તેર વરસની અને તેથી મોટી ઉમ્મરની દીકરીઓ, ખોળામાં બેસાડી રમાડાય નહિ. અને તે રમાડવા લાયક કહેવાય પણ નહિ, તમારે મને રમાડવી હતી તો પાંચ વરસની કેમ ન ઉંચકી લાવ્યા હવે તો મને રાખવાથી કોઈ પ્રકારનો આનંદ તો ન થાય પણ ઉલટો ખેદ થાય.

વાર્તા વિનોદમાં વખત વધારે ગયો, વળી જમવાની વખત થઇ સર્વે હળીમળી સાથે જમવા ઉઠયા. ત્રણે મામીઓની સાથે બાણીબા જમવા બેસી ગયાં જમ્યા બાદ પાનસોપારી મુખવાસ કરી, સર્વે ટોળુ વળી વાતો કરવા બેઠા.

**મબલખશા**—સઘળી તૈયારી થઇ છે કે કેમ ?

**પહેલો**—હાજી ! હવે કાંઇ કરવાનું બાકી રહ્યું નથી, માત્ર ઉપરનું છાપરૂ ઠોકવાનું તેમાંય ફક્ત ઉપર ચઢાવી ગોઠવીને ચાર બાજુના ચાર ખીલા જ ઠોકી દેવાના છે.

**બીજો**—એ તો ઘડી બે ઘડીનું કામ કહેવાય.

**પહેલો**—ભાઇ, તમે ખબર આપીને ગયા ત્યાંથી કામ શરૂ કર્યું છે એટલે થાય જ કે નહિ.

**મબલખશા**—ત્યારે વહાણ ઉપર તો નૌકાનેજ ચઢાવીશું કે નહિ ?

**પહેલો**—નહિ તો ફેર બીજી ક્યાં શોધવા જઇશું ?

**બીજો**—એક સાધન મળ્યું એટલે બાર આની કામ થયું, તેને રદ કરી ફેર આરંભ કરવો તે માત્ર દયાને ખાતરજ !

**મબલખશા**—નૌકા મને સાસ પ્રાણ વહાલી છે.

**પહેલો**—છે ચાલાક જેથી સર્વ કામ સિદ્ધ થશે, માટે કરો તૈયારી, જેને માટે આટલો બધો શ્રમ લીધો, જેને માટે આટલા બધા પૈસા ખરચ્યા, તે ભક્ષ નિરર્થક ન જવા દેવાય !

**ગરાશણી**—ભાઇ અમરસિંહ માતાપીતાથી વિયોગ પામેલી આ નૌકા બાળા તો અનેક પ્રકારના વિચાર કરવા લાગી, વિચારમાં ને વિચારમાં ગરક થઇ ગઇ, હા...ય આવી બન્યું.

**અમરસિંહ**—વાહ ગરાશણી વાહ ! ચલાવો આગળ !

**મબલખશા**—સારે બોલાવો બ્રાહ્મણને; જોવરાવો ચોઘડીયું ! અને ચઢાવો નિશાન !

**પહેલો**—હંકારી મુકો વહાણ.

**બીજો**—જો જીવતા આવીએ છીએ તો અઢળક લક્ષ્મિ લાવીએ છીએ. નહિ તો સમુદ્રના ભોગ થઇ પડીએ છીએ. જીવતા આવીશું તો તો દુનિયામાં ડંકો, એમ કહેવાશે કે ખુબ મોર માર્યો, નિરાશ થઇ જીવતા ઘેર આવીએ તો દુનિયામાં મોં બતાવાનું નથી. માટે સંપૂર્ણ તૈયારી કરી જુસ્સાભેર ચાલો ! હું જોશીને બોલાવી લાવું છું.

**ગરાશણી**—નૌકાની આંખ જરા દબાઇ ગઇ વિચાર કરતી ઉંઘી ગઇ,

મૌરત આપવા પધારેલા મહારાજ બોલ્યા—હવે બે ચાર દિવસમાં આ કામ થશે, સારી દક્ષીણા પામી, સારૂ મોરત આપી ગયા.

જેમ જેમ દિવસ જતો જાય છે તેમ તેમ નૌકાની ઉદાસી વધતી જાય છે, માબાપની વિયોગીની દિન પર દિન તેના મોંના ચહેરા ઉપર અફસોસ હેલકારા મારી રહ્યો છે, તે જોઇ મબલખશાએ પૂછ્યું, કેમ બેન નૌકા, તને કેમ ગમતું નથી, અહીં શું નથી?

**નૌકા**—માબાપ તથા ભાઈ!

**મબલખશા**—ફિકર ના કર બેન? બે ત્રણ દિવસમાં બેસારૂં છું, તારા મા બાપના ખોળામાં.

**નૌકા**—ત્યારે તો સારૂં?

**ગરાશણી**—મામાનાં વચન સાંભળી નૌકાને જરા શાન્તિ વળી, એવામાં જાત જાતમાં તેલ ફુલેલને અત્તરની પેટીઓ ઉપરા ઉપરી નૌકાની પાસે આવવા માંડી અને એક એકથી ચઢીઆતી ઉપરા ઉપરી ખોલાવા માંડી, જેમ કોઇ દુર દેશાંન્તરથી મંગાવેલી પેટી હમણાંજ આવી પહોંચી હોય, ભારે કીમતી અને અમુલ્ય હોય, તેવા ડોળમાં મબલખશા લઇને આવ્યા. જેમ સુભદ્રાના મંદીરમાં શ્રી હરી ઐલોચનની પેટી લઇને પસાર થયા હતા, તે વખતે વાંસે સૌ ભરાઈ ગયું હતું; તેજ પ્રમાણે અહીં પણ ઘરનાં સર્વે ભરાઇ ગયાં, જાણે કાંઈ નવીન અને અમુલ્ય ચીજ આવી પહોંચી હોય; સર્વે આવી ટોળે વળી પેટીની આસપાસ બેસી ગયા, અંદર શું હશે અને શું નીકળશે! તે જાણવાની આતુરતા સર્વેને વધતી જતી જાય છે, જાણે ક્યારે પેટી ઉઘડે! એટલામાં મબલખશાને હાથે પેટી ઉઘડી. જેમાં સાત શીશીઓ જૂદા જૂદા રંગની દેખાવા લાગી. તે વારા ફરતી ખોલાવા માંડી અને સર્વેને સુંઘાડાવા માંડી, તેની ફોર ઉડવા માંડી, આ પેટીથી તો અવધી. સૌ ખુશ ખુશ થઈ ગયાં. તે વખતમાં સૌથી છેલ્લી અને સૌથી નાની શીશી નૌકાના હાથમાં આપવામાં આવી.

હે રાણા અમરસિંહ; શીશી નાકે અડાડતાંની સાથે, અંદર ભરેલા પદાર્થે નૌકાના નાક દ્વારાએ માથામાં ઝાટકો માર્યો. ઝાટકો લાગતાંની સાથે માથુ ભમી ગયું પોતે બેભાન થઈ પડી તેજ વખતે ત્રણે ભાઇઓ સજાઇઆની ધાર જેવાં ઓજાર લઈ નોકર પાસે નૌકાને ઉપડાવી દરીઆ કિનારે આવી પહોચ્યા. વહાણમાં જઇ તૈયાર કરેલા માળા ઉપર ચઢાવી દીધી, અને સાચવીને સુવારી દીધી. ત્રણે ભાઇ આસપાસ ઉભા રહી, હથીયારથી કાપા કરવા લાગ્યા; ઘા કરતી વખતે મબલખશાના ઘા જરા ધીમા પડતા હતા, ઘા કરી

ત્રણે નીચે ઉતર્યા એટલે ધિમેધિમે લોહી ટપકવા માંડયું; તરત કેસર કસ્તુરી, તથા અમર વિગેરે અમુલ્ય અને સુગંધી પદાર્થ એકઠા કરી રાખેલા હતા, તે લાવીને ચોપડી દીધા; અમરસિંહ ! ચોપડી દીધા શું, ખૂબ થર કરી દીધા પછી નીચે દેવતા સળગાવ્યો અને વહાણ હંકારી દીધું. હે દેવી સ્હાય કરજે !

કિનારો છોડતાંની સાથે પવન એવો અનુકુળ વાયો કે, વહાણ પવન વેગે ચાલ્યું, જ્યાં ભર સમુદ્રમાં આવ્યું ત્યાં "મોહર"ની પંખા વાગી. જેમ ગરૂડ ઉડતો આવતો હોય અને જેવો સુસવાટો સંભળાતો હોય તેવો અવાજ આવવા લાગ્યો. જોત જોતાંમાં મોહર વહાણના ઉપર આવી પહોચ્યો. તે વખતે ત્રણે ભાઇઓ બંદુકો ભરી ઠાંસી તૈયાર ઉભા હજી તો મોહર ઘણે દૂર છે લગભગ સાત ગાઉને છેટે છે પણ તેનો અવાજ તો જાણે માથા ઉપર ભમતો હોય એમ સંભળાય છે, એવામાં તો એક ઝડપ વાગી, અને નૌકાને ચાંચમાં લીધી અહીં બંધુકો છોડતાં છોડતાંમાં તો નૌકાને ચાંચમાં પકડી બસેં ત્રણસે ગાઉ જતી રહી પણ એક બંદુકની ઝપટ બરાબર વાગી હતી. જેથી તે ચકરી ખાઇ ગઇ તે મધ્ય સમુદ્રના એક બેટમાં પાણીને કિનારે પડી. પાણીને કિનારે પછડાતાં નૌકા ચાંચમાંથી નીકળી ગઈ તે પંદર વીસ હાથ છેટે પડી.

થોડીવારે નૌકા શુદ્ધિમાં આવી; ત્યારે પોતાનું શરીર વસ્ત્ર વિનાનું જોયું, તે વખતે નિશ્વાસ નાંખીને બોલી, હે મખલખ મામા તેં તો મને વસ્ત્ર વિનાની કરીને મુકી, દીકરીને નાગી કરીને મુકી, તને જરાય દયા ન આવી, આ પર્વત જેવું પક્ષી પડયું છે, જેમ સીતા માતાની વહારે જટાયું આવ્યો હતો, તેમ મારી સ્હાય કરવા આ પક્ષી આવ્યો હશે, આતો મરી ગએલો લાગે છે, આ તો આ જગામાં પહેલાંથી મરેલોજ પડયો હોય એમ લાગે છે. શ્રી હરી શ્રી હરી, શ્રી કૃષ્ન, શ્રી કૃષ્ન, શ્રી સર્વેશ્વર ભગવાન.

નૌકા બેઠી ઉંડા વિચારમાં ગરક થઇ ગઇ છે, પોતાના સબંધીને સંભારીને આંખમાંથી આંસુ ટપકાવે છે, એવામાં એ બેટનો રહેનાર એક વાંદરો આવ્યો, તે થોડીવાર સુધી તો તે બાઇના સામું જોઇ રહ્યો, પછી તેણે નૌકાનો હાથ ઝાલ્યો અને જેમ આંધળા માણસને દોરીને લઇ જાય તેમ લઇને ચાલ્યો, નૌકા પણ ચુપાચુપ ધિમે પગલે તેની વાંસે વાંસે ચાલી, જે વાંદરો તેને તેડી જાય છે તેને બોલવાની વાચા નથી પણ બીજી રીતનું ગ્નાન હોય તેમ માલમ પડે છે. આગળ ઘણે દુર જતાં એક મીઠા પાણીનું ભરેલું નિર્મળ સરોવર આવ્યું. તેને કાંઠે જઇને તેને ઉભી રાખી અને જાણે બતાવીને પાણી પીવાનું કહેતો હોય તેમ સાન કરી; તે નૌકાએ તેમાંથી પાણી પીધું, પછી

થોડે થોડે પાણી છાંટી પોતાનું શરીર ધોઇ નાંખ્યું, અને મહા મહેનતે શરીર પર ચોપડેલો પદાર્થ કહાડી નાંખ્યો, વળી લોહીના ઓઘરાળા પણ કહાડી નાંખ્યા તેજ વખતે વાંદરો આમ તેમ ફરીને જૂદા જૂદા ઝાડનાં પાંદડાં લઇ આવ્યો, નૌકાએ સમજીને પાંદડાં વાટી નાંખ્યાં, પછી એક હાથે દબાવીને નીચો-વતી જાય છે અને બીજે હાથે ચોપડતી જાય છે, તે ચોપડવાથી ઘા માત્ર રૂઝઇ ગયા, જેથી શરીર સાફ અને સુંવાળું થઈ ગયું. વાંદરો નૌકાને તેડી વળી આગળ ચાલ્યો, આગળ ઘણે દુર જતાં એક સુંદર ઝાડ આવ્યું જેના ઉપર સારાં મીઠાં અને મોટાં ફળ બાઝેલાં હતાં. તે વાંદરાએ તેમાંના થોડાં ઉતારી આપ્યાં, તે નૌકાએ ખાધાં ત્યાંથી આગળ જતાં મીઠા પાણીનું નાનું ખાબોચીયું આવ્યું તેમાંથી પણ પાણી પીધું, તે વખતે નૌકાએ વિચાર કર્યો કે અહાહાહા શ્રી હરીએ આવી અઘોર જંગલની જગાએ પણ ખાવા પીવાનો સવડ કરીજ મૂકયો છે, શ્રી સર્વેશ્વર તો પ્રાણી માત્રને માટે સદા દયા કર્યાજ કરે છે.

ઝાડનાં મીઠા ફળથી ભૂખની મીઠા પાણીના સરોવરથી તરસની અને વાંદરના સહવાસથી દુઃખની શાંન્તિ વાળી. આમને આમ બે ત્રણ માસ જેટલો વખત વીત્યો તે સમે નૌકા અતી અકળાઈ ગઈ અને વિચાર કરવા લાગી કે આ મધ્ય દરિયા વચ્ચે રહેલા બેટમાં ઝાડનાં ફળ ખાઇ નવસ્રાં ફરવું. અપસોસ કરતાં દીવસ ગુજારવા એવા દુઃખમાં આયુષ ગુજારવું તે કરતાં દરિયામાં ડુબી મરણ પામવું એ અતી ઉત્તમ છે, હવે તો કાલે સવારમાં એ ઉત્તમ પવિત્ર તલાવડીમાં સ્નાન કરી શ્રી સર્વેશ્વર સુર્ય ભગવાનનાં દર્શન કરી સમુદ્રમાં પડવું.

આગલે દિવસે મનની સાથે કરેલા સંકેત પ્રમાણે સવારમાં ઉઠી સમુદ્રને કિનારે ચાલી. પણ જેને મુકીને ક્ષણભર પણ ખસતો ન હતો તે વાંદરો વાંસે વાંસે ગયો, બેટને કિનારે આવ્યા બાદ સમુદ્રનું જળ જરા માથે ચઢાવી શ્રી સુર્યભગવાનની સ્તુતી કરવા લાગી, તેની આ વખતની નવીન હીલચાલ જોઇ વાંદરો ચેતી ગયો કે આ બાઇ આ ઉંડા પાણીમાં પડી મરી જશે, પણ તેને મરવા ન દેવી. થોડીવારે જેવી જળમાં પડવા જાય છે તેવી વાંદરે પાછળથી આવી કમરમાંથી ઝાલી લીધી.

વાંદરાની ઝાલી રાખેલી નૌકા મીઠા મેરામણ ઉપર આવી થોડીવાર વિચાર કરતી બેઠી, પછી ધીમે ધીમે હરતી ફરતી દિવસ ગુજારવા લાગી, એમ કરતાં વળી વરસ દિવસ વિત્યો, ત્યાં તો નૌકાના શરીરમાં વિષય વાસનાના અંકુર જાગૃત થયા, ઉછરતી અને ભરયુવનમાં આવેલી બાળાને દુઃખ દેવા લાગ્યા, છેવટ તેણે તે વાંદરાની સંગે તે સુખનો અનુભવ કર્યો,

તેના બીજા દિવસથી વાંદરાના શરીરમાં પ્રિતી વધી, અને દિન પર દિન વધતીજ ગઇ. જેથી વાંદરો દુર દુર જઈ સારાં સારાં ફળ લાવી તેને ખવરાવા લાગ્યો.

અહાર, નિદ્રા અને મૈથુન સુખમાં જીવ માત્ર ઘેરાએલા છે, પણ સારાસારની સમજ તો ઇશ્વિરે માત્ર મનુષ્યનેજ મુકી છે બીજાને નહિ, અહીં તો મનુષ્ય સાથે પશુનો સમાગમ થયો, તેનું પરીણામ એ થયું કે નૌકાને પોતાની ઇચ્છા ઉત્પન્ન થયા વગર પણ વાંદરાની ઇચ્છાને આધીન થવું પડતું, પણ તેમાં આનાકાની કે વિલંબ કરવા જાય તો વાંદરાના હાથનાં બે ચાર તમાચા પણ ખાવા પડતા, તે વખત નૌકા પશ્ચાતાપમાં પડી. અરે હા...ય મેં મારી જાતે મારા દુઃખમાં વધારો કર્યો, હે હરી ! સુજ્ઞ અને સુઘડ મનુષ્યનો જનાવર જોડે સબંધ ! આ તો માત્ર કામદેવના બળનું જ કારણ છે. વાંદર સાથે મેળ થયા પછી છ સાત માસ વીત્યા, એવામાં એક દિવસની અજવાળી રાત્રીમાં જાગી, જાગી તેવી જ તાપથી અકળાવા લાગી, હે હરી ! વરસનાં વરસ વીતી ગયાં પણ માબાપનો મેળાપ ન થયો, અને થશે પણ નહિ ! માટે હવે તો દરિયામાં ડુબી મરવું; એમ વિચાર કરતી ચાલી વાંદરો તો ભરનિદ્રામાં પડયો છે અને પોતે દરીઆને કાંઠે આવી, ત્યાં તેણે સાચાં મોતીની ઢગલી જોઈ મોતી પણ જોયા જેવાં જ હતાં, બે ઘડી સુધી તેના સામું જોઇજ રહી, તે વખતે તેના વિચાર પલટાઈ ગયા. જો કોઇ વેળા શ્રી હરી દિલ્લી તરફ લઇ જાય, માતા પિતા વિગેરે સબંધીનો મેળાપ કરાવે, વળી સાચી સગાઇનો નવો સબંધ જોડાવે તો તો આ દેખાતાં મોતી તે મોતી છે, નહિ તો જંગલમાં ઝુરતાં જનાવરની વિષ્ટા છે ! શ્રી હરી શ્રી હરી !!

નૌકાના દરિયા કાંઠે ગયા પછી થોડીવારે, ભર ઉંઘમાં ઉંઘતો વાંદરો એકદમ જાગી ઉઠયો અને નૌકાને ન જોઈ તે દરીઆ કાંઠે દોડતો આવ્યો ત્યાં તેને અજવાળી રાતમાં મોતીની ઢગલી પાસે બેઠેલી જોઇ. તરત ત્યાંથી પાછો ફરી ઝાડની સોટી ભાગી લાવ્યો, અને નૌકાને મારતો મારતો બેટમાં લઇ ગયો, સહેવાસની જગાએ પહોચી ત્યાં બેસી નૌકા તો ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી, અરે મબલખ મામા તમે તો પુર્વ જનમનું પાકુ વહેર વાળ્યું, આજ મારે પશુના હાથનો માર ખાવો પડે છે. હે ભગવાન ! દરિયામાં પડતાં વાંદર અટકાવે છે, તે કારણ મારી પોતાની મુર્ખતાનુંજ છે, માણસના માઠા મનોવિકારનુંજ છે, નૌકાનું કલ્પાંન્ત જોઇ વાંદરને પણ દયા તો આવી, તે વખતે તે પણ એકી ટસે નૌકાના સામું જોતો આંખમાંથી આંસુ પાડવા લાગ્યો કોઈ રીતે પ્રાણ કહાડી નાંખું એવું સાધન અહીં દેખાતું નથી, હોય તો પેટમાં પાળી મારીને મરી જાઉં, તે પણ સાધન નથી; મબ-

લખશે મામા ! જેવાં લાડ લડાવ્યાં તેવીજ દુઃખના દરીઆમાં નાંખી. આંસુને ભરતી પણ નજરે જોએલા મોતીને યાદ કરતી, વળી ફેર મોતીના ઢગલા પાસે આવી અને ખોબે ખોબે લઇ જઇ પોતાને રહેવાની જગા પાસે ઝાડનાં પાંદડાં પાથરીને માંડી મુકયાં અને તેના ઉપર ઝાડનાં મોટાં મોટાં પાંદડાં ઢાંકયાં, વારે વારે જોતી જાય છે અને મનમાં ખુશી થતી જાય છે.

રાણા અમરસિંહ !! વાંદરના સમાગમથી વાંદર નૌકાને પેટે બે બચ્ચાં થયાં તેમાં પ્રથમ વાંદરી અને બીજો વાંદરો ?

**અમરસિંહ**—શુરવીર રાણા દરંગદાસ ! ગરાશણીએ તો ગજબ કરી નાંખ્યો, વાતમાં લીન કરી નાંખ્યા, ચલાવો આગળ ! પછી શું થયું તે નૌકાનું ?

**ગરાશણી**—હે અમરસિંહ રાણા, તે બેટમાં ત્રણ વરસ વીત્યાં, એવામાં દિલ્લી શહેરનો એક વહેપારી, તે નૌકાના જન્મ પહેલાં *વહાણ કમાવા નીકળેલો, તે કેટલેય વરશે કેટલાંક વહાણમાં અઢળક માલ ભરીને, પુષ્કળ દ્રવ્ય પેદા કરીને પોતાના વહાણમાં મીઠું પાણી ખુટી પડવાથી તે બેટને કિનારે આવી પહોંચ્યો, તેના વહાણમાંથી ચાર પાંચ માણસો પાણીનાં વાસણ લઇને ઉતર્યા અને મીઠા પાણી તરફ શોધના ચાલ્યા, થોડે દુર જતાં સામેથી સરોવર દેખાયું, નૌકા માણસોને આવતા જોઇ ઝાડને ઓઠે સંતાઇ ગઇ અને ધિમે સાદે બોલી ! હે ભાઇઓ હું નિરાધાર નવસ્ત્રી અબળા છું, મારૂં શરીર ઢાંકવા એક વસ્ત્ર આપો તો શ્રી સર્વેશ્વર તમારૂં કલ્યાણ કરશે ! અવાજ સાંભળી સઘળા માણસો આમતેમ જોવા લાગ્યા, તેવામાં ફરી અવાજ કર્યો અને નૌકાએ પોતાનું શરીર સંતાડી, ડોકુ આગળ કરી બતાવ્યું. આવાં દીન વચન સાંભળી એક માણસે પોતાની પાસેથી વસ્ત્ર ફેંકયું. તે પહેરી નૌકા લાજ શરમને તજી આગળ આવી તે પુરૂષોને પુછવા લાગી.

હે ભાઇઓ તમો આવા એકાંન્ત અને અમાનુષ્ય વાસમાં કયાંથી આવ્યા ! તમે આ ધરતી ઉપર કયાં વસો છો તે જરા મને જણાવો તો સારૂં ?

મુસાફર કહે છે હે બેન અમારા શેઠ તો દિલ્હીના નગરશેઠ છે, તે દયાળુ અને પ્રેમાળ છે, વહાણની મુસાફરી કરી, પુષ્કળ પૈસા કમાઇ આગળ કમાણી કરવા ઘણો માલ ભરી આજે વીસે વરસે ઘેર જાય છે, જો ઇશ્વર સહાય કરે તો !

નૌકા—ભાઇઓ, શ્રી હરી શેઠને સ્હાય કરશે દયાળુ ને દૈવ્યની સદા રહેમ હોય છે. જરા દયા લાવી શેઠને કહેજો કે તે મને અહીંથી લઇ જઇ કોઇ મનુષ્ય વસ્તીમાં મુકે તો સારૂ ! હું ભાગ્યની ભૂલી પડેલી અનાથ અબળા છું.

---

*વહાણ કમાવા=વહાણની મુસાફરી કરી પરદેશથી પુષ્કળ દ્રવ્ય કમાઇ આવવું.

**મુસાફર**—બહુ સારૂ બેન, અમે વાત કરીશું ? એમ કહી મુસાફર વહાણુમાં ગયા, અને શેઠને કહ્યું કે દયાળુ બાપા, સમુદ્રના આ બેટમાં એક પંદર સોળ વરસની બાઇ છે તે નિરાધાર અને નવસ્ત્રી છે જેને જોઇને અમો ગરીબને પણ દયા આવી, તેને શરીર ઢાંકવાનું એક વસ્ત્ર તો અમે આપ્યું. વળી તે અહીંથી કોઇ મનુષ્યની વસ્તીમાં આવવા માગે છે.

પોતાના માણુસોની કહેલી હકીકત સાંભળીને શેઠે બે ત્રણ વસ્ત્ર આપીને કહ્યું કે લ્યો આ તેને આપજો અને તે આવવાની ઇચ્છા કરતી હોય તો તેડી લાવજો, આપણે તેને વહાણુમાં બેસારીશું.

આપેલાં લુગડાં લઇ મુસાફરો બેટમાં તલાવડીના કાંઠે આવી કહેવા લાગ્યા. લ્યો બેન આ લુગડાં પહેરો અને આવવું હોય તો અમારી સાથે ચાલો ! મુસાફરના બોલ સાંભળી નૌકા આશા ભરી તૈયાર થઇ, મુસાફરના પ્રથમ આપેલા જાડા વસ્ત્રમાં મોતી સાચવી સંભાળીને બાંધી દીધાં અને શેઠના મોકલાવેલાં વસ્ત્ર પહેરી લીધાં અને મુસાફરોની સાથે સાથે ચાલી.

મુસાફર અને નૌકા વચ્ચે થતી વાત ચીત્તના સામુ જોઈ રહેલો વાંદરો સાંનમાં તો સમજી ગયો હતો કે આ વાંદરી આ વાંદરાઓની સાથે ચાલી, નૌકા ચાલી તેની સાથે બે બચ્ચાં લઇને વાંદરો પણુ ચાલ્યો. દરીઆ કાંઠે આવી નૌકા વહાણુમાં બેસી ગઈ પણુ વાંદરાથી પાણીમાં પગ બોળાયો નહિં.

વહાણુના માલીક શેઠ બોલ્યા બેસો બેન તમે કોઈ રીતે અકળાશો મુઝાશો નહિ. આ તમારા બાપનું ઘર છે એમ સમજજો. નૌકાને નિર્ભય બેઠેલી જોઇને વાંદરો સમજ્યો કે આતો હવે જશેજ, તે વખતે તેણે પેલાં બે બચ્ચાંને પુંછડેથી પકડી પકડીને ઉછાળવા માંડયા, બચ્ચાંને ઉછળતાં અને પછડાતાં જોઇને નૌકાની આંખમાં ઝળઝળીઆં આવ્યાં, તે દેખાવ જોઇ શેઠે વહાણુને ઝટ ચલાવા કહ્યું, વહાણુ હંકાર્યા પછી શેઠે નૌકાને ઉદાસ થવાનું કારણુ પુછ્યું, ત્યારે તેણે કહ્યું કે સ્નેહ અને ઘણા દીવસના સહવાસનું જ છે. શેઠ કહે ખરૂં છે બેન ફિકર ન કરો બેસો નિરાંતે અમને બધાને ભાઇઓ સમજજો. જેમ જેમ વહાણુ આગળ આવતું જાય છે, તેમ તેમ નૌકા હિમ્મત ધરતી જાય છે. આજ હું વાંદરના અવતારથી છુટૂ છું. અને પાછી ફેર મનુષના અવતારમાં પ્રવેશ કરૂ છું. કાલ પ્રભુ શું કરશે તે કોને ખબર.

હિંદી મહાસાગરને વટી બંગાળી ઉપસાગરને ઓળંગી જ્યારે વહાણોએ ગંગામાં પ્રવેશ કર્યો ત્યારે, સામટાં સો બસેં શ્રીફળ વધેરાયાં અને જયજયનો પોકાર થયો, દીન પર દીનની મુસાફરીમાં સારાં સારાં અને મોટાં મોટાં શહેરો

આવતાં ગયાં. જ્યાં જ્યાં યોગ્ય લાગે ત્યાં મુકામ કરતા કરતા શેઠ દિલ્લી આવી પહોંચ્યા, ત્યારે શેઠે નોકાને કહ્યું કે બેન હવે આ વહાણુ અહીંથી આગળ જવાનાં નથી; માટે તમારે ઉતરવું પડશે, તમારે કોઇ ઠેકાણે જવું હોય ત્યાં જાઓ, નહિતો ચાલો મારી સાથે મારે ઘેર રહેજો !

**નોકા**—દયાળુ શેઠ ! હુંતો હવે આ જુમનાને કિનારે થોડીવાર બેશીશ, નાહી ધોઇ પરવારીશ પછી થોડીવાર દીલ્લી શહેરમાં ફરીશ, જડશે તો મારા સંબંધીઓને શોધી કહાડીશ, પછી ક્યાં જવું તેનો નિશ્ચય કરીશ.

ત્રણુ વહાણુ જૂમનાને કિનારે આવ્યાં છે. તે કોનાં છે, તેની તપાસ કરતા અને ખબર મળતાં, તે શેઠનાં સગાં સંબંધી પણુ ત્યાં સામા આવ્યાં, એક એકને હળ્યાં મળ્યાં અરસ પરસ ખબર પુછી, એવામાં નોતમશા શેઠ પણુ ત્યાં મળવાને માટે આવ્યા, તેમને આ આવનાર શેઠ તો ન ઓળખી શક્યા પણુ મળ્યા તો ખરા એટલે પાસે ઉભેલા બીજા માણુસો બોલ્યા કે આ નગરશેઠ છે જો સાંભરતુ હોય તો એમનું નામ નોતમશા છે, સાંભળીને આ શેઠ ખુશી થયા, નોકા પણુ શેઠના સામુ જોઇ રહી, નગરશેઠે નોકાને ન ઓળખી પણુ દીકરીએ બાપને ઓળખ્યા, સો હળી મળી સો સોના ઘર તરફ વેરાયા, પછી મુસાફર શેઠે પણુ ઘેર જવાની તૈયારી કરી. તેવામાં નોકા બોલી, સાંભળો શેઠ તમે મને કાળી ટેકરી જેવી* ટેકરી ઉપરથી આવી ભરી વસ્તીમાં લાવીને મુકી તો હુંએ તમને કાંઇક આપુ. એમ કહી પોતાની પાસેથી એક મોતી કહાડીને આપ્યું. નોકાનું આપેલું મોતી જોતાં જ શેઠ અતી હર્ષ પામ્યા અને ઝાઝીવાર સુધી નોકાના સામુ જ જોઇ રહ્યા. થોડીવારે નોકાને પુછ્યું કે આ તું ક્યાંથી લાવી બેન ! નોકાએ કહ્યું કે જે બેટમાંથી તમે મને તેડી લાવ્યા, ત્યાં તો આવાં ઘણુાંય પડયાં છે, વાત સાંભળી થોડીવાર વિચાર કરીને શેઠ બોલ્યા, અરે તેં અહીં આવીને શું કર્યું, આતો હરખ સાથે શોક ઉતપન્ન કર્યો, હવે કાંઇ લેવા જવાતુ નથી, ત્યાં ખબર પડી હોત તો બે ચાર દિવસ ત્યાં મુકામ જ રાખત અને ખોળી ખોળીને શોધી લાવત. નોકાએ કહ્યું એવડુ બધુ શું છે કે જેને માટે ફરી જવાની ઇચ્છા કરવી પડે છે !

**શેઠ**—બેન, તને તેની કિમ્મતે શુ પડે ! અને એની ઓળખાણુ પણુ શુ પડે ! આજ જીંદગી કમાઇ વીશે વરસે આવું છું. જેટલુ કમાઇને ત્રણુ

---

* કાળી ટેકરી=કોઈ કોઇ રાજમાં ગુનેગારને કાળી ટેકરીની સજા થતી ત્યારે હયાતી એટલા શેકેલા ચણુા બંધાવી, મીઠા પાણી વગરની અને ઝાડ વગરની ટેકરી ઉપર મુકી દેતા, ત્યાં ભૂખ લાગવાથી ચણુા ખાઇને અને તરસ લાગવાથી પાણી નહિ મળવાથી તરસે થોડે દહાડે પ્રાણુ જતા.

વહાણુ ભરીને લાવું છું, તે આ એક મોતીના ચોથા ભાગની કિમ્મત જેટલું નથી.

નૌકા—હશે ભાઇ જે હશે તે હશે, જે છે એ એ છે. હવે હું જાઉં છું, મને રજા આપો.

શેઠ—હા બેન, જાઓ આવજો. કોઇવાર ઇચ્છા થાય તો મારૂ નામ પુછતા દીલ્લી શહેરમાં આવજો. (પોતાનું નામ ઠામ બતાવીને ઘેર ગયા.)

ગરાશણી—રાણા અમરસિંહ, એકલી પડેલી નૌકા ધોળાં સફેત વસ્ત્ર પહેરી મોતીની પોટલી બગલમાં મારીને, સાધુડી જેવી દેખાતી, દીલ્લી શહેરમાં ફરતી પ્રથમ નૌતમશા શેઠના ઘરની નજીક આવી, અને તેમની જોએલી હવેલીઓને નીહાળી નીહાળીને જોવા લાગી, ત્યાંથી પાસેના મેલ્લામાં ગઇ જ્યાં બે ચાર બૈરાં ટોળે મળીને બેઠાં હતાં તેની જોડે બેઠી અને પુછવા લાગી કે બેનો આ હવેલીઓ કોની છે. એક બટકબોલી તરત બોલી ઉઠી કે એતો નગરશેઠની છે તારે શું કામ છે! નૌકા કહે મારે તો નોકર રહેવું છે, એટલા માટે પુછું છું, બીજુ શુ કામ હોય! બાઇ કહે એતો કોઇ પરદેશીને પેસવા જ દેતા નથી, એકવાર ખત્તા ખાઇને પસ્તાયા છે.

નૌકા—બેન પરદેશીનો વિશ્વાસ રાખવાથી એમને શું દુઃખ પડયું!

એક—પરદેશી આવ્યો તો આવ્યો, પણ નહિ સર કે સગાઇ, અને આવ્યો એવો શેઠનો સાળો જ થઇ ગયો.

નૌકા—તેમાં એમને શું દુઃખ પડયું!

બીજી—શેઠની એક પાંચ વરસની દીકરી હતી તે વખતે એ આવ્યો હતો. ઘણા વરસ ઘેર રહ્યો ખુબ માયા પ્રીત કરી દીવસે દીવસે સગપણનો સંબંધ વધારતો ગયો છેવટ છોડીને ઉચકી ગયો તે ફરી પાછો જ ના આવ્યો આજ કાલ ચારેક વરસ થયાં.

નૌકા—અરરરર! પણ બેન એતો પુરૂષ હશે અને હુંતો અબળા છું.

ત્રિજી—રાખે તો પુછો જાઓ ઘરમાં હુંતો ધારૂં છું કે દુધનો દાઝેલો છાશ ફુંકીને પીએ.

નૌકા—ખરૂ છે બેન પરદેશી અને અજાણ્યા માણસનો વિશ્વાસ રાખવો એજ ખોટું, પછી એ છોડીની શોધ તો કરાવી જ હશે કે નહિ!

ચોથી—ખોળ્ય તો બહુએ કરાવી, દશ બાર દહાડા સુધી તો બાદશાના માણસો ફર્યા પણ પત્તો જ નહિ. લઈ જતા હશે એ કાચે મનસુબે લઈ જતા હશે.

નૌકા—હવે તો કોણ ખોળ્ય કરે અને કરવાનું કારણ પણ શું?

**પાંચમી**—હવે તો રોહીને રહ્યાં ને આશા મુકીને બેઠાં. શેઠ ને શેઠાણી તો સવારના પહોરનું નામ છે. મનોરથ બા તે મનોરથ બા.

**એક**—બેસતે વરસે મ્હોં જોયું હોય તો બાર મહિના આનંદમાં.

**નૌકા**—એમની દીકરીનું નામ શુ હતુ? અને કેવડી હતી?

**બીજી**—હશે ચૌદ પંદર વરસની; પરણાવાની તૈયારી ચાલતી હતી; વિવાહની વાતો કરતાં હતાં, નામ નૌકા હતું.

**પહેલી**—બસ નૌકા તો નૌકા જ હતી, જેવું નામ નૌકા! મુંઇ આખા મહોલ્લાના માણુસોને વહાલી હેમ થઇ પડેલી.

**બીજી**—એની માને કોઇનો અવિશ્વાસ પણુ નહિ.

**ત્રિજી**—જ્યાં ત્યાં રમતી જ ફરતી. ગંભિર ડાહી શાણી!

**નૌકા**—કદાચ તે પાછી આવે તો માબાપને કેટલો આનંદ થાય!

**ચોથી**—આનંદની સાથે દુઃખ દશ ઘણું થાય.

**નૌકા**—દિકરી ઘેર આવે તેમાં દુઃખ શું.

**પાંચમી**—ગામમાં તો એમ વાતો ચાલી રહી છે કે એ છોડી એની મરજીથી જ ગઇ હશે, અરે લોક એવી એવી વાતો કરે છે, કે કાંઈ કહે-વાની વાત નહિ.

**નૌકા**—ખરૂ છે ખરૂ બેન, એ તો ઉલટુ માબાપને બળવાનું થાય, આંગળી દેખામણું થાય, આબરૂદાર માબાપને નીચુ જોઇને હીંડવું પડે.

**પહેલી**—ચોટલો મુડાવીને દેહ પ્રાશ્ચીત કરાવે ત્યારે તો ઘરમાં રખાય!

**નૌકા**—ખરી વાત! એ પણુ ખરી વાત! હું એ એમ ધારૂ છું કે છોડી નથી આવી એ જ સારૂ છે. આવે તો પુરી કમબક્તિ!!

**બીજી**—બાયડો નાશી ગયો હોય તે પચ્ચી વરસે પાછો આવે તેનું કાંઇ નહિ. પણ બાયડીથી તો જરાય ચસકાય નહિ; બે દિવસ બહાર ગઈ કે ગામ હીલોળે ચઢે!

**નૌકા**—આ વાત બધી સાચી, લ્યો બેન હું જાઉ છું, એમ કહી ચાલી.

**ગરાસણી**—રાણુા અમરસિંહ નૌકાએ આખો દિવસ દિલ્લી શહેરમાં ફર્યા કર્યું સાંજ પડી ધર્મશાળામાં જઇ સારી રાત નિર્ભય જગામાં સુઈ ગઈ. સુઇ ગઇ પણુ ઉંઘ ન આવી, સુતી સુતી આખી રાત વિચાર જ કર્યા કર્યો, પાછલી રાતની નહિ જેવી ઉંઘી ગઇ, સવારમાં જાગૃત થતાં દાતણુ પાણી કરી ત્યાં આગળ ચાલી, બે દિવસની અપવાસી તો ખરી પણુ જેણે ભર દરીઆમાં ભૂખ દુઃખ વેઠયાં છે તેને આ દુઃખ કાંઇ હિસાબમાં નથી. ગાઉ ત્રણેક ગઈ ત્યાં થાકી, ગંગા જીમનાને કિનારે બેઠી વિચાર કરે છે, તે વખતે

નજર ફેરવતાં તેને દ્રષ્ટી મર્યાદા ઉપર એક ગામડુ દેખાયું એટલે અન્ન પાણીના આધાર માટે ઉઠીને ત્યાં ચાલી, ગામમાં પેસતાં જ તેને સારા શુકન થયા.

વણિકની વિવેકી પુત્રિ ઉભી નજરે નિહાળતી ચાલી જાય છે. આગળ થઇ ગએલા રજપુત રાજાઓના ભાયાતની નજરે પડી, બંન્નેની નજર એક થતાંની સાથે નૌકા તેમના મકાન તરફ આવીને ઉભી રહી.

સફેત વસ્ત્રની ધારણ કરેલી, ભરજુવાની અવસ્થાને ઝુકાવી રહેલી રૂપાળી કન્યા જોઇ ગરાસીએ પુછ્યું, કોણ છું, અહીં ક્યાંથી અને કેમ આવીછું !

નૌકા—હું છેક જ બાળા અવસ્થામાં હતી તે વખે મારાં ગૃહસ્થ બાબાપ મને લઇને જાત્રાએ નિકળ્યાં હતાં, એક વાર વગડા વચ્ચે મુકામ હતો એવામાં ચોરનો સંગ થયો થોડા દિવસ તે લોકો મારા માબાપની સાથે ને સાથે રહ્યા. દીન પ્રતીદીન માયા વધારતા ગયા અને આખર લાગ તકાશીને એક રાત્રિયે મને ઘરાણાંની ભરેલી ઉપાડીને ચાલતા થયા, ઘરાંણાં કાઢી લઈ આગળ જતાં મને ઠગને ઘેર વેચી. ત્યાં દીન પર દીન હું મોટી થતી ગઇ. જેમ જેમ અભ્યાસ પડતો ગયો તેમ તેમ હું આખા ઘરનું કામ કરવા લાગી. તે ઠગ લોકોએ લોકને ઠગી ઠગીને પૈસો પુષ્કળ ભેગો કર્યો હતો, તે સઘળો મારા જોવામાં અને જાણવામાં આવ્યો, અને આખર એમ પણ જાણવામાં આવ્યું કે આમાં તો ઘણો ખરો પૈસો દિલ્લીના નગરશેઠનો છે. નવા સંબંધીઓ સાથે ઘાઢ સ્નેહ થયો, પણ જન્મના આપનાર સાચા માબાપની યાદી મને ન આવી, હું શી નાત છું, અને શી જાત છું. તેની મને માહીતગારી મળી નહિ, તેમ મારૂ ગામ કયુ હશે તેની પણ મને ખબર નથી એટલે મારો આજે નવો જ અવતાર છે એમ મારે માનવું જોઇએ.

રજપુત ગરાસીઓ કહે છે તેં તારી વાત કહી તો મારી પણ સાંભળ ! હું શુદ્ધ રજપુત રાજાઓના ભાયાત વંશનો ગરાસીઓ છું. મને પણ બાળા અવસ્થામાં મુકીને માબાપ દેવગત થયાં હતાં, ઇધર ઉધર સગાસબંધીને ઘેર રહી મોટો તો થયો, પણ સ્વતંત્ર થતાં કુછંદમાં પડી ગયો. જેથી મને ખોટી સોબતો થઇ. તે ખોટી સોબતમાં પડી નાત જાત જોયા વિના પરનાતીની કન્યા સાથે મનસ્વિ લગ્ન કર્યું. જેથી મારા નાતીલાઓએ મારી તરફ કટાક્ષની દ્રષ્ટિએ જોવા માંડયું, પણ તે કન્યા પંક્તિ બહારની નહોતી એટલે આખર વાત ચર્ચા બંધ પડી. પછી તો તે સ્ત્રિને દીકરો થયો, તે છોકરો હાલ વીસ વરસની ઉમ્મરનો છે, પણ કોઇ તેને કન્યા દેતુ નથી; તુ જો પરણવા ખુશી હોય તો મારા તે દીકરા સાથે તારાં લગ્ન કરી દેઉં. હું ઇશ્વર ઇચ્છા દ્રવ્ય ખર્ચી નાતનું મન મનાવીશ. જો આ આવે મારો દીકરો. સામેથી ભર જૂવાન

રજપુત ગરાસીઆને જોઇ નૌકા તો ખુશી થઇ, વળી વિચાર કર્યો કે નૌતમશાને ઘેર જઇ દુ:ખરૂપ થઇ પડવું તે કરતાં આ સારૂ છે. ઠેકાણે થવા ઇચ્છા જણાવી. એટલે બ્રાહ્મણને બોલાવી લગ્ન કરી દીધું. પછી નૌકાએ થનાર સસરાને કહ્યું બાપા મારી વાત સાંભળો ! સાંભળુ બા સાંભળુ કહી ગરાસીઓ ધ્યાન રાખીને બેઠો કહો શુ કામ છે તે કહો ! નૌકા કહે જે ઠગને ત્યાં હું અગીયાર બાર વરસની થઇ, તેને ત્યાં ઠગીને એકઠું કરેલુ ધન દિલ્લીના નગરશેઠ નૌતમશાનું છે એ હું તમને પ્રથમ પણ કહી ગઈ છું, તે ધન માલ મીલકત વેચી સાટી એકત્ર રૂપમાં કરી સાથે લેતી આવી છું. તેની આ ગાંસડી તૈયાર છે, તેમાંની અડધી એમને આપવી અને મને જાહેર ન પાડવી.

**ગરાસીઓ**—ઓહો ! એમાં તે શુ હમણાં હાલ તમારી મરજી પ્રમાણે ગોઠવણ કરી દેઉ.

એમ કહી ગરાસીઓ દીલ્લી નગરમાં આવ્યો જોકે નગરશેઠના મકાનનું કોઇ અજાણ્યું તો નહોતુ પણ ઝાઝે દીવસે જવું તે તદ્દન અજાણ્યું થઇ પડે છે, પુછપરછ કરતા બહાદુર ગરાસીઆએ શેઠનું મકાન શોધી કહાડયું, શેઠના સ્વભાવનાં સારાં વખાણ સાંભળેલાં તેથી ધીમે પગલે અંદર જવાની હીમત ભીડી. સુખશાન્તિમાં નહિ, તેમ એશઆરામમાં નહિ પણ સ્વાભાવીક ઘરખાનગી વાતો કરતાં શેઠાણી સાથે વાતો કરતા બેઠેલા જોયા, નવતર માણસને આવતો જોઇ શેઠ ઉભા થયા પણ ઉમ્મરલાયક માણસ જોઇને શેઠાણીએ ધીરજ આપી, આવવા દયો, તે ગરાસીઓ પાસે આવી પહોંચ્યો.

**નગરશેઠ**—આપ ક્યાંથી આવો છો, અને અહીં આવવાનું કારણ શું છે !

**ગરાસીઓ**—અહીંઆં ગામની ભાગોળમાં થોડે દુર મારૂ મકાન છે ત્યાં આપને આવવુ પડશે અને સઘળુ વીવેચન ત્યાં થશે. જો આપ ચાલી શકો તો ઘણી સારી વાત છે અને ના ચાલી શકતા હો તો ગાડી બાડીની ગોઠવણ કરી લ્યો !

ગરાસીઆનાં નમ્ર વચન સાંભળી શેઠ તૈયાર થઇ ચાલ્યા. બંન્ને વાતો કરતા ચાલ્યા. થોડી વારે વાતો કરતા ઘેર આવ્યા, ઘરમાં પેસતાં પડદામાં રહી નૌકાએ ઓળખ્યા, આ ગરાસીઓ અને નગરશેઠ વચ્ચે જે વાત ચાલે છે તે નૌકા પણ સાંભળે છે, નગરશેઠને આવતા દેખીને અને ઓળખીને બે શહેરના સારા ગૃહસ્થ માણુસ પણ અંદર આવ્યા, તેમને ગરાસીઆએ સત્કારની સાથે બેસાર્યા. પછી ગરાસીઆએ પ્રથમથી કહેવા માંડયું. સાંભળો શેઠ સાહેબ, અહીંથી પચીસેક ગાઉને છેટે એક નાનકડુ ગામ છે ત્યાં કારણુસર થોડા વખતને માટે હું રહેલો, પણ તે ગામ ઠગનું જ છે, ત્યાં ત્રણ ચાર કુટુમ્બ ઠગનાં

જ રહે છે. તેમાંના એક કુટુમ્બે અનેક પ્રકારના વેષ લઇને અને જુદી જુદી યુક્તિઓ કરીને તમારા વડિલના ઘણા પૈસા ઠગી લીધા છે એ વાતની છેવટ મરણ પથારીએ પડેલી એક કન્યાથી સાંભળી, કુટુમ્બ તો ભારે પણ પાનખર રૂતુનાં પાંદડાં ખરી જાય તેમ તેનું આખ્ખુ કુટુમ્બ પાયમાલ થઇ ગયું. મરતી દીકરીનો જીવ જતો નહોતો ત્યારે મરતી વખતે તેના અડોસી પડોસીને એકઠા કરીને કહ્યું કે આ દ્રવ્ય દીલ્લીના નગરશેઠને પહોચાડો તો મારો જીવ ગતે જાય, તે વખતે હું પણ ત્યાં હાજર જ હતો, મેં તે દ્રવ્ય આપને પહોચાડવા હીમ્મત બીડીને લીધું, તે દ્રવ્યની ગાંસડી જેમ મને મળી હતી તેમ જ, છોડયા વીના કે તેને જોયા વીના જેવી મળી છે તેવી જ આ સારા માણસની સાક્ષી રાખીને આપને સોંપુ છુ એમ કહી મોતીની ગાંસડી શેઠના મોં કને મુકી દીધી.

હવે વચનથી બંધાએલો હું પણ છુટયો અને તે આપનાર કન્યા પણ રૂણમાંથી મુક્ત થઇ. આ કન્યાએ મોકલેલો માલ, માલની ગાંસડી નગરશેઠે ખુલ્લી કરી તે જોઇ સૌ છક થઈ ગયા, સર્વે રાજી પણ થયા. નૌકા વિચારવા લાગી કે આ દ્રવ્યનો માલીક મારો નગીનભાઇ થશે, અને તે ખરેખરા સાચા નગરશેઠની સાહ્યબી ભોગવશે. નૌતમશા સર્વની રજા લઇ ઘેર આવ્યા, તેજ સાંજે નૌકાએ તે ગરાસીઆના દીકરા સાથે સંલગ્ન કર્યું, પછી ગંગાને કીનારે એક મકાન બંધાવ્યું, તેને સારા સુગંધીદાર ઝાડોથી ઘેરી લીધું. **અહાહાહા!** શુ તેની શોભા. રાણા અમરસિંહ !

**અમરસિંહ**—વાહ ભાઇ વાહ હું તો આ નૌકાની વાત સાંભળીને અજાયબ થઈ ગયો.

**ગરાસણી**—રાણા અમરસિંહ ! જે નૌકા કહી તે હું પોતે !

**અમરસિંહ**—અહાહા ! વાહ ભાઇ વાહ ! શુ વાત ! શી અજાયબી ! વાતમાં ઘણી ખુબી, ઘણી જ શીખામણ લેવાની ?

અમરને વ્યાખ્યાનો કહેનાર મહંત જે નજીકમાં આઘા પાછા ફરતા હતા તે હાજર થયા. કેમ અમરસિંહ ? ગરાસણીની વાત કેવી ?

**અમર**—હું તો સાંભળીને ઠરી જ ગયો પ્રભુ દુઃખ ગમે તેવુ પડે પણ હીમ્મત હારવી નહિં.

**મહંત**—આ દુનીઆમાં શ્રી સર્વેશ્વરની કરેલી શ્રષ્ટિમાં અંધકારનો છેડો તો છે જ. અંધકારનો છેડો આવ્યા વિના ઉજાશ માલમ પડતો નથી.

**અમર**—હા હા ! છે જ છેજ. કાંઈ ફિકર નહિ હું સર્વ સમજી ગયો છું. અંધકાર પછી પ્રકાશ છે. અને પ્રકાશની વાંસે અંધકાર છે. હવે લાવુ છું

અંધકારનો અંત ! મારૂ છું ઘડીના છઠ્ઠા ભાગમાં પકડુ છુ પૃથ્વિના પડમાંથી મહંતશ્રી રૂષિમહારાજ આપની રજા માગુ છું. (એમ કહી પગે લાગ્યો.)

**મહંત**—તેરી જય હો જાઓ ! તેરી ફતેહ હોજાઓ બચ્ચા ! ગહનતારાકુ બી મીલતે આઇઓ !

મહંતે માંથે હાથ મુકી રજા આપી, અમરસિંહ વિદાય થયો. તેજ વખતે લાહોરની ગાદીનો ધણી ઉલ્લાસનો કાકો મહાન શુરવીર દરંગદાસસિંહ ઉભો થઇ બોલ્યો, હે મહંતરાજ તથા સભાસદો સાંભળો આ માળવાના રાજકુમાર સર્વ કળા સંપુર્ણ અમારા જમાઇ અમરસિંહ ગયા પુર્વમાં અને હું જાઉ છું પશ્ચિમમાં !

**મહંત**—તેરીબી જય હો જાઓ !

**ગરાસણી**—વાહ હીરા કાદવમાં કળી ગયા હતા તે ઝળકયા ખરા ! શાહબાશ દરંગદાસસિંહ શાહબાશ ! (તે જ વખત દરંગદાસસિંહ પણ ઘોડેશ્વાર થઇ વિદાય થયો.)

ઝવેરીઓની જાળમાંથી છુટો થએલો અમરસિંહ અંધકારની શોધમાં ધસતો ચાલ્યો, ઘોડાને રેવાલમાં દોડાવતો વિચારમાં ગરક થએલો અમરસિંહ ચાલતાં ધીમો પડયો અને વિચારવા લાગ્યો કે હવે મારે કયાં જવું. એ અધર્મિને કયાંથી શોધી કહાડવો; હે સર્વને પ્રકાશ કરનાર સુર્યદેવ ! આપના ચરણમાં મારા સાક્ષાત દંડવત્ પ્રણામ છે.

પાપી અંધકારસિંહ જે અંધારામાંજ ફર્યા કરે છે તેને પ્રકાશમાં લાવો જેથી શુરવીરોનો ભાર ઉતરે સૌ જંપીને બેસે ! શ્રી ભાનું શ્રી ભાનું ?

પુર્વ દીશામાં અમરસિંહ જાય છે, પશ્ચિમ દીશામાં દરંગદાસસિંહ જાય છે અને પર્વતપુરના રાજા પહાડસિંહની રજા માગી, મુર્શિદાબાદના મહારાજા સુમનચંદ્રની પુત્રિ મહાસંકટને વરેલી પણ હિમ્મતબાજ સહનતારા પુરૂષનો પોશાગ પહેરી ઘોડેસ્વાર થઇ તે પણ ચાલી. સર્વ શુરવીર ક્ષત્રિયો એક અધર્મિ અંધકારસિંહને પકડવા દીશા દીશામાં દોડે છે. આમથી પર્વતપુરથી છુટેલા રજપુતો પોત પોતાના ઘર તરફ જાય છે અને સામેથી અમરસિંહ પણ આવે છે. માત્ર દરંગદાસની દીશા ફેર થઇ ગઇ. અને અંધકાર તો શુરા ક્ષત્રિયોની વચમાં આવી ગયો છે. હવે કોણ પકડશે અંધકારસિંહ કોના સપાટામાં આવશે એ સમજી શકાતુ નથી. સૌ ક્ષત્રિયો શુરવીર તો ખરા પણ દોડધામમાં અને છાના છુપા છટકી જવામાં અંધકારસિંહ જેવા હરામી નથી. સૌ! પોત પોતાના વટમાં રહે તેવા અને શીધે અને સત્યને રસ્તે જનારા છે. આ રસ્તે કોઇ આવનાર જનાર નથી એમ સમજી ઉલ્લાસને બાજુપર બેસારી થાકેલો

અંધકાર ઝાડની છાયામાં સુતો છે ત્યાં થઇને સુમનચંદ્રની સવારી જાય છે. તે ઉલાસને બેઠેલી જોઇને અટકી. અને મોટે અવાજે પ્રકાશ બોલી બેટા ઉલાસ આવ મારી પાસે ? અવાજ સાંભળી પોતાની મામીને ઓળખી દોડતી પાસે જઈ પાસામાં લપાઇ ગઇ. જેમ ગાયની ગમાણુમાં વાછડી આવે તેમ દોડતી ઉલાસ આવી તેજ વખતે પ્રકાશની આંખમાં ચોધાર આંસુ ચાલ્યાં, સહનને સંભારી ઉલાસની આંખમાં પણુ ચાલ્યાં. ખરા મધ્યાનના સમએ સુમનચંદ્ર જરા ઉંઘ આળસના ઘેરાવામાં હતો તે રાણી પ્રકાશને રોતી દેખી પુછવા લાગ્યો, રાણી પ્રકાશ ઓચિન્તી દીલગીરી ક્યાંથી આવી પહોંચી અને રોવા કેમ માંડયું ?

**પ્રકાશ**—આ આવી પહોંચી મારા પાસામાં ઉલાસ ! આ હર્ષ અને શોક પણુ તેનોજ થયો છે.

**સુમનચંદ્ર**—અહાહાહા ! વાહ એક કામ તો ફતેહ થયું ? કયાં છે પાપી અંધકારસિંહ ?

**ઉલાસ**—પેલો સુતો મારી કાયાનો કટ્ટો શત્રુ.

અંધકારસિંહને ઓઢીને સુતેલો જોઇ રાજા સુમનચંદ્ર ખડગ ખેંચી રથ્થમાંથી કુદી પડયો, તેજ વખત પ્રકાશ બોલી પ્રિય પતી ખામોશ !

સુમનચંદ્ર અટક્યો અને રાણી સામુ જોયું, કેમ નારી ! તમારો ભાઇ થાય છે તેથી મને અટકાવ્યો કે શું ? ભાઇ તેથીજ ખાસ દયા આવી; ઉંટ મરે છે ત્યારે મારવાડ ભણી મોં કરે છે. અને ભૂતો ધુણે છે ત્યારે નાળીએર પોતાના ઘર તરફ ફેંકે છે ?

**પ્રકાશ**—એ પણુ આપનું કહેવું ખરૂં છે સ્વામી. પણુ સુતેલા શત્રુ ઉપર શુરા ક્ષત્રીઓ ઘા કરતા નથી, તેમ દોડતા અને ભાગતા કાયર થએલા ઉપર હથિયાર ફેંકતા નથી માટે એને પગની લાત મારી જગાડો અને મારો !

**સુમનચંદ્ર**—તમારૂં કહેવું ઠીક તો છે રાણી, પણુ આ વખતે હાથમાં આવેલો કોળીઓ મોંમાં નાંખતાં પડી જશે, આ મહામહેનતે પકડાએલો પાપી પાછો નાશી જશે !

**પ્રકાશ**—હવે શું નાશી જાય ! હવે શું છટકી જાય ! આપની હાજરીમાં હું ઉભી થાઉં એ અધર્મ ગણાય તેથી હું ખમચાઇ રહી છું નહિ તો એના શા ભાર છે !

રાણી પ્રકાશના બોલ સાંભળી સુમનચંદ્રે દોડી અંધકારને, જેમ મુચકુંદ રાજાને કાળયવને લાત મારી. તેજ વખતે જેમ ઘી રેડતાં અગ્નિ જાગ્રત થાય, વરસાદ વરસતાં પોયણું ખડુ થાય તેમ અંધકારસિંહ બેઠો થયો અને

મોટા અવાજથી બોલ્યો, જોયું છે આ ખડગ! હવે અંત આવ્યો એમજ સમજજો. માત્ર વડિલની કરેલી સગાઇ મારા વેગને રોકે છે. નહિ તો મારી બેન પ્રકાશને વીધવાપણું વરી બેઠું એમ જાણજો. જોયા નથી અંધકારના ઝપાટા!

અંધકારના ગર્વ વચન સાંભળી સુમનચંદ્રની સાથમાં રહેલા શુરવીર વીસ યોદ્ધાઓ ખોંખારા કરી બોલ્યા, અમને આજ્ઞા આપો મહારાજ!

**સુમનચંદ્ર**—આ અંધકારસિંહના ઉપર તો મારેજ ઘા કરવો જોઇએ! તમો સૌ સાવધ રહેજો. રાણી તથા દીકરી ઉલાસનું સારી પેઠે રક્ષણ કરજો. સુમનચંદ્ર આડુ જોઈ પોતાના માણુસો સાથે વાત કરે છે, તે વખતે નજર ચુકાવી અંધકારસિંહ ઘોડેસ્વાર થયો. તેજ વખતે પ્રકાશે પતીને ચેતાવ્યા જૂવો સ્વામીનાથ! આતો ચાલ્યો સમજજો? સુમનચંદ્ર કહે, રાણી હવે હાથમાં આવેલો શત્રુ ક્યાં જાય? અને જાય તો એમજ સમજજો કે એને નાસવાનો અને બચવાનો રસ્તો તો તમેજ બતાવી દીધો છે. એ બારૂ તો તમેજ બતાવ્યું છે.

**અંધકારસિંહ**—હા...હા! બતાવ્યું બતાવ્યું; ગમે એટલું પણ તે બેન અને હું ભાઇ, જવા દેઉં છું સાચી સગાઇ સમજીને; જીવતા છોડું છું મારા પિતાના પુજેલા રાજા સુમનચંદ્રને! એમ કહી ઘોડો જરા આગળ દોડાવ્યો; અંધકારના દોડતા ઘોડાની વાંસે સુમનચંદ્રે પણ દોડાવ્યો, દોડતા બંન્ને ઘોડા આઠ દશેક ગાઉ આવી પહોંચ્યા, અંધકારસિંહ તો જાણે જંગલનો ભોમીઓજ ન હોય તેમ સપાટે ચાલ્યો જાય છે. પણ સુમનચંદ્ર તો ધુંચાતો જાય છે. એમ કરતાં બંન્નેને ઘણું છેટુ પડી ગયું, તે વખતે સાથે રહેલા અંગ રક્ષકોએ રાજાની શોધમાં જવા માટે રાણીની રજા માગી.

**પ્રકાશ**—જરૂર તો નથી તોપણ બે જણા અમારી પાસે રહો અને બાકીના સ્વામીની શોધમાં જાઓ!

આજ્ઞા થતાંની સાથે અઢાર યોદ્ધા સપાટાબંધ ચાલવા લાગ્યા. રાણી પ્રકાશલક્ષ્મિ જરા આગળ પડતી ઉભી છે અને પતી, જે દીશામાં ગયા છે તેજ દીશા તરફ એકી નજરે જોઇ રહી છે તેની આગળ પણ જરા છેટા બે ઘોડેસ્વાર ઉભા છે, અને તેમની નજર પણ તેજ તરફ છે. પ્રકાશલક્ષ્મિની પાછળ થોડેજ છેટે નિર્ભય થએલી ઉલ્લાસતારા ઉભી છે. આ રીતે ઉભા રહ્યા ને ઘણીવાર થઇ ત્યારે પ્રકાશલક્ષ્મિને ચિન્તા થઇ જેથી એકદમ ઉતાવળે બોલી, ભાઇ તમે પણ જાઓ અને મહારાજાના શુભ સમાચાર લઇ જલદી આવો! જેથી મારા અંતરમાં થતી ચિન્તા નાશ પામે.

**બંન્ને સવારો**—બા, અમે તો જવા માટે આકળ વીકળ, તથા તલ-

પાપડ થઇ રહ્યા છીએ પણ આપ બંન્નેને એકલાં અને સુનાં મુકી કેમ જવાય ? એ વિચારમાં છીએ.

**પ્રકાશ**—અમારી તો કોઈ પ્રકારની ચિંતા કરવીજ નહિ ! એક સમે અંધકારસિંહ જેવા દશ આવે તોપણુ હું એકલી બસ છું.

**ઉલાસ**—મામી ! એમને તો નજ જવા દેશો ?

**પ્રકાશ**—બેટા તું શા માટે ગભરાય છે હુંતો સાત સમુદ્ર ઓળંગીને તારા મામા સાથે ઇચ્છાવર વરી છું.

**ઉલાસ**—તે ખરૂં ! પણુ તમારો ભાઇ તો વર્ણુન ન થઇ શકે તેવો છે.

**પ્રકાશ**—પૃથ્વિમાં પરમપદ એણેજ ઝડપી લીધુ કે શું !

**ઉલાસ**—ના મામી, સારૂ અને શ્રેષ્ટ પદ તો તમારા જમાઇએ ઝડપી લીધુ છે. પણુ તે તો માલમજ પડતા નથી. શુરામાં શુરા તો એજ, બાણુાવળીમાં બાણુાવળી પણુ એજ એમના ઝપાડામાં એકવાર અંધકારસિંહ આવે તો જાણે દુનિયામાં છેજ નહિ !

**પ્રકાશ**—શું તારા મામા તેને નહિ મારી શકે ?

**ઉલાસ**—ભાગ્યેજ તેમ બને કારણુ કે એને નાશભાગ કરવાની ઝડપ જબરી છે.

**પ્રકાશ**—અરે સવારો હવે જાઓ ઝટ સ્વામીની ખબર લાવો ? આ વાર્તાવિનોદ સાંભળવા ન ઉભા રહો.

તેજ વખતે બંન્ને સવારો દોડયા અને મામી ભાણેજ બંન્ને દોડતા સ્વારોની પાછળ જોઈ રહ્યા, અધર્મિ અંધકાર કે જે સુમનચંદ્રને આમતેમ ઘુમાવી થકવી પોતે પણુ આમ તેમ ચક્કર ફરી ક્યારનો આવી પ્રકાશ તથા ઉલાસની પાછળ ઝાડને ઓઠે ઉભો છે, તે સવારો જતાંની સાથે પાછળથી ધસ્યો અને ઉલાસને ઓચિંન્તી બાથ મારી, મોંમાં ડુચો મારી દીધો અને ઘોડેથી નહિ ઉતરેલો ફેર ટટાર થઇ પાંચ ડગલાં ભરી બોલ્યો ! બેન પ્રકાશ જાય છે આ આનંદમલનો જમાઇ, ઉલાસ તારાનો હરણીઓ રથ ! સુમનચંદ્ર સુખી અને સુખશાન્તિમાં છે? ( તરત ત્યાંથી વિદાય. ) ગજબના કરનાર પોતાના ભાઇ અંધકારસિંહને નાસતો જોઇ પ્રકાશલક્ષ્મિ પોકાર પાડતી પડી અને વગડાવચ્ચે લુંટાએલી બાળા ચીસો પાડી રડવા લાગી. અરે હુંતો ગરજી ગરજીને બોલતી હતી પણુ મારૂ બોલ્યું તો મારા મોંમાંજ રહ્યું. પણુ વાઘની ફાળમાં હરણીયુ આવી જાય તેમ આ ક્રુર કરમના કરનારના હાથમાં ઉલાસતારા આવી ગઇ. અરે હાય ! હે જગદીશ્વર, હે અનાથના નાથ હવે

સ્વામીને શું જવાબ દઈશ, હાથમાં આવેલી ઉલાસને લઈ વિદાય થયા હોત તો સારૂ. શ્રી ભગવાન, શ્રી જગદીશ્વર, શ્રી જગંનાથ સ્વામી !

જ્યાં પ્રકાશ બેઠી રૂદન કરે છે ત્યાં વીસ ઘોડેશ્વાર સાથે ઉઘાડી તલવારે સુમનચંદ્ર આવી પહોંચ્યા અને રાણીને રૂદન કરતી જોઈ તલવાર મ્યાન કરી પુછવા લાગ્યા રોવાનું શું કારણ છે અને ઉલાસતારા ક્યાં છે !

**પ્રકાશ**—સ્વામી મારી માતા કંચનકુમારીની અવળી કુખમાંથી ઉત્પન્ન થએલો પાપી અંધકારસિંહ એ અબળા ઉલાસતારાને ઉઠાવી મોંમાં ડુચો મારી ઘોડેશ્વાર થઈ નાશી ગયો પણ જતાં વિશેષમાં મને કહેતો ગયો કે, આ આનંદમલ્લનો જમાઇ જાય છે તે શબ્દથી મને જબરો ઝાટકો લાગ્યો છે. તે સાથે આપના શરીરના સારા અને સુખશાંન્તીના સમાચાર ?

**સુમનચંદ્ર**—નારી, અમરસિંહ તથા અંધકારસિંહ બંન્ને નામ જાદા તો ખરા !

**પ્રકાશ**—નાથ, નામ જાદામાં નામ તો મારા જમાઇ સહન તથા ઉલાસના સ્વામી અમરસિંહેજ કહાડયું છે અને તે જાળવી પણ રાખ્યું છે, જેની સુકીર્તિ જગતમાં ફેલાઇ રહી છે.

**સુમનચંદ્ર**—ત્યારે તમારા ભાઇનું નામ ?

**પ્રકાશ**—તેનું નામ તો હરામજાદામાં ખપે છે એતો ક્રુર અને કૃતઘ્નિ છે.

**સુમનચંદ્ર**—શાબાશ રાણી ! હવે તો ઘેર જઇએ, ઘેર જઈ સઘળી વાતનો બંદોબસ્ત કરી હું એકલો ઉલાસની શોધમાં ફેર નીકળીશ ! પછી જેવી જગદીશ્વરની મરજી ! એમ કહી સૌ સાથે આગળ ચાલ્યા.

રસ્તે ચાલતા હાથમાં આવેલી અને વળી ફેર ચોરાએલી ઉલાસને યાદ કરતા સુમનચંદ્ર તથા પ્રકાશલક્ષ્મિ બંન્ને મુર્શિદાબાદના બારામાં આવી પહોચ્યા, શહેરની સરહદમાં આવ્યા એટલે વગર કહયે એક સવાર હાથમાં રાજના ચિન્હથી ચિત્રેલી ધજા ઝાલી આગળ દોડયો, જેણે રાજદરબારમાં જઈ પ્રધાનજીને નમસ્કાર કરી, મહારાજા આવે છે એ સમાચાર આપ્યા, મહારાજાના આવ્યાના સમાચાર સાંભળી પ્રધાનજીએ સામા જવા તૈયારી કરવા માંડી એટલે આવેલો સવાર પાછો ગયો. હૈયામાં હરદમ ઉછળતા ઉલાસના વિચારમાં ગુમ થએલા રાજા સુમનચંદ્રને સવાર ગયાની કે તેના આવ્યાની ખબર પડી નહિ. સવારના સમાચાર આપીને આવ્યા પછી ચાલતી સવારી જરા અટકી અને એક બાજુ પર નિત્યના નિયમ પ્રમાણે થોભી ગઈ. ચાલતો રથ ઉભો રહ્યો એટલે રાજાએ અવાજ કર્યો કે અટકવાનું શું કારણ છે, પ્રકાશ કહે પ્રાણપતી આપણું નગર આવ્યું, અહીં આપણી ગાદીને સાચવનાર પ્રિય

પ્રધાન તથા પરીવાર મળવા આવશે, અને આપણી પ્રજાના શુભ સમાચાર કહેશે. શબ્દ સાંભળી રાજા જરા વિચારમાં ગુંથાયો તેજ વખતે ચાકરોના ઉચકેલા તાવદાનમાંથી ઉતરી પ્રધાને ડોક નમાવી નમસ્કાર કર્યા, પ્રધાનના કરેલા નમસ્કારને ઝીલી રાજાએ તેના સામું જોયું ત્યારે મહારાજાની સુકોમળ આંખોમાં ઝળઝળીઆં જોયાં તેજ વખતે પ્રધાને પ્રષ્ન કર્યો કે, કોઈ જગાએ બેન ઉલાસના સમાચાર મળ્યા કે નહિ અને સહનના પણ મળ્યા કે નહિ, રાણા રાજકુમાર પુજ્ય અમરસિંહના શુભ સમાચાર સાંભળ્યા કે નહિ ?

પ્રધાનનો પુછેલો પ્રષ્ન પુરો સાંભળતાં, રાજાના હૈયામાં ભરાએલો ડુંમો છાતીમાંથી છુટી ગયો જેથી ખુલ્લે મોંઢે મોટેથી રોવા માંડયું, પ્રેમી અને નિમકહલાલ પ્રધાન આંસુ ઝીલતો આગળ બેઠો છે તે વખતે મહારાજાને અશ્રુ-પાત કરતાં જોઇ સર્વની આંખમાં આંસુ આવ્યાં, તે વખતે ભરદુ:ખમાં ઘેરાએલી રાજાની આંખ આગળ પાપી અંધકારસિંહની મુર્તિ ખડી થઇ. આ શું, આતો અધમ કરમનો કરનાર અંધકારસિંહ ! અંધકારના અધમ કરમને સંભારતી પ્રકાશ બોલી કેમ પતી પાપીને શા માટે સંભારવો પડયો ?

રાજા પ્રધાનના સામું જોઇને કહે છે, ભાઇ મને રણસંગ્રામમાં ઉતરવાનાં વસ્ત્રથી તથા આયુદ્ધથી શણગારી રજા આપો અને તમો રાજ્યની રૂડી રીતે રાખો છો તેવી સદા સંભાળ રાખજો. તથા રાણીને પ્રસવ સમય થડમાં છે. કદાચ ઇશ્વર અહાહાહા શ્રી જગદીશ્વર શ્રી જગંનાથ સ્વામી પુત્ર રત્ન આપે તો બાળકને ઉછેરવામાં પુરતુ ધ્યાન આપજો અને ઉમ્મરે જતા રાજકુમારને સારી અને ઉંચી જાતની કેળવણી આપજો. હુંતો હવે જઇશ અંધકારસિંહનો અંત આણુવા ! રાણી પ્રકાશ રાણી તમો પુછો છો પણ હાલ તો અંધકાર વિના બીજું આપણી આંખે આવેજ નહિ !

અહીં હવે સર્વને છુટા પડવાનો સમય થયો છે, તે વખતે સિલોનમાં શું બન્યું તે કહું ?

એક દીવસની અડધી રાત્રિયે રાણી કંચન કુમારી ઉંઘમાંથી જાગી ગઇ અને જાણે નીસાસા નાંખતી હોય તેમ પોકાર પાડીને અને અંધકારને સંભારી સંભારીને રોવા લાગી; તેનો અવાજ સાંભળીને રાજા સુંદીર પ્રતાપ પણ જાગ્યા. અને તે રાણીને રોવાનું કારણ પુછવા લાગ્યા. રાણી જરા ધીરજ રાખી છાંનાં રહો તથા રોવાનું ખરૂ કારણ મને કહો !

**કંચન**—સદા સુખના સાથી સ્વામિ; આપણે તો છતે સંતાને સંતાન વીના થઇને બેઠા. ક્યાં હશે મારો અંધકાર અને કયાં હશે પ્રકાશ, એતો મને

હૈયામાં હરદમ રમીજ રહ્યું છે એટલુંજ નહિ, પણ હવે તો સ્વયંવરમાં પણ આપણું નોતરૂ કપાયું.

સુંદીર—તે તો તમારા કુળના અજવાળનારા પુત્ર અંધકારસિંહનોજ પ્રતાપ છે. પણ સાંભળ્યું છે કે પુજ્ય સુમનચંદ્ર તો આપણી પ્રકાશને સાથે લઇને સ્વયંવરમાં ગયા છે.

કંચન—હા નાથ વળી એમ પણ સાંભળ્યું છે કે સમારંભ ભારે થવાનો છે લાહોરના રાજા આનંદમલ તે પણ રાણીને સાથે લઇને ગયા છે. અને ગગનસિંહ પણ ગોરસઆને લઇને ગયા છે.

સુંદીર—એ બધું કટક તમારા દીકરા ઉપર ચઢયું છે. આનંદમલનો દીકરો અભયમલ અને ગગનસિંહનો દીકરો ગજબસિંહ એ બેતો અંધકાર-સિંહને દેખુ ત્યાંથી મારૂ એમ કરતા ગયા છે. વળી સાંભળ્યું છે કે પહાડ-સિંહનો દીકરો ગિરીરાજ તો અંધકારના આવ્યાની વાટ જોઇને બેઠો છે ?

કંચન—મને લાગે છે કે અંધકાર તો ત્યાં જશેજ નહિ, કારણ કે આપણે ઘેર સ્વયંવરનું નોતરૂ નથી ! નોતરૂ નહિ આપીને અંધકારસિંહની વાટ ગિરીરાજ શા માટે જોતો હશે ?

સુંદીર—સુંદીર અને સુશોભીત તમાશો જાણે જોવા જેવો હશે એમ સમજી કદાચ અંધકારસિંહ જાય; જાય તો જરૂર ગમે ને ગમે તેને હાથે ધડો લાડવો થઇજ જાય ?

કંચન—આ તો આપે મને વધારે ફિકરમાં નાંખી. હવે તો મારા અંધકારસિંહના શુભ સમાચાર કોણ લાવે ?

સુંદીર—હું તો ધારૂં છું કે અંધકારસિંહ ત્યાં જાયજ નહિ કારણ કે એણે તો ઉલ્લાસને દીઠી છે તે તો જાણે ઇંદ્રની અપસરા દીઠી છે; તે તો ખાઇ પી તેનું મોં જોઇનેજ બેસી રહે છે. અને વખત આવ્યે આમ તેમ દોડમ દોડા કરે છે.

કંચન—સ્વામી હવે તો તમેજ જાતે જાઓ, બેન આવ્યાના સમાચાર લાવો અને સાથે અંધકારસિંહનાય મળે તો લેતા આવો !

સુંદીર—આજનો દીવસ રહી સઘળી તૈયારી કરી પાંચ પચીસ મા-ણસ લઇ કાલે સવારે મુર્શિદાબાદ તરફ જઇશ, જો આપણા પુજ્ય સુમનચંદ્ર આવ્યા હશે તો સઘળા સમાચાર મળશે અને નહિ આવ્યા હોય તો આવ્યાની વાટ જોતો થોડા દીવસ રોકાઇ મળીને પાછો ફરીશ.

કંચન—બહુ સારૂ પતી ! એ તો ઉત્તમ વિચાર.

બીજે દીવસે સવારમાં સુંદીરપ્રતાપે કહેવા પ્રમાણે પ્રયાણ કર્યું અને ઘણે દીવસે મુર્શિદાબાદ આવી પહોચ્યા, જ્યાં પુજ્યના મુખેથી અંધકારના નામના પોકાર પડી રહ્યા છે દીકરી જમાઇ આંખમાંથી આંસુ કાઢતા ઉંધું ઘાલી બેસી રહ્યા છે ત્યાં રાજા સુંદીરપ્રતાપે, મેંના પાલખી તથા તાવદાન અને પચીસ ઘોડેસ્વાર સાથે આવી પુજ્યને નમસ્કાર કર્યા.

એકવાર તો સુંદીરપ્રતાપ અંધકારની શોધમાં જઇ આવ્યા છે, મુસાફરીમાં અંધકારને મળી આવ્યા છે. અક્કરમીના મોંના હુંકારા અને તિરસ્કારનો વધાવો લઇ આવ્યા છે, પાપી અંધકારસિંહના પાપના છાંટા ઉડવાથી દિલ્હીપતિની પાસે નાઉમેદ થઈ આવ્યા, પાપી પુત્રના લક્ષણથી અને તેના નિર્લજ સ્વભાવથી કાયર થઈ પાછા ઘેર આવેલા છે, એ સઘળી હકીકતનો વિચાર કરી, રાજા સુમનચંદ્રે તેમને સત્કારની સાથે બોલાવ્યા, આવો વડીલ, હાલતો તમારી પુત્રીને મળવા આવ્યા હશો, પર્વતપુરના સ્વયંવરમાં આવ્યા નહોતા કે શું?

**સુંદીરપ્રતાપ**—ના પુજ્ય, આપ તો ઘણા શાણા અને ઘણા વિવેકી છો વિચાર કરો મારાથી શી રીતે અવાય? મારે ત્યાં સ્વયંવરની કંકોત્રિજ નહોતી.

**સુમન**—કંકોત્રિ તો ખરી માત્ર અંધકારસિંહને જ આવવાનું નહિ, તો પણ તમારા કુળના અજવાળનારે તો ત્યાંય અજવાળીને ઝાકઝમાળ કર્યું.

**સુંદીર**—ત્યાં શું બીના બની તે તો હું જાણવાજ માગુ છું. હું સમજુ છું તો ખરોજ કે સંબંધીઓના કરેલા કર્મના ભાગીદાર, સારા અને સમજુ ભાઇઓને થવું પડે છે, તેમ નહિ પણ પહાડસિંહનો રચેલો અલબેલો શોભાયમાન સ્વયંવર હું જોવા ન પામ્યો, ખબર તો સાંભળી છે કે પહાડસિંહે સ્વયંવર તો અલબેલો રચ્યો, પણ સઘળી ગોઠવણ ગીરીરાજની હતી.

**સુમન**—વડિલ, બરાબર કહો છો ઠીક કહો છો અને પુજ્ય આનંદમલ્લને ઘેર ઉલાસતારાને વરાવા માટે રચેલો સ્વયંવર (આટલું કહેતાં ફેર છાતીમાં ડુમો બાઝી ગયો અને આંખમાંથી ચોધાર આંસુ પડવા માંડયાં. છાતીમાં જરા હિમ્મત અને દમ રાખી વળી આગળ કહેવા માંડયું) અભયમલનો હતો.

**સુંદીર**—હા પુજ્ય; અને આપણે ઘેર સઘળી શોભાનો રચનાર અધર્મિ અંધકારસિંહ હતો.

**સુમન**—અરે એનું નામ તો દેશોજ નહિ; એનું તો મોં દાટો?

**સુંદીર**—મને તો એના નામ ઉપર તિરસ્કારજ છે, પણ આ વખતે એના નામ ઉપર આપને ઘણુંજ લાગી રહ્યું છે અને આપે એમ પણ કહ્યું કે એણે આ વખતે તો અતીષે અજવાળ્યું છે, એની જરા મને સમજણ પાડો?

**પ્રકાશ**—પિતાજી હવે એ વાતને માંડી વાળો! વળી કોઇ પ્રસંગે જાણશો? આમાંથી તમારા પુજ્યને ગભરાટ થશે, તેમાંથી કાંઇ વિપરીત થશે, માટે ભાઇનું નામ આવે અને તેને સંભારવો પડે તે વાત તો કરશોજ નહિ.

**સુંદીર**—સારૂ બેટા; હવે તો તું થોડા દહાડા આપણે ઘેર આવે તો સારૂ, કારણ કે તારી માતા ઘણું યાદ કરી રહી છે.

**પ્રકાશ**—પિતાજી, હું પણ મારી માતાને યાદ કરી રહ્યો છું. કારણ કે મારા હૈયાના ઉભરા કહાડવાનું ઠેકાણું તે સિવાય બીજે નથી. પણ તમારા પુજ્યના જીવને શાન્તિ થાય ત્યાર પછી વાત?

**સુમન**—વડિલ, હાલ તો તમારા બંન્નેના વિચારને મળતુજ કરવાનું છે કારણ કે હું અહીંથીજ પાછો જવાનો છું. અને પાપી પુત્રને શોધતો વગડો તથા ઝાડ પહાડ સૌ માથે કરવાનો છું.

**સુંદીર**—પુજ્ય આપ કહેતા હો તો મારે પણ આપની સાથે આવવા વિચાર છે.

**સુમન**—આપને સાથે લેવા હાલ તો મને કોઇ પ્રકારની અડચણ નથી, પણ અંધકારને દેખતાં મને ઝનુંન આવી જાય તો તેનો તો નાશજ થઇ જાય, પણ તે વખત તમે મને રોકી રાખો?

**સુંદીર**—એ ડાકીયાને દેખતાંજ પહેલો ઘા તો મારાથી થાય, કારણ કે મારી રગે રગમાં મારૂ મારૂ થઇ રહ્યું છે.

**પ્રધાન**—નામદાર, હવે તો વિચાર ટુંકા કરો અને કામ આગળ વધારો; મને શી આજ્ઞા કરો છો?

**સુમન**—વડીલ મરજી હોય અને જો રાણીની ઇચ્છા હોય તો તેમને સિલોન પહોચાડી દયો! હું તથા વડિલ સુંદીરપ્રતાપ તો કાલે સવારમાં અહીંથી જઇશુ, વગડાની હવા ખાતા ખાતા.

**પ્રધાન**—સારૂ સરકાર, હવે આગળના વિચારને ઉત્તમ અને આગળની ગતી આપો એટલે થતા કલેશનો નિવેડો આવે?

**સુંદીર**—ડાહ્યા પ્રધાન, સુવિચારના સચીવ; જયાંસુધી અકરમી અંધકારસિંહનો ભાર આ પવિત્ર પૃથ્વી, ઉપાડી રહી છે, ત્યાં સુધી આ ચાલતા કલેશનો અંત આવવાનો નથી, એણે સેંકડો માણસોની સાથે શત્રુતા કરી છે, વળી શુમાર વિનાના સુજ્ઞ માણસો તો એનાં કર્મ જોઇ શત્રુ થઇ પડયા છે.

**પ્રધાન**—વડિલ આવા દુઃખને દેનાર તે દીકરા કહેવાતા નથી. તે તો

માત્ર ઘરમાંથી તથા દીવ્ય દરમાંથી નીકળેલા કાળા નાગ કહેવાય છે. જે સુખ શાન્તિમાં સુતેલા માબાપના પ્રાણુ કહાડી નાંખે ?

સુંદીર—સત્ય કહો છો હવે એનો અંત નજીક આવ્યો છે. ચાલો પુજ્ય સુમનચંદ્ર.

સુમનચંદ્ર—આજની રાત્રિ અહીંજ ગાળો, કાલે સવારમાં જઇશું. પ્રધાનજી તમો સર્વ તૈયારી કરી રાખો, કાલે સવારે સૌને સાથે અહીંથી છુટા પડવાનું છે.

પચીસ સવાર તો સિલોનથી સાથેજ આવેલા હતા, છતાં બીજા પચીસ પોતાને ત્યાંથી તૈયાર કરી સર્વને કહ્યું કે જતાં આવતા રસ્તાના સર્વ સંકટને ઓળંગી, સાચવીને બાને સિલોન પહોચાડી પાછા ફરજો. પ્રધાનજીની આજ્ઞા માન્ય કરી સૌ નમન કરી તૈયાર થઇને ઉભા રહ્યા, આજનો દીવસ તથા રાત્રિ વાતોમાં વીતાવી નાંખી, સૌ પોતાના વિચાર વારા ફરતી દર્શાવતા ગયા એમ કરતાં સવાર થયું, સવારની સર્વ ક્રીયાથી પરવારી સૌ પોતાના રસ્તે એક એકની આજ્ઞા માગી વિદાય થયા, અને છેવટે, સુંદીરપ્રતાપ તથા સુમનચંદ્ર સાથે આગળ ચાલ્યા.

સ્વયંવર વીસરજન થતાં સૌ વેરાયા. કોઈ તો સુશોભિત સભા મંડપમાંથી ઉઠી શાહજાદા સવાબશાની ભલામણથી રચાએલા તમાશગીરોના દિવ્ય અને દીપક ભરેલા ચળકતા મંડપમાં ગયા, થોડીવાર મંડપની રચનાને જોતાં સૌ જેમ પોત પોતાને સવડ પડે તેમ બેસી ગયા. હમણાં તમાશો શરૂ થશે, હમણાં તમાશો થશે તેમ સર્વે જોવાની ઇચ્છાના હર્ષમાં બેસી રહ્યા છે. માત્ર ઉલ્લાસતારા તથા સહનતારા બેઉ એક એકની આંગળીઓ ઝાલી, સ્વામીને મળવાની આશાએ અને ઉત્સાહમાં હસતી રમતી અને પગમાં પહેરેલાં સોનાનાં ઝાંઝરને ઝમકાવતી આવી તે તમાશગીરોના ખેલ કરવાના મંડપમાં બેડી અને સભામાં બેઠા પછી સર્વ રાજાઓ અને રાજકુમારોને બારીક દ્રષ્ટિએ નિહાળવા લાગી, બન્નેમાંથી એકેની નજરે અમરસિંહની મુર્તિ ન આવી એટલે એક એકના સામુ જોતી, અને જાણે એક એકને પુછતી હોય તેમ બેઉ સાથે બોલી, બેન અહીંતો નથી દેખાતા તમારા સ્વામી ! કહીને પાછી ફેર નજર કરવા માંડી, ત્યારે પોત પોતાના ભાઇઓ તથા માતા પિતા સૌ બંન્નેની નજરે પડયાં, જેમને જોતાં અંતરમાં હરખ પામ્યાં પણ અમરસિંહ નજરે નહિ પડવાથી અર્ધાંગણુને અટેલીને અપસોષ કરતી બેઠી.

ઉલ્લાસ—બેન સહન આપણા મુગટમણી અમરસિંહ અહીં કેમ નહિ આવ્યા હોય !

**सहन**—बेन उलास हुं तो एम मानुं छुं के, आपणे उंचा आसनना धणी सर्व जगा सन्मानने पामनार आजे वणिकना वाणोतर थइ वहेपारी वेषमां आवी, राजाओ अने राजकुमारोनी हारमां जई, बेसवुं ए अघटतुं लागे आपणा मनथीज आपणे अतडा अतडा थइ जइए, बीजुं आवा नजीवा अने माल वगरना तमाशा जोवा उपर एमने प्रिती पण नहि.

**उलास**—प्रिती तो बेन सर्वने होय, मफ्तनो तमाशो जोवानी तो मझाने ?

**सहन**—आ क्यां मफ्तनो तमाशो छे, आमां तो पोत पोतानी शक्ति मुजब सौने कांइक आपवुं तो पडशे.

**उलास**—हा बेन खरूं कहो छो, हवे मने भान आव्युं, ते वात खरी ! कारण के कोइने पहाडसिंहना रचेला मंडपने मान आपी तेमने सारूं लगाडवुं. अने वळी घणाने उन्मतशाने तथा सवाबशाने राजी करवाना रह्या.

**सहन**—ए उन्मतशा बादशाना भाइ अने सवाबशाह बादशाहना दीकरा एमने हुं तो ओळखतीज नथी. तें पण मात्र नामज सांभळ्यां हशे ?

**उलास**—ना बेन हुंतो सारी पेठे ओळखुं छुं, जो आपणी सामेनी बाजु जरा जमणा हाथ तरफ उंचा आसन उपर बेठेला बंन्ने पुरुषने जो लीला पोशागवाळा काका उन्मतशाह छे अने लाल पोशागवाळा शाहजादा सवाबशाह छे.

**सहन**—एवा उमदा कुळना वीर वरोने ओळखवानो प्रसंग तने क्यांथी पड्यो ?

**उलास**—एकवार तो अधर्मि अंधकारसिंहना कबजामांथी मने सवाबशाहेज छोडावी हती, जे वखते छोडावी तेज वखते हुं भयतो पामी के आ मारो छूटकारो नथी पण नाना कुवामांथी नीकळी मोटा ऊंडीआ कुवामां पडुं छुं, या नसीब कही, में मोटा अवाजथी हे हरी हे हरी कर्युं. ते वखते शाहजादा सवाबे मने धीरज आपी; गभरा नहि बेन तुं मारी बेन ने हुं तारो भाई छुं. तुं निर्भयपणे मारी साथे दिल्ली चाल ! हुं मारा पिताने सोंपी तने तारा बापने घेर पहोंचडावीश. आम वातो करता पोतानी साथे राखेला लाव लश्करना घेरावमां चालता हता. एवामां अमारा सैन्य साथे सामा आवता सैन्यनो भेटो थयो, ते वखते सामसामी तलवारो उछळी, ते सैन्यनो सरदार मारो भाई अभयमल हतो तेवी खबर पडवाथी सवाबे मोटा अवाजथी कह्युं के, मतलडो ! मतलडो ! उलास हमारी बहेन हे, भाई उलास हमारी बेन हे ! शब्द सांभळी सौए तलवारो म्यान करी दीधी अने अभयमल मारी पासे अने मारा पासामां आवी उभो रह्यो ते वखते अठावीसो लडवैया घोड-

સ્વારોના રક્ષણમાં, તથા બંન્ને સગા ભાઈની સમક્ષ ઉભી છું એમ મને લાગ્યું. વળી તે વખતે મેં મારી શોધમાંજ નીકળેલા મારા ભાઇ અભયમલને કહ્યું કે આજે અગિયાર દિવસ થયા મને ભાઈ સવાબશાહે અંધકારસિંહના કબજામાંથી મુક્ત કરી છે. બેન કહેતાં એનું મોઢું મલકાઇ જાય છે. તથા શરમના શેયડા પડી જાય છે. તે વખતે (સાંમી આંગળી કરીને) આ સવાબે મારા ભાઇને સલામ કરી. અભયમલે સામી સલામ કરીને કહ્યું કે હવે તો મને રજા આપો હું બેનને લઇને ઘેર જાઉં અને મારા માતા પિતાને સોંપુ !

**સવાબશાહ**—એસાતો હમસે નહિ હો સકતા હે, બાદશાહકી મુલાકાત લીએ સિવાય જાના તુમકુ મુનાસીબબી નહિ હે ! અબ દીલ્લી દુર નહિ હેં.

**અભયમલ**—જેવી આપની મરજી. એમ કરતાં દીલ્લી ગયા, ત્યાં દયાના સાગર બાદશાહ આલમશાહને નમન કરી બનેલી સર્વ વાર્તા કહી અને અમો બંન્ને ભાઈ બેનની ઓળખાણ પાડી. શાહે પ્રસંન્ન થઇ મારાં લગ્ન અમરસિંહ સાથે ત્યાંજ કરવાં એવા વિચારથી અમરસિંહની શોધ માટે ચારે દિશામાં માણસો દોડાવી દીધા. તે વખતે એક માસ અને આઠ દીવસ દિલ્લીમાં હું બેન ગુલશનના સહવાસમાં રહી હતી. ગુલશન બેન તો બહુજ સારા સ્વભાવનાં છે. આમથી ઉલાસ અને સહનનો વાર્તા વિનોદ ચાલે છે. તે વખતે સવાબની આંખ પણ ઉલાસ ઉપર પડી તેને જોતાં અને જોતાંની સાથે ઓળખતાં, તેની પાસે આવવા આસન ઉપરથી ઉભો થયો.

નટનો નાયક અને તમાશગીરનો સરદાર, પાપી પ્રપંચી, વેષ બદલી છાનો છૂપો આવેલો અંધકારસિંહ જે ઘડીવાર સવાબ તરફ અને ઝાઝીવાર ઉલાસ તારા તરફ પ્રેમથી જોયા કરતો હતો, ઉલાસને જોતાં તો તેની આંખની નિમેશ પણ ભાગ્યેજ મળતી. સવાબશાહને ઉલાસની તરફ જતા જોઈ, તેણે પણ તે તરફ પગલાં ભરવા માંડયા, તે વખત પહાડસિંહના મુકેલા રક્ષકોમાંથી પાંચ દશ દોડતા સવાબશાહ પાસે આવી તેમની આસપાસ ચાલવા લાગ્યા. સવાબ ઉલાસની પાસે આવ્યો ત્યારે ઉલાસ મોંઢુ મલકાવી બોલી, આવ્યા છો ભાઇ ! શરીરે સુખી છો ?

**સવાબ**—હા બેન, મારૂં શરીર સારૂં છે, હું આનંદમાં છું, તે પણ તમને અહીં જોયા પછી, પાપી અંધકારસિંહ તમને દીલ્લીના ભર બજાર વચ્ચેથી, લખ્ખો માણસના મેળામાંથી હજારો માણસના પેરામાંથી ઉઠાવી નાઠો, ત્યારથી અત્યાર સુધી તો હું ઉદાસીમાંજ રહ્યો છું. (સહન સાંમી આંગળી કરીને) આ કોણ છે તમારાં સાથી !

**ઉલાસ**—એ છે રાવ રાણા અમરસિંહની અર્ધાંગના.

**સવાબ**—કોણ બેન સહનતારા ? (આ સઘળું પાસે ઉભેલો અંધકાર સાંભળ્યા કરે છે.)

**સહન**—હા હું એજ ઉલાસના સગા મામાની દીકરી; બાઇ હવે તો આપના આસન તરફ પધારો કારણ કે આ બીજો તમાશો જોવા જડે છે, સર્વની દ્રષ્ટિ અહીંજ પહોંચી ગઇ છે. આ તમાસગીરને આપની ભલામણ તથા મદદ છે, એમ સાંભળ્યું છે.

**સવાબ**—(અંધકારસિંહ તરફ આંગળી કરીને) આ તમાસગીરના ટોળાનો નાયક છે, તેના માણુસો છાતી તોડ કામ કરે છે; ઘણા જોવા લાયક અને ઉમદા તમાશા કરે છે.

સવાબ, ઉલાસ, અને સહનતારા વચ્ચે આ વાત ચાલી રહી છે, બંન્ને એનો અધર્મિ અંકારસિંહ તરફ જોઇ રહી છે. તે વખતે અંધકારસિંહ ત્યાંથી ખસી ગયો. તે એમ સમજીને કે જો ઝાઝીવાર અહીં ઉભો રહીશ તો પ્રસંગે કાંઇક બોલવું પડશે. કાંતો ઝાઝીવાર જોઇ રહેવાથી મારો અવાજ ઓળખવાથી મને કળી જશે તો, આ બધી મહા મહેનતે પાથરેલી બાજી વિખેરાઇ જશે, કાંઠે આવેલું વહાણુ ધરામાં બુડશે. અંધકારે જઇ તમાશો શરૂ કરવા પોતાના માણુસોને આજ્ઞા કરી. દીલ્લીપતી સવાબશાહ પોતાના આસને જઈ બેઠા. સહન ઉલાસને પુછે છે. બેન, ભાઈ સવાબે કહ્યું કે, દીલ્લીના બજારમાંથી તને ઉઠાવી તેની મને બરાબર સમજણ ન પડી !

**ઉલાસ**—હું એજ તને કહ્યા કરતી હતી કે હું દીલ્લીમાં આવી, ગુલશન બેનના સંગમાં હળીમળીને રહી. આપણા શિરછત્ર પણ ત્યાં આવ્યા. મહેલના ઝરૂખામાં બેઠેલી હું અને શાહના દરબારમાં બેઠેલા એ અને મારા કાકા દરંગદાસસિંહ એ સર્વની અરસ પરસ સામસામી દૃષ્ટિ સંધઈ ગઇ, આપણા પતીએ મારા સામુ અમિની દ્રષ્ટિયે જોયું અને મોંહુ મલકાવ્યું. આ સઘળો દેખાવ આલમ પતીએ અદપડીઆળી આંખે જોયો, અને મારાં માતા પિતાને તથા તમારાં માતા પિતાને તેડવા પૈગામ મોકલ્યા.

ઉલાસ કહેવામાં અને સહન સાંભળવામાં લીન થઇ ગયાં છે. સહન ઉલાસને અને ઉલાસ સહનનેજ દેખે છે. બાકીના સર્વે તમાશગીરની આજ્ઞાથી થતા તમાશા જૂવે છે. સર્વની નજર એકજ જગાએ ચોટી ગઇ છે. તે વખતે કરી મુકેલી ગોઠવણીએ લાગ સાધી મંડપ સળગાવ્યો, જેમ દારૂખાનાથી ભરપુર અને સળગી ઉઠે એવા પદાર્થોથી ભરેલો મંડપ સળગ્યો તે વખતે એકદમ માણુસોની હીકરાણુ થઇ રહી. નાસભાગ થઇ રહી. જે જેને જેમ ફાવે તેમ રસ્તો શોધી નાસવા લાગ્યા. ઉલાસ તથા સહન તો ઉભી થઇ મ્હાલના ઝપા-

ટામાં આવીશું કે શું એમ ડર પામી કંપવા લાગી, તે વખતે તેમની પાસે એક ઘોડેસ્વાર આવ્યો. અને તે મોટેથી બોલ્યો કે આવો આ ઘોડા ઉપર બેસી જાઓ ! તમને આગમાંથી બચાવું !

બંન્ને બેનો સમજી કે આપણા પિતા પહાડસિંહે આપણને બચાવા આ નરને મોકલ્યો, એમ સમજીને સહને પ્રથમ ઉલાસને ઉઠાવો ! કહ્યું. તેજ વખતે ઉલાસને ઉઠાવી ઘોડા ઉપર નાંખી સવાર દુર ખસી ગયો. સહનને આશા તો હતી કે ઉલાસને બેસાર્યા પછી મને બેસારશે; તે વખતે તે સ્વારે બૂમ મારી કે, લાહોરના રાજા આનંદમલની પુત્રિ ઉલાસને અંધકારસિંહ લઇ જાય છે. જેને હિમ્મત હોય તે આવજો મેદાનમાં. એમ કહી ઘોડો દોડાવી મુકયો. સહનતારા અપસોસ કરતી ત્યાંજ પડી, પડી પણ પાછી થોડીવારે ઉઠી ખરી, કયાં છે ઉલાસ કયાં છે પાપી અંધકાર ! એમ કરતી જાણે અંધકારને પકડવા તૈયારી કરતી હોય ઉલાસને છોડાવા ઉછાળા મારતી હોય તેમ આમતેમ દોડતી ચાલી. અહાહાહા-આ તમાશગીરનો મંડપ તો સળગ્યો, સળગ્યો અને સાથે સ્વયંવર મંડપ પણ સળગ્યો, અહાહાહા. આતો ભારે લ્હાય થઈ, આ લ્હાય કયારે હોલશે ! અરે આ લ્હાય તો હોલાશે પણ ઉલાસનું હરણ થયું. એ લ્હાય તો હોલાવાનીજ નથી, વિના **અમરસિંહ.**

પહાડસિંહની રજા લઇ પોતાની રાજધાની લાહોર નગરની ભાગોળે આવી રાજા આનંદમલ પોતાના પુત્ર અભયમલને કહે છે, ભાઈ આપણે ઉલાસને મુકી, શત્રુના હાથમાં પકડાએલી સાંભળીને ઘેર જઇએ છીએ તે શું સુખ ભોગવવા માટે ? મારી મરજી તો ઉલાસ મળ્યા વિના નગરમાંજ જવું નહિ એમ છે. માટે આ બાગમાં મુકામ કરો !

**અભયમલ**—હા પિતાજી તેમ કરો, આપ નામદાર બાગમાં જાઓ અને હું તો પાંચ દશ ઘોડેશ્વાર સાથે બેન ઉલાસની શોધમાં, પહાડ પર્વતમાં ઝાડ બીડની ઝાડીમાં અને જંગલોમાં ભટકયા કરીશ.

**આનંદમલ**—ભાઇ હું ધારૂં છું કે, એકવાર સિલોનમાં ખબર કહાડો, કદાચ એ અભાગીઓ ત્યાં તો ન ગયો હોય ! અને બેનને પણ ત્યાં તો ન લઇ ગયો હોય !

**અભયમલ**—ત્યાં તો એને ઉભા રહેવાની જગા નથી, રાજા સુંદીર-પ્રતાપ, ભલે દીકરો છે પણ અધમ કરમના કરનારના સાથી થાય તેમ નથી, વળી એમને મારા મામા મામીનો ડર પણ ખરો ?

**રાણી વિનોદમતી**—ભાઇનું કહેવું સત્ય છે. અને ધારણા પણ ખરી છે. માટે સિલોન જવું એ બ્યર્થ છે.

**આનંદમલ**—બહુ સારૂ ભાઈ ત્યારે તમારી મરજી મુજબ ફર્યા કરો; જ્યાં સુધી એનની પાકી શોધ ન મળે હાથ ન લાગે ત્યાં સુધી જંપી ન બેસો!

**અભયમલ**—જેવી પિતાની આજ્ઞા, હું જાઉં છું. (પાંચ સાત માણુસો સાથે અભયમલ વિદાય.) અભયમલના વિદાય થયા પછી.

**રાણી**—આમ પાછી અવનીમાં ધુમાધૂમ ચાલી, જ્યાં સુધી અંધકારસિંહ જીવશે ત્યાં સુધી અવનીમાં ઉલ્કાપાત રહેશે. કોઇને જંપીને બેસવાવારો નહિ આવે, ચાલો સ્વામી આ બાગમાં જઇએ આમ જરા આરામથી બેસો! ઘણે દુરથી આવ્યા છો માટે જરા થાક ખાઓ; ત્યાં જમવા ખાવાનો પણ વિચાર કરીએ.

**રાજા**—માત્ર ઉલાસના જડયા વિના, તેને રાણા અમરસિંહ સાથે વરાવ્યા વિના, ખાવું ને પીવું નહિ ગમે.

**રાણી**—આપનું કહેવું તો ખરૂં છે સ્વામિ પણ ખાધા પિધા વિના કેમ ચાલે, ખાધા પીધા વિના જીવાયજ કેમ! એની શોધ તો ચાલીજ રહી છે ને? તે કોકનાને કોકના હાથમાં આવશે તો ખરી!

**રાજા**—હાથમાં તો આવે છે, પણ સર્વના પ્રાણને હરણ કરનાર પાપી અંધકારસિંહ પાછો ગમે તે યુક્તિએ એને પકડે છે. હા...શ્રી નરસિંહ ભગવાન, શ્રી નરસિંહ ભગવાન, જય શ્રી નરસિંહ ભગવાન.

**રાણી**—એજ ખરૂં છે નાથ! શ્રી સર્વેશ્વરનું નામ છે એજ ખરૂં છે. શ્રી સર્વેશ્વર સ્હાય કરશે ત્યારેજ સૌ વાતે સારૂં થશે. શ્રી નરસિંહ ભગવાન, શ્રી નરસિંહ ભગવાન.

સૌ પોતપોતાની મુસાફરીમાં આખો દિવસ બનેલા અને બનતા બનાવનેજ યાદ કર્યા કરે છે. કોઇ ઉલાસને યાદ કર્યા કરે છે. આ બીચારી અબળા કેવા અસહ્ય સંકટમાં આવી પડી છે. વળી કોઈ વિલાસના રૂપને અને તેના સ્વયંવર માટે રચેલા મંડપની શોભાને યાદ કરી વખાણ કર્યા કરે છે. અને કેટલાક તો, અંધકારસિંહની ચાલાકીનેજ વખાણ્યા કરે છે દિવસે યાદ કર્યા કરે છે અને રાત્રિએ સ્વપ્નામાં મુર્તિઓ આંખ સામે ખડી થાય છે. સર્વે ઉલાસ, વિલાસ અને અંધકારસિંહને યાદ કર્યા કરે છે. પણ ગિરીગઢના ગગનસિંહ વળી કાંઈ બીજાજ વિચારમાં છે. પર્વતપુર નગરથી નીકળી આગળ ડગલાં ભરતાં, ગગનસિંહ કહે છે કેમ દીકરા ગજબસિંહ, આપણી તો ધારેલી સઘળી ધારણાઓ નિષ્ફળ ગઈ. ધારતા હતા કાંઈ અને બન્યું કાંઈ!

**ગજબ**—હા પિતાજી એમજ થયું. હુંતો ધારતો હતો કે અંધકારને મારૂ અને ઉલાસને સદાના સંકટમાંથી મુક્ત કરૂં.

**ગગનસિંહ**—એતો હું કહુછુંજ કે સૌ સૌના મનની મનમાંજ રહી. આપણી મુસાફરીમાં કોઈ ઠેકાણે બેન ગહનતારા જોવામાં ન આવી ?

**ગજબસિંહ**—હા પિતાજી; પણ બેન વિલાસના સ્વયંવરમાં રાણા અમરસિંહના મુખેથી એમ તો સાંભળ્યું કે તે તમારી દિકરી ખુશીમાં છે. તેની ફિકર કરવા જેવું નથી.

**ગગનસિંહ**—ભાઈ તેમાં આપણે શું સમજવું ? ઉમદા કુળના માણસોનો ધર્મ છે કે દુઃખીને દિલાસો આપવો.

**ગજબ**—એમ પણ હોય પિતાજી, અમરસિંહના શબ્દ સાંભળીને આપણને જરા ધિરજ તો વળી.

**ગોરસબા**—હા ભાઇ ખરૂ તો ખરૂ, પણ આખી રાત્રિ ગહનનાં સ્વપ્નાં તો આવ્યાજ કરે છે.

**ગગનસિંહ**—હવે ઇશ્વરની કૃપા થાય ને કદાચ બેનનું મળવું માર્ગમાં થાય ?

**ગજબસિંહ**—શ્રી સર્વેશ્વરની મરજી હોય તો એમ પણ થાય.

**ગોરસબા**--હવે તો શ્રી હરીનું સમરણ કરતા રસ્તો કાપો.

**ગગનસિંહ**—સદા સમરણ તો શ્રીહરીનુંજ કરવાનું છે અને તેજ કરીએ છીએ, આંખે જોએલા બનાવ, આંખ આગળથી ખસતા નથી. તેમ મનને કાંઇ કાંઇ વિચારમાં નાંખ્યા કરે છે.

**ગજબસિંહ**—ખરૂ છે બાપા ! આપ જો કહેતા હોતો. ઉલાસની શોધમાં જેમ અભયમલ તથા અમરસિંહ ફર્યા કરે છે. તેમ બેનની શોધમાં હું પણ ફર્યા કરૂં.

**ગગનસિંહ**—તારી માતાની મરજી હોય તો મારે ના નથી.

**ગોરસબા**—દીકરી, કહ્યા કથ્યા વિના છાની છપની નાશી ગઇ, વળી છોકરાને હાથે કરી વિદાય કરવો પછી રહ્યાં ઘેર એકલાં આપણે બે ?

**ગગનસિંહ**—તમે વીર ક્ષત્રાણી છો ને તમારા વિચાર આવા કાયરના કેમ દેખાય છે, તમે ભાઇની ઉમેદને ન અટકાવો ? દીકરો બહાર ફરશે તો તેના મનનો ઉત્સાહ વધતો જશે. વખતે કોઇવાર બેન ઉલાસને તથા ગહનને પણ મદદગાર થઇ પડશે. કદાચ અંધકારસિંહ હડીએ ચઢશે તો તેને તો તે મારશે જ. અંધકાર મુવો એટલે સર્વનું દુઃખ ટળ્યું જેમ અંધકાર ગયો ને ઉજાશ થયો.

**ગોરસ**—જેવી આપની ઇચ્છા સ્વામિ ! ભાઇ ગજબસિંહ, વગડે જાઓ તો સદા ખબડદાર રહેજો. કદી ગફલતમાં ન રહેશો ! એકવાર તો ઘેર ચાલો, પછી સારા શુકન જોઇ પ્રયાણ કરો !

**ગજબસિંહ**—જેવી માત પિતાની આજ્ઞા.

શ્રીદેવી અંબીકાના દેરા પાસે ઘણા ખરચે બંધાવેલો ઘણી કીમતી વસ્તુઓથી શણગારેલો મંડપ સળગ્યો, અધર્મિ અને કપટી તમાશગીર ચોર અંધકારસિંહને નહિ ઓળખી દીલ્લીપતીની ભલામણથી બનાવરાવેલો મંડપ પણ સળગ્યો, અને ભયંકર લ્હાય થઇ તે જોઇને રાજા પહાડસિંહ ચમકી ગયો તેની સાથે શબ્દ સાંભળ્યો કે ઉલ્લાસતારાને અંધકારસિંહ લઈ ગયો. આ સાંભળીને તો પહાડસિંહનું કાળજુ પથ્થર ફાટે એમ ફાટી ગયું. ક્યાં નાસુ અને કેણી તરફ જાઉ. જે જેની વાએ આવે તેમ પોત પોતાના ઘોડેસ્વાર થઇને નાઠા, લ્હાયનું અજવાળુ છેક નગરની ભાગોળ સુધી પહોચતુ હતુ. જેથી દોડનારને ઠીક ફાવ્યું. કોણ જાય છે અને કોણ ગયું, તે કોઇ કોઇને જોવા રહેતું નથી. સૌ પોતપોતાના સ્થાનકે પહોચી ઠેકાણે થઇ ગયા, કોઇ મહેલમાં કોઈ મંડપમાં કોઈ દેવળમાં કોઇ દેરામાં એમ જે જેને જ્યાં ફાવ્યું ત્યાં ભરાયા અને સર્વે જણાએ રાત ગાળી.

સવાર થતાં મંડપની સઘળી વસ્તુ બળીને ભસ્મ થઇ ગઈ અને શ્રી અંબીકાદેવીનું દેવળ ખુલ્લુ દેખાયુ તે વખતે ચંપકપુર નગરનો રાજા ચંદ્રસેન અને રાણી ચંદ્રભાગા એ બન્ને શ્રી કૃષ્ણપરમાત્માના પરમભક્ત હતા, અને પાસે બંધાવેલા નાના મંડપો જે આવેલા રાજાઓને રહેવા માટે બંધાવેલા હતા તેમાંના એકમાં રાત્રિ ગાળી સવારમાં ઉઠી ગંગા કિનારે જઈ દાતણપાણી કરી, શ્રી ગંગામાં સ્નાન કરી શ્રીદેવીના દેરામાં પેઠા, ત્યાં શ્રી માતાજીનાં દર્શન કરી બહાર નિકળ્યાં તે વખતે તેમણે સહનતારાને જોઇ અને પુછ્યું, કેમ બેન તમે કોણ છો અને આવી ભયંકર જગામાં એકલાં કેમ રહ્યાં છો ? પુછનારને બરાબર નહિ ઓળખીને સહનતારાએ ઉત્તર ન આપ્યો, ત્યારે ફેર રાણી ચંદ્રભાગાએ પુછ્યું, કેમ બેન ઉત્તર નથી દેતાં ?

**સહન**—હું તમોને બરાબર ઓળખતી નથી તેથી સ્પષ્ટ ઉત્તર આપી શકતી નથી. માટે આપ કોણ છો; અરસ પરસ એક એકનાં શુ સગા થાઓ છો ! લ્હાયના ભયંકર દેખાવથી સૌ નાઠા અને તમો કેમ રહ્યા છો ?

**ચંદ્રસેન**—હું ચંપાનગરીનો રાજા છું ઘણા વર્ષે આ જગામાં આવેલો માટે જગાથી પણ અજાણ છું, આસપાસના બંધાવેલા તંબુઓમાંના એકમાં બેસી શ્રી કૃષ્ણચંદ્રનું સમરણ કરી રાત્રિ ગાળી લીધી અને સવાર થતાં ગંગા સ્નાન કરી આ શ્રીદેવી અંબીકાનાં દર્શન કરી બહાર નીકળતાંની સાથે તમને જોયાં બેન ?

**સહન**—તમે ચંપાનગરીના રાજા તો ખરા, પણ બેન વિલાસતારાનાં કાંઈ સગા !

**ચંદ્રભાગા**—બેન; એ બેન વિલાસતારાના મામા છે અને હું મામી થાઉં છું. વિલાસ બાળપણથી અમારે ત્યાંજ રહેલી, એને ત્યાંજ ગમતુ હતું. અહીંતો માત્ર કોક દિવસજ આવે?

**ચંદ્રસેન**—કેમ! જ્યારે ભાઇ ગિરીરાજનું લગ્ન થયું ત્યારે આપણી સાથે આવી હતી, અને આપણે રહ્યા ત્યાં સુધીજ એ રહી હતી. પછી તો આજ જ્યારે એને વરાવવાનો વખત થયો, રાજા પહાડસિંહે માણસ મોકલી બોલાવી લીધી ત્યારે આવી.

**સહન**—હું પણ તમારી બેન આ ભૂમિની રાણી શલ્યાસુંદરીની મનાતી દીકરી છું.

**ચંદ્રભાગા**—ત્યારે અમને તમારા નામ ઠામથી પ્રવીણ કરી, તમારા માબાપની ઓળખાણ પાડી, જાણીતાં કરો બેન?

**સહન**—તે તો તેમનો મેળાપ થશે ત્યારે તે વાતની બરાબર સમજણ પડશે, કોઇને ઓળખાણ ન આપવી, એવી મને તો એમની મના છે.

**ચંદ્રસેન**—ચાલો ત્યારે તે તરફ જઇએ!

**સહન**—હા ચાલો! આપ આગળ જાઓ હું પાછળ પાછળ આવું છું.

**ચંદ્રસેન**—અમો બંન્ને જઇએ છીએ, તમો પણ વાંસે વાંસેજ આવજો. ઝાઝીવાર ન કરશો, કોઇ ઠેકાણે નકામા ન રોકાશો!

સહનતારા સાથે વાત કરી ચંદ્રસેન તથા ચંદ્રભાગા બંન્ને ઇશ્વરનું સ્તવન કરતાં મુખેથી શ્રી કૃષ્ણ પરમાત્માના નામનો ઉચ્ચાર કરતા પર્વતપુરમાં પગે પાળા ચાલી આવ્યાં, રાજા ચંદ્રસેનને ચાલતા જોઇ, પર્વતપુરના પેરેગીરો તેમની સાથે આગળ ચાલ્યા. સૌરાજાના મહેલમાં આવ્યાં. રાણી શલ્યાસુંદરીએ ભાઇને બોલાવ્યા અને પુછયું, રાત્રે કયાં રોકાયા હતા વીરા!

**ચંદ્રસેન**—અનેક મેમાનને ઉતરવા નિર્માણ કરેલા અનેક તંબુઓમાંથી એકમાં શ્રી હરીનું સમરણ કરતા પેસી ગયા, અને ત્યાંજ સુઇ રહ્યા, અત્યારમાં ઉઠી ગંગાસ્નાન કરી શ્રીદેવીનાં દર્શન કરી, શ્રી કૃષ્ન પ્રભુનું સમરણ કરતા અહીં આવ્યા; ગામમાં પેઠા એટલે આ પેરાદાર સંગાથે થયા. પેરેદારો રાણીની રજા માગી વિદાય થયા.

પોતાની બેન શલ્યાસુંદરી સાથે વાતમાં ગરક થએલા રાજા ચંદ્રસેન તથા રાજા પહાડસિંહ કે જે, જેમ મુર્ચ્છા પામ્યા હોય તેમ ઉંઘમાં ઘેરાએલા પડયા છે, તેમની તથા ભાણેજ ગિરીરાજ વિગેરે સૌની સાથે વાત ચિત્તમાં ગુંથાયા છે. તેવામાં માતપિતાની મુલાકાત કરી, વાતચિત્તમાં તેમને સંતોષ આપી, ત્યાં આગળ આવી, તેને રાણી ચંદ્રભાગાએ દુરથી દીઠી.

**ચંદ્રભાગા**—પેલી અજાણી બાળા, જેની સાથે આપણો મેળાપ થયો તે અહીં આવે છે.

**ચંદ્રસેન**—ભલે આવે, બા આપણને તેની ઓળખાણ પાડશે. એટલામાં સહનતારા આવી રાણી શલ્યાસુંદરીના પગમાં પડી, તેને રાણીએ હાથ ઝાલીને ઉઠાડી અને ઉલાસના સમાચાર પુછયા, તે વખતે સહનની આંખોમાંથી આંસુ શરૂ થયાં. તે દેખી રાજા ચંદ્રસેને પુછયું બેન; આ વાત કરતાં રૂદન કરે છે તે બાઇ કોણ છે અને વાતમાં જેને સંભારી તે ઉલાસ કોણ છે. પોતાના પાસામાં બેસારી તેની પીઠ પર હાથ ફેરવતી પોતાની આંખમાંથી પણ આંસુ ટપકાવતી શલ્યાસુંદરી બોલી, ભાઇ આ દીકરી સહનતારા છે અને પાપી અંધકારસિંહ જેનું હરણ કરી ગયો, તે લાહોરના રાજા આનંદમલની દીકરી તે બન્ને આપણી વિલાસની બેનોજ છે, વાતમાં વળી ઉલાસને સંભારી વધારે રોવા માંડયું.

**ચંદ્રસેન**—બેન છાંના રહો, શ્રીકૃષ્નચંદ્રનું સમરણ કરો! હવે તો આ બંન્ને બાળાઓનું સંપુર્ણ ઓળખાણ પાડો! અને સાથે અંધકારસિંહનું પણ ઓળખાણ આપો.

**શલ્યાસુંદરી**—ભાઇ આ સહનતારા, મુર્શિદાબાદના રાજા, સુમનચંદ્રની પુત્રિ છે અને તે માળવાના રાજકુમાર અમરસિંહ સાથે સ્વયંવર રચાવી વરી છે.

**ચંદ્રસેન**—બેન ઘણી ભાગ્યશાળી! પ્રતાપી અમરસિંહને અમે બેન વિલાસના સ્વયંવરમાં જોયા, તે પોતે વણિક વેષમાં આવ્યા હતા.

**શલ્યાસુંદરી**—અત્યારે તો સર્વે અમરસિંહનાંજ વખાણ કરી રહ્યાં છે.

**ચંદ્રસેન**—હા બેન અમે પણ ઘણી જગાએ સાંભળ્યું, વળી તેમને નજરે પણ જોયા! શ્રી હરી શ્રી હરી શ્રી હરી.

**શલ્યાસુંદરી**—ભાઈ, અમો સર્વને પણ એમજ ઉત્સાહ હતો કે આ સ્વયંવર અમરસિંહથી જીતાય તો સારૂ! ધારીએ છીએ શું, ઇચ્છીએ શું, અને બને છે શું?

**ચંદ્રસેન**—બેન, સઘળુ ઇશ્વરનું ધાર્યું થાય છે, અને એ સર્વેશ્વર શ્રી હરી સૌનું સારૂજ કરે છે. બ્રહ્મચારી બાળક બેનનો સ્વયંવર જીતી, માતાજી બોલી લઈ ગયો, તે પણ શ્રી હરીએજ ગોઠવણ કરી છે. ઉલાસ કહી તે વરી છે કે નહિ?

**શલ્યાસુંદરી**—તેને વરાવા માટે તેના ભાઈ અભયમલની બુદ્ધિએ સ્વયંવર રચાયો હતો. તે સ્વયંવર પણ અમરસિંહેજ જીત્યો છે, ત્યાંથી પણ અંધકારસિંહ ઉઠાવી ગયો હતો.

**સહનતારા**—એ અંધકારસિંહ મારો મામો અને ઉલ્લાસતારા મારી ફોઇની દીકરી. મારી માતાનું નામ પ્રકાશલક્ષ્મિ છે અને મારા વડિલ દાદા સુંદીરપ્રતાપ એ સિલોનના રાજા છે.

**ચંદ્રસેન**—આ, સાંભળ્યાં એ સઘળાં કુટુંબો તો સારાં છે, તેમાં આ અંધકારસિંહ આવો અધર્મિ કયાંથી પેદા થયો, એની આવી અધમ બુદ્ધિ કેમ થઈ, એણે બેન ઉલાસને કેમ હરણ કરી લીધી? શ્રીકૃષ્ન, શ્રીકૃશ્ન શ્રીકૃશ્ન.

**સહનતારા**—એક તો મારી ફોઇની દીકરી એટલે મારી બેન, બીજુ એનાં લગ્ન પણ એજ રાણાની સાથે થયા છે. એટલે પણ મારી બેન, વળી તે મારા સંગમાં અતીષે રહેલી જેથી મારી ઝાઝી લાગણી, એમ સર્વ રીતે એના દુઃખની મને અતિષે લાગણી થાય છે.

**ચંદ્રસેન**—શોચ ન કર બેન! હવે તારા દુઃખનો છેડો નજીક આવ્યો છે. અને તે ઉલાસના દુઃખનો છેડો પણ નજીક આવ્યો છે. શ્રી સર્વેશ્વર સર્વને સ્હાય કરશે. જય શ્રીકૃશ્ન, જય શ્રીકૃશ્ન, જય શ્રીકૃશ્ન, (સહનતારા, પુરૂષનો પોશાગ પહેરી, ઘોડેસ્વાર થઇ સર્વની રજા માગી, રવાના થઈ.) માર્ગે ચાલતાં હરદમ ઉલાસતારાને ડગલે ડગલે યાદ કરતી જાય છે, પળે પળે સ્વામીને સંભારતી જાય છે, વળી મામા અંધકારસિંહનાં ક્રુર કર્મને અંતરથી ધિક્કારતી જાય છે, એટલામાં તેણે પોતાની આગળ થોડે દુર ચાલતાં માણુસો જોયાં; એટલે ઘોડો જરા ઉતાવળે હાંકયો, તેમ તે લગભગ થઇ ગઈ અને ઓળખ્યાં, અરે આતો ભાઇ ગજબસિંહ અને માતાપિતા. ઘોડેથી ઉતરી પગે પડી.

**ગગનસિંહ**—ભાઇ ગજબસિંહ, મેં આ વીર પુરૂષને ઓળખ્યા નહિ પણ એમનો ચેરો મને આગળ કોઇ વાર દ્રષ્ટિગોચર થયો છે ખરો; એમ ભ્રાન્તિ થાય છે.

**ગજબસિંહ**—હા પિતાજી. આતો બેન સહનતારા!

**ગગનસિંહ**—હા, હા, ખરી સહનતારા, કેમ બેન પાછો પુરૂષનો પોશાગ ધારણ કરવો પડયો!

**સહનતારા**—હા પિતાજી, એકતો મારૂં રક્ષણ કરનારની આજ્ઞા છે. અને સાથે તમારા જમાઈની પણ આજ્ઞા છે. કે સ્ત્રીયોએ પુરૂષનો પોશાગ પહેરી નિર્ભય થઈ જંગલમાં ફરવું.

**ગગનસિંહ**—બેન તમે ક્યાં તૈયારી કરી!

**સહનતારા**—હું ફેર ઉલાસની શોધમાં જાઉં છું. અને સાથે તમારા જમાઈની શોધ પણ કરતી રહીશ,

**ગગનસિંહ**—બહુ સારૂ બેન ફતેહ કરો, ભગવાન સર્વનું રક્ષણ કરશે, હું ગજબસિંહને પણ મોકલીશ, જે તમારી સંગમાં રહી સર્વની શોધ કરશે અને તમારૂ રક્ષણ કરશે.

**સહનતારા**—મારૂં રક્ષણ તો શ્રી સર્વેશ્વર સદા કરીજ રહ્યા છે. તેને માટે ભાઇને મોકલવાની કાંઈ જરૂર નથી, હું જાઉં છું. કહી ઘોડેશ્વાર થઈ ગઈ અને રજા માગી વિદાય થઇ ગઇ.

સહનતારા વેગમાં આગળ ચાલી અને રાજા ગગનસિંહની સ્વારી પણ વિચાર કરતી આગળ વધી—રાજા રાણી તથા કુમાર ગજબસિંહ ત્રણે અરસપરસ વાતો કરતા વળી પ્રસંગે સૌને સંભારતા ચાલ્યા, રાણી ગોરસબા કહે છે. પતી આ સહન તથા ઉલ્લાસ બહુ બુદ્ધિશાળી અને શાણી બાળાઓ છે.

**ગગનસિંહ**—હા છે તો તેમજ, આપણી ગહન પણ બાળપણમાં તેવીજ ડાહી હતી, એને ડાહી અને શાણી સમજીનેજ આપણે એને સર્વ વાતે સ્વતંત્રતા સોંપી હતી, એ પણ આપણી મોટી ભૂલ્ય થઇ છે. બાળકીઓને સ્વતંત્ર રહેવા દેવી, તથા તેને ઇચ્છીત સર્વ વસ્તુ પુરી પાડવી. તેને મન માની મહાલવા દેવી વળી એને ચાહના મુજબ સર્વની સોબત કરવા દેવી એ સઘળુ જોખમ ભરેલું છે.

**ગજબસિંહ**—હા, પિતાજી છે તો તેમજ, જો બેનને સ્વતંત્ર ન રાખી હોત તો આપણે આજે વિમાસણ કરીએ છીએ તે વિમાસવા વખત ન આવત !

**ગોરસબા**—દીકરીઓને સ્વતંત્ર ન રહેવા દેવી, તેમ દીકરાને પણ સ્વતંત્ર રહેવા દેવા નહિ !

**ગજબસિંહ**—સત્ય કહો છો માજી એ પણ સાચું છે, બાળાઓ સ્વતંત્ર રહેવાથી જે જોખમમાં આવી જઇએ છીએ, તે જોખમ પુત્રને સ્વતંત્રતા આપવાથી આવતી નથી.

**ગગનસિંહ**—ભાઇ ગજબસિંહ તમારૂ કહેવું વ્યાજબી તો ખરૂ, પણ થોડુ કે ઘણું પણ બુરૂ તે બુરૂ.

આમ વાતો કરતા પોતાના નગર સુધી આવી પહોચ્યા, નગરમાં જઇ પોતાના પ્રધાનને મળી સર્વ સંભાળી ગજબસિંહને કહ્યું ભાઇ બેનના સમાચાર કોઈ ઠેકાણેથી આવ્યા હોય એવું સંભળાતુ નથી. માટે તમારી હિમ્મત હોય તો બેનની શોધમાં જાઓ ! તેમાં પ્રથમ તો તમારી માતાની આજ્ઞા લ્યો ?

**ગોરસબા**—બેન મહનતારાની શોધમાં ભાઇ ગજબસિંહ જતો હોય તો મારી બીલકુલ ના નથી. ઉલટી હું તો તે વાતે રાજી છું. પણ બે ત્રણ દિવસ

રહી, સારા શુકન જોઇ સીધાવો! ભાઈ રસ્તે સંભાળજો સાવચેત રહેજો. માર્ગે ગફલતમાં રહેશો નહિ, કારણ કે પાપી અંધકારસિંહના આચરણને લઇ દુનિયામાં ઝેરવહેર વધી પડયું છે. જેમ ઘણા ખરા રજપુતો અંધકારસિંહને મારવા ટાંપી રહ્યા છે. તેમજ અંધકારસિંહ પણ એજ વિચારમાં હશે કે એમાં-નો કોઇપણ હડીએ ચઢે તો અવની તળમાં આસન કરાવી દેઉ અને તે તેમ કરે પણ ખરો, કારણ કે તે કુડ કપટ અને પ્રપંચમાં પાત્રધો છે.

**ગજબસિંહ**—માતાજી, તે વાતની ચિંતા ન કરશો, કારણકે છાતી રાખી સામી છાતીએ લઢનારની સામે, કોઇ ઉભો રહેવા સમર્થ નથી. તેમાં વળી એ નાશભાગ કરનાર અંધકારસિંહનું તો શું ગજું! પવિત્ર શુરવીર ક્ષત્રાણીની કુખમાંથી ઉત્પન્ન થએલો હું તે, એ અંધકારસિંહ જેવા અળસિયાથી કેમ પાછો હઠું? જો અંધકારસિંહથી ડરતો હોત તો વિલાસ બેનના સ્વયં-વરમાં આવતજ શું કરવા?

**ગગનસિંહ**—તે ત્યાં કેવી રીતે આવ્યો, ક્યારે આવ્યો, ક્યાં રહ્યો કેવી રીતે છૂપો રહ્યો એની કાંઈ ખબરજ ન પડી.

**ગોરસબા**—સ્વામી, એના સંબંધી એમ તો વાત ચાલીજ રહી છે કે, તે છાનો છપનો ઉલાસને ઉઠાવી નાસે છે તે ઉલાસ છૂટે છે ખરી; થોડા દિવસ ઠરીને બેસે છે ખરી, વળી સર્વને ગફલતમાં નાંખી ફેર ઉઠાવીને નાસે છે, એમ વારંવાર કર્યાજ કરે છે. અને ઉલાસના સર્વ સંબંધીઓને હેરાન કરે છે. સાંભળ્યું છે કે એક ઉલાસને માટે એ એક દિલ્લી દરબાર સુધી પહોંચી વળ્યો છે.

**ગજબસિંહ**—હા માજી. એકવાર એણે દીલ્લી શહેરના ભર બજાર-માંથી ઉલાસને ઉઠાવી હતી, પણ માજી તે વખતે રાત્રિ હતી દિવસ નહિ.

**ગોરસબા**—રાત્રિ ખરી, પણ લખ્ખો માણસથી ભરપુર અને પ્રકાશની ભરેલી હતી. કારણકે મોહોરમ માસ અને કતલની રાત હતી.

**ગગનસિંહ**—ભાઈ હવે તો વાતોમાં વખત ન ગુમાવો, પણ ગહન બેનની શોધ કરો.

**જગબસિંહ**—એક તો મારી મરજી, સાથે પિતાની આજ્ઞા, કાલે સવારે પંડિતને પુછી બેનની શોધમાં રવાના થઇશ. બીજે દિવસે પંડિતને સારો ચોખ્ખો દિવસ કયારે છે અને સારૂ મહુરત તથા ચોઘડીયું કયારે છે?

**પંડિત**—શા કામને માટે જવું છે અને કઇ દિશામાં તે સ્પષ્ટ કહો!

**ગજબસિંહ**—ગહન બેનની શોધમાં જવું છે. તે તો સર્વ દિશામાં ફરવાનું છે. પણ પ્રથમ અહીંથી પુર્વ દિશામાં જવું છે.

**પંડિત**—તે ઉતાવળા કામને માટે તો આજનોજ દિવસ સારો છે. માટે તમે જાઓ; થોડો વખત તમને અથડામણ તો થશે પણ આખર તમારા કામમાં તમને તથા સાથ સર્વને સંતોષ થશે.

માતા પિતા તથા પંડિતની રજા લઇ, ગજબસિંહ ઘોડેશ્વાર થઇ શ્રી હરીનું સમરણ કરતો પુર્વ દિશામાં વિદાય થયો.

ગજબસિંહના ગયા પછી રાણી ગોરસબાએ સ્વામીને કહ્યું, કે નાથ આપણે પેલી ગુણવંતી માલણને બોલાવીને પુછીએ, જો એ કાંઇ જાણતી હોય ને બેનની ખબર આપે તો ?

**ગગનસિંહ**—હા એ ઠીક યાદ કર્યું; બોલાવરાવું છું. એ માલણને ? અરે કોઇ જાઓ, અને કેદખાનામાં નાંખેલી ગુણવંતી માલણને અહીં લાવો !

રાજાનો હુકમ થતાં એક સવાર કેદખાનામાં આવ્યો. અને ત્યાંના અધિકારીને નમન કરી બોલ્યો, રાજાધિરાજનો હુકમ છે કે ગુણવંતી માલણને મારી સાથે દરબારમાં મોકલો !

**અધિકારી**—તમારા મોંના બોલેલા બોલનુંજ માન્ય અહીં નહિ રહે, અહીં તો ખુદ નામદારના હાથની ચિઠ્ઠી જોઇશે. અગર પ્રધાનજીને જાતે આવવું પડશે. આ કામમાં સીપાઈ સપરાથી મોકલેલો સંદેશો નહિ ચાલે. શબ્દ સાંભળી અનુચર પાછો આવ્યો, રાજાને નમન કરી બોલ્યો, મહારાજ મારા મુખથી બોલેલો સંદેશો માન્ય થયો નહિ. ત્યાં તો આપના હાથથી લખેલો અગર આપની સહી થએલો પત્ર જોઇએ. અગર ખુદ પ્રધાનજીની હાજરી સાથે હુકમ જોઇએ. તો તેને આસપાસ ફરતા પેરા રાખી આપની હજૂરમાં લાવવામાં આવશે, તેજ વખતે રાજાધીરાજે હુકમ લખી સહી કરી તેના તેજ, સિપાઇને ફેર મોકલ્યો. હુકમનો પત્ર હાથમાં લઇ કેદખાનાને દરવાજે આવી ઉભો રહ્યો. તેજ વખતે તે જગાના પેરેદારે તેને પુછ્યું, ત્યારે તેણે પત્ર હાથમાં આપી કહ્યું કે, આ પત્ર, કેદખાનાના અધીકારીને આપો ! કહેતાંની સાથેજ તે દોડયો અને અધિકારીને પત્ર આપ્યો, તે વાંચી તરત ગુણવંતી માલણને પેરાની વચમાં રાખી મોકલી, માલણ આવી રાજા રાણીના સામી ઉભી રહી.

**ગગનસિંહ**—કેમ ગુણવંતી શું વિચારમાં છું. તું તો એમ સમજતી હઇશ કે કેદમાં પડી એટલે સુખ શાંન્તીમાં પડી.

**ગુણવંતી**—ના સરકાર તેમ તો નહિ, પણ હું તો મહા દુઃખમાં પડી, એમ અનુભવું છું.

**ગગનસિંહ**—ત્યારે બતાવી દે ગહનતારા ક્યાં છે.

**ગુણવંતી**—તે હું શી રીતે કહી શકું ? બેન કેવી રીતે ગયાં અને કોની સાથે ગયાં તે હું જાણતી નથી.

**ગોરસભા**—માણસને પોતાનું નસીબજ ભુલાવે છે. ખરી વાત જાણતાં છતાં એનાથી કહેવાતું નથી. માટે નાંખો કેદમાં પાછી.

**ગુણવંતી**—ભલે પાછી કેદમાં મોકલશો તો હું જવા ખુશી છું. પણ કહેતી જાઉં છું, કે જ્યારે તમને બેનનો મેળાપ થશે ત્યારે મને કેદમાં નાંખ્યા બદલ તમને પુરો પસ્તાવો થશે, માટે મારા ઉપર સંપુર્ણું ભરૂસો રાખી મને છૂટી કરો તો હું ગમે ત્યાંથી બેનને શોધી લાવું.

**ગોરસભા**—જેવી એના પિતાની મરજી. મારાથી તો તને મુક્ત ન કરી દેવાય, પણ તેના બાપ તને કેદથી મુક્ત કરતા હોય તો મારી ના નથી.

**ગગનસિંહ**—જા માલણ તને છોડી મુકું છું, તું ગમે ત્યાંથી બેનને શોધી લાવજે, પછી તારે બદલે સારાં નરતાં ફળ બેન ભોગવશે. જા દીલની નીખાલસ રહેજે. રાજની નિમકહલાલ રહેજે. રાજા રાણીની આજ્ઞા થતાં માલણ ત્યાંથી ગહનતારાની શોધમાં ચાલી. જાતની માલણ ભાગ્યેજ ગફલત-વાળી હોય છે. જવલ્લા કોકજ મુંઢ હોય છે. વાતમાં સામાનું મન હરણ કરી ચાલાકીથી પોતાનું કામ કાઢી લે તેવી હોંશિયાર હોય છે. તે જાતે એકલી નિર્ભય થઈ ચાલી, માર્ગે આવતા ગામ તથા શહેર જોતી પોતાની બુદ્ધિએ તપાસ કરતી ઘણું ફરી વળી. તથા થાકને નહિ ગણુગારીને હજી ફર્યાજ કરે છે. માર્ગે મળતા મનુષ્યોની મુલાકાત લે છે. ખપ જેટલી વાત કરે છે. જેમાં કાંઈ સાર જડે નહિ, એટલે ઝટ આગળ ચાલવા માંડે છે, વળી રસ્તે ચાલતા બાવા ગેરૂગર સામા મળ્યા, તે બંન્ને સામસામી એક એકને જોઇ બોલી ઉઠયા. ગુણવંતી બોલી કેમ મહારાજ ક્યાં જઈ આવ્યા ? ખુશીમાં તો છો ને ?

**ગેરૂગર**—હાં હય ખુશી આનંદમાં હે કહાં ચલી બે ચલ્લી, રાજાધિરાજે તો તુજકુ કેદખાનેમેં ડાલીથીનાં ?

**ગુણવંતી**—હાં મહારાજ કેદમાં નાંખીતી, પણ હાલમાં મને છોડી મુકી છે. તે માત્ર ગહન બેનની શોધ કરવા માટે.

**ગેરૂગર**—અરે જલી તેરી ગહન. સાલી ભાગ ગઇ. ઇસ્કે પીછે કયા દોડના, કોઇ અચ્છી હોવે તો ઇસ્કે પીછે દોડના; અબ ન્હાય વાં ચલી જા અગર રહેજા અપના મંદિરમેં વાં સબ બાલકા આરામ હે મોજ હે ?

**ગુણવંતી**—પણ તમે જઈ આવ્યા કયાં તે તો કહો મહારાજ !

**ગેરૂગર**—હમતો રમતે રામ હય-ન્હાય વાં ચલે જાય. હમને સુનાહે કે ઇધર નદી કે કિનારે પર એક સતી નીકલી હે, હજારો લોક ઉનકા દર્શનકુ

જાતે હે હમ બી વાં ગએ ઓરતકુ દેખી, હય જરા રૂપવંતી તો હય મગર ઇસકે ભીતરકી કોન જાનતા હે !

**ગુણુવંતી**—તમારે તો એક ગોટલીજ સારી હશે ! સતી તોય ગોટલી, સારી તોય ગોટલી, બદ્ધિવાતે ગોટલી.

**ગેરૂગર**—હાં હાં ગોટલી ગોટલી, ગોટલી જેસી ચાલાક ઓરત કોઇ નહિ, ઇસને હમારી સેવા બ્હોત ઉઠાઇ હે ! રામજી ઉસ્કા ભલા કરેગા.

**ગુણુવંતી**—તમે તો ગોટલીનું જ ધ્યાન ધરી રહ્યા છો, તમને કોણ મહારાજ કહે !

**ગેરૂગર**—જબ અબ તુ ચલ તેરા ધ્યાન ધરે, અબ ગોટલીકા છોડદે.

**ગુણુવંતી**—હું તો થોડા વખતને માટેજ છુટી છું, જો ગહનતારા જડી તો ઠીક નહિ તો પાછી કેદમાં; છે મહારાજ કાંઇ એનો ઉપાય !

**ગેરૂગર**—હા હયહય; ક્યું નહિ; હય મેરી પાસ તો એસી એસી જડી-બુટ્ટી હે, ઓર એસે મંત્ર હે કે ઉનકે પ્રતાપસે સબ આભામંડળ ઉંધા હો જાય ! અબ ચલ અપના મંદિરમેં વાં દેર જાના, વ્હાંમેં તુજકુ સબ ક્રિયા બતલાઉંગા, જીસે તું નિર્ભય હો જાયગી, તેરે સબ શત્રુ અંધે હોજાયગે;

**ગુણુવંતી**—હાલ તો હું તમે કહી તે સતીનાં દર્શન કરવા જઇશ, ત્યાંથી પાછી ફરીશ ત્યારે તમારા મંદિરમાંજ રહીશ, મને રસ્તો બતાવો એટલે હું ચાલી જઇશ.

**ગેરૂગર**—રસ્તા કયા બતાવે મેં તો સંગ હેઠ આઉં મગર ઠાકોરજી બહોત દીનસે સુને પડે હે !

**ગુણુવંતી**—ઠાકોરજીની સેવા કોઇને સોંપી નથી !

**ગેરૂગર**—રખા હે એક લડકા, વો કયા સેવા કરે ઉનકા ભાન ઠેકાને નહિ હે ! અબતો મીલે કોઇ તેરે જેસી ચાલાક તો તો હમારા કામ હોજાય ઓર તેરાબી હો જાય ! અબ ચલીજા એ સામને સીધા રસ્તા હે ઇસકુ પકડલે ! સીધેઈ સીધી તીન ગાઉ જાયગી જબ એક નદી આયગી, ઇસ નદી કે કિનારે કિનારે પંદરા કોશ જાના, વ્હાં વો જગા આયગી, વાં ઓહે ! જીસકુ બહોતસે લોક સતી કહેતે હે, લોકકા બડા ભારી મેલા ચલ રહા હે ! (ગેરૂગર મહારાજના બતાવેલા રસ્તાને માલણે પકડી લીધો અને દઃખીઆરા ભાઇને સંભારતી ચાલી.)

હે ભાઇ તુએ દઃખીઆરો છું અને હું એ દઃખીયારી થઈ, જે જેની સોબત કરે તે તેની ગતીને પ્રાપ્ત થાય છે. એવું શાસ્ત્રકારોએ કહ્યું છે—પણ મેં તો સારી ભાવનાથી શુદ્ધ અને સાચી પ્રિતી કરી છે, શ્રી હરી તને સ્હાય

કરશે, સાથે મને પણ કરશે, જેનાં અંતકરણ શુદ્ધ હોય છે. જેના મનમાં કોઈ પ્રકારનો મેલ નથી હોતો, તેને સદા સર્વેશ્વર સ્હાય કરે છે. હે જગદીશ, હે જગદીશ, હે જગદીશ.

દઃખીઆરો ગહનતારાને લઈ નાસી ગયો, ગુણવંતીને રાજાએ કેદમાં નાંખી, એટલે ગોટલી ગુણવંતીના ઘરમાંથી ચાલી ગઇ, તે આવી ગેરૂગરના મંદિરે, તપાસ કરતાં માલમ પડયું કે મહારાજ તો જાત્રાએ ગયા છે. ગોટલીએ વિચાર કર્યો કે મારા વિના મહારાજ સુના રહ્યા, જેથી એમને ગમ્યુ નહિ હોય એટલે જાત્રાને બહાને ફરવા નીકળી પડયા હશે, પેલો દઃખીઆરો ગહનબેનને લઇ નાશી ગયો હશે? કારણ કે ફુલના હાર ગજરા અને ચોળીઓ એ દઃખીઆરો ભરતો હતો, મારો રોયો લુચ્ચો! હવે આ વાત હું કોને કરૂ મારી વાત કોણ સાંભળે, આ રાંડ માલણ લુચ્ચી તો ખરી, ચાલાક તો ખરી, લાકડે માંકડુ વળગાડી આપનાર સાચી, કોઇને ભાઇ કરે કોઇને બેન કરે આખર ભાઇ બેનનાં લગન કરે લગન બગન તો કોણ કરે છે. પણ એક એકનાં મન મળ્યાં એટલે સાથે સાથે વિદાય કરે, હું તો માનું છું. બેન ગહનતારાને એ દઃખીઆરોજ લઇ ગયો, અને તેની સાથે એ માલણે જ વિદાય કરી. ગોટલી મનમાં ગડભાંગ કરતી રસ્તે ચાલી જાય છે, તે વખતે રાણી ગોરસબા પાલખીમાં બેસી ગામની બહાર શંકરના દેવળે શ્રી ભગવાનના દર્શન કરવા ગયાં છે. તે પાછાં ફરે છે તેને ગોટલી સામી મળી. તેને જોઇ રાણીએ પાસે બોલાવી પુછયું.

**રાણી**—કેમ અલી ગોટલી બહુ દહાડાથી દેખાતી નહોતી?

**ગોટલી**—હું તો અહીંને અહીંજ છું બા, હવે તો આપની પાસે કાંઇ સેવામાં રાખો તો સારૂ.

**રાણી**—અત્યાર સુધી કોની સેવામાં હતી!

**ગોટલી**—પેલી રાંડ ગુણવંતી માલણની સેવામાં, પછી એણે મને ગેરૂગર બાવાને સોંપી અને કહ્યું કે જા મહારાજને દેવસેવામાં મદદ કરજે. ત્યાં ગઈ તો ખરી, પણ ઝાઝો વખત ટકી નહિં કારણ કે બાવોય રોયો નખોદીઓ નબળો હતો, તેથી ગામમાં મારી હલકાઇ પડવા માંડી, એ વાત જો આપ જેવાને કાને આવે તો ફેર કોઇ ન બોલાવે.

**રાણી**—તેને ત્યાં શાની સેવા કરવાની હતી?

**ગોટલી**—એ રાંડની, એને ફૂલ લાવી આપવા, વળી એણે એક બાયડો ઘરમાં રાખ્યો હતો તેને મારે રાંધી ખવરાવવાનું હતું.

**રાણી**—એ બાયડાનું શું નામ હતું તે તું જાણતી હો તો કહે?

**ગોટલી**—એનું નામ તો દઃખીઆરો હતું બા! એ રાંડતો એને દઃખીઆરા ભાઈ કહીને બોલાવતી હતી.

**રાણી**—એ કાંઇ કામ કરતો હતો?

**ગોટલી**—એ રાંડ તો એનીજ પાસે ફુલના હાર ગજરા અને ચોળીઓ ભરાવતી હતી, અને કેટલીક વાર તો આપવા પણ એનેજ મોકલતી હતી.

**રાણી**—કોને આપવા?

**ગોટલી**—આપવા ગહન બેનને?

**રાણી**—અરરર હાય! મારી પવિત્ર બાળાની પાસે પુરૂષની આવ જાવ! આ સાંભળીને હું તો અચંબો પામી ગઇ, આવું પ્રથમથી જાણુતી હોત તો એ માલણને પાસે જવા નદેત; એના મોંની મીઠી બોલીથી તે દુષ્ટા વિશ્વાસ પાત્ર થઇ પડી હતી, વળી વિશ્વાસ પાત્ર તે એટલે સુધી કે જેણે સુંસરી સળંગ ખોદી, પણ તેની છેવટ સુધી ખબર ન પડી, વળી તેને કેદમાં નાંખી, તેમાંથી પણ મધુરા બોલથી વિશ્વાસ આપી છૂટી ગઇ, પાછી ગઈ સહનની શોધમાં? પચાસ ઘોડેસ્વાર સાથે આવે છે. રાજાજીની સ્વારી આમથી રાણી ગોટલીની સાથે મીઠી, મધુરી અને અગત્યની વાત કરે છે. એવામાં રાજા આવી તેજ જગામાં ઉભા રહ્યા.

**ગગનસિંહ**—કેમ સદા સૌભાગ્યવતી! આ ગોટલી ભટાણીની સાથે શું વાતમાં ગુંથાયા છો?

**ગોરસબા**—આજે ઘણે દિવસે મારે એની સાથે મુલાકાત થઇ છે. મેં તો સેજ વાત કહાડી, પણ તેનું તો લાંબું પરડ ચાલ્યું, વળી એણે મારી સંગે અને મારા સહવાસમાં રહેવા ઇચ્છા જણાવી છે.

**ગગનસિંહ**—ભલે તમારી મરજી હોય તો રાખો, પણ આજે શી અગત્યની વાત નીકળી છે. તે મને જણાવા અડચણ ન હોય તો જણાવો!

**ગોરસબા**—વળી જણાવો ન જણાવો કેમ, તે તો તમને કહેવાનીજ હતી, હવે આપણે ઘેર જઇશુ ત્યારે તે વાત તમને માંડીને કરીશ.

**ગગનસિંહ**—ત્યારે તમે જાઓ, અને હું શંકરનાં દર્શન કરી તરતજ પાછો ફરૂ છું.

સંકેત પ્રમાણે પરવારી બંન્ને સાંજે ભેગા થઇ ગયાં. રાત્રે એકાન્ત બેસી ગગનસિંહ પુછે છે કેમ રાણી ગોટલી સાથે શી વાત થઇ?

**ગોરસબા**—વાત તો પેલી માલણ સબંધી કે જેને આપણે કેદમાંથી મુક્ત કરી તે તો ઘણુંજ ખોટુ કર્યું કારણ કે આ ભારી ગુનાની કરનારી તેજ છે.

**રાજા**—તે કેવી રીતે!

**રાણી**—તે તો ગોટલીને પુછવાથી માલમ પડશે; કયાં ગઇ અલી ગો-ટલી ! અવાજ સાંભળતાંજ આ રહીબા કહીને પાસે આવીને ઉભી રહી, મને જે વાત કરી તે વાત માંડીને રાજાજીને કર !

**ગોટલી**—બાપા, એ ગુણવંતી, ગુણની ભરેલીને ઘેર કોક પુરૂષ આવી રહ્યો હતો, તેને રાંધી ખવરાવા મને રાખી હતી, તે સવારના પહોરમાં ફુલ વીણવા મને મોકલતી હતી, તેમાંના અડધાં પોતે પાથરીને બેસતી અને સપાટા બંધ, હાર, ગજરા ને ચોળી ગુંથી પોતે આપી આવતી, અને બાકી રહેલાં અડધાં ફુલ, તેનો દઃખીઆરો ભાઇ તૈયાર કરી રાત્રીએ ગહનબાને આપવા જતો.

**રાજા**—તે પુરૂષને નીચેની દાસીઓ પેસવા કેમ દેતી હશે ?

**ગોટલી**—એનો દઃખીઆરો ભાઈ તો સાલો પહેરીને જતો.

**રાજા**—અરરર ! આ હું શું સાંભળુ છું. આતો ગજબની કરનાર નીકળી ! એને કેદમાંથી કહાડી જવા દીધી એ પણ મોટી ભૂલ કરી છે.

**ગોરસબા**—ખરેખરી ભૂલ કરી છે, પાકી ભૂલ કરી છે.

**રાજા**—હવે આપણાથી થએલી ભૂલ્ય આપણેજ સુધારી લઇશું, એક વાર પાછી આવે એટલી વાર છે.

**ગોટલી**—એ તો પાછી આવેજ શું કરવા બડી ઉસ્તાદ છે, ભલભ-લાંને છેતરી ફંદમાં નાંખે એવી છે, હવે તો એની પણ ખોળ કરાવો; અને જડે તો સારી રીતે નસીયત આપો, ભારે શીક્ષા કરો !

**રાજા**—જડે તો તો ફાંસીને લાકડે પહોચી એમ સમજો. હું નહિ છોડુ એ પાપની પુતળીને ? આમાં તું પણ ગુનેગાર છું ગોટલી ?

**ગોટલી**—હું શી રીતે ગુનેગાર બાપા ?

**રાજા**—આટલુ બધુ જાણતાં છતાં તેં અમને ખબર કેમ ન કરી ?

**ગોટલી**—આપને ખબર કરવા ખાતર તો હું તલપાપડ થઈ રહી હતી. પણ એ દુ:તી માલણ મને ઘરમાંથી બહાર નીકળવા દે તો કની ? એણે તો મને ઘરમાં પુરી એજ પુરી.

**રાજા**—ચલ જા ગોટલી ? કાંઈ નવા જૂની ખબર મળે તો અમને ચેતવતી રહેજે, તારે ફાવે ત્યાં ફરતી રહેજે મોદીખાનેથી મહીના મહીનાનું શીધુ લેતી રહેજે, એ દગાબાજ દુત્તિ માલણને તો શુળીના કાંટા ઉપર ચઢા-વવી જોઇએ છીએ.

**રાણી**—બરાબર સાવચેત રહેજે, જોજે તું પણ એના જેવી નિમક હરામ થતી !

**ગોટલી**—હું નિમક હરામ નહિં થાઉં બા! હું થાઉં તો મારે માથે પૃથ્વીનું પાપ! જાઉં છું બા! ગોટલી પણ વિદાય.

આ દુનિયા તો જાણે ચાક ઉપર ચઢી ગઇ, કોઈ સહનની શોધમાં ને કોઈ ઉલાસની શોધમાં, કોઇ ગહનની શોધમાં ને કોઇ અમરની શોધમાં ને કોઈ પાપી અંધકારસિંહની શોધમાં. આ બધાનું કારણ માત્ર અંધકારસિંહજ છે.

ગરાશણીના મકાનેથી, વીર વચન સાંભળી અમરસિંહનાં રૂંવાટાં ખડાં થયાં. તેજ વખતે ઘોડેશ્વાર થઇ, જેમ હરણની પાછળ ચિત્તો વાઘ નાસે, સસલાની પાછળ ન્હાર નાસે એમ નાઠો, આજ એ ગરાશણીએ તો મને વકરાવી મુકયો છે. જો એ અંધકાર મારી નજરે ચઢે તો, પૃથ્વિ અંધકાર વીનાની કરી નાંખુ દુનિયામાં સદા ઉજાશ વર્તાવું! આતો સામુ દિલ્લી નગર દેખાય છે. કોઇ સામેથી આવે છે ખરૂ, ઠીક છે થડમાં આવતાં ઓળખાશે! એક દિશામાંથી અમરસિંહ દીલ્લીમાં દાખલ થાય છે. અને બીજી તરફથી વિલાસના સ્વયંવરમાં ગએલા અને અંધકારસિંહનું કાવતરૂ જોઇ પાછા ફરેલા, શાહજાદા સવાબશાહ તથા છોટે બાદશા ઉન્મત્તશા દાખલ થાય છે. સામ સામી એક એકની દ્રષ્ટિ થતાં એક એકને ઓળખી, બોલ્યા અને બોલવ્યા.

**સવાબશાહ**—કયું રાણા અમરસિંહ અચ્છે તો હો!

**અમરસિંહ**—જી હા, આપ બી કાયમ? સવારી કહાંસે આઇ!

**સવાબશાહ**—હમ ગએથે, વો વિલાસકા સ્વયંવર દેખને કે લીએ, ઓર ઓ અંધકારસિંહ કભી આ જાય તો ઉનકી તલપમેંસે સબકુ બચાનેકે લીએ; મગર ખબર નહિ પડી. ઓ કબ આયા, કહાંસે આયા, કહાં ઠેરા ઓર આખર ઉલાસતારાકુ લેકે ભાગ ગયા.

**અમરસિંહ**—હાય ગજબ, એ અંધકાર તો અકરાકેર કરનાર છે. વિલાસને તો એ બ્રહ્મચારી બાળકજ લઇ ગયો હશે?

**સવાબશાહ**—હાં વોઇ લે ગયા, વો છોટા લડકા બી બહોત ચાલાક થા? ચલો અબ ઘર જાય. હમ બહોત દીનસે ગએથે, બાવાજી બી હમારી રાહ દેખતે હોયંગે. ચલો અપને સંગ. સૌ વાતો કરતા, બાદશાની હજુરમાં આવી પોત પોતાની યોગ્યતા પ્રમાણે નમ્યા, બાદ થોડી ઘણી વીતી વાત કહી અમરસિંહ વિદાય થયો.

જેનો જરા પણ વેગ સ્થંભતો નથી જેનું ઉછળતું ઉર જરાએ ધડકતું રહેતુ નથી, તેવામાં ગીરીગઢથી નીકળી ગહનતારાની શોધમાં આવેલી ગુણવંતી માલણ આજ આડે વરસે અમરની નજરે પડી. અમરે તેને બરાબર ઓળખી,

પણ તે માલણે દઃખીઆરા ભાઇને ઓળખ્યો નહિ; એવામાં અમરે તેને પ્રેમથી બોલાવી.

**અમર**—કેમ અલી ગુણવંતી? ખુશી તો ખરી ને!

**માલણ**—હા આજ તો ખુશીમાં છું, પણ તમે કોણ છો મારી ખુશ ખબર પુછનાર! કોઇ રાજકુમાર જેવા દેખાઓ છો, મેં આપને બીલકુલ ઓળખ્યા નહિ.

**અમર**—હું તારો દઃખીઆરો ભાઇ બેન, કેમ હજી મને ના ઓળખ્યો.

દઃખીઆરા ભાઇનું નામ સાંભળતાં માલણની આંખમાંથી આંસુ ચાલ્યાં, તેને અમરસિંહ ધિરજ આપે છે, રોઇશ નહિ બેન છાની રહે તને શું દુઃખ પડયું!

**માલણ**—દુઃખનો તો પાર નથી વીરા! કયાં છે એ ગહનતારા! ગહનતારાનું નામ સાંભળતાં અમરને પણ આંસુ આવ્યાં. અરે હાય મેં તો હાથમાં આવેલો હીરો ખોયો. આજ આઠ વરસ થયાં મારેને એને વિયોગ થયો છે. મેં ઘણીએ શોધ કરી ફરી એનું મોંઢું જોવા પામ્યો નથી.

**માલણ**—અપસોસ, બધી બાજી બગડી ગઈ, બચવાની બારી ન રહી, હવે તો મારૂ મ્હોતજ આવ્યું. શ્રીજી બાવા, શ્રીજી બાવા, શ્રીજી બાવા.

**અમર**—કેમ બેન એમ બોલી! તને શું સંકટ આવ્યું?

**માલણ**—સંકટ તો શુમાર વિનાનું; તમે ગહનને લઇ નાશી ગયા. તે વાતની એક દાસીએ તેનાં માબાપને ખબર આપી, તેજ વખતે એટલે મધ્ય રાત્રિએ તેનાં માબાપ ગહનના મહેલમાં આવ્યાં, ત્યાં છેક પાંચમા માળની અગાસી સુધી ખબર કઢાવી, તે વખતે મને ખબર મળવાથી હું પણ ત્યાં ગઇ હતી, મને દેખીને તેનાં માબાપ મારા ઉપર ઘણું ગુસ્સે થયાં, તે એમ સમજીને કે આ માલણેજ કોઇ પુરૂષની સાથે સંકેત કરી આપણી દીકરીને નસાડી મુકી, પેલી તેડી લાવનાર દાસીની પણ થોડી ઘણી વાતની પુરણી અને ઉમેરણુ ખરૂ! વળી તે વખતે રાજાએ મને થોડો માર માર્યો અને તરત કેદખાનામાં નાખી, ત્યાં મારા ઉપર કામનો અતીશે બોજો. અને તે ન બને તો ઉપરથી માર એવું અસહ્ય દુઃખ તો મેં સાત વરસ સખત ભોગવ્યું.

**અમર**—એ ગહનતારાનો પોપટ તો ખુશીમાં છે ને? જે અમરસિંહનું નામ જપ્યા કરતો હતો!

**માલણ**—ગહનના ગયા પછી તો તે મહાદુઃખી છે, સદા ઉદાસ રહે છે હરદમ ગહનબેનને સંભાર્યા કરે છે. જરાય વિસારતો નથી. દઃખીઆરા ભાઇ!

**અમર**—હવે મને દઃખીઆરો ન કહીશ બેન, હવે મારૂ તે નામ બદ-

લાયું છે-બદલીને નવું નથી પાડયું પણ અસલ હતું તે નામથીજ મને બોલાવાય છે. આજથી તારા દુઃખનો છેડો આવ્યો એમજ સમજજે બેન!

**માલણ**—મારા દુઃખનો ક્યાંથી છેડો આવ્યો, શી રીતે છેડો આવ્યો, છેડો નથી આવ્યો પણ દુઃખમાં તો વધારો થતો જાય છે. આજે બે ત્રણ માસ થયા રાજા રાણીએ મને કેદમાંથી મુક્ત કરી છે. અને કહ્યું છે કે ગહનતારાને ગમે ત્યાંથી શોધી લાવ! મને આશા હતી કે મારો દુઃખીઆરો ભાઇ જડશે તેની સાથે ગહનતારા પણ જડશે. તે મારી ધારેલી ધારણા નિષ્ફળ ગઇ હવે હું રાજાને શું જવાબ આપીશ, અને શી રીતે સુખી થઇશ?

**અમર**—ગહનતારાને અમરસિંહ સાથે વરવાની મરજી હતી, પોપટ પણ અમરસિંહનુંજ નામ જપ્યા કરતો હતો, વળી એનાં માબાપ પણ અમરસિંહ સાથે વરાવા ખુશી હતાં. કેમ ખરૂ કે નહિ?

**માલણ**—હા ભાઈ ખરૂ તો ખરૂ પણ આજકાલ કેટલાય વરસથી અમરસિંહનો દુનિયામાં પત્તો નથી.

**અમર**—ફિકર ના કર બેન ચિંન્તા ના કર. માળવદેશના મહારાજા મધુરસિંહનો પુત્ર અમરસિંહ, તે હું! ગહનતારા અમરસિંહનેજ વરી છે. માટે તું અભય થઇ એમજ સમજી લેજે. આજથી તારે મારી પાસેજ રહેવું. કોઇ કાળે ગહનનો મેળાપ થશે તો તેનાં માબાપને મળીશું, મારા વર્યાના શુભ સમાચાર આપી, તેમને સંતોષ પમાડીશું.

**માલણ**—ધન્ય ઘડી ધન્ય દહાડો વીરા! આજે મારૂ સઘળુ દુઃખ ટળી ગયું. હું સુખની સજ્જામાં સુતી, પણ આ સાચા સમાચાર મારે તેનાં માબાપને જણાવવા જોઇએ.

**અમર**—ધીરજ ધર! ઉતાવળ ન કર હરતાં ફરતાં એ રસ્તો પણ આવશે. શ્રી હરી સુઝાડશે. સર્વેશ્વર સ્હાય કરશે; હવે ચાલો આગળ બેન; પાપી અંધકારસિંહ જે ઉલ્લાસતારાને હેરાન કરી રહ્યો છે. તેની શોધમાં હું નિકળ્યો છું, તે કામ પ્રથમથી ખરા અગત્યનું છે. આપણે ધીમા ધીમા જઇએ. હમણાં તો વારા ફરતી આ ઘોડા ઉપર બેસીશું, વળી આગળ જતાં કોઇ સારૂ શહેર આવશે ત્યાંથી બીજુ ઘોડુ ખરીદી લઈશું.

**માલણ**—મને તો ઘોડે બેસવાનો અભ્યાસ નથી વીરા, હું તો ઘોડા ઉપરથી પડી જાઉ.

**અમર**—તને તો ભાર ભરવાના ઘોડા ઉપર બેસારીશું, જેથી તારે ચાલવું પડે પણ ઘોડાને ન ચાલવું પડે, સવારીના ઘોડા ઉપર પલોટાએલા સ્વારજ બેસી શકે.

બંન્ને વાત કરે છે. એટલામાં પવન વેગી ઘોડા ઉપર બેસી પુરૂષ વેષમાં આવી સહનતારા! આવી ઘોડા ઉપરથી ઉતરી અમરસિંહને નમન કરી ઉભી રહી.

**અમર**—કોણ મિત્ર સહનસિંહ!

**સહનતારા**—હાજી આપની પાસે પુરૂષ વેષમાં જાહેર થએલો અને આપે ઉલાસની શોધમાં મોકલેલો સહનસિંહ તો ખરો; પણ હું તો આપની અર્ધાંગના સહનતારા છું. મને તથા ઉલાસને સુભાગ્યે વિલાસ બેનના સ્વયંવર મંડપમાં દર્શન થયાં હતાં, પણ પછી તો તરતજ સઘળી ઉમેદ નાશ પામી ગઇ, મહા મહેનતે હાથ આવેલી અને ઘણા દિવસ રક્ષણમાં રાખેલી ઉલાસને હજારો માણસની વચમાંથી ઉઠાવી અંધકારસિંહ નાસી ગયો, તેને પકડવા વાસ્તે ફેર ચક્કર ચડયું છે. હું પણ તેની વાંસેજ દોડતી આવી છું. સ્વામી વિલાસના સ્વયંવરમાં આપ વણિક વેષમાં આવેલા અને પેલા બ્રહ્મચારી બાળકે તમને હલકાં અને નિચાં વચન કહી ફિટકાર કર્યો, તે સાંભળી આપ ઉદાસ થઇ ગયા, આપનું મોઢું ઉદાસ થઇ ગયું. તે દેખી, મારી, મારી બેન ઉલાસની અને સભામાં બેઠેલી ગુફાકુમારીની આંખમાંથી આંસુ આવ્યાં.

**અમર**—તમો બંન્નેને તો આંસુ આવે પણ ગુફાકુમારી કોણ?

**સહન**—પર્વતપુરના રાજા પહાડસિંહના કુમાર ગિરીરાજની રાણી અને અમો બંન્નેના સહવાસમાં ઝાઝીવાર રહેલી ગુફાકુમારી.

**અમર**—વીર પુરૂષોનો તિરસ્કાર થાય છે, અગર તેનું અપમાન થાય છે. તેની અસર સર્વ કોઇ સમજદાર માણુસને થાય છે. તેમાં વળી તે ગુફાકુમારી તો તમારા સહવાસમાં ઝાઝીવાર રહેલી એટલે તમે આંસુ પાડો, તેની સાથે તે પણ પાડેજ, એમાં નવાઇ નહિ, પણ તે તિરસ્કાર અને અપમાન નાના અને અજ્ઞાન બાળકથી થએલું છે, જેથી તે નાના અને અજ્ઞાન બાળકથી થએલી વાત મન ઉપર લેવી નહિ. અને તેનું માઠું પણ માનવું નહિ.

**સહન**—સારૂ સ્વામીનાથ, આપનાં વચન સદા માથે ચઢાવું છું. પણ આપના સહવાસમાં આ બાઇ કોણ છે?

**અમર**—નારી, પારકા પ્રાણ બચાવવા માટે મેં એ બાઇને બેન કહીને બોલાવી છે, તે ઘણી સારા સ્વભાવની અને દયાળુ છે. જેને સદાને માટે આપણી પાસેજ રાખવાની છે. કારણ કે એણે મારા હીતને માટે ઘણું સંકટ વેઠયું છે.

**સહન**—શું સંકટ વેઠયું છે; શા માટે વેઠયું છે ? તે જરા મને સંભળાવો તો ખરા !

**અમર**—તે વાત હમણાં સંભળાવવા જેવી નથી તેમ તે સંભળાવાની હમણાં અગત્ય પણ નથી. આગળ તેનો પ્રસંગ આવશે ત્યારે તે પણ કહીશ. બેન ગુણવંતી તું કહેતી હતી કે અમરસિંહને એક તો સહનતારા નામની સ્ત્રિ છે. તે આ તારી સમક્ષમાં મારી સાથે વાત કરી રહી છે તે જેનો ઘણે વરષે આજ મને મેળાપ થાય છે. હવે ચાલો આગળ એક ઠેકાણે લપાઇને બેસી રહો, આપણા વિયોગ દુઃખનો પાર નહિ આવે ? અને મારા ખૂનના ગયા વિના એ પાપીઆનો અંત પણ નહિ આવે.

સુમનચંદ્રની ચોટ ચુકાવી તેના ઘેરાવમાંથી બચી; ઉલાસના મોંમાં ડુચો મારી નાઠેલો અંધકાર ઘણે દુર જઇ અટકયો, તે વખતે તેને યાદ આવ્યું કે અરે મેંતો ઉલાસના મોંમાં ડુચો માર્યો છે. અરે એના પ્રાણ તો નીકળીજ ગયા હશે. એમ વિચારી ડુચો કહાડી નાંખ્યો, તે વખતે તેનો જીવ ઘણોજ રૂંધાઈ ગયો હતો, તેને જમિન ઉપર ઝાડ નીચે સુવારી બેભાન ઉલાસ પાસે બેસી તેના શરીરને પવન નાંખવા લાગ્યો. આ વખતે તેની ચાકરી પ્રેમની અને ખરી લાગણીની હતી, ઝાઝી વારે ઉલાસ સારી શુદ્ધીમાં આવી, અને બોલી. મામા, હવે તો તમારો જંગલી જનાવર જેવો ક્રુર સ્વભાવ છોડી દયો, મને વગડામાં નાંખી દઇ ચાલતા થાઓ !

**અંધકાર**—અરે હાથમાં આવેલી અમુલ્ય અને મનહરણી અલબેલી વસ્તુ તે નાંખી દેવાય ? મેં તને ઝાઝાં વરસ થયાં જાળવી રાખી છે. તે વગડા વચ્ચે નાંખી દેવા માટે નહિ. મારે તો તને સાચા સુખનું સ્થાન મળશે ત્યાંજ મુકી દેવાની છે.

**ઉલાસ**—એવો વિચાર હતો ત્યારે મારાં મામા મામી મળ્યાં ત્યાંજ મને મુકી દેવી હતી, તો તો સારૂં કર્યું કહેવાત !

**અંધકાર**—તારી મામી પણ મારી તો બેન, હું મરદ થઇ અબળાને અર્ધાંગના કેમ સોંપી દેઉ, હું તો મુકીશ સિલોન વચ્ચે અને બેસારીશ મદ ઝરતા હાથીના મસ્તક ઉપર, એટલે કરીશ સિલોનની રાણી, કેમ કેવી યોજના, કેવી ગોઠવણી, ત્યાં તો તને અથાગ સુખ પડશે. જો સુમનચંદ્રના હાથમાં ગઇ તો હોલામાંથી નીકળી ચુલામાં પડી એમ થાત.

**ઉલાસ**—અરે ભગવાન, આવા અથાગ દુઃખનો છેડો કયારે આવશે. હવે તો દરિયો આવે તો તેમાં પડી પ્રાણ કહાડી નાંખુ. હવે તો હું દુઃખથી કાયર થઇ ગઈ, મારૂ મારૂ મારૂ કરતા આ પાપીઆને મારનારા તો ઘણાય

ઉભા થાય છે, પણ તે કોઇના કબજામાં તો આવતોજ નથી. શ્રી ગોવર્ધનનાથ ! શ્રી દ્વારકાંનાથ! શ્રિ વિશંભરનાથ !

**અંધકાર**—મારૂં મારૂં કરનાર તો એક તારો ભાઇ અભયમલ, બીજો ભાઈ ગિરીરાજ, ત્રિજો ભાઈ ગજબસિંહ, ચોથો ભાઇ સવાબસિંહ પણ એ બદ્ધા શિયાળવાં છે. એમાં એકે ક્ષત્રાણીનો જાયો નથી. રાજા પહાડસિંહે વિલાસનો સ્વયંવર રચાવ્યો, તે વખતે મારૂં નોતરૂં કાપ્યું હતું, પણ હું તો ત્યાં હાજરને હાજરજ હતો. તારી મુખમુદ્રાથી હાલ તો હું જરાએ દુર ખસ્યો નથી.

**ઉલાસ**—તે કેવી રીતે !

**અંધકાર**—વિલાસના સ્વયંવરમાં અંધકારસિંહને આમંત્રણ નથી. એવા સમાચાર મને દિલીમાં મળ્યા. તે વખતે હું નટનું ટોળુ બાંધી તેનો આગેવાન સરદાર થઇ, ઉલ્લાસ તારી ખોળ્ય કરતો મુસાફરીમાં આવતા નાના મોટા દરેક રજવાડામાં તમાશા કરતો દિલ્લીની મોટી ગાદી ઉપર આવેલા બાદશા આલમશાહની, આગળ આવી તમાશો કર્યો, ત્યાં મને ભારે ઇનામ લેવાના સમય વખતેજ વિલાસના સ્વયંવરની કંકોત્રી બાદશાહ સલામતની હજૂરમાં આવી, તે વાંચી. સવાબશા તથા ઉન્મતશા ત્યાં આવવા તૈયાર થયા, તેમની સાથે શાહની રજા માગી સવાબશાહના રક્ષણ નીચે અને આશ્રય તળે, ઉલ્લાસ તનેજ મળવાની આશાએ તેમનીજ સાથે સાથે હું ત્યાં આવી પહોંચ્યો. મને આમંત્રણ તો નહોતું. પણ સવાબ સાથે આવેલા તમાશગીર તરીકે મને પેસવાને બેસવા મળ્યું, શાહજાદા સવાબશા તેમની સાથે અમો સર્વે ત્યાં આવ્યા, અમારી સઘળી ગોઠવણ થઈ ગઈ કે તરત રાજા ગગનસિંહની સવારી આવી. તેમને રહેવાને તંબુની ગોઠવણ થવા માંડી તે વખતે હું ત્યાં જોવાને આવ્યો હતો, ત્યાં તને દીઠી. ઉલાસ! ઇંદ્રિની અપસરા સરખી ઉલાસ !

પછી તો તું અને સહન ગજબને સાથે લઇ રાજા પહાડસિંહના મહેલમાં, હું સાથે ને સાથે ? રાજા રાણી તથા વિલાસ, ગિરીરાજ અને ગુણકુમારીને મળી પાછી ફરી પણ હું વાંસે ને વાંસે સ્વયંવરને દિવસે સર્વે મંડપમાં આવ્યા તે વખતે મંડપના દ્વાર પાસે હાજર, તમો બંન્ને મંડપમાં વિલાસનો સંગાથ કરીને આવ્યાં ત્યાં પણ હું પાસે ને પાસે, પેલો ગહનસિંહ નામનો બ્રહ્મચારી બાળક આવ્યો, જેણે વિલાસને માતાવત જીતવા હિમ્મત બીડી. તે વખત પણ હું ત્યાં ને ત્યાં; જ્યારે વણીક વેશમાં એ અમરીઓ આવ્યો, તેને વિલાસ વરવાનો ઉમંગ તો ઘણોય હતો પણ બ્રહ્મચારી ગહનસિંહના નિકળેલા અપશબ્દને સહન કરી નિચું મોંઢું કરી પાછા નીકળી નાસવું પડયું.

તે વખત પણ હું હાજરને હાજર, વગર આમંત્રણે મેં સઘળી લીલા જોઇ, સઘળો સ્વયંવર જોયો, બ્રહ્મચારી બાળક ગહનસિંહની સ્વયંવરમાં જીત થઇ વિલાસે બાળકને ખોળામાં બેસાર્યો. અને દાસીઓએ હીંચકો નાખવા માંડયો તે વખત પણ હું તો ખડો ને ખડો, ઉપરનું સઘળું જોયું તે ઉપર ઉપરથી પણ હું તો જોઈ રહ્યો હતો તારૂં અલબેલું મોઢું.

સ્વયંવર મંડપ વેરાવા માંડયો અને મારીજ ગોઠવણીએ રચેલો તમાશ-ગીરનો મંડપ ભરાવા માંડયો, જ્યારે સહનની અને ઉલાસ તારી સવારી તે તમાશાના મંડપમાં આવી ત્યાં પણ વાંસે વાંસે હું તમાશાની સઘળી બાબતને સમેટી સાવચેતી રાખી. લાગ તકાશી મંડપ સળગાવી લ્હાય લગાડી તને ઉચકી ઘોડે નાંખી નાસનાર પણ હું હાજરને હાજર. કેમ કેવી મારી હોંશી-યારી કેવી મારી ચાલાકી. આવવા પામ્યો છે તારો એકકે ભાઈ, મારી વાંસે, મારૂં મારૂં કરનારા તો ધુળ ફાકતા કયાંય મરી ગયા, વળી અમરસિંહ તો આગળથીજ વિદાય થયો હતો; કેમ કેવી ખુબી! મારી ખુબીને તો કોઇ પહો-ચવાનુંજ નથી. હવે તો કરી દે મારી સાથે લગન ? થઈ જા લંકાની રાણી! ઉલાસ આટલો બધો ચમત્કાર નજરે જોયો તોય તારી આંખો નથી ઉઘડતી!

**ઉલાસ**—ઉમદા કુળની અબળાઓ તો એકવાર એક પુરૂષની સાથે લગ્ન કરી તે ફરી બીજાની સાથે લગ્ન કરવા ઇચ્છા કરતી નથી. હું તો માલવ દેશના મહારાજા મધુરસિંહના દિકરા અમરસિંહ સાથે વરી ચુકી છું, માટે તારી જક ખોટી છે !

**અંધકાર**—ઉલાસ! અગ્નિ, સુર્ય અને બ્રાહ્મણની સાક્ષીએ તું અમરની સાથે પરણી નથી. એમ એ અમરીઆ સાથે મંગળ ફેરા ફરી નથી, ત્યાં સુધી તું બીજાની સાથે લગ્ન કરી શકે છે. અમરે તો માત્ર સ્વયંવર જીત્યો એટલેજ તું પરણી એમ માનતી હો તો તે પણ ગેરવ્યાજબી છે. માટે બીજાની સાથે પરણવાનો તને હક છે. હવે તો તું અમરસિંહને આંખે દેખા-વાની નથી, તેમ હું તને છોડવાનો પણ નથી, માટે વરી લે મને ? ઉતાવળ કર ? ઝટ કર, એટલે ઠરીને ઠેકાણે બેસીએ. આમ વાતચિત કરે છે. એટલામાં ગહનસિંહને સાથે લઇ વિલાસતારા આવે છે. એવું તેને દેખાયું, તેજ વખતે તે, ઉલાસને લઇ ઝાડીમાં સંતાયો; ત્યાં આગળ થઇને મા દીકરો બંન્ને ચાલ્યાં જાય છે. મા દીકરો બંન્ને રસ્તો પસાર કરી ગયાં પણ અરસ પરસ એક એકને જોઈ શક્યાં નહિ.

વિલાસતારા ગહનસિંહને લઈ આગળ વધી છે. એમ સમજી ઉલાસને લઇ અંધકારસિંહ ઝાડીમાંથી બહાર આવ્યો, આવીને તરત પોતાની પરક

પાછી શરૂ કરી, વગડા વચ્ચે બંન્ને જણુ સામ સામી રકઝક ચલાવી રહ્યાં છે. એવામાં, પુરૂષ રૂપે સહનતારાને લઇ અમરસિંહ આવ્યો, અમરસિંહને દેખી તથા ઓળખીને અંધકારસિંહ ઘોડેસ્વાર થઇ નાસવા તૈયારી કરવા લાગ્યો અને મોટો અવાજ કરી બોલ્યો સાવધ રહેજે ઉલાસ હું તો હવે જાઉં છું. કહી નાઠો, તેજ વખત અમરસિંહ હેડ કુતરા કહી, બંન્ને બાળાઓને ત્યાંજ રોકાવા કહી. પોતે તેની વાંસે થયો, અમરસિંહનો પવનવેગી ઘોડો થોડાજ વખતમાં તેની લગભગ થયો, એટલામાં માર્ગે જતા ગહનના શર્ણે જઈ ચરણુમાં પડયો, હું તમારે શરણુ છું. શુરવીર મને સ્હાય કરો ! હું અંધકારસિંહ છું. અને વાંસે અમરસિંહ છે.

ગહનસિંહ—ખબડદાર ઉભો રહે અમરસિંહ, મારી શરણે આવેલા અંધકારસિંહને તું મારી શકતો નથી. એટલે રહેજે નહિ તો આવી બન્યું એમ સમજજે ? એવું કહી ધનુષ ઉપર બાણુ ચઢાવ્યું.

સર્વના શત્રુ અંધકારસિંહને શરણે રાખી આ ગહનસિંહે અમરસિંહને મારવા ધનુંષ ઉપર બાણુ ચઢાવ્યું. તેજ વખતે સામુ વીર અમરસિંહે પણુ ચઢાવ્યું. એટલે વિલાસતારા વચમાં આવી બંન્નેને નમ્રતાપુર્વક કહેવા લાગી. હે મહાવીર અમરસિંહ આ વખતે આ બાળક ઉપર તમારે ક્રોધ કરવો છાજતો નથી. જો કે અંધકારસિંહ તમારો પાકો શત્રુ છે, એણે ઉલ્લાસતારા ઉપર અતી જૂલમ ગુજાર્યો છે. જેથી તમને અતી ક્રોધ થાય એમાં નવાઈ નહિ, પણુ તે મારા માનેલા અને માનીતા બાળકે તેને શરણે રાખ્યો માટે તે વાતનો વિચાર કરવો જોઇએ. ઉલાસતારા તથા સહનતારા બંન્ને મારા બાપને ઘેર ઘણા વખત સુધી મારા ભેગી રહેલી છે. એ સઘળુ યાદ કરી, મારા ઉપર પણુ દયા કરી બાળકના સામા હથિયાર નહિ ઉઠાવનાં તેને ક્ષમા કરવી જોઇએ. જો કે આ બાળકે મારા સ્વયંવર વખતે તમારૂ વચનથી અપમાન કર્યું છે. એમ ધારી આ બાળક સાથે લઢવાનો ઠીક લાગ આવ્યો છે એમ માનતા હો તો પણુ તેને બાળક સમજી તે વાત વિસારી દેવી જોઇએ. વીર ક્ષત્રિયો બાળકના સામુ લઢતા નથી. આ સઘળુ કહી હું હાથ જોડી આપની પાસે ક્ષમા માગુ છુ. વિલાસે હાથ જોડયા એટલે અમરે ધનુષ બાણુ નીચે ફેંકી દીધાં. એટલે ગહનસિંહે પણુ ફેંકી દીધાં. અમર પુછે છે હે વિલાસ, આ બાળક કોનો છે. તેના પિતાનું નામ શુ છે. તે મને જણાવ. વિલાસ કહે તે હું જણાવી શકતી નથી. તેમ તે પણુ જણાવી શકતો નથી, આપની રજા માગી અમો હવે આગળ વધીએ છીએ.

અમર—બહુ સારૂ, મારે પણુ પાછુ વળવું જોઇએ છીએ માટે હું જાઉ

છુ. અમર પાછો વળી જ્યાં સહન, ઉલાસ અને ગુણવંતીને મુકયાં હતાં ત્યાં આવ્યો અને અંધકારસિંહ વિલાસની સંગે ગહનસિંહના રક્ષણ નીચે તેમની સાથે સાથે ચાલ્યો, માર્ગે ચાલતાં અંધકાર તે અંધકાર; હજી એનો વિચાર પલટાયો નથી. હજી એના વિચાર બદલાયા નથી, અહાહાહા. આ શુ વિલાસ અત્યાર સુધી મેં વિલાસને નિહાળીને જોઇ નથી, શુ એનું રૂપ, શુ એની કાંન્તી; ઉલાસના ચેરામાં સદાને માટે લેપાઇ ગએલો હું વિલાસ સામુતો જરાય જોવા પામ્યો નહિ. જેવી રૂપવાન છે તેવીજ ગુણવાન છે. આજ એણે મને મ્હોતથી બચાવ્યો છે. એણે નમ્રતાનાં વચન કહી અમરસિંહનો ક્રોધ શમાવ્યો નહોત તો ગહનસિંહ બાળકનો પ્રાણ કહાડી નાંખત, તેની સાથે મારો પ્રાણ કહાડી નાંખત, અત્યાર સુધી હું જીવતો ન રહ્યો હોત, આજ હું જીવતો રહ્યા તે પ્રતાપ વિલાસનો છે, અત્યાર સુધી હું વાઘ હતો તે આજે બકરી બની ગયો, આજ ઘણે વરસે ઉલાસ મારા હાથમાંથી ગઇ, ગઈ તે ગઈ, હવે ફરી તે મારા હાથમાં આવે તેમ નથી. હવે તો સદાને માટે એની આકંક્ષા છોડી દેવી એજ સારૂ છે, બહુ કરી ઘણી કરી, જીંદગી રદ કરી, જગતમાં કુકર્મિ, અને કુછન્દિ ગણાયો. સગા અને સબંધીઓમાં ઝેરરૂપ થઈ ગયો. સર્વને અળખામણો થયો, હવે તો શ્રી હરીએ સારો સંગ સુજાડયો. આ ગહનસિંહ બાળક છે પણ અસ્ત્ર શસ્ત્ર વિદ્યામાં અતી કુશળ છે. કદાચ અમરસિંહનો ફરીથી મેળાપ થઇ જાય તોય, તેનાથી પાછો ખસે તેમ નથી. ના ના પણ મારા વિચાર કેટલીક વાતે ખોટા છે. એકવાર શાંન્ત પડયો તે ફરી ઉછાળો મારતો નથી. એકવાર પાછો વળી ગયો તે મને ખોળતો ફરીથી આવવાનો નથી. વીર અને ખરા ક્ષત્રિયો એકવાર ક્ષમા કરે છે તે સદાને માટે કરે છે, તે બોલ્યુ અબોલ્યુ કરતા નથી, વચની બેવચની થતા નથી. હવે તો ઉલાસ એમના હાથમાં આવી એટલે તો સંપુર્ણ શાન્તિ થઇ હશે. ઉલાસ ઉલાસ ! હે ઉલાસ. મેં તારો ભારી અપરાધ કર્યો છે, મેં તને ઘણીજ હેરાન કરી છે. તને હેરાન કરી છે તેની સાથે મારા સંબંધીઓને પણ હેરાન કર્યા છે. સબંધીઓને હેરાન કર્યા છે તેની સાથે મારાં માબાપને પણ હેરાન કર્યા છે, હું સર્વનો ગુનેગાર થયો છું, મારા સબંધીઓનો થયો છું તેમ તારા સબંધીઓનો પણ થયો છું. હે ઉલાસ, તારો કેડો લઇને, જેમની સાથે મારૂ કે તારૂ બંન્નેમાંથી એકેનું સગપણ નહોતું એવા પરોપકારી પુરૂષોનો પણ હું પાકો ગુનેગાર થયો છું. હું મારા ગુનાની માફી કોની પાસે માગુ, મારા ઉપર કોણ રહેમ નજર કરશે. અમિની દ્રષ્ટિતો અલબેલો કરશે ત્યારેજ થશે. શ્રી ભગવાન, શ્રી હરી, શ્રી જગદીશ્વર.

ઉલાસ સબંધી થતો પશ્ચાતાપ તે તો ધિમા અવાજથી થતો હતો, જેમ મધપુડાની માંખો ઉડે અગર ભમરીઓ ઉડતી જેમ અવાજ કરે તેમ સંભળાતો હતો. છેવટે જ્યારે શ્રી હરીનું નામ દીધું ત્યારે જરા અવાજ બદલાયો, જરા મોટેથી નિકળ્યો, તે વખતે વિલાસ અંતરમાં સમજી કે આ અંધકાર હવે પોતાના કર્યા કરમનો પશ્ચાતાપ કરે છે. પસતાવો કરે છે તેની સાથે શ્રી સર્વેશ્વરનું સમરણ પણ કરે છે, ઇશ્વર સ્મરણ કરે છે તે ઘણુંજ સારૂ કરે છે. હવે તો એને ડગલે ને પગલે પ્રભુસ્મરણ થયા કરે છે, એ ઘણુંજ સારૂં છે, એનાં પરીણામ પણ ઘણાં સારાં છે, આમ પોતાના મન સાથે ગડભાંગ કરતી વિલાસ બોલી કેમ અંધકારસિંહ શા વિચારમાં હોઠ ફફડી રહ્યા છે? શો બકબકાટ ચાલી રહ્યો છે, હવે તો નિર્ભય રહે, ભય ન રાખ્ય આ નાના બાળકે તને સદાને માટે નિર્ભય કર્યો છે. હવે તારે કોઇથી ડરવાનું નથી. વિલાસતારાના આવાં નમ્ર અને આશ્વાસનરૂપ વચન સાંભળી અંધકારની આંખમાંથી ચોધાર આંસુ નિકળ્યાં, તેની સાથે હે ઉલાસ હે ઉલાસ હું તારો મહાન અપરાધી છું. હું ઇશ્વિરને ત્યાં શું સજાને પાત્ર થઇશ, સાથે સહનતારાનો પણ અતી અપરાધી થયો છું. હું શું પશ્ચાત્તાપ કરૂં, પશ્ચાત્તાપ કર્યે પાપનો છેડો આવે તેમ નથી. હે ઉલાસ, તારે માટે મને ખોળતા મારા પિતા સુંદીરપ્રતાપ આવ્યા હતા, જે મને ગંગાના વિલોમ ઉપર મળી શિખામણ રૂપ ઠપકો દેવા લાગ્યા, તે વખતે મેં તેમનો એક પણ બોલ ગણુગાર્યો નહિ, પણ સામો ઉછાછળો જવાબ આપ્યો, હે પિતા, હે દયાળુ પિતા, પુત્રને માટે માતાપિતા સદાય દયાના સાગર ગણાય છે અને છે પણ તેમજ! હે દયાના સાગર પિતા હું આપનાં દર્શન ક્યારે પામીશ. દર્શન તો પામીશ. પણ મારા જેવા અધમને મીઠી નજરે નહિ જૂવો! આવાં મહાન અપસોસમાં ઉંધુ ઘાલી અંધકારસિંહ આંસુપાત કર્યા કરે છે. એવામાં સામેથી અંધકારસિંહની ખોજ્યમાં નીકળેલા, સુંદીરપ્રતાપ અને ઉલાસની ખોજ્યમાં નીકળેલા સુમચંદ્રની સ્વારી સાથે આવી.

વેગળેથી વિલાસને જોઈ સુંદીરપ્રતાપ, પુજ્ય સુમનચંદ્રને પુછે છે કેમ પુજ્ય આ સામેથી આવે છે તે ઉલાસતો ન હોય.

**સુમનચંદ્ર**—ના વડિલ એતો પર્વતપુરના રાજા પહાડસિંહની પુત્રિ વિલાસતારા છે.

**સુંદીરપ્રતાપ**—તે સ્વયંવર કોણે જીત્યો, કયા ક્ષત્રિએ વિજય કર્યો. કારણ કે અમરસિંહ તો ક્યાંઇ શોધ્યા જડતા નથી, તેમ એમના માતાપિતા એમની ખોળ્ય પણ કરતા નથી, માત્ર એતો સદાને માટે અન્નપાણીની આખડી લઇ ઇશ્વર ભજન કરતા બેઠા છે.

**સુમનચંદ્ર**—વડિલ તે સ્વયંવર આ બાળકે પૂત્રવત જીત્યો છે. તેનું નામ ગહનસિંહ છે. તેના માબાપની હજી સુધી માલમ પડી નથી.

**સુંદીરપ્રતાપ**—ત્યાં આટલા બધા રાજા તથા રાજકુમારો આવ્યા હશે છતાં ગિરીરાજે આ બાળકને સ્વયંવર જીતવાની આજ્ઞા કેમ આપી હશે.

**સુમનચંદ્ર**—અરે રાજા તો ઘણાજ આવેલા, છેવટ વણિક વેષમાં અમરસિંહ પણ આવ્યા હતા, છતાં છેવટ વાત બગડી ગઇ અને આ બાળકનેજ સ્વયંવર જીતવો પડયો.

**સુંદીરપ્રતાપ**—અપસોસ, રાજા પહાડસિંહની ભૂલ્ય. વિલાસના ભાગ્યની ખામી અને અંધકારની ગેરહાજરી !

**સુમનચંદ્ર**—શું કહો છો વડિલ, હજુ અંધકારનાંજ વખાણ ! શરમ છે શરમ; શું આવી અટપટી અને આકરી, સરતો અંધકાર જીતી શકે !

**સુંદીરપ્રતાપ**—પુજ્ય આપના માન્યામાં નથી આવતું. એ અપરાધી અને અળખામણો થઇ પડયો છે જેથી એને આમંત્રણ નહિ. અને તેથીજ તે ત્યાં જવા પામ્યો નહિ, નહિતો વિલાસતારાનું વરતું આતું બધાધંદુ ન થાત ! બેન વિલાસ કોણ છે પેલો પુરૂષ જે ઉંધુ ઘાલીને બેઠો છે તે !

**વિલાસ**—આપ બંન્ને કોણ છો તે મને પ્રથમ કહો પછી તેની વાત!

**સુમનચંદ્ર**—બેન હું સહનનો પિતા, સુમનચંદ્ર, ઉલાસની ખોળ્યમાં નીકળ્યો છું તે, અને એ છે, મારા સસરા સુંદીરપ્રતાપ સિલોનના રાજા અને અંધકારના પિતા !

**વિલાસ**—આ પિતા તો, એ પુત્ર અંધકાર છે !

**સુંદીરપ્રતાપ**—અરે હા, પ્રભુ. ભાઇ અંધકાર સામુ તો જો વીરા, ઉંચું તો જો ભાઈ, સામાને સંકટ આપતાં આપણે અસહ્ય સંકટ ભોગવવું પડે છે. સામાનું બુરૂં કરવા જતાં તેનાં બુરાં ફળ આપણેજ ચાખવાં પડે છે. ઉંચું જો, કહી સુંદીરપ્રતાપે તેની ડોક ઝાલી, ઉંચું જોવરાવવા પ્રયત્ન કર્યો. ક્યાં છે ઉલાસ ! અલ્યા ક્યાં છે ઉલાસ !!

પિતાના આગ્રહથી ઉંચું જોતાં પિતાના સામી દૃષ્ટિએ દૃષ્ટિ મળતાં ઉલાસનું નામ સાંભળતાંની સાથે પોતાને હાથે ઉલાસને આપેલી કનડગત યાદ આવતાં અંધકારની આંખમાંથી ચોધારે આંસુ ચાલ્યાં, વળી મોટા અવાજથી બોલ્યો, હા ! પિતાજી ઉલ્લાસ તો ગઈ અમરસિંહના ખોળામાં, મેં મારા દુરાગ્રહથી અત્યાર સુધી પકડી રાખી, એના સંબંધીઓ મને શું કરનાર છે, એવા મારા દુષ્ટ વિચારથીજ મેં એનો કેડો મૂકયોજ નહિ. એણે અમરસિંહનું નામ સંભારી મને ઘણોય ડરાવ્યો, પણ મારા હ્રદયમાં છવાઇ રહેલા કુછંદથી

મેં અમરસિંહને પણ ગણુગાર્યા નહિ. છેવટ જેમ વકરેલા વાઘને મારવા અગર કોઇ ગાંડા હાથીને પકડવા, શુરવીર સિંહ આવે તેમ મારી તથા ઉલાસની વાંસે સિંહ અમરસિંહ આવ્યા, તે વખતે હું સમજ્યો કે હવે મારૂં આવી બન્યુ, મારૂં મ્હોત આવી પહોચ્યું, એમ માની હું આ શુરવીર બાળક ગહનસિંહને શરણે આવ્યો.

મારા અપરાધને નહિ જાણુતા ગહનસિંહે મારા પ્રાણુને બચાવા ખાતર સામી ઘોર ગર્જના કરી; તે સાંભળી વીર અમરસિંહ ડરી તો ન જાય ડગી તો ન જાય પણ પોતે એમ સમજ્યા હશે કે આ અજ્ઞાન બાળક ઉપર હાથ ઉઠાવી હથિયારનો ઉપયોગ કરવો એ સારૂ નથી. એવા સારા વિચાર સજ્જનના હ્રદયમાં સદા ધુમ્યા કરે છે, તેવામાં બાળકની માતા વિલાસતારા અમો બંન્નેના પ્રાણુને બચાવા અમરસિંહને નમન કરી બોલી. વિલાસના નમ્ર વચન સાંભળી અમરસિંહ પોતે તાણુેલી તરવાર મ્યાન કરી બાણુ ચઢાવેલા ધનુષને ફેંકી પાછા વળી ગયા, તે આટલામાંજ હશે. અને નિર્ભય સ્થાનમાં બેસારેલી ઉલાસ પણુ એમની પાસેજ હશે.

**સુંદીરપ્રતાપ**—લે! હવે તો તુ ચાલ મારી સાથે, તારા અપરાધની તને સજા થશે. સર્વનાં કરેલાં કરમ સામુ સર્વેશ્વર જોયા તો કરે છે. માઠું કરનારને માઠાં ફળ, રૂડુ કરનારને રૂડાં ફળ તે સૌ સૌના કર્મ પ્રમાણે આપ્યા કરે છે. એવો સદાને માટે કુછંદનો ભરેલો તું. માટે તને તારા કર્મનાં ફળ તો મળશે. પણુ હવે તું ચાલ? એકવાર તારી માતાને મળ્ય, જે સદાને માટે તને સંભારી રહી છે, ઉઠ હોંશિયાર થા?

**અંધકાર**—પિતાજી, હવે તો હું અહિંથી ખસી શકતો નથી. હું તો સદાને માટે ગહનસિંહનાજ રક્ષણુ નિચે રમીશ; જેણે મને એકવાર વાઘના મોંમાંથી બચાવ્યો છે તે સદાને માટે બચાવશે.

**ગહનસિંહ**—અરે અંધકાર, હે અંધકાર, તમે શુરવીર અમરસિંહના સાચા અપરાધી છો, છતાં મેં તમને શરણે રાખ્યા તે ભૂલ્ય તો કરી છે. પણુ રાખ્યા તે રાખ્યા હવે કોઇ પણુ જગાએ અમરસિંહ ફરી મળે તો પણુ તમને કશું કરી શકતા નથી, તમારે તો માત્ર મારૂ અને મારી માતા વિલાસતારાનું નામ આપી કહેવું કે હું સદાને માટે તેમના રક્ષણુ નીચે છું, છતાં તમોને મારવા તૈયાર થાય તો અમારા બન્નેના નામ દઈ એમને સોગન આપવા અને એમની ક્ષમા માગી નમી પડવું.

**સુંદીરપ્રતાપ**—રંગ છે લાસ રંગ છે! શુરવીર અને ખરા ક્ષત્રિયના બાળક ગહનસિંહ, કોઇ સાચી, સતિના સંતાન શૂરી ક્ષત્રાણીના ઉદરથી

ઉત્પન્ન થયેલા સિંહના બાળક તને રંગ છે. ધિક્કાર છે! ધિક્કાર છે! અરે અભાગી અંધકાર તને સદાને માટે ધિક્કાર છે.

**અંધકાર**—એકવાર નહિ પણ હજારવાર! હું આપનાં વચન માંથે ચઢાવું છું. અને વિલોમપુલ ઉપર આપના સામું બોલી, સારી શીખામણ ન સાંભળી, મારા હિતને માટે કહેલાં વચનને ન ગણુગાર્યાં. તેને માટે હું ક્ષમા માગુ છું, આવા આવા પડેલા ઘા તો સદાય મારા શરીરમાં ખુંચતા રહેશે.

**સુમનચંદ્ર**—વડિલ સુંદીરપ્રતાપ હવે તો કોઈ પણ રીતે વાતનો છેડો લાવો તો ઠીક; હજી આગળ આપણે ઘણું કામ છે. જાણુતા નથી, કે પુજ્ય અમરસિંહને તથા બેન ઉલાસને જ્યાં સુધી મળ્યા નથી. ત્યાં સુધી સોળે સોટકી કાચી છે.

**સુંદીરપ્રતાપ**—એતો ખરૂં છે. વારતા સાચી છે, પણ તમારી સાસુ એમજ ઝંખી રહ્યાં છે કે અંધકાર ક્યારે આવે અને કોઇ સારા સંબંધીને શોધી એનાં લગન કરીએ.

**સુમનચંદ્ર**—એ આશા તો ફોગટ સમજજો. એ અંધકારના અપરાધ તમે ઢાંકી શકતા નથી. એનું નામ સાંભળીને તમારી સાથે કોઇ સારો સબંધી સબંધ જોડશેજ નહિ. એતો રહેશે સદાય કુંવારો!

**અંધકાર**—સત્ય છે. પુજ્ય સુમનચંદ્ર કહે છે તે સત્ય છે. અધમિં સદાનો અપરાધી અંધકાર સદાને માટે કુવારોજ રહેશે. પિતાજી, મારી માતાની ધારેલી ધારણાઓ ફોગટ જશે.

**સુમનચંદ્ર**—સાચા સંબંધી અંધકાર, કહ્યું છે કે રાંધ્યા કેડે બળતુ બળે, અને રાંડ્યા કેડે રાંડ રળે! તેમ તમારે થયું છે. આટલું બધું બગડી ગયું, હવે સમજણના શબ્દ કયા કાળજામાંથી નિકળે છે! બોલતો સારા નિકળે છે, પણ હું ધારૂં છું કે તે પણ કપટ ભરેલાજ છે. કારણ કે જ્યાં સુધી સાચા સંબંધીઓને મળવા ચાહના થતી નથી ત્યાં સુધી સઘળુ એમજ છે.

**અંધકાર**—પુજ્ય સુમનચંદ્ર મારા કરેલા અપરાધની ક્ષમા મળી શકે તેમ નથી, છતાં આપના ખોળામાં માથુ મુકી કહો તે વચન માથે ચઢાવું છું.

**સુમનચંદ્ર**—સબંધી અંધકાર, હાલતો તમારા પિતાનાં વચન માંથે ચઢાવો! અને સિલોન જઇ માતાને મળો!

**અંધકાર**—હું જઇશ તે વાત તો ખરી, જેમ બનશે તેમ જલદી જઇશ, ઉતાવળે જઇશ, પણ હાલતો હું ગહનસિંહની સાથેજ જઇશ. એમનું ઠામ ઠેકાણું જોઇ આવીશ, ત્યાં જઇ એમની આજ્ઞા માગી, મારૂં કાળુ મોઢું મારી દયાળુ માતાને બતાવી આવીશ.

**સુંદીરપ્રતાપ**—ઠીક એમ ! જેમ તારી ઇચ્છા, અમો તો જઇએ છીએ, પણ જ્યાં સુધી આનંદમલના ઉગામેલા ખડગ નીચે માથુ ધરી ક્ષમા નહિ માગે ત્યાં સુધી તારા અપરાધની કોઇ પણ રીતે ક્ષમા થવાની નથી. એટલું કહી બંન્ને જણ વિદાય, અને ગહનસિંહ તથા વિલાસતારાની સંગે અંધકાર વિદાય.

ઉલાસતારા પાપી અંધકારના ફંદામાંથી છુટી; સ્વામી અમરસિંહની છાયામાં આવી ત્યારે હાથ જોડી બોલી નાથ, આપની આજ્ઞા હોયતો હું બે બોલ બોલું ?

**અમરસિંહ**—બેલાશક બોલો ! હું સાંભળવા આતુર છું. બોલો બેધડક બોલો !

**ઉલાસ**—સ્વામીજી, મારા પિતાના રચેલા સ્વયંવર મંડપની શરતો તો તમે જીત્યા પણ જ્યાંસુધી દેવતાની સાક્ષીએ આપણા બંન્નેનું લગ્ન થયું નથી. સગાંસંબંધીઓની વચમાં મંગળફેરા ફર્યા નથી ત્યાંસુધી, સઘળું કાચું છે. ત્યાંસુધી હું નિર્ભય થઇ ઇશ્વરને ખોળે બેઠી નથી. માટે તે વાત ઝટ કરો !

**અમરસિંહ**—ખરૂં છે નારી, ઉલાસ તમારૂં કહેવું સાચું છે. પણ લગ્નવિધી ક્રિયા તો આનંદમલને આંગણેજ શોભશે.

**સહનતારા**—બસ એમજ થવું જોઇએ, મારી ધ્યાનમાં પણ એમજ આવે છે. કારણકે ઉલાસનાં ખરાં માબાપ તો તેજ કે નહિ.

**અમરસિંહ**—શહાબાશ સહનતારા શહાબાશ ! ઉલાસને શોધવા તમે પણ ઘણું સંકટ વેઠયું છે, પહાડ પર્વત અને નદીનાળાં, ઉલાસને માટે તમે ઘણાંજ ઓળંગ્યાં હશે, તમારા ભાગ્યવંતા મામાએ તમને જબરી ઝાડીમાં, કંથેરના કાંટામાં પણ દોડાવ્યાં હશે વળી ઉની ઉની દાઝતી રેતીમાં પણ દોડાવ્યાં હશે ! શું સંભારૂં શું કહું. અરે પાપી અધકાર અરે અધર્મિ અંધકાર છેવટ મારા હાથમાં આવેલો પણ તું બીજાને શરણે જઈ છુટી ગયો. વિલાસની વિનંતીએ છુટયો. ફિકર નહિ, એક જગાએથી છુટયો તો બીજી જગાએ ફસાઇશ, કારણ કે તારા કુલક્ષણ તને ફેર ફસાવશે. મેં તો તને મુકયો પણ તારા જેવા કુછંદી માણસને બીજા નહિ છોડે ! ખરેખર નહિ છોડે. કેમ સહનતારા ! કેમ ઉલાસ !

**સહન**—હા ખરૂં છે નાથ. આપની ધારણા સાચી છે. પણ ઉલાસ સાથે લગ્ન ક્યાં કરવાનાં છે અને ક્યારે કરવાનાં છે ?

**અમર**—હવે તો હું પણ તેજ વિચારમાં છું. હાલતો આપણા સગાસંબંધીઓ સઘળા વેરણ ખેરણ થઈ ગયા છે. ઉલાસના પણ થઈ ગયાં છે.

લગ્ન વખતે હાજરી આપવાની ઉમેદ રાખનારા પણ વગડામાં ભટકે છે. બાદશાહ આલમશાની મરજી પણ ઉલાસનું લગ્ન આપણે ત્યાં કરવું એમ છે. પછીતો જે થાય તે ખરૂં, ઇશ્વરની મરજી.

ગહનસિંહ, વિલાસતારા અને અંધકારસિંહનો સંગ છોડી, સુંદીરપ્રતાપ તથા સુમનચંદ્ર ઉલાસ, અમર અને સહનને મળવાની આશાએ આગળ ચાલ્યા, ત્યારપછી વિલાસે ધિમા ઉચ્ચારથી ગહનને કહ્યું ભાઇ હવે આપણે આ અંધકારને રજા આપીએ એટલે તે ઝાઝીવારથી ઝંખી રહેલી તેની માતાને મળે, ભલે પછી જ્યારે જ્યારે એની ઇચ્છા થાય ત્યારે આપણી પાસે આવે.

**ગહનસિંહ**—માતાજી. હું ક્યારે ના કે હા કહું છું. જેમ આપની મરજી; પણ હું એમ ધારૂં છું કે એના હૈયામાં અમર તરફની ફડક છે તેથી એ જઇ શકતો નથી.

**અંધકાર**—હા ભાઈ એમજ છે, એ અમરસિંહની ફુંકે તો ફાટી જાઉં છું.

**વિલાસ**—જ્યારે અંતરમાં અમરનો એટલો બધો ડર છે, ત્યારે તો સમજીને સુંદીરપ્રતાપ તથા સુમનચંદ્રની સાથેજ જવું હતું, એટલે એ એક તમો ત્રણને શું કરી શકે?

**અંધકાર**—ભૂલ્ય ખાઓ છો માજી. તમે અમરસિંહની ફાળ જોઇ નથી, એના હાથના કાંડાનું બળ અનુભવ્યું નથી. જેમ સિંહની ફાળમાંથી સાત ચિત્તા ન જઈ શકે તો અમો ત્રણ જણનું તો શું ગજું.

**વિલાસ**—ભાઇ, જ્યારે આટલું બધું જાણતો હતો ત્યારે એવા વીર પુરૂષથી વહેર શું કરવા સાંધ્યું. સમજુ પુરૂષે કહ્યું છે કે બળીઆથી બાથ કદી ન ભીડાએ.

**ગહનસિંહ**—માજી, મેલો માથાકુટ. એતો અમથો ડરે છે. હું વાસુકી નાગનો ભાણેજ છું, મારૂં નામ સાંભળતાંની સાથે એ અમરસિંહ આગળ પગલું ન ભરી શકે. એકવાર જેને મેં શરણે લીધો, તેના ઉપર એ હાથ ન ઉઠાવી શકે! વાસુકીનાગનો ભાણેજ છું એ શબ્દ સાંભળી વિલાસતારાના અંતરના હર્ષનો પાર રહ્યો નહિ. અહાહાહા! શું મારૂં ભાગ્ય; મારા ભાઇએ સ્વયંવર જીતવાની સરતો આકરી કરી હતી, પણ તેનાં ફળતો સારાં આવ્યાં. જ્યારે વાસુકીનાગે જમાઈ જોયા હશે તે જેવા તેવા નહિં જોયા હોય! આ આઠ વરસનો બાળક આવો બાણાવળી છે, તો તેના પિતા તો વળી કેવાય હશે. વાહ ગહનસિંહ વાહ!

**અંધકાર**—તમો બંન્નેના બોલ સાંભળી મારા મનમાંથી અમરનો

ડર જતો રહ્યો છે. માટે હું આપની રજા લઈ જાઉં છું. માતાને મળી તેના દીલને શાન્તિ આપી પાછો વળીશ, પણ પાછો તમને શોધી શી રીતે કહાડીશ, એ ખટક મારા મનમાં રહી છે. હું સદાને માટે તમો બન્નેની સેવામાં રહેવા ઇચ્છું છું.

ગહનસિંહ—અહીંથી થોડેજ દુર હવે ગંગા નદી આવે છે. જેને કીનારે અનેક ઝાડ બીડ તથા પહાડ પર્વત તથા વન આવે છે. તેમાંના એક વનનું નામ વાસુકી વન છે, તે વનમાં પૃથ્વિમાં ઉગતાં સઘળાં ઝાડનો સમાવેષ થએલો છે. સારાં અને મધુરાં ફળનો તો તેમાં પારજ નથી, તે ફળમાંથી નિત્યનાં ત્રણ ફળ સતી દેવીને ધરાવાય છે. એ સતિ દેવીનો બાર મહિનામાં એકવાર એટલે અખાત્રિજને દિવસે ભારે મેળો ભરાય છે અને રોજને રોજ થોડાં ઘણાં માણસની અવર જવર રહે છે. એ અખાત્રીજના મેળાને દિવસે તો હું, મારી મોટીબેન, તથા મારા મામા મામીઓ વિગેરે બીજા સબંધીઓ પણ દર્શન કરવા જઈએ છીએ. ફક્ત મારા વૃદ્ધ દાદા વાસુકીનાગ પોતે નહિ. તે વાસુકીનાગનું વન પુછીને તમે આવજો, ત્યાં અમો મળીશું.

અંધકાર—હું આપ બંન્નેના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી આપની રજા માગી સિલોન તરફ જાઉં છું. વળતાં આંખમાંથી આંસુ નિકળ્યાં. નિકળ્યાં તે નિકળ્યાં એકલો ઉંડો વિચાર કરતો ચાલ્યો જાય છે, ડગલે ડગલે વારા ફરતી સર્વ સબંધીઓને સંભારતો જાય છે તેમ તેમ વધારે ને વધારે આંસુ ખેરવતો જાય છે. પણ આંખમાંથી ખરતાં આંસુને પોતે રોકી શકતો નથી. એમ કરતાં ઝાઝે દિવસે પોતે સિલોન લગભગ થવા આવ્યો, અહાહાહા શ્રી રામેશ્વર દાદાનું ધામ દેખાયું, હવે તો ઘેર આવી પહોંચ્યા. હવે આખી વિકટ વાટ તો વટાવી, હવેતો ઘેર પહોંચવાનું કાંઈ અઘરૂં નથી. જય રામેશ્વર દાદા જય. સદા સદ્બુદ્ધિ આપજે પ્રભુ. હે પરદુઃખભંજન દયાળુ દાતા સદા સારી બુદ્ધિ આપજે. પ્રભુ આપનાં ચરણમાં મારા ક્રોડોવાર પ્રણામ છે. પ્રભુ મારી ભરપુર ભરેલી કુબુદ્ધિને કાપજે અને સદ્બુદ્ધિ આપજે. હે કૈલાસવાશી પ્રણામ છે; પ્રણામ છે આપના ચરણમાં અબ્જોવાર પ્રણામ છે.

અંધકારસિંહ તો શંકરના સાનિધ્યમાં બેસી પ્રભુનું સ્મરણ કર્યા કરે છે. જેમ કોઇ મહા દિગંબર સાધુ સમાધીમાં બેઠો હોય તેમ પોતે સ્તબ્ધ થઈ બેસી રહ્યો છે. તેની બંન્ને આંખોમાંથી આંસુની ધારાઓ ચાલી જાય છે શ્રી શંકર ભગવાનના પુજનને અર્થે આવેલા બ્રાહ્મણો પુજન કરી પરવારી, આંખમાંથી આંસુ કાઢતા અંધકારસિંહને જોતા જાય છે. કોઈ જોતા જાય છે. વળી વિચાર કરતા જાય છે. અહાહા. આ રાજકુમાર સોનાને પાટલે શંક·

રની સનમુખ બેસનાર આજે પથ્થરની છાટ ઉપર બેઠા છે. જેના શરીરના રક્ષણને અર્થે આસપાસ સો સિપાઈ ઉભા રહે તે આજે એકલા બેઠા છે. આ કાંઇ સમજાતું નથી. આ કયાંથી આવ્યા હશે કેમ આવ્યા હશે. કેટલાક અંધકારના કર્મથી જાણીતા થએલા હતા તેમના વિચાર કાંઇક જૂદા ચાલ્યા—વળી અજાણ્યાના જૂદા ચાલ્યા એમ હજારો લોકની અવર જવર ચાલી. સુંદીરપ્રતાપ તથા સુમનચંદ્રને, ઉલાસ અમર કે ગહનતારાનો માર્ગે કયાંઈ મેળાપ થયો નહિ. પણ માર્ગે ચાલતા બંન્ને જણ ઘર તરફ આવે છે. આવતાં બંન્નેના રસ્તા જૂદા પડવાના આવ્યા એટલે બેઉ એક એકની રજા માગી પોત પોતાને રસ્તે ફંટાયા પછી બંન્નેનો વેગ વધ્યો, અહીં પ્રકાશલક્ષ્મિને પુત્ર જન્મ થયો છે. જેની માતા કંચનકુમારી હર્ષ પામી તેની પાસેજ બેસી રહી છે, ક્યારે મારા નાથ ઘેર આવે ને દોહિત્રના જન્મના સમાચાર સાંભળે. પોતે સાંભળે એટલે પુજ્ય સુમનચંદ્રને પણ સમાચાર મોકલે અરે પણ એતો ગયા છે અંધકારસિંહને શોધવા, પણ હવે તો આવશે. હવે તો વખત ઘણો થયો માટે આવશે. રાજા સુંદીરપ્રતાપ પણ શ્રી રામેશ્વર પ્રભુના દેવળ પાસે આવી પહોંચ્યા, ત્યાં તેમણે સાંભળ્યું કે અંધકારસિંહ પણ શંકરના દેવળમાં છે. ખબર મળતાં જરા ઉતાવળા ધસ્યા અને ધ્યાનમાં બેઠેલા પુત્રને જગાડયો, જાગતાં અને બરાબર શુદ્ધિમાં આવતાં, વળી પિતાને નિહાળતાં, આંખમાંથી પડતાં આંસુ જરા જોરમાં પડવા માંડયાં શંકરના બાણ ઉપર જેમ ઇચ્છન-ધારા બાંધી હોય તેમાંથી પડતી ધારાએ પખાળ થાય તેમ અંધકારસિંહની આંખમાંથી પણ ધારાઓ ચાલી, તે વખતે સુંદીરપ્રતાપ કહે છે ભાઈ અંધ-કાર હવે ઉઠ! સાવધ થા, ચાલ દરિયા કિનારે લંઘર નાંખી રથંભાવેલા વહાણમાં બેસી સિલોન જઇએ, અને તને નિરંતર સંભારતી તારી માતાને મળીએ, બેન પ્રકાશ પણ આપણે ઘેરજ છે. એમ કહી બંન્ને ચાલ્યા, પવનવેગી ઘોડાના સાધનથી દરિયા કિનારે આવી પહોચ્યા, વહાણમાં બેઠા, પછી રામેશ્વર દાદાને સંભારી વહાણ હંકાવરાવ્યું. એક વહાણ ઉપડયું અને કિનારે પહોંચ્યું એટલે તરત બીજું ત્યાંથી ઉપડયું, એમ નિરંતર બે વહાણ તો સામે કિનારે કાયમ ને કાયમ રાખવામાં આવતા. જેથી મુસાફરીએ ગએલા માણસને આ-વતાં ઝાઝું અટકવું પડે નહિ. કિનારે આવી બંન્ને ઉતર્યા, એટલે ઘોડેસ્વાર ઘર તરફ દોડયો એણે ઘેર જઈ અંધકારસિંહ આવ્યાની વધામણી ખાધી, અને રાજા સુંદીરપ્રતાપના આવ્યાના સમાચાર પણ કહ્યા, તે સાંભળી રાણી કંચનકુમારી ઘણું હર્ષ પામી, આવેલા અનુચરને યોગ્યતા પ્રમાણે અને ઘટતું ઇનામ આપી, પ્રકાશની પાસે આવી શુભ સમાચાર કહ્યા. તે સાંભળી પ્રકાશ

કહે માતાજી મારા પિતાજી આવ્યાના સમાચાર આવ્યા તેથી હું અતીશે રાજી, તેમાં વળી મારા શરીરથી પૂત્ર જન્મ એ તો ઘણાજ હર્ષની વાત સાથે અંધકાર આવ્યો તે પણ રાજી થવા જેવું તો ખરૂં, પણ...કહી રોવા લાગી.

**કંચન**—કેમ બેન પણ કહીને અટકી ગયાં? તથા આંખમાંથી આંસુ કહાડયાં! અને જરાય હર્ષ ન બતાવ્યો!

**પ્રકાશ**—હર્ષ કયાંથી બતાવું! શી રીતે બતાવું! તારો અભાગી દીકરો સઘળે અંધારૂં કરીને ઘેર આવ્યો એમાં શું હરખાવા જેવું છે, મા તને તે વાતે હર્ષ થતો હશે. પણ મને તો જરાય હરખ થતો નથી, અને જ્યારે તમારા જમાઇ સાંભળશે ત્યારે તેમને તો હરખને બદલે ઉલટો ખેદ થશે.

**કંચન**—ખરૂં છે બેન! તારૂં કહેવું ખરૂં છે. પણ મેં એમ સમજીને એની શોધ કરાવી, કે એનું કોક ઠેકાણે લાકડે માંકડુ વળગાડયું હોય તો તેના કુછંદ કાંઇક ઓછા થાય, વળી સારા સારા રાજા રજવાડાઓમાં આપણી અપકિર્તી ફેલાતી અટકે!

**પ્રકાશ**—ભલે માતાજી જેમ તમે માનતાં હો, તેમ ખરૂં, એટલામ મહેલની નિચેથી પોકાર થયો; દાસી દોડતી ઉપર આવી, માતાજી પાસે ઉભી રહી બોલી. બા મારા બાપા તથા ભાઇ અંધકારસિંહ આવ્યા છે. કંચન પ્રકાશ પાસેથી ઉઠી પોતાના એકાંન્ત સ્થળમાં આવી, આમથી તે આવી અને રાજા પણ આવ્યા, આવતા સુંદીરપ્રતાપ ધારે છે કે અંધકાર પાછળ પાછળ આવે છે. પણ અંધકાર તો પહેલાજ પગથીઆમાં અટકયો. તે એમ સાંભરીને કે અરે હું અભાગી અંધકાર આ મહેલનાં પગથીઆં ચઢી શકતો નથી. હે ઉલ્લાસ હે મહાસતી ઉલાસ હે મહાપતીવ્રતા ઉલાસ. ધન્ય છે, તારી દ્રઢતાને ધન્ય છે તારી ટેકને, સ્વામીના ચરણમાં સાચી ભક્તિવાળી સ્ત્રિયો તારા સમાન તો ભાગ્યેજ હશે, એટલામાં ઉપરથી રાજાએ બુમ મારી, ભાઇ! કેમ વાર થઇ? કેમ હજી ન આવ્યો? એમ કહી રાજા નિચે ઉતર્યા. વાંસે રાણી પણ ઉતર્યાં. બાપે આવી બાળકને મસ્તકે હાથ મુકયો, અને માતાએ પીઠ ઉપર હાથ ફેરવવા માંડયો, માતા પુત્રને રોતો દેખી પોતે પણ રોવા લાગી. છાનો રહે ભાઇ છાનો રહે એમ વારંવાર કહી અંધકારને રોતો રાખ્યો, અંધકાર રોતો બંધ રહી પડતાં આંસુ લોહી ધીમે ધીમે પગથીઆં ચઢવા લાગ્યો. ચઢતાં ચઢતાં છેક ઉપર ચઢી, સવામણ રૂની ગાદી ઉપર બેઠેલાં માતાજીના ચરણમાં દંડવત્ પ્રણામ કરી પાસે બેઠો, બેઠો તો ખરો પણ પોતે ઉંચુ જોઇ શકતો નથી, તેને માતા કંચનકુમારી આસ્વાસન વચન કહે છે.

**કંચન**—માર્ગે આવતાં સઘળાં સંકટ વટાવીને ઘેર આવ્યો, છતાં પહેલેજ પગથીએ આટલું બધું આંસુપાત !

**અંધકાર**—હા માજી ! મારી આંખમાંથી પડતાં આંસુ કોઇ કાળે સુકાવાનાં નથી. એતો સદાય ચાલતાંજ રહેશે.

**કંચન**—એટલું બધું શું છે ભાઇ ! આંસુ કદી સુકાવાનાં નથી. એ તે કેમ મનાય ? સૃષ્ટિમાં દેખાતા સર્વ બનાવોનો અંત છે. સર્વનો છેડો છે. એવો શો અજબ બનાવ છે કે જેનો અંત નથી તેનો છેડો નથી !

**અંધકાર**—માતાજી; મહા પતિવ્રતા, મહાસતિ, શ્રી દેવી ઉલ્લાસતારાનો કરેલો અપરાધ, તે એકે હું અભાગીઆને મુખ્ખેથી કહેવાઇ ગએલાં ક્રુર વચન.

**કંચન**—ભાઇ એ બાળાને, એવાં તેં શાં વચન કહ્યાં કે જેને યાદ કરતાં આંખમાંથી આંસુ આવે છે ?

**અંધકાર**—માતાજી તમે પુછો છો પણ મારાથી તે વચન ફરીને કદી બોલાશે નહિ, એ પવિત્ર દેવીના સબંધમાં એવા ઉચ્ચાર કરવાને મારા હોઠ પણ નહિ ફફડી શકે, એમ કહેતાં આંખમાં ઝળઝળીઆં આવ્યાં.

**કંચન**—શાન્ત થા બેટા શાન્ત થા. કર્યા કર્મનો પસ્તાવો કરનારને શ્રી સર્વેશ્વર સ્હાય કરે છે. એ શ્રી હરીનું સ્મરણ કર ? વળી તારા પિતા કોઈ સારા રાજ્યમાંથી તારે માટે કન્યા ખોળી લાવશે અને તારૂં લગ્ન કરીશું.

**અંધકાર**—શું કહો છો માજી, મારૂં લગ્ન ! મારા જેવા ઘોર પાપીઆનું લગ્ન, એ વાતનું તમને સ્વપ્નુ પણ ન આવવું જોઇએ. મારાં ફોઇએ મારૂં નામ પાડયું હશે તે વખતે તેમણે પણ ઉંડો વિચાર કરીનેજ પાડયું હશે. તેમાંય એમણે જરા ભૂલ્ય કરી છે. અંધકારસિંહને બદલે ઘોર અંધકારસિંહ પાડવું જોયતું હતું, મારૂં નામ સાંભળી તેની સાથે મારી કિર્તી સાંભળી પોતાની પુત્રીને કોઇ ઉંડા ઝંડોઆ, કુવામાં નાંખેજ નહિ, અને મારા પિતાનો કરેલો શ્રમ મિથ્યા જાય, મહેનત ફોગટ જાય, આખર પશ્ચાતાપ થાય. છતાં પરીણામે તો હું અહીં રહેવાનોજ નથી.

**કંચન**—નથી રહેવાનો તારે તું ક્યાં જવાનો છું વીરા ? હજી તારી લગની એ ઉલાસમાંજ લાગી રહી છે કે શું !

**અંધકાર**—અરરર આ શું બોલ્યાં માતાજી, એ ઉલાસના સામુ તો મારાથી કુડી દ્રષ્ટિએ કદી ન જોવાય, એ દેવી તો મારાં પવિત્ર માતાજી સમાન ગણાય. હું તો જઇશ મારા પ્રાણના બચાવનાર ગહનસિંહના શરણે કારણકે હું સદાને માટે તેનો દાસ કહેવાઇ ચુકયો છું. હું વિલાસના ચરણની

રજ મારે મસ્તકે ચઢાવ્યા કરીશ. કારણ કે એ સતી પણ મારૂં સાચું રક્ષણ કરનાર છે.

**કંચન**—બાઇ તને હવે સતીઓની સમજણ પડવા માંડી, તારી બુદ્ધિ નિર્મળ થઇ લાગે છે, હવે તું ધિરજ ધર, શાન્ત થા, ધિરે ધિરે સૌ સારાં વાનાં થશે. શાન્તીનાં ફળ મીઠાં છે. એ ઉલાસ તો જાણે બેન પ્રકાશની નણંદ વિનોદમતીની દીકરી, પણ, વિલાસ કહી તે કોણ ?

**અંધકાર**—તે હમણાં સ્વયંવર થયો તે રાજા પહાડસિંહ તથા રાણી શસ્યાસુંદરીની પુત્રિ, શું માતાજી તેનું સ્વરૂપ ! કાંઇ કહ્યું ન જાય, વર્ણવી ન શકાય. જેની ઉમ્મર હાલ પચીસ વરસની છે.

**કંચન**—તે સ્વયંવર કોણ જીત્યું ?

**અંધકાર**—હું કહું છું તેજ ગહનસિંહ, આઠ વરસની ઉમ્મરનો બ્રહ્મચારી બાળક.

**કંચન**—આવી અવળી વહેતી ગંગા સામું કેમ જોવાય ? આવી પચીસ વરસની કન્યા, અને આઠ વરસનો જીત કરનાર ! એ કેવું અસંભવીત.

**અંધકાર**—માતાજી, જ્યારે કોઈ પણ રાજા અગર રાજકુમાર સ્વયંવ-વરની સરતોને પાર પામી શકયા નહિ, અને જ્યારે તે બાળક ઓચિંતો આવી ચઢયો, તેણે સારો મંડપ નિસ્તેજ જોયો, ત્યારે તેણે હિમ્મત બીડી કહ્યું કે હે ગિરીરાજ:—

આ સભા મંડપમાં ઘણા ક્ષત્રિયો હિમ્મત હારીને બેઠા હોય એમ મને દેખાય છે. તમારૂં મોઢું પણ શરમથી ભરાઈ ગયું હોય એવું મને દેખાય છે. છતાં આપની તથા આપનાં સર્વ સબંધીઓની રજા હોયતો હું વીરબાળાને સ્રિવત નહિ, પણ માતાવત જીતવા હિમ્મત ધરાવું છું. તે સાંભળી ગિરી-રાજે પોતાના પિતા સામી દ્રષ્ટિ કરી, એટલે તેણે પોતાના પુત્રને સાનથી સમજાવ્યો કે તે બાળક સ્વયંવર જીતે અને તેના પિતાની સાથે આપણી પુત્રિનું લગ્ન થાય તેમાં આપણે કોઇ પ્રકારનો બાધ નથી. આપણે કહેલી સ્વયંવરની સઘળી સરતો જીતે તે ખુશીથી આપણી વિલાસને લઈ જાય માટે આપો રજા, તે વખતે ગિરીરાજે રજા આપી કે બ્રહ્મચારી બાળક તમને આ સ્વયંવર જીતવા ખુશીથી રજા આપવામાં આવે છે, અમારી ગોઠવેલી સઘળી સરતો તમે જીતશો એટલે અમો તમારા પિતાની સાથે અમારી બેનનાં વિધી સહીત લગ્ન કરીશું. તે વખતે ગહનસિંહે મોટા અવાજથી કહ્યું કે હે શુરા ક્ષત્રિયો કોઇને ઇચ્છા હોય, કોઇને ઉમેદ હોય તો આ નિર્માણ કરેલી બેઠક ઉપર ચઢી જાઓ ! નહિતો મારા ચઢયા પછી કોઇ ચઢી શકવાના નથી. હું

ચઢેલો પાછો ઉતરવાનો નથી. મને ઉતરો કહેનારનું માથુ હું ધડ ઉપર રહેવા દેનાર નથી. તે વખતે આખી સભા ચૂપ થઈ ગઈ, એક કાન થઈ ગઇ. ગહનના બોલ સામું કોઇ બોલી શક્યુંજ નહિ. તો ઉભુ તો થાયજ શાનું! ત્યારે તે ગહનસિંહ બોલ્યો કેમ ગિરીરાજ હવે હું ચઢી જાઉં ?

**ગિરીરાજ**—હા હા! ઘણી ખુશીથી. તેજ વખત આ ગવિંષ્ટ બ્રહ્મચારી બાળક ગર્જના કરતો, પગને ધબકારે નિસરણી ધ્રુજાવતો ઉપર ચઢી ગયો અને નિર્માણ કરેલા આસન ઉપર જઈને ઉભો!

**કંચન**—ભાઇ આ બધું તને કોણે કહ્યું!

**અંધકાર**—તે વખતે હું ત્યાંજ હતો! મેં તે સઘળું નજરે જોયું અને કાનોકાન સાંભળ્યું.

**કંચન**—તું ત્યાં કેવી રીતે ગયો, કેવી રીતે દાખલ થયો, રાજાઓની પંગતમાં તને કોણે બેસવા દીધો. રાજા પહાડસિંહે તો તારૂં નોતરૂં કાપ્યું હતું, તારે લીધે અમને પણ કંકોત્રી લખી નહોતી. છતાં તે લ્હાવો તેં કેવી રીતે લીધો.

**અંધકાર**—માતાજી, મારી ચોરી ચાલાકીનું વર્ણન તમારા મોં કને કરી શકાય તેમ નથી, માટે મારૂં કાળું મોંહું તો ઢાંકયુંજ રહેવા દયો. માત્ર હું કહું છું તેજ સાંભળો; નહિતો મારાથી બોલી શકાશે નહિ. બોલતાં છાતીએ ડચુરા બાઝી જશે, હૈયું રૂંધાઇ જશે.

**કંચન**—બોલ ભાઇ બોલ, તારે જેમ બોલવું તેમ બોલ! પછીતો તે બાળકેજ સ્વયંવર જીત્યો હશે? કેમ એજ કે બીજું ?

**અંધકાર**—એ બ્રહ્મચારી બાળક નિશાન તાકીને ઉભો તે વખતે વણિક વહેપારીનો વેષ લઇ અમરસિંહ આવ્યા, પ્રથમ તો તે પોતાનું ખરૂં નામ બોલતાં પણ શરમાયા. આખર ગિરીરાજ અને પહાડસિંહના આગ્રહથી પોતે કહ્યું કે અધર્મિ અંધકારસિંહે મને નિસ્તેજ કરી મુકયો છે. જેથી સ્વયંવર જીતવા ઇચ્છા રાખતો નથી. મારૂં નામ સાંભળી સભા ઝંખવાણી પડી ગઈ, સર્વના મનમાં ક્રોધ ભરાઇ ગયો, ગજબસિંહ, ગિરીરાજ, અભયમલ અને શાહજાદા સવાબશા મને મારવા ટાંપીજ રહ્યા હતા. જે મારા આવવાની રાહજ જોઈ રહ્યા હતા, તે વખત પણ હું ત્યાંજ હતો. સર્વના કહેવાથી અને સર્વના આગ્રહથી અમરસિંહે સ્વયંવર જીતવા રાણા દરંગદાસસિંહનાં ધનુષ બાણ માગી લીધાં, તે મળ્યાં એટલે ગિરીરાજને કહ્યું કે હવે આ બાળકને નિચે ઉતારો. માતાજી શો તે વખતનો દેખાવ શી તે વખતની ખુબી, શું એ બાળકનું બોલવું, એ બાળકના બોલવા ઉપર તો આખી સભા

હેરત પામી ગઇ અને અમરસિંહ તો જાણે તેલમાં માંખ બુડી! બાળકના આકરા અને અધરા વજનદાર બોલ સાંભળી સભામાં ઘોંઘાટ થયો, હે ગિરીરાજ આ હઠીલા બાળક સામે રકઝક કરી વખત ન ગુમાવો. એને પણ એક ફેંકવાની રજા આપો એટલે એ પણ વીસની જોડે એકવીસમો બેસી જશે, આખર જીત અને જયતો અમરસિંહજ મેળવશે. અને આ દેવાંગ્રા જેવી વિલાસતારાનો સ્વામી તો તેજ થશે, સઘળી સભાનું માન્ય રાખી ગિરીરાજે ઉપર ચઢેલા બાળકને નિશાન તોડવા રજા આપી, રજા મળતાં બાળકે બાણચઢાવ્યું, બરાબર સુરતા સાંધી તે વખતે ગિરીરાજે દોરી ખીંચી, તેજ વખતે ક્રમ પ્રમાણે બરાબર નિશાન પડી ગયાં, સભામાં તાળીઓ પડી જય જયનો પોકાર થયો. તે વખતે અમરસિંહના હાથમાંથી હથિયાર હેઠાં પડી ગયાં પોતે શરમાઇ નીચુ જોઇ ચાલ્યો ગયો. બાળક ઉતરી વિલાસના ખોળામાં બેઠો આ સઘળુ મેં મંડપના બારણા પાસે ઉભે ઉભે જોયું. તેજ ગહનસિંહ અને તેજ વિલાસતારાનો સદાનો આભારી થયો છું. જેવી વિલાસ સતી, જેવી ઉલ્લાસ સતી તેવીજ આપણી ભાણી સહનતારા પણ સતીજ ગણાય છે.

**કંચન કુમારી**—ભાઇ તારા આજના બોલ સાંભળીને તો અતી હર્ષ પામી, હવે તો તું પરણવા લાયક થયો માટે કુંવારો રહે તે આપણા રાજને છાજે નહિ, તું હા કહે એટલે તારા પિતા કન્યાની ખોળ્ય કરાવે?

**અંધકાર**—માતાજી ડાહ્યો ગણો કે ગાંડો ગણો, પણ છું તે છું, માટે હું તો ગહનસિંહની પાસે જઇશ, અને સદાને માટે કુંવારોજ રહીશ, કારણ કે કોઇ સારી કન્યાને લાયક હું નથી, તેમ કન્યા મારે લાયક નથી, જેથી હું તો સદા કુંવારોજ રહીશ.

**કંચન**—ભાઇ જ્યારે આવી મોટી હઠ કરવી હતી ત્યારે અહીં આવ્યો શું કરવા?

**અંધકાર**—મારા પિતાના અતી આગ્રહથી અને જોર જુલમથી, તમને પ્રણામ કરવા અને અપરાધની ક્ષમા માગવા, મેં ઠેર ઠેર કંથેરના કાંટા વાવ્યા છે. જેથી મારે ઠરીને બેસવાનો કોઇ જગાએ ઠામ નથી, હું કાંઇક શાન્તીમાં રહીશ તો ગહનસિંહની પાસેજ.

**કંચન**—ભાઇ, તને અમરસિંહનોજ ભય પેસી ગયો હોય તો તે આપણા સાચા સબંધી છે. માટે હું તું અને તારા પિતા ત્રણે તેમની પાસે જઇએ, ત્યાં જઇને તને પાસે ઉભો રાખી તારી વતી અમો બંન્ને તેમના પગમાં પડીએ, જેથી એજ તારા અપરાધ ક્ષમા કરી તને પોતાની પાસે રાખશે.

**અંધકાર**—એમ તો કદી ન બને માજી, આવો બુદ્ધિશાળી અમરસિંહ છંછેડેલો સાપ કદી સાનીધ્યમાં રાખે નહિ. મેં તો એમની સાથે સાચી શત્રુતા કરી છે. મેં ન કરવાનાં નીચ કદમ કર્યાં છે. માટે વાત તો દાબીજ રાખો, મારો અપરાધ જેવો તેવો નથી કે જેની ક્ષમા મને સહેજમાં મળે.

**કંચન**—ભાઇ એમજ હોય તો જેવી તારી મરજી. તારે ફાવે ત્યાં જા, પણ પ્રકાશને મળતો તો જા!

**અંધકાર**—પ્રકાશને હું શું મોંઢુ બતાવું પ્રથમ ચોરી તો મેં એમને ત્યાંથી જ કરી છે. ઉલાસનું હરણુ તો મેં ત્યાંથીજ કર્યું છે.

**કંચન**—ભાઇ બેનને દીકરો આવ્યો છે.

**અંધકાર**—ભલે સો વર્ષનો થાય. હવે તો હું જાઉં છું, મારા ઉપર સદાને માટે અમીદ્રષ્ટિ રાખજો. હવે તો હું અવળુ પગલુ માંડીશ, એવો સ્વપ્ને પણ ખ્યાલ ન લાવશો. માતા પિતાને પ્રણામ કરી વિદાય.

અંધકારસિંહના ગયા પછી રાજા સુંદીરપ્રતાપે રાજા સુમનચંદ્રના દરબારમાં ખબર મોકલ્યા કે અમો સર્વે ખુશીમાં છીએ તેમજ આપણુ ઇશ્વર કૃપાએ ખુશીમાંજ હશો! અહીં અંધકારસિંહ આવી ગયો, અમો સર્વને હળી-મળી પાછો ગયો, એના આવ્યાથી એની માતાને હર્ષનો થયો, પણ એણે તો આશાજ મુકી છે કે મને કોઇ કન્યા દેશેજ નહિ, એમ સમજી પોતે વરવાની ઇચ્છાજ કરતો નથી. અરે હાય! હુંતો કુંવારોજ રહીશ એવા નિસાસા નાંખી ગયો છે, જેથી એની માતા ભરપુર દિલગીરીમાં હતી, પણ તેના શરીરને સુખશાન્તિના વધારાનું કારણ એ બન્યું છે કે, અંધકારના આવ્યા પહેલાં અમારી દિકરી પ્રકાશે પુત્રને જન્મ આપ્યો છે એવા હર્ષના સમાચાર મેં આજે બ્રાહ્મણની સાથે મોકલ્યા છે. આપ અમો સર્વના પ્રણામ વાંચજો.

લંકાની હદ છોડી, નૌકાની વાટે સમુદ્ર તરી પોતે હિંદુસ્તાનના કિનારા ઉપર આવી પહોંચ્યો. ત્યાં સમુદ્ર સ્નાન કરી, પવિત્ર થઇ પુજન કરી, અંધકારસિંહ પોતે ઘોડેસ્વાર થઇ મનમાં અનેક તર્ક વિતર્ક કરતો વારંવાર વિચાર કરતો ધિમે ધિમે વાસુકી વન શોધતો ચાલ્યો. એક તરફથી અભયમલ ઉલાસને ગજબસિંહ ગહનને અને ગિરીરાજ ઉલ્લાસ તથા સહનને શોધતા તેમજ તે સર્વે, પાપી અંધકારસિંહને પણ શોધતા નિકળી પડયા છે, સર્વે આશરે આશરે અને આશાએ ફર્યા કરે છે અને શુરવીર અંધકારસિંહની માફક નીડરપણું ઉભે રસ્તે ચાલ્યો જાય છે. જેને મનમાં કોઇનો ડર નથી, માત્ર અમરસિંહ સિવાય એવામાં સામો મળ્યો ગજબસિંહ, ગજબસિંહની ઉમ્મર સોળ સત્તર વરસની છે. અને અંધકારસિંહની ઉમ્મર પચ્ચી સત્તાવી વરસની છે.

અંધકાર ગજબને ઓળખે છે. પણ ગજબ અંધકારને ઓળખતો નથી. કોઇ રાજા હશે અગર રાજાનો ભાયાત હશે એમ ભ્રાંન્તી પડવાથી ગજબ પુછે છે હે માનવંતા મહાશય આપ કોણ છો તે મને જણાવો. ( છાતીમાંથી અવાજ કહાડી જોરથી જવાબ દે છે. )

**અંધકાર**—ગજબસિંહ, અલ્યા અળશીયા સરખા ગજબસિંહ હું છું કાળો નાગ. તમો સર્વેનો શત્રુ. થઈ જા મારા સામો બોલાવ તારા સર્વ સાથ સંબંધીને ક્યાં છે ગિરીરાજ !

**ગજબસિંહ**—અમો કેવી રીતે તમારા શત્રુ છીએ અને તમે કેવી રીતે અમારા શત્રુ છો એની મને હજુ સુધી સમજણ પડી નથી. તે મને સમજાવો એટલે હું તમને જમપુરીનો સહેલો રસ્તો દેખાડું, સમજશો નહિ કે આ નાનુ બાળક છે અને હું મોટો પાડા જેવો છું. વરૂ જેમ વાઘનો પ્રાણ કાઢી નાંખે. શલભ જેમ સિંહની દાઢમાંથી સ્વાદ લઇ લે, તેમજ હું તને દેખાડુ છું. આજ ધોળે દહાડે તને દેખાડુ છુ. ગગનના તારા ! મેં તને ઓળખ્યો, પાપીઆ અંધકારસિંહ તારા બોલ ઉપરથી મેં તને ઓળખ્યો, ક્યાં છે ઉલાસતારા. એમ કહી વિજળીની માફક ચળકતી તલવાર ખિંચી, લેઉંછું તારા પ્રાણ !

**અંધકાર**—શાબાશ ગજબસિંહ શાબાશ, ઓળખ્યો તો ખરો. પણ હવે જે તુ મને પુછે છે તેનો જવાબ સાંભળ, મારા દુષ્ટ અને ધિક્કારવા જેવા સ્વભાવને લઇને અને મારા અધમ આચરણને લઇને જે ઉલ્લાસને મેં પ્રાણથી પણ અધીક માની હતી તેને સુર્ય ઉદય થવાથી આજ મેં મનથી મારીજ નાંખી છે. તને સમજાયુ તો હશેજ કે સુર્ય ઉદય થવાથી અંધકારનો નાશજ થાય છે. હવેતો તલવારોની તાણાતાણ કરવી એ મિથ્યા છે. હુંતો મરીજ ગયેલો છું હવે મને મારવાનો રહ્યોજ નથી, હુંતો અમરસિંહની ફુંકે ફાટી ગયો છું. ઉલ્લાસ બેઠી છે અમરસિંહના ખોળામાં, ત્યાં તે કલોલ કરે છે.

જ્યારે તું મારૂ મારૂ અંધકારને મારૂ એમ તન મન કરતો વિલાસના સ્વયંવરમાં આવ્યો હતો ત્યારે તો હું તારા મોં કનેજ ફરતો હતો તે વખત તો તેં મને ઓળખ્યો નહિ તેમ માર્યો પણ નહિ, હવે એ બધું ખોટું છે. આપણ બન્નેનું વહતું વિમાસણ કરાવનાર છે. કારણ કે બદ્ધિ બાજી ફરી ગઈ છે. સ્વયંવરના જીતનાર વિલાસતારાના દિકરા ગજબસિંહે મને શરણ રાખ્યો છે. પુર પરાક્રમિ અમરસિંહે મને માફી બક્ષી ક્ષમા કરી છે. જેથી તે ત્રણે જણનો હું આભારી તથા સદાનો દાસ થયો છું. ગજબસિંહ કહે છે અલ્યા, અમર તથા ગજબ બે તો ખરા પણ ત્રીજો કોને ગણ્યો, અંધકાર કહે ત્રિજી

મહાસતી વિલાસતારા તેણે નમ્ર અને પ્રિય વચનથી બન્નેના મનનું સમાધાન કરનારી તે છે. તું સમજીશ નહિ કે હું શુરભર્યો આવ્યો છું તે આ અંધકારને મારીશ. મારવું કે મરવું તે પોતાના હાથની બાજી નથી. કાંતો તુ મને મારીશ કે હું તને મારીશ. તે બેમાંથી એક વાતનો નિશ્ચય છે. તું મને મારીશ તો તારા મનમાં હર્ષ થશે કે મેં ગુનેગારને માર્યો, પણ જો કદાચ મારે હાથે તું મરી જઇશ, તો તો મને સદા વિમાસણ થશે કે મેં નિરઅપરાધી બાળકનો નાશ કર્યો, માટે લઢવું બંધ રાખ્ય, સમજી જા. હું કહું છું તે અક્ષરે અક્ષર સાચું છે.

અધર્મિ અંધકારસિંહનાં આવાં સત્ય વચન સાંભળી સામો શમશેર તાણી ઉભો રહેનાર તથા પ્રથમથી મરણ આદરી અંધકારસિંહના ગજબના કરનાર ગજબસિંહના હાથમાંથી કુદરતે તલવાર સરી ગઇ. તેજ વખતે તેના હૃદયમાં ભાસ થયો કે નક્રી આ અંધકાર કહે છે તે વાત સાચી છે. નક્કી તે પ્રતાપી અમરસિંહના કરેલા ગુનામાંથી મુક્ત થયો છે, તે મહાન દયાળુ અમરસિંહે તેને માફી આપી છે, વાહ અમરસિંહ વાહ, શું તમારી ઉદારતા, આવા ઘોર કર્મના કરનારને પલકમાં માફી! આપે તો માફી આપી, પણ પરમેશ્વર તેને કેમ માફી આપશે. તે તેને કરેલા ગુનાની સજા કર્યા વિના કેમ રહેશે. વચન સાંભળી અંધકાર કહે છે, નહિજ રહે જરૂર નહિજ રહે, ગજબસિંહ તારી ધારણા સાચી છે. ગુનો કરનારને ઇશ્વરની આજ્ઞામાં રહેલા યમરાજા ગુના પ્રમાણે યોગ્ય સજા કર્યા વિના રહેતાજ નથી. તેમ ગુનો કરનારને તે ભોગવ્યા વિના છુટકો નથી, તેનો પણ મને ડર નથી. કારણકે જગતની આંખથી દેખાય છે. અનુમાનથી ધારણા ધરાય છે. તે ગુનો તો મેં કર્યોજ નથી. હું તો માત્ર ઉલાસને ઉચકી ચારેપાસ ફર્યો છું. હું ભયનો માર્યો જંપીને બેઠો નથી. એજ બેનની સાથે ભાઈ મુસાફરી કરે તે પ્રમાણે તેની સાથે મારૂ ફરવું થયું છે. તેની અરે ખરી ખાત્રી તે ઉલ્લાસને મળવાથી થશે. મારા મુખથી કહેલું સર્વે સાચું છે. ગજબસિંહ સર્વે સાચું છે. છતાં તને સાચું ન મનાતું હોય, હું પાપી અને આ ગુનાનો કરનાર છું એવીજ ખાત્રી તારા હૃદયમાં રહી હોય તો નાંખી દીધેલી તલવાર પકડ પાછી; આવ સામો. સમજીશ નહિ કે તને આ અંધકારસિંહ જીવતો છોડશે, તને મોતેજ ઘેરીને અહીં મોકલ્યો છે એમ માનજે.

ગજબસિંહ—અંધકાર! પાપી અંધકાર! તું આવું લાંબુ લાંબુ ભાષણ રહેવા દે. હું સમજુ છું કે કામી અને વ્યભીચારી પુરૂષો કદી સાચું બોલતા નથી, માત્ર મરણથી મુક્ત થવાને માટેજ તે અવળુ સવળુ ભાષણ

કરે છે. ક્ષત્રિયો હથિયાર ઉઠાવ્યા પછી મરણથી ડરી પાછો પગ કદી ધરતા નથી. એમ કહી ગજબસિંહે તલવાર પકડી. સામી અંધકારસિંહે પણ ચપસીને ઝાલી, ત્યાં જેમ વકરેલા વાઘ બાઝે તેમ ગાજતા ઘુમતા વાંકી ચુંકી તલવારો ફેરવતા, સામ સામી એક એકની નજરને ચુકાવતા, જાણે હમણાં ઝટકેથી મારશે! તે વખતે ઉલાસની શોધમાં નિકળેલો ગિરીરાજ આવ્યો. આવો દેખાવ જોઇ દુરથી અવાજ કરી બોલ્યો. સબુર! સબુર! ક્ષત્રીવીરો સબુર! શામાટે એક એકનાં શીર ઉતારવાં પડે છે!

ગિરીરાજ આવ્યો ને અંધકારસિંહ ઘોડેસ્વાર થયો, તે એમ સમજીને કે આવ્યો ગિરીરાજ! આતો એકનું ઓષડ બે, જો કે આ બન્ને બાકળ છે એટલે મને મારી શકવાના તો નથીજ. પણ કદાચ એમને હાથે મારૂં મરણ થશે, ખેર થશે તેની તો કાંઇ ચિન્તા નહિ, ક્ષત્રીઓને લઢતાં મરવું એજ શ્રેષ્ઠ અને યોગ્ય મરણ ગણાય છે, લઢતાં મરે છે. તેને ઇંદ્રની અપ્સરાઓ મળે છે. આખર સ્વર્ગનું અચળ સુખ મળે છે. પણ જગતમાં કહેવાશે કે કાળા મોંનો મરી ગયો, કાળે મોંઢે મરી ગયો, એને નાનાં નાનાં બે છોકરાએ માર્યો. મને ઉમેદ છે કે હું ઉલાસને મળીશ. ત્યાં સબંધીઓની સમક્ષમાં એમ કહેવરાવીશ, કે આ અંધકારસિંહે, તોછડી વાણીથી તથા કડવાં વચનથી મારો તિરસ્કાર કર્યો છે સિવાય કોઇ પ્રકારે મારો અધમ અપરાધ કર્યો નથી, કદાચ એ બંન્નેમાંથી એક પણ બાળક મારે હાથે મરશે તો મારા ગુનામાં વધારો કર્યો એમ કહેવાશે. મારે પણ પાછળ પશ્ચાતાપ કરવો પડશે. આમ વિચાર કરતો અંધકાર બાજુ ઉપર ઉભો છે તે વખતે આવેલો ગિરીરાજ ગજબસિંહને ઓળખી પુછે છે કેમ ભાઇ આ કોણ છે! તારો શત્રુ?

ગજબ—મારો એકલાનો નહિ, પણ સર્વ ક્ષત્રીનો શત્રુ લંકાનો ડાંધીઓ કુતરો એ અંધકાર છે.

ગિરીરાજ—અરે માર કુતરાને! તેજ વખત વાસુકી વન તરફ અંધકાર આગળ અને ધુળ ઉછાળતા, શિયાળની વાંસે જેમ દીપડાં નાસે તેમ નાસતા બંન્ને પાછળ!

અંધકારસિંહનો ઘોડો પાણીદાર હતો તેની દોડવાની ઝડપ જબરી હતી, તે ઘણોજ આગળ વધી ગયો, ગજબ ગિરીરાજની દૃષ્ટિ મરીયાદાથી પણ પાર ગયો ત્યારે તે બે જણના ઘોડા ધીમા પડયા ત્યારે ધીમા ધીમા ચાલતા, તર્કવિતર્કથી વિચાર ગોઠવતા ચાલતા. એવામાં અભયમલ સામો મળ્યો, તેજ વખતે વીર ક્ષત્રિયોએ એકએકની ખબર પુછી.

**અભયમલ**—આજ આણી તરફ શું વિચારમાં તથા શા કારણથી નિકળ્યા છો ?

**ગજબસિંહ**—કારણ તો તમારા નિકળવાનું અને અમારા નિકળવાનું એકજ છે. અમે નિકળ્યા છીએ, ઉલ્લાસની શોધમાં, તમે પણ તેજ કારણથી નિકળ્યા હશો ?

**ગિરીરાજ**—બસ એજ, ઉલાસની શોધ બીજી કાંઈ નાહિં.

**અભયમલ**—શાહબાશ વીરા ! તમારી પરોપકાર વૃત્તિને ધન્ય છે, સદાય તમારાં હૃદય આવાંજ રાખજો ખોળતાં ખુણે ખચકે કોઈ પણ જગાએ જરાય ભાસ થયો કે નહિ !

**ગજબસિંહ**—અંધકાર સાથે મારી મુલાકાત થઇ, જેણે વાતમાંજ આંટીઓ ઘુંટીઓ વાળી અજબ ગોટાળા વાળી મને તો ઘુંચવી નાંખ્યો.

**ગિરીરાજ**—પછી તો મારી મુલાકાત થઈ, તે વખત તે જીવ લઇને નાઠો, તેને ઝાઝીવાર થઇ નથી. તે અમારી નજર બહાર થયો, ઘોડા ધીમા પડયા ને તરત તમો આવ્યા.

**અભયમલ**—આપણે ત્રણે ચાલો તેજ રસ્તે, હમણાં પકડીએ છીએ જનાર ક્યાં છે, ઉલાસ પણ તેના સંગમાંજ હશે ?

**ગજબસિંહ**—ના તે તો ગઇ અમરસિંહની પાસે, હવે તો તેનાં ગાત્ર પણ નરમ લાગે છે ?

**અભયમલ**—તે બડો કાબેલ અને બે વચની છે. બડો દાવ પેચવાળો છે. એ પેસે કાંઇ અને નીકળે કાંઇ એવો છે. હળાહળ જૂઠો છે. એની વાત જરાય માનવા જેવી નથી, ઉલાસને ઝાડીમાં સંતાડે અને આપણી સાથે મુલાકાત કરી જાય, માટે નજરે જોયા વિના બધુ કાચુ !

**ગજબસિંહ**—મેં તેને પ્રથમ કદી જોએલો નહિ, હું તેને ઓળખું પણ નહિ, મારી અને એની તો આ પહેલીજ મુલ.કાત એટલે એના સ્વભાવને હું શું જાણી શકું, એની પ્રકરતીને કેમ પરખી શકુ !

**ગિરીરાજ**—હવે તો વાતો મુકી રસ્તો કાપો, એટલે આગળ જતાં હાથ આવશે.

**અભયમલ**—હા બાઇ એમજ કરો ! એ વાત સાચી છે, એણે તો ઘણા જણને ભુલ ભુલવણીમાં નાંખ્યા છે.

**ગિરીરાજ**—હવે તો ઝડપજ રાખો નહિ તો જીતી બાજી હારશો, આરે આવેલું વહાણુ બુડશે. ત્રણે સાથે સાથે ઉતાવળા ચાલવા લાગ્યા.

ઘણે વરસે સંગ થએલાં, સહન, ઉલ્લાસ, તથા અમરસિંહ એક એકને દિલાસો આપતા વાતો કરતા ચાલે છે, તેવામાં સહને સ્વામીને પુછ્યું, પ્રભુ જ્યારે આપ વિલાસતારાના સ્વયંવરમાં આવ્યા અને ગિરીરાજનું કહેવું થયું કે, કે મહાનપુરૂષ આપ સ્વયંવરની સરતો જીતી, મારી બેન વિલાસતારાને વરો! ત્યારે આપે કહ્યું કે ભલે જેને વરવાની ઇચ્છા હોય તે સ્વયંવર જીતે હું તો ત્રણ સ્ત્રિયો પરણ્યો છું. તે હું અને ઉલ્લાસ બે તો ખરી પણ ત્રીજી કઇ! અને તે ક્યાં છે?

**અમર**—નારી સહનતારા, એક તરફથી ભાગ્યશાળી છું અને બીજી તરફથી નિર્ભાગી છું, એક તરફથી ભાગ્યશાળી એમ છું કે મને એકએકથી ચઢીઆતી અને કાંન્તિદાર કન્યાઓ પ્રાપ્ત થાય છે. પણ પરણ્યા પછી તે વિયોગ દુઃખને પામી હેરાન થાય છે. તે તમારાથીજ શું અજાણ્યું છે.

**સહનતારા**—અમારી એ બેનનું નામ શું છે?

**અમરસિંહ**—એ તો મારી આ બેન કહેશે; કહો બેન ગુણવંતી.

**ગુણવંતી**—સહનબા, એ ગગનસિંહ રાજાની પુત્રિનું નામ ગહનતારા છે. અને પુત્રનું નામ ગજબસિંહ છે.

**સહનતારા**—વાહ સ્વામિ વાહ, વાહ નાથ વાહ, તમે તો સામાના મનના મનોરથ પુરા પાડનાર પ્રભુ છો.

હું તથા ઉલ્લાસ બંન્ને, જ્યારે આપને મળવા માટે અતી ઉલ્લાસથી આપનીજ શોધને માટે, જંગલે જંગલ પુરૂષ પોશાગમાં ફરતાં હતાં, ભટકતાં હતાં, એ અમારી છેલ્લી મુસાફરીમાં, ખરા પહાડમાં સર્પને આકારે વહેતી એક નદી આવી, તે જોઈ શ્રી ગંગાજીનાં દર્શન કરી વસ્ત્ર સંકોરી, અમે બંન્ને બાળાઓએ તે નદીમાં સ્નાન કર્યું જ્યારે અમે નાહીને બહાર નીકળવાની તૈયારીમાં હતાં, તેજ વખતે નદીના કિનારે પણ પહાડથી ઢંકાએલા ગીરીગઢ ગામના રાજા ગગનસિંહની રાણી ગોરસબા મેંનામાં બેસી નદી સ્નાન કરવા આવ્યાં, એમને જોઈ અમે ઝટ બહાર નીકળી પડયાં અને અમારાં વસ્ત્ર બદલવા લાગ્યાં તે વખતે એ અમને એકી નજરે જોઈ રહ્યાં હતાં, અમે વસ્ત્ર બદલી ત્યાંથી જવાની તૈયારી કરતાં હતાં, તે વખતે તે ગોરસબાએ અમને અવાજ કરી પોતાની પાસે બોલાવ્યાં, એમ સમજીને કે આ કોઇ ઉમદા કુટુંબના બાળકો છે. તેમને મેમાન તરીકે આપણા રાજમાં રોકવા જોઇએ, એમ વિચાર કરી અમને અતી આગ્રહ કરી ત્યાં રોક્યાં પણ ખરાં, તેમ પોતાની પાલખી સાથે ઘર તરફ સાથે લઈ ચાલ્યાં, જેમ જેમ અમે ગામની નજીક આવતાં ગયાં તેમ તેમ તેની શોભા

જોઇ અતી આનંદ માનવા લાગ્યાં, ત્રણ પર્વતના ઘેરાવની વચમાં આવેલું એ ગીરીગઢ ગામ, શંકરના નાના સકડા કૈલાસ જેવું દેખાતું હતું, તે ત્રણે પહાડની ટોચો ઉપર ત્રણ મહેલ હતા, તેની શોભાનું વર્ણન તો અમો શું કરીએ, એજ રાણી ગોરસખાની પુત્રીનું નામ ગહનતારા હતું. તે રાતને દિવસ તમારા નામનો જાપ જપ્યા કરતી હતી, તેનું રૂપ તો જાણે પાર્વતીની પુત્રિ ઓખા! એમજ કહેવાતું હતું, તેજ ગહનતારા સાથે આપ ગાંધર્વ લગ્ન કરી વર્યા હો તો તો પરદુઃખ ભંજન ખરા.

**અમરસિંહ**—હા હા! એજ નારી એજ આજ આઠ વરસ થયાં તેને પણ મેં ગંગાને કિનારે આવેલા વાસુકી નામના વનમાં એકલી નહિ, પણ પ્રસવેલા પુત્રને પાસામાં સોંપી સુવારી છે. તે બાળકનું મેં ફરી મોં પણ જોયું નથી.

અરે હું નિર્ભાગી, દઃખીઆરો માણુસ કયાંથી દેખી શકુ. અરે નસીબ!

હે ભગવાન્ હે પ્રભુ તે સુંદીર નાર શું કરતી હશે. મારા વિયોગે સુકોમળ સુંદરી શા આધારે જીવતી રહી હશે. જો જીવતી હશે તો નિરંતર મારો જાપજ જપ્યા કરતી હશે. તેનો બાળક તો અત્યારસુધી ભાગ્યેજ હોય? હે અંધકાર! પુર્વના પાકા શત્રુ અંધકાર! તારા શરીરના તો કરોડો કડકા કરવા જોયતા હતા. એમ સંભારી રાજ કુમાર અમરસિંહ રૂદન કરવા લાગ્યો. જેનાં પડતાં આંસુને ઉલાસતારા ખોળામાં ઝીલતી અને સહનતારા પોતાના વસ્ત્રથી લહોતી બેઠી છે, તે બન્નેની આંખમાંથી પણ ચોધાર આંસુ ચાલ્યાં જાય છે તે જોઇ ગુણવંતીનું હૈયુ હાથ રહ્યું નહિ તે પણ રોવા લાગી, અરે હાય! આ બાપ્ર કહેતો હતો કે મારૂ નામ દઃખીઆરો છે તે વાત ખરી. ખરેખર દઃખીઆરો જ છે. પાકો દઃખીઆરો છે. બન્ને પતીવ્રતા સ્ત્રીયોના આશ્વાસનથી થોડી વારે અમરસિંહ રોનો બંધ રહ્યો, તેને સહનતારા કહેતી જાય છે, મારા હૈયાના હાર સાથીઓને સંભારી સંભારી આવું તો તમે ઘણીએ વાર રોયા હશો. જ્યારે એકાંન્તમાં રોયા હશો ત્યારે તમને કોણે છાના રાખ્યા હશે, વળી અંધકારને તમારે શું કરવા સંભારવો પડે?

**અમરસિંહ**—ના કેમ સંભારૂં. કદાચ હુંતો ન સંભારૂ પણ એ અભાગીઓ હૈએ આવ્યા વીના કેમ રહે, સાંભળો નારી, એક માણુસ બીમાર પડયો, દીનપર દીન વ્યાધી વધતો ગયો પણ આરામ ન થયો. ત્યારે વારાફરતી સગાસબંધીઓ મિત્ર દોસ્તદારો આવતા ગયા. અને જે જે દવાઓ બતાવતા ગયા તે તે દવાઓ જંગલે જંગલ ભટકી પોતાના વહાલેશરી માણુસો લાવ્યા, લાવેલી જંગલની જડીબુટ્ટીઓને વાટી, ઘુંટી, કુટી, લસોટી શરીર લગાવતાં

પણ તેને આરામ ન થયો, શરીરે ચોપડવાથી કે મસળવાથી કે પીવાથી કોઇ પણ રીતે આરામ ન થયો ત્યારે સગાં સમ્બંધીઓએ કહ્યું, ભાઇ હવે તો કોઈ સારા વૈદની દવા કરો! મંદવાડીઆએ કહ્યું ભાઇ તમો સર્વે કહો તેની કરૂં. સર્વે મળી વિચાર કરી નિશ્ચય કર્યો કે આ પાસેના ગામના પંકાતા નામે ફલાણા છે તે ઘણા હોંશિયાર છે તેમની દવા કરો! ત્યારે મંદવાડીઆએ કહ્યું સારૂ ભાઇ કોઇનું ડમકુ, ગાડુ ભાડે ઠરાવી લાવો અને મને લઈ ચાલો, સર્વે સગાએ કહેવા પ્રમાણે ગોઠવણ કરી તેને લઇ ગયા, બીજે દીવસે સવારમાં વૈદને ઘેર પહોંચ્યા તે વખતે વૈદનું ઘર તો ભરચક દરદીઓથી ભરેલું હતું. ત્યાં જઇ વૈદની પાસે બેસી મંદવાડીઆના એક સગાએ વૈદને કહ્યું ભાઇ અમો દુરથી આવ્યા છીએ અને પાછું દુર જવાનું છે માટે આ દરદીને તપાસી દવા આપો એટલે અમે જઇએ.

**વૈદ**—બેસો ઘોડા તાંણી ઝાલો! દરદીને તપાસી લેવો એ કાંઇ સહેજ નથી. એમાં તો કેટલા વિચાર કરવા પડશે. વારંવાર નાડી જોઇ નસે નસેથી રોગને પરખીને દવા આપવી પડશે. તમને કાલે રજા મળશે આજતો તમારે સર્વને ભૂખ્યાને તરસ્યા આખી રાત પડયા રહેવું પડશે.

**સંગાથી**—તમે તે દવા કરો છો કે એક પ્રકારના ગુનાની સજા કરો છો!

**વૈદરાજ**—દવા ગણો તોય એ છે અને તમારા મનથી સજા માનતા હો તો પણ એજ છે. સર્વને ભુખ્યા રહેવું પડશે. મટશે તો જરૂર રામબાણ મટશે પણ અમારે ત્યાંની ચરી જરા આકરી છે.

**સંગાથી**—ચરી આકરી હોઇને તેની તો જરાય ફિકર નહિ કારણ કે તે દરદીને પાળવાની છે. પણ તેના કરતાં આ વિધી વધારે આકરી છે. ભૂખ્યો રહે તો એકલો દરદી ભૂખ્યો રહે અમારો શો ગુનો?

**વૈદરાજ**—દરદીની સાથે આવ્યા એજ! દરદીની સાથે આવવું હતું ત્યારે પ્રથમથી અમારા ઠાકોરની રજા મંગાવી લેવી હતી. ઠાકોર બહાર ગામના માણસને પોતાના ગામમાં દેવતા પાડવા દેતા નથી. દેવતા પાડયા વિના બનતું હોય તે બનાવીને ખાઓ તેને માટે ઠાકોરની ના નથી.

**સંગાથી**—એનું શું કારણ; એ કાંઈ સમજવામાં આવતું નથી.

**વૈદરાજ**—કારણ એજ કે દેવતા પાડવાની સખત મના. તમારે ઘેરથી દુધનું કરીને ભાથા તરીકે લાવ્યા હો તે ખાવાની ઠાકોરની ના નથી.

**બીજો સાથી**—દેવતા પાડવા દેતા નહિ એ એમની શી હદ!

**વૈદરાજ**—ગામમાં લ્હાય થાય તેનો કોણ જવાબદાર!

**સંગાથી**—આ ગામમાં દેવતાજ નથી પડતો, આખુ ગામ દેવતા વિના ચલાવી લેતુ હશે, ઠાકોર પણ કાચા ચણા ચાવીને રહેતા હશે?

**વૈદરાજ**—દેવતા તો પાડે, પણ જોખમે, તમે પણ લ્હાયનું જોખમ માથે રાખો તો તમને પણ હાલ રજા મળે.

**સંગાથી**—ઠાકોર ક્યાં રહે છે ભાઇ!

**વૈદરાજ**—અહીંથી બાર ગાઉ છેટે.

**બીજો સાથી**—ભાઇ હવે જવા દયો જક, અત્યારે હવે બાર ગાઉ જવાતુંય નથી, અને રજા લવાતીએ નથી. કોઇ સારૂ પર્વ હોય તો અપવાસ નથી કરતા તો આજે જાણે અપવાસજ કર્યો હતો, હવે સાંજ પડવા પણ આવી છે. સુખે દુઃખે એક રાત કહાડી નાંખીશું.

વાતો કરતાં સાંજ પડી સર્વે સુઈ રહ્યા, સવાર થયું ઉઠયા, દાતણપાણી કરી વૈદરાજના મોં કને હાજર થયા, આ મંદવાડીઆની નાડી જૂવો દવા આપો અને અમને રજા આપો! વૈદરાજે હાથ ઝાલી નાડી જોઈ, વળી પાછી ફેર જોઇ, પાછી ફેર જોઇ.

**સંગાથી**—કેમ વૈદરાજ, રોગની કાંઈ સમજણ નથી પડતી કે શું?

**વૈદરાજ**—ન પડે એમ તે હોય, રોગ તો છેજ પણ કઈ નાડીમાં ભરાયો છે તે હું શોધું છું, ફિકર ન કરશો હવે જડયો છે, બરાબર પકડાયો છે.

**સંગાથી**—સારૂ તારે કહી દયો, સારી દવા આપી દયો, સાથે ચરી શી પાળવી તે પણ કહો!

**વૈદરાજ**—(દર્દિને પુછે છે) કેમ ભાઇ હમણાં પંદર વીસ દહાડામાં ઉંટ ઉપર બેઠા હતા ખરા!

**દર્દિ**—હા, મહારાજ, હમે તો બહાર ગામ જઇએ છીએ ત્યારે ઉંટ ઉપરજ બેસીએ છીએ. ઉંટ વિના અમને બીજુ સાધન કયાંથી મળે.

**વૈદરાજ**—આજ મોકાણુ માંડી, બારે રોગ ભરાયો. ચરી સખત પાળવી પડશે, દવા લાંબા દહાડા ખાવી પડશે. ઉંટ ઉપર બેસવુંજ ન જોઇએ, કદાચ બેસવું પડે તો અવળે મોંઢે બેસવું, પુંછડા તરફ મોં રાખવું, અને મોં તરફ પુંઠ રાખવી, તો દોષ ન લાગે.

**દર્દિ**—હશે જે થયું તે ખરૂં, મારી ભૂલ્ય થઇ, હવેથી કોઈ દિવસ ઉંટ ઉપર નહિ બેસુ અને બેસીશ તો અવળે મોંઢેજ બેસીશ અને ચરી પણ બરાબર પાળીશ.

**વૈદરાજ**—ચરી પાળવી સહેજ નથી એ તો બહુજ આકરી છે.

**દર્દિ**—ગમે તેવી આકરી હશે પણ હું પાળીશ.

**વૈદરાજ**—શાબાશ, ફિકર નહિ, મટશે પણ જરૂર, જૂવો સાંભળો! ઘેર જઇને ગળીનો કાળો દોરો ગળામાં ધુપ દઇને બાંધજો. એ વીધી, અડઇઆં છાણાની રાખ પાવલીભાર લઇ તેને લુગડે ગાળી ફાકી જવી એજ ઓષડ.

**સંગાથી**—શાબાશ વૈદરાજ ધન્ય છે, દવા તો ઘણીજ સરસ જેમાં પાઇનું એ ખરચ નહિં, પણ ફાકતાં જરા આકરૂ લાગશે ખરૂ.

**વૈદરાજ**—આકરૂ લાગે તો પાણી કરીને પી જવું.

**સંગાથી**—વાહ વાહ! આ તો સેહેલું ને સટ કેમ ભાઈ!

**દર્દિ**—ભાઇ કિમીયાગર વિના કુંચી કોણ બતાવે! સારૂ થયું તે અહીં આવ્યા. બધી બારીઓ ખુલ્લી થઇ ગઇ, માત્ર ચરીની બાબત રહી. શું ખાવું ને શું ન ખાવું, તે રહ્યું.

**વૈદરાજ**—ખાવા ન ખાવાની બાબત જ નથી, માત્ર સંભારવાની બાબત છે. યાદ કરવાની બાબત છે. ધ્યાન કરવાની બાબત છે.

**દર્દિ**—બહુ સારૂ ત્યારે તે કહો એટલે સમજાય, શું સંભારવું અગર શું ન સંભારવું!

**વૈદરાજ**—ઉંટ, ઉંટ, અડાયાં હાથમાં લેવાં, તેને સઘડીમાં નાંખી સળગાવવાં તે બળી જાય આખર રાખ થાય, ધીમે ધીમે થંડી થાય, તે લસોટાય, પછી કપડાથી ચાળી લેવાય ત્યાર પછી પાણી કરી પીવાય, ત્યાં સુધીમાં એકે વાર ઉંટ યાદ ન આવવું જોઇએ. મનમાં ઉંટનો સંકલ્પ ન આવવો જોઇએ વિચાર પણ ન થવો જોઇએ. મનમાં વિચાર આવ્યો કે દવા રદ ગઇ એમ સમજવું.

**સંગાથી**—અહાહાહા ચરી બહુ આકરી, ભારે ચરી ભારે ચરી, ઉંટ તે સાંભર્યા વિના નજ રહે! જેને સંભારવાની ના કહે તે તો વહેલી સાંભરે! ખાલી ગયો બધો બહાર ખાલી ગયો, ચાલો ઘેર.

**અમરસિંહ**—કેમ શાણી સહનતારા, તે દર્દિને ઉંટ યાદ આવ્યા વિના રહે?

**સહનતારા**—દર્દિને ઉંટ યાદ આવ્યા વિના ન રહે, તેમ આપને એ અંધકાર પણ યાદ આવ્યા વિના ના રહે.

**અમરસિંહ**—યાદ આવ્યા વિના ના રહે એમ નહિ એમ ન કહો, કે અંધકાર યાદ આવ્યા વિના રહેજ નહિ.

**સહનતારા**—હા હા એમજ અંધકાર યાદ આવ્યા વિના રહેજ નહિ.

**અમરસિંહ**—શાબાશ નારી, તેજ કારણથી હું દઃખીઆરો છું, બેન ગુણવંતી એજ કારણથી હું દઃખીઆરો છું, આ બંન્ને સ્ત્રિયોનો મેળાપ

થતાં, મારે અડધું દુઃખ તો ઓછું થયું પણ હજી જ્યાં સુધી ગહનતારા નથી ત્યાં સુધી પણ દુઃખીઆરોજ છું, અને પુત્ર વિયોગે તો અપાર.

**ગુણવંતી**—ભાઇ, તમે રાજકુમાર છો, ઉંચા કુળમાં જનમ્યા છો અને ઉંચી પદવીને પામ્યા છો, મારે તમને તો કોઇ ઉમદા નામથી બોલાવવા જોઇએ, પણ તેતો મને કપરૂ લાગશે, મેં તો પ્રથમથી ભાઈ કહ્યા છે એટલે ભાઇજ કહીશ, આપ માઠું ન લગાડશો. તેમ મારા ઉપર પણ માઠું ન લગાડશો ભાઇ!

**અમર**—ના ના બેન તું મને ભાઈ કહે છે, એ તો મને માઠું નથી લાગતું પણ ઉલટુ સારૂ લાગે છે. ભાઇ લ્યો લાવો કહે છે તે કરતાં ભાઇ લે લાવ કહે તો મને એથી પણ વધારે હર્ષ રહે, અને હું પણ તને તે રીતેજ બોલાવું તોજ મને વધારે હર્ષ થાય, પ્રેમમાં તુંકારો એ અતી આનંદનો અવસર છે. અતી ઉમળકાનો શબ્દ છે. કાનને અતીપે મધુર લાગે છે. માટે તું બોલ બેન બોલ્ય!

**ગુણવંતી**—ભાઇ, તમે સારૂ સમજીને અને ઉંડો વિચાર કરીને તે નામ સ્વિકારી લીધું છે. પણ તે દુઃખનો હવે છેડો આવ્યો છે, હવે લાંબા દહાડા સહન કરવાનું નથી, થોડા દિવસમાં તો તેનો અંતજ આવશે, અને પાપી અંધકારસિંહને તેના પાપની સંપૂર્ણ સજા થશે.

**અમર**—એને તો જે સજા થવાની હતી તે થઇ ચુકી, હવે વધારે કાંઈ થવાનું નથી, કારણ કે હું તો તેને સાફ શબ્દથી ક્ષમા આપી ચુકયો, જેમાં તેને સ્હાયભૂત થનાર બાળક ગહનસિંહ અને એની મા વિલાસતારા હતાં.

**ગુણવંતી**—ભાઇ ગહનસિંહ તથા વિલાસતારા એ બંન્ને તમારાં પુર્વના લેણદાર અને સાચા સગા તથા સબંધી હશે જેથી વચમાં આવ્યાં અને તેથી જ તમે તેને ક્ષમા આપી પણ પાપની પુરી સજા થયા વિના, પ્રભુ તેનો પાર લાવતા નથી.

**અમર**—બેન, એ પુર્વના સાચા સગા શી રીતે મનાય; રસ્તાના જનાર અને ધારેલી ધારણામાં વચ્ચે આડે આવનાર વહેરી ગણાય; હશે જે થયું તે ખરૂ તેને માટે હું કાંઇ હર્ષ શોક કરતો નથી, હવે તો ગહનતારાને શોધતા આગળ ચાલો!

**ગુણવંતી**—હા ભાઇ, હવે તો તેમજ કરવાનું રહ્યું છે, તમને વરી તમારી થએલી નારી ગહનતારા તથા પુત્રની ભાળ્ય મળી એટલેજ દુઃખનો છેડો સમજજો. તે પણ શ્રી હરીની સંપૂર્ણ કૃપાથી આવવાનો છે.

**સહનતારા**—સ્વામી, તમારી અતી વહાલી તારાનું નામ ગહનતારા છે વળી આ બાળકનું નામ ગહનસિંહ છે. ગણતાં તેની ઉમ્મર પણ તેટલીજ છે,

વળી શુરો પણ તમારા જેવો છે. જેથી મને ભ્રાંતિ પડે છે કે બાળક તમારોજ ન હોય, જરા યાદ કરો, ખુબ ધ્યાન કરો વિચારો, કાંઇ નામ નીશાની યાદ આવે છે !

**અમર**—હા નારી, થોડું થોડું યાદ આવે છે તો ખરૂ, એ ગહનતારાના ઉદરથી પ્રસવેલા બાળકનું નામ મેંજ પાડયું છે, અને તે પણ ગહનસિંહજ પાડયું છે—અહાહા હે ભગવાન જેવી ગહનતારા જેવો ગહનસિંહ, તેવીજ તારી ગહનગતી, વાહ ત્રીલોકીના નાથ વાહ કાંઇક પગલું જડયું ખરૂ. નારી સહનતારા હવે મને ચોકસ યાદ આવે છે કે એ પુત્ર મારોજ હશે, પણ તમે મને ટાચો મારીને કહ્યું કે તમારી અતી વહાલી ગહનતારા તે શું ? કે માત્ર સ્ત્રિયોનો સ્વભાવ કે કાંઇ બીજું ? નહિ નહિ સ્ત્રિયોનો સ્વભાવજ, ઝેરીલો, શોકઓના ખાર બીજુ કાંઇજ નહિ.

**સહનતારા**—ગમે તેમ સમજ્યા હો સ્વામી, પણ હૃદયમાં રોષ ન લાવશો ! મારા ઉપર ક્રોધ ન કરશો મને સદાને માટે ક્ષમા આપજો. હું તો અબળા છું, અણુસમજણુની ભરેલી છું, અજ્ઞાન છું. મને બોલતાં ન આવડે તેથી બોલાઇ જવાયું હશે, તેને માટે હું આપના પગમાં પડું છું. સ્વામી, મારા ઉપર જરાય ઉંચુ મન ન કરશો. આપનું મન ઉંચુ થયું તો મારાં તો દરિયામાં ઝાઝ ડુબી ગયાં જેવું થયું. આભલું પડે છે હાથ ઉંચો રાખજો.

**ઉલ્લાસતારા**—બેન આમાં કોઇ પ્રકારે સ્વામીનો જરાય દોષ નથી, કારણુ કે એ ગહનતારાના મુખનો ચૅહેરોજ એવો મોહક છે કે જેનું વર્ણન ન થાય એ ગહનતારા મારા સ્વયંવર વખતે ત્યાં આવી હતી તે સાત દિવસ મારી સાથે અને મારા સહવાસમાંજ રહી હતી, એ બોલતી ત્યારે મોંમાંથી ફુલ ગરતાં હતાં, અને હસતી ત્યારે ગાલે આછા આછા ખાડા પડતા હતા, એની અલબેલી છબી તો હજી પણ મને યાદ આવ્યાજ કરે છે.

**અમર**—શાહબાશ નારી ઉલ્લાસ તમારૂ બોલવું અક્ષરે અક્ષર સાચું છે. જેને જોઇ બ્રહ્મચારીઓનાં બ્રહ્મચર્ય અને તપસ્વીઓનાં તપ છૂટી જાય છે.

**ઉલ્લાસ**—ખરૂ છે નાથ એને દેખી અમો સ્ત્રિયો મોહ પામી ગઇ તો પુરૂષો મોહ પામે તેમાં શું નવાઇ ?

**સહનતારા**—તને પણ ખુબ હવાઇ ચઢી બેન, શું આ વિલાસતારા સમાન તો નહિ.

**ઉલ્લાસ**—તારી ગતી તો થોડી છે બેન થોડી છે. ઇંદ્રની અપ્સરા, જેવી રંભા ઉર્વસી અલંબુશા અને પ્રભા પાર ન પામે તો વિલાસ તે કોણુ ચીજ એની શું વિસાત !

**સહન**—બેન ત્યારે આપણો તો હિસાબજ શો ?

**ઉલાસ**—જરાય નહિ.

**સહન**—આપણી તો ત્યાં ગણત્રીજ શી ?

**ઉલાસ**—લેશ માત્ર નહિ.

**સહન**—ફિકર નહિ બેન, સ્વામીને સદા આધીન રહીશુ તો પુરણ સુખને પામીશુ, તુ રહેજે વિલાસની સેવામાં અને હું રહીશ ગહનની સેવામાં.

**ઉલાસ**—ભૂલ્યાં બેન ભૂલ્યાં બોલતાં ભૂલ્યાં, વિલાસ આપણી સહચર અને શિષ્યત્ર છે પણ તે કયાં આ અમરસિંહને વરી છે.

**સહન**—કેમ, નહી પોતેજ કહે છે કે ગહનતારાનો પૂત્ર ગહનસિંહ, અને તેણેજ એ વિલાસનો, સ્વયંવર માતાવત જીત્યો એટલે શું થયું જરા વિચાર તો કરો બેન ?

**ઉલાસ**—હા એ વાત તો ખરી, એતો મારા હૃદયમાં બરાબર આવ્યું. ચાલો ઈશ્વર સ્હાય કરશે.

**અમર**—પ્રાણવલ્લભાઓ, તમે પાણી પહેલાં મોજડાં શું કરવા ઉતારો છો ? વિચાર વાયરાના ઘોડા આટલા બધા ઉતાવળા શું કરવા દોડાવો છો. મનમાં માઠુ શું કરવા લગાડો છો, એ બંન્ને કરતાં તમે જરાય ઓછાં નથી, તમે મારા મનથી અને તનથી જરાય અળગાં નથી તેમ છેટાં પણ નથી. વળી તમે વાતમાં તો સાંભળી ગયાં કે એ ગહનતારાને મારો મેળાપ ન થયો હોત તો તે પરાણે પ્રાણ કાઢી દેહત્યાગ કરત પણ બીજાને વરત નહિ, તેથીજ તેને સ્વીકારવાની ખાસ જરૂર પડી છે બાકી નહિ તો સ્ત્રિયોનો કાંઇ હાર કરવો હતો, અને વળી વધારે રૂપાળી તે વધારે દુઃખદાઇ એ નક્કી છે. વિલાસનું તો શું થયું અને શું થશે તે ઇશ્વર જાણે.

**સહન**—અમો અબળાઓ ઉપર સદા નજર રાખજો નાથ !

**અમર**—પ્રેમદાઓ સાંભળો ! મારૂં હૃદય કહે છે. અને મેં નજરે પણ જોયું છું, કે કેટલુંક તમે જાતે અને કેટલુંક મારે માટે અતી સંકટ ભોગવ્યું છે. એવી દુઃખની ભાગીદાર દારાને અંતરથી અળગી કેમ કરાય ! શાણી સહન ! !

**ગુણવંતી**—ભાઇ, તમે કહો છો એ સાચું છે, અને આ બાળાઓને પણ તમારા દીલની સંપૂર્ણ ખાત્રિ છે, વળી એમના ભાગ્યમાં ભોગવવા લખેલું સંકટ તે પણ ભોગવઇ ચુકયું છે; હું ધારૂં છું કે તેનો છેડો આવ્યો છે. અને થોડાજ વખતમાં સર્વને સુખનો સુર્ય ઉદય થશે. અને જો ગહનતારા નહિ મળે તો મારે બહુ દુઃખ થશે.

**અમર**—અહા ! ખરૂં છે બેન પણ તે વાતે તું જરાય ફિકર ન રાખીશ. તને શ્રી હરી સ્હાય કરશે. તું તારા ભાગ્યે આ દઃખીઆરાના ટોળામાં ભળી એટલે તને પણ પાપના છાંટા ઉડયા, છતાં તું કહે છે કે તમારા સર્વના દુઃખનો છેડો આવ્યો તેમ તારા દુઃખનો કેમ નહિ આવે, માટે ચાલો આગળ જો કાંઈ કરતાં ગહન મળે !

**સહન**—તેનું બીજું એકે નિશાન આપને યાદ છે નાથ !

**અમર**—શ્રી ગંગાજીને કિનારે અને વાસુકી નામના વનમાં એ બાળકનો જન્મ થયો છે, એવું તો મને ચોકસ યાદ છે—

સહન તથા ઉલાસ બંન્ને બોલી નાથ ! ત્યારે તો હવે મળતાં વાર શી ? માત્ર રામાં ટામાં કરીએ છીએ એટલોજ વિલંબ છે.

**અમર**—તમે કહો છો એ ખરૂં છે, ચાલો ત્યારે ઉતાવળ કરો. એમ કહી ચારે જણુ સંગાથે ચાલ્યાં.

જુઓ શ્રી લક્ષ્મિપતીની લીલા ! જુવો કૃપાસિંધુની કૃતિ. સૌ શોકમાં, સૌ દુઃખમાં, સૌ સંતાપમાં, આ અદભૂત નાટકનો નાયક અંધકારસિંહ તો અતી સંતાપમાં. સમય આવ્યે સૌનો સંતાપ ઓછો થવાનો છે પણ અંધકારસિંહનો ઓછો થવાનો નથી. વાસુકી વનમાં તો રો કકળ ! ગહનસિંહના ગુમ થયા પછી, વહનતારાને ક્ષણ માત્ર ગોઠયું નહિ, પળે પળે પ્રાણ આકળવિકળ થઈ જાય છે, મન મુઝઇ જાય છે, ગાભરી ગાભરી આમથી આમ દોડે છે, ગહનના વિયોગે વહન તો અતી અફ્સોસમાં ફરે છે. મુખે શ્રી હરીને સંભાર્યા કરે છે, એ અકળ લીલાના સ્વામીનો જાપ જપ્યા કરે છે, અરેરે આજ મારી આ દશા ! આ બાળક મારો તો નથી, મેં તેને જન્મ તો નથીજ આપ્યો, એટલે એ મારો દીકરો તો નજ કહેવાય ! આજે પંદર દિવસ થયા એના સમાચાર પણ મળતા નથી, શ્રી ભગવાન, શ્રી ભગવાન, શ્રી ભગવાન.

આવી વિહ્વળ થએલી વન્હીની સહચરીઓ પણ સંતાપ કરવા લાગી, તેમ બેન વહનતારાને આસ્વાસન આપવા લાગી, બેન વહનતારા કલ્પાંન્ત શા માટે કરો છો, બાળક બહાદુર છે, કાંઇ આડો અવળો ચઢી ગયો હશે, ત્યાંથી હમણાં આવશે ! વહનતારા કહે છે બેનો તમો સર્વે સત્ય કહો છો, મને ધિરજ આપો છો. એ ઠીક છે. અતી સુખદાઇ છે, પણ જો મારો વહાલો ગહન નહિ આવે તો માયાના મારને લઇને આ અસહ્ય દુઃખમાં નહિ જીવાય, મારો જીવ ફૂટકી જશે, હું ગાંડી થઈ જઇશ, જેમ માયાના સંગી માયાનો સ્પર્શ થવાથીજ ગાંડા બની જાય છે. તેમજ મને પણ થશે, આ બાળકને

હું ચોરી લાવી છું ચોરીનો માલ ચંડાળે જાય ને પાપી હાથ ઘસંતો થાય, અરે ભુલું છું. ચોરી લાવી તો નજ કહેવાય, કારણ કે મેં તેને જોયો તે વખતે તેના સાત દિવસના સુકોમળ અંગને સાચવનાર તેની પાસે કોઇ હતું જ નહિ, હે પ્રભુ ગુનો ગણતા હો તો મને ક્ષમા કરજો. પણ ગહનને તો મેળવજો. શ્રી ભગવાન.

વહન કલ્પાંન્ત કરે છે, કોઈ ગાંડીની માફક ગાભરી ગાભરી ફરે છે તેના સમાચાર છેક વાસુકી નાગ સુધી પહોંચ્યા તે પહોચાડનાર પણ વહનની સહીયરોજ સમાચાર સાંભળી વાસુકી ભગવાન કહે છે, જાઓ છોકરીઓ તમો એને સમજાવીને મારી પાસે લઇ આવો! સંદેશો સાંભળી સહીયરો બોલી સારૂ દાદા; કહી ઇધર ઉધર ફરતી વહનની પાસે આવી કહેવા લાગી, બેન તમને દાદાજી બોલાવે છે, હા આવું છું કહી સઘળી સહીયરીઓની સાથે પિતાજીની પાસે આવી પગે લાગી.

**વાસુકી**—કેમ બેટા ઉદાસ છો?

**વહનતારા**—પિતાજી, આપણો ગહન ગુમ થયો છે, તેને અગિયાર દિવસ થયા તેના કોઇ રીતના સમાચાર મળ્યા નથી.

**વાસુકી**—તેની કોઇ રીતે ફિકર કરવા જેવું નથી, એ જ્યાં ગયો હશે ત્યાંથી, થોડાજ વખતમાં આવશે, જેણે નાગ લોકના કુંન્ડનું આછમન કર્યું છે, તેના શરીરને કોઈ રીતે અડચણ આવવાની નથી. એની સાથે સંગ્રામ કરી ત્રિલોકમાં કોઇ જીતનાર નથી, કોઇ કપટ કરી તેને મારનાર નથી, કોઇ કપટ કરી ભુલ ભૂલાવણામાં નાંખી ગોંધનાર નથી, કોઇ વાતે જરાય ચિન્તા ન કરવી, જેને ઉપવીત, અર્પાઈ ગયું છે, તથા ગુરૂ બ્રહસ્પતિના મુખના મંત્ર જેના કાનમાં પ્રવેશ થઇ ગયા છે. તે બાળક શતનજીવી છે. ફિકર ન કરો ચિન્તા ન કરો! વાસુકી નાગ દિકરીને શાંતી કરવા આ વચન કહે છે. તે વખતે ગહનસિંહ તથા વિલાસતારાને લઈ હોડી ગંગાને કિનારે અને વાસુકી વનના આરા ઉપર આવી, હોડી અને હોડીમાંથી ઉતરતાં માણસને જોઇ ગહનતારા વિસ્મય પામી ગઇ; અહા આ શું. આ કેવો સુંદર બાળક એની માતા પણ રૂપનો અંબાર છે. જેની શોભાનું વર્ણન કરી શકાય એમ છે. જાણે જાંબુવતીની આંગળીએ વળગી સાંબ આવતો હોય, જાણે મૃદાલશાની આંગળીએ વળગી અલર્ક આવતો હોય, અને જાણે રાણી તારામતીની આંગળીએ વળગી રોહિત આવતો હોય એ શોભા, શું શોભા, શું એના મુખની કાંન્તી, અરે આતો ચાલ્યાં ને હું તો જોતીને જોતી રહી; આરાનાં પગથીયાં ચઢી વાસુકી નાગના વનમાં દાખલ થઇ ગયાં, આજ આઠ વરસ થયાં. આ જમાનામાં આવી

ચઢી છું ત્યારે આજ એ બાળકને જોઇ આનંદ પામી, એ વિચાર કરતાં ગહનની આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યાં. સતી દેવી તરીકે જે ઓળખાય છે અને પુજાય છે. તે ગહનતારા સુંદર શલ્યા ઉપર ઉભી રહી આંખમાંથી આંસુ ગેરવતી શ્રી સુર્ય દેવના સામુ જોઇ ઉભી છે. અહીં ગહનસિંહ તથા વિલાસતારા બેઉ વાસુકી ભોવનમાં આવી ગહનસિંહે દાદાને પ્રણામ કર્યા. તેજ વખતે વિલાસતારા પણ વિવેકથી નમી.

**વાસુકી**—ભાઇ તમે ક્યાં જઇ આવ્યા, અને અનુપમ બાળાને ક્યાંથી, શી રીતિ અને શા હકથી લાવ્યા ?

**ગહનસિંહ**—દાદા આ મારી સાથે આવેલી એ પર્વતપુરના રાજા પહાડસિંહની પુત્રિ છે. તેને વરાવવા માટે તેના પિતાએ સ્વયંવર રચવા પોતાના પુત્ર ગિરીરાજને આજ્ઞા કરી હતી, તે ગિરીરાજે સારો શુશોભીત મંડપ રચ્યો હતો, અને તેને જીતવાની સરતો આકરી અને અટપટી ગોઠવી હતી. તે સ્વયંવરની ખબર પડવાથી, તથા અનુપમતા અને રૂપગુણની ખ્યાતી સાંભળી શુમાર વિનાના માણસો આપણા વનની પાસે થઇને જતા હતા, તેમને પુછવાથી આ સઘળી વાતની મને ખબર પડી. એ સ્વયંવર મંડપ જોવા, તે કોણ જીતે છે કેવી રીતે જીતે છે તે જોવા અને જાણવાને તેમને પગલે પગલે હું તેમની સાથે ગયો. ત્યાં તો મંડપ ખીચો ખીચ ભરાઇ ગયો હતો, વીસ રાજકુમાર તો હાર પામી લજવાઇ હેઠા ઉતર્યા હતા. અને પહાડસિંહનો પુત્ર ગિરીરાજ પોકારે પોકાર કરી રહ્યો હતો. છે કોઇ ખરો ક્ષત્રિ બાળ, છે કોઇ રૂડા રાજનો કુમાર ! આવી ધાંટા ધાંટ થઇ રહી છે. વીસ રાજકુમાર હારી હેઠા બેઠા પછી કોઈ ઉભાજ થતા નથી. કોઈની હીમ્મતજ ચાલતી નથી. કેટલાક ક્ષત્રિયો એમ પણ કહેતા હતા કે અમરસિંહ વિના કોઇ જીતે એમ નથી. છેવટ ગિરીરાજ ઉદાસ થઇ ગયો અને નિસાસો નાંખી ધિમા અવાજથી બોલ્યો છે કોઈ ક્ષત્રિઓની લાજ રાખનાર ! છે કોઇ ફરશુરામની કરેલી નક્ષત્રિ પૃથ્વિને સબીજ કરનાર ! શ્રી હરી, શ્રી રામ. શ્રી સરવેશ્વર ભગવાન, આ વાક્ય મારે કાને આવાં કઠોર વાક્ય સાંભળ્યાં ગયાં નહિ જેથી હું બોલ્યો. હે ગિરીરાજ કોઇ પણ રાજા અગર રાજકુમાર હિમ્મત બીડતો હોય તો ભલે નહિ તો હું આ સ્વયંવરની સરતોને નિશાનથી આંકીશ, તોડવાનાં નિશાન હશે તે તોડીશ, અને વિલાસતારાને માતાવત જીતીશ. જેને ઉમેદ હોય તે ઉભા થાઓ. હું ઉપર ચઢ્યા પછી હેઠો ઉતરીશ નહિ મારા ઉપર ચઢ્યા પછી જે મને પાછા ઉતરવાનું કહેશે તેનું અપમાન થશે, અને મારા સામી હઠ કરશે તેનું મ્હોત પણ થશે. ઘણીવાર સુધી કોઇ ઉભુ થયું નહિ. ત્યારે ગિરીરાજે મને તે કામ

કરવા પરવાનગી આપી, તે વખતે વળી ગિરીરાજે મને પુછ્યું કે આપ પિતાનું નામ જાણતા હો તો મને બતાવો! મેં કહ્યું હું પિતાને ઓળખતો નથી.

**ગિરિરાજ**—ત્યારે ઓળખે કોણ?

**ગહનસિંહ**—જાણે મારી માતા. અને ઓળખે પણ મારી માતા.

**ગિરિરાજ**—તમારી માતાનું નામ શું?

**ગહનસિંહ**—તેને પણ હું ઓળખતો નથી તેમ તેમનું નામ પણ જાણતો નથી.

**ગિરિરાજ**—આ સઘળું સત્ય કહો છો!

**ગહનસિંહ**—ખરેખર સત્ય, જૂઠું તો અમે કદી બોલતાજ નથી; તેમ જૂઠું શાને કહે છે તે અમો જાણતા પણ નથી.

**ગિરિરાજ**—ત્યારે એ સર્વનો મેળાપ કયારે અને કેવી રીતે થશે?

**ગહનસિંહ**—સર્વનો મેળાપ શ્રી સર્વેશ્વર ભગવાન કરશે ત્યારે થશે. શ્રી હરી કરશે ત્યારે થશે.

**ગિરિરાજ**—બહુ સારૂં તમો આ કામ કરવા સાવધાન થઇ જાઓ? તમારા જીતવાથી હું રાજી છું તેમ મારી બેન પણ રાજી છે.

**ગહનસિંહ**—દાદા ગિરીરાજના કહેવાથી હું નિશાન પર ચઢયો અને જ્યારે મેં ધનુષ ઉપર બાણ ચઢાવ્યું, ત્યાં તો વાણીઆના વેષમાં અમરીઓ ઉગ્યો, અમરસિંહ આવ્યો ત્યાં તો સભામાં ભારે ઘોંઘાટ અને કલાહોલ થઇ રહ્યો, વાહ અમરસિંહ વાહ, ભાઇ વિલાસતારાનું ભાગ્ય તો ખરૂં તે વિના અમરસિંહ આવે કયાંથી? આ સ્વયંવરનાં નિશાન તો અમરસિંહ આમ તોડી નાંખશે. તડાકાબંધ તોડી નાંખશે, ભાઇ ગિરીરાજ હવે આ બાળકને નિચે ઉતારો અને રાણા અમરસિંહને આજ્ઞા આપો! એમ હાખકોર થઈ રહ્યો, એ સોરબકોરની સાથે ગિરીરાજના મુખમાંથી વચન પણ નિકળી ગયાં કે અરે બ્રહ્મચારી બાળક આપ નીચે ઉતરી જાઓ, હવે તો આ કામ સભાજીત શુરવીર અમરસિંહ કરશે. તેજ વખતે સભામાંથી એમ પણ અવાજ થયો કે, શું કરશે કરશે કરી રહ્યા છો ગિરીરાજ! આ તમારી કરેલી કરામત કાંઇ જેવી તેવી નથી, તેમાં અંધકારસિંહથી હેરાનગતીને પામેલા અમરીઆની તો નાંખી નજર ના પહોંચે, જીતે તો કદાચ એ બ્રહ્મચારી બાળકજ જીતે નહિ તો તમારી ધારેલી ધારણા ફોગટ? બાકી અંધકારસિંહ હોય તો કાંઇક આશા તેના પર રખાય ખરી?

વાસુકી—ભાઇ ગહનસિંહ, આવાં ગિરીરાજનાં કાળજાને કંપાવે તેવાં વચન કોણ બોલ્યું હશે તે કાંઇ સમજાયું ?

ગહનસિંહ—તે વખત તો ન સમજાયું, પણ પાછળથી તો સમજાયું કે એ શબ્દોનો ઉચ્ચારનાર પણ અંધકારસિંહજ !

વાસુકી—એ અંધકારસિંહ કોણ હશે ભાઈ ?

ગહનસિંહ—અંધકારસિંહ એ અમરસિંહનો પાકો શત્રુ અને પુર્વાવતારનો પાકો વહેરવી.

વાસુકી—શત્રુ શી રીતનો ! પવિત્ર ઉલાસતારાનું વારંવાર હરણ કરનાર એજ અંધકારસિંહ.

ગહનસિંહ—અમરસિંહની અર્ધાંગના એનો એ રીતે શત્રુ. વળી ફરીને ગિરીરાજ મારી તરફ નજર કરીને બોલ્યો, કેમ બાળ બ્રહ્મચારી હેઠા ઉતરો છો કે નહિ ? તે સાંભળી મારૂં મગજ ફાટી ગયું, મને અતી ક્રોધ થયો, ત્યારે હું સર્વને કંપાવતો ભયંકર ગર્જના કરી બોલ્યો, ખબરદાર ગિરીરાજ બસ કર તારૂં બોલવું બંધ કર, હવે તારાથી એક શબ્દનો પણ ઉચ્ચાર થશે નહિ, અને આ બાળ બ્રહ્મચારી તારા કહેવાથી ઉતરશે નહિ.

તું ને તારા સર્વ સંગાથીઓ પાણી ઉછાળતા હથીઆરબંધ થઇ જાઓ ! ઉભા રહો મારા સામા હવેથી ફરી એક ઉચ્ચાર સાંભળીશ તો તારૂં માંથુ ધડ ઉપરથી નિચે ઉતારીશ. મારા બોલ સાંભળી ગિરીરાજ તો શાંન્ત થઈ ગયો, થરથરી ગયો, તેને સભામાં આવેલો શિયાળવો અમરસિંહ, સિંહ કહેતાં મને શરમ તો લાગે છે પણ ક્ષત્રિયોનાં નામ સિંહ શબ્દ સાંધ્યા વિના ઉચ્ચાર કરાતા નથી તેટલાજ માટે મારે અમરસિંહ કહેવું પડે છે નહિ તો એને અમરિયોજ કહેવો જોઇએ, એ અમરિયો ગિરીરાજને કહે છે, ભાઈ ગિરીરાજ ડરવું નહિ, શોચ કરવો નહિ, છાતીએ હિમ્મત રાખી શાંન્ત રહેવું, બાળકના બોલ મન ઉપર લેવા નહિ, પણ આપણું કામ કર્યા કરવું. અને સમજવું કે બાળકબુદ્ધિ છે, નાનો બાળક જ્યારે કોઇના ઉપર ક્રોધાયમાન થાય છે ત્યારે આંખમાંથી આંસુ કહાડતો જાય છે અને મારૂ મારૂ ઉચ્ચારતો આમથી આમ દોડતો જાય છે. બાળકનું જોર માત્ર આંખમાંથી આંસુ કહાડવા જેટલું અને દોડમદોડા કર્યા જેટલુંજ હોય છે, ધીર પુરૂષે બાળકના સામું સદા શાંન્ત રહેવું. બાળક બહુ હઠીલો છે.

સભામાં બેઠેલા સર્વ રાજાઓના કહેવાથી ગિરીરાજે મને રજા આપી, ભાઇ તમો સ્વયંવર જીતવા તૈયાર થઇ જાઓ, તમો જીતશો તો અમારી સુક્રી-

મળ બેન તમારા પિતાની સાથે વિધીપુર્વક લગ્ન કરશે, પરવાનગી મળતાંની સાથે મેં ફેર ધનુષ ઉપર બાણુ ચઢાવ્યું, તેની પણુછ ખેંચતાં ટંકાર થયો, ટંકાર થતાંની સાથે ત્રિલોક ખળભળી ઉઠયું, સમુદ્રનું પાણી ઉછળવા માંડયું. સભામાં બેઠેલા સર્વ રાજાઓ આસનો ઉપરથી ઢળી પડયા, માત્ર એ હીજડા અમરિયાનાં તો હથિયારજ હેઠાં પડી ગયાં, તેજ મેં બાણુ છોડયું, જેથી સંજ્ઞા કરેલાં નિશાન છેદઇ ગયાં, હાલી ઉઠયાં, સ્વયંવર જીતાઈ ગયો, સભામાં જય જયનો પોકાર થયો; (આંગળી કરીને) આ મારી માતાએ મને ઉંચકી ખોળામાં બેસારી દીધો.

**વાસુકી**—શહાબાશ દિકરા શહાબાશ ? બેટા વહનતારા, હવે આ બાળક સર્વ વાતે પરીપુર્ણ થયો છે. માટે તેને તેનાં માબાપને સોંપવો જોઇએ.

**વહનતારા**—પિતાજી હું પણુ તેનાં માબાપને ઓળખતી નથી. મેં કોઇને દીઠાં પણુ નથી, માત્ર હું તો ગંગાને કિનારે રહેનારી બાઇ સતી નામથી ઓળખાતી, સ્ત્રિનેજ દેખું છું. જેનાં વાક્ય સર્વ લોકને ફળે છે, સર્વની આશાઓ પુર્ણ કરે છે. હજારો અને લાખ્ખો લોક તેનાં દર્શન કરવા આવે છે, અખાત્રિજને દિવસે તો મોટો મેળો ભરાય છે, તે દિવસે તો માણુસ આપણા વનમાં માતું પણુ નથી.

**વાસુકી**—એવી સતી અને પતિવ્રત્તા સ્ત્રિયોના હૃદયમાં સર્વ વાત રમી રહેલી હોય છે, જેના અંતરમાં પ્રકાશ હોય છે. ઈશ્વરની કૃપાએ જેનાં ચક્ષુદિવ્ય હોય છે. માટે તેનેજ પુછો તેમને પુછો તે તમને એ બાળકનાં માબાપ બતાવશે.

પિતાજીનાં વાક્ય સાંભળી વહનતારા, વિલાસ તથા ગહનસિંહને લઇ ગંગાના કિનારા ઉપર આવી. જ્યાં ગહનતારા સ્વામિની વાટ જોતી સુર્યનાં દર્શન કરતી પથ્થરની છાટ ઉપર ઉભી છે. તેને નમન કરી વહનતારા બોલી, માતાજી આ નાગપુત્રિ વહનતારાનાં આપના ચરણુમાં પ્રણામ છે.

**ગહનતારા**—સર્વે શતન જીવો ! બોલો કાંઈ અંતરની ઇચ્છા ? જે શ્રી જગદીશ્વરની કૃપાથી પુર્ણ થાય છે.

**વહનતારા**—માતાજી, આ બાળકનાં માબાપ કયાં હશે અને કેવી સ્થિતિમાં હશે ? જેને હું ઓળખતી નથી.

**ગહનતારા**—અહાહાહા, દર્પણુમાં જોતાં મારૂં પોતાનું મુખ દેખાય છે તેવુંજ આ બાળકનું દેખાય છે. શ્રીહરી, બેન જ્યારે પુત્ર તમારો નથી તેનાં માબાપને તમો ઓળખતાં નથી, તો તે બાળક તમારી પાસે આવ્યો શી રીતે .

**વહનતારા**—આજ આઠ વરસ થયાં એક રાત્રિની વખતે નિકળેલી હું, આ રસ્તે થઇને જતી હતી, તે વખતે પત્રમાં સુવારેલો અને પત્રથી ઢંકાએલો વળી ભોજપત્રથી આચ્છાદન કરેલો બાળક મારી નજરે પડયો, એનું ખડખડાટ હસવું અને રમવું જોઈ મને અતી પ્રિતી ઉત્પન્ન થઇ જેથી હું ભોજપત્ર સાથે વીંટી ચાલતી થઈ.

**ગહનતારા**—એ ભોજપત્ર ઉપર કાંઇ લખેલું ?

**વહનતારા**—માત્ર ગહનસિંહ, એટલુંજ લખેલું હતું, તે ઉપરથી મને અનુમાન થયું કે, આ બાળકનું નામ ગહનસિંહજ હશે. માટે મેં પણ તેજ નામ રાખ્યું.

**ગહનતારા**—તમો કોણ, કોની પુત્રિ અને કયાં રહો છો ?

**વહનતારા**—હું વાસુકી નાગની પુત્રિ, આ વનમાંજ રહું છું, અને મારૂં નામ વહનતારા છે.

**ગહનતારા**—શહાબાશ, વહનતારા શહાબાશ તમે તો પુર્વજન્મનાં સાચાં સબંધી દેખાઓ છો ? મારા પણ તમને પ્રણામ છે. ભાઇ ! ગહનસિંહ, ગહનસિંહ કહેતાં મહાસતી ગહનતારાની આંખમાંથી આંસુ નીકળવા માંડયાં.

**ગહનસિંહ**—હે દેવી, હે નારાયણી, હે ભગવતી, આપને એવું કેમ ઘટે ?

**ગહનતારા**—ભાઇ એકવાર મને માતાજી કહીને બોલાવો ?

**ગહનસિંહ**—(પ્રેમથી) માતાજી.

માતાજી કહેતાંની સાથે ગહનતારાની છાતીને ઢાંકતી ચોળી ચિરાઈ ગઈ, તેનાં સ્તનમાંથી દુધની સેરો નીકળવા લાગી, તે ગહનસિંહના વિકાસેલા મહોડામાં પડવા લાગી, ત્યારે ચોધાર આંસુથી રોતી ગહનતારા પુછવા લાગી, કેમ બેન વહનતારા તને સમજાયું કે આ બાળકની માતા કોણ છે ?

**વહન**—હાહા કેમ નહિ, સાચી માતા વિના કુદરતે છાતી ફાટે નહિ, અને બાળક પયપાન કરે નહિ. માટે આ બાળકની માતા તમે પોતેજ.

**ગહનસિંહ**—માતા વિલાસ, આજ આઠે વરસે મારી માતા જડી, હવે પિતા પણ જડશે, કેમ માતા ગહનતારા મારા પિતાનું નામ શું છે ?

**ગહનતારા**—( રોતી બંધ રહીને ) ભાઈ, સઘળી વાતના ખુલાસા તારા મોં કને કરીશું. આપણે એકાન્ત બેસી અમારી સુખ દુઃખની વાત તને કરીશું અને વખત આવ્યે તારા દઃખીઆરા બાપને પણ બતાવીશું કે જગતમાં જેનો જોટો નથી.

સતી માતાનાં વચન સાંભળી પ્રસન્ન થઇ વહનતારાએ રજા માગી, તે વખતે ગહનસિંહ ગહનતારાના ખોળામાંજ બેઠેલો હતો, તેને વહનતારા કહે છે. કેમ ભાઇ આવો છો ?

**ગહનસિંહ**—હવે તો હું આ મારી માતાના સહવાસમાં રહીશ, ઇચ્છા થશે તો રમતો ફરતો તમારી પાસે આવી જઇશ ને મારા દયાળુ દાદાનાં દર્શન કરી જઇશ, આ વિલાસ માતાને તમારી સાથે લઇ જાઓ ?

**વિલાસ**—ના ભાઇ, જ્યાં તું ત્યાંજ હું ! હું પણ અહીંજ રહીશ.

**ગહનસિંહ**—બહુ સારૂ માતાજી, જેમ ઇચ્છા, પણ ત્યાંતો રંગભૂવન છે અને અહીં તો વગડો છે. ત્યાં સુખ છે, અને અહીં સંકટ છે.

**વિલાસ**—જે હશે તે હું માણીશ, પણ તું ત્યાંજ હું ! હું તો અહીંજ બેઠી, જાઓ વહનબેન તમો ! (વહન ગઇ).

**વાસુકી**—(વહનને જોઇને) કેમ બેન આવી ? એ બાળકનાં માબાપ જડ્યાં ?

**વહન**—હા પિતાજી બાપનો તો પત્તો નથી, પણ માતા તો એજ સતી !

**વાસુકી**—બેન આપણુંય ધન ભાગ્ય કે વાસુકી નાગના વનમાં સતીનો વાસ.

**વહન**—સત્ય છે પિતાજી એ સતીના આવ્યા પછી તો ઘણા માણસોનો આવર જાવર થયો છે, વન ભર્યુંને ભર્યું રહે છે; વનની શોભા પણ વધી છે. આ એક મોટું જાત્રાનું ધામ થઇ પડયું છે.

ઝાઝે વરસે જેની ઝાળજંપી છે, એવી ગહનતારા આનંદ પામી, બાઇ ગહનને પુછે છે. બેટા ગહન, આ કામદેવની સ્ત્રિ અતી રૂપાળી વિલાસ બાળા કોણ છે એ તને ક્યાંથી અને શી રીતે પ્રાપ્ત થઇ ?

**ગહન**—એ પણ મારી માતા છે.

**ગહનતારા**—બાપ પહેલો બેટો એ વાત કેમ મનાય અને કેમ બને ?

**ગહનસિંહ**—એ પર્વતપુરના રાજા પહાડસિંહની પુત્રિ જેને હું સ્વયંવર મંડપમાં જીત્યો છું અને માતા કહી બોલ્યો છું. જેથી એ મારી માતા થઇ ચુકી, એ મારા સુભાગી પિતા જ્યારે જડશે ત્યારે તેમની સાથે સર્વદેવની સાક્ષીએ વરશે.

**ગહનતારા**—ભાઇ તારા પિતા તો દુઃખિયારા છે, જેના ભાગ્યમાં સ્ત્રિ સંબંધી તો સંકટજ છે. પણ હું માનું છું કે હવે એ દુઃખનો અંત આવશે ખરો, એવી ધારણાનો ઉજાસ મારા હૃદયમાં થાય છે.

**ગહનસિંહ**—માતાજી તમારાં વચન સત્ય હો, સર્વનાં દુઃખ નિવારણ હો. અને આ વિલાસતારા ઉપર પ્રભુ પ્રસન્ન થાઓ.

**વિલાસ**—ભાઈ ગહન, આ મોટાં બેનને જોઇ અને તને રમાડી સદાને માટે રાજી થઇ છું. મારા ઉપર પ્રભુની કૃપા થઈ ગઇ છે.

ગહનસિંહ અને વિલાસતારાના સંગથી અને સહવાસથી ગહનતારાને દીલાસો મળ્યો. તે વખતથી તેના દિવસ આનંદમાં જવા લાગ્યા, ધિમે ધિમે, તેની સુકિરતી સારી શ્રષ્ટિમાં ફેલાઈ ગઇ, અને આછા આછા માણસોના સંઘ સદાને માટે ચાલતાજ રહ્યા. સતી દેવીનાં દર્શનનો પ્રતાપ ઘણો છે. એમ સમજી સમજુ માણસોની આવર જાવર વધારે ને વધારે થવા લાગી, દુનિઆનો સઘળો આનંદ એકજ ખુણામાં ઉભરાયો. આ સતી માતાની કિર્તિ, કમરસિંહને કાને આવી, કે જે અમરસિંહનો બાળ મિત્ર હતો. અમરના મહેલમાં રહેનારી દાસીની સાથે તેનું લગ્ન થયું હતું. લગ્ન થયા પછી પોતાનાં સાસુ સસરો થોડા કાળે દેવલોક થયાં હતાં, અને રાજગાદી તો પ્રથમથીજ પોતાના કબજામાં આવી ગઇ હતી, મુળ પ્રધાનનો પુત્ર અમરનો સંગ અને અનુભવ એથી રાજ ચલાવવામાં પ્રવીણ થયો હતો, તે સર્વ વાતે સુખી થયો હતો. માત્ર એકજ વાતે દુઃખ માનતો હતો. તે ફક્ત અમરનો વિયોગ.

એ કમરસિંહ એકવાર મધ્ય રાત્રીએ જાગ્યો છે. અને પલંગમાં બેઠો બેઠો વિચાર કર્યા કરે છે. અરે હા! હે શ્રી હરી, આપે મને સર્વ વાતે સુખી કર્યો છે, શરીરે સુખી એ નર સર્વ વાતે સુખી છે. હવે મારા અંગને ભર જૂવાની આવી ગઈ, તે નમતી પણ થવા લાગી પણ સ્ત્રિને પેટે પુત્ર રત્ન ન થયું. હે જગદીશ હવે તો સામુ જૂવો? અરે આ હું શા વિચાર કરૂં છું, હું અમરની શોધમાં નીકળેલો માણુસ ક્યાં સપડાઇ ગયો. મારો બાળપણનો સ્નેહી અમરસિંહ તો હજી સર્વ વાતે દુઃખીજ છે. એને સ્ત્રિ તરફનુંજ દુઃખ છે તો પુત્ર તો કયાંથી હોય. શ્રી હરી, શ્રી હરી, શ્રી હરી.

ફિકર નહિ એકવાર શ્રી સતી માતાનાં દર્શન કરવા તો જવું, કે જે ગંગાને કિનારે વાસુકી નાગના વનમાં છે. વિચારમાં ને વિચારમાં વહાણું વહાયું. પણ પોતે હજી પલંગમાંજ બેસી રહ્યો છે. પણ તેની અર્ધાંગ્ના ઉઠી. પતીનાં દર્શન કરવા આવી, તે બે હાથ જોડી નમન કરી બોલી, નાથ આજે અત્યારના પહોરમાં કેમ ઉદાસ છો!

**કમર**—પ્રિય પ્રેમદા, આજ અર્ધરાત્રીથી હું જાગી ગયો છું. અને વિચારમાં પડી ગયો છું, વિચારના છેડા તાણ્યા તાણ્ કરી રહ્યા છે, એક આમ

ખિંચે છે. તો બીજો આમ ખિંચે છે. આખર એજ નક્કી થયું કે આપણો સંસાર વૃથા છે, ગ્રહસ્થાશ્રમ મિથ્યા છે.

**રાણી**—પતી આપ સમજુ અને વિચારવાન છો; એટલે મારે તો કાંઇ બોલવાનુંજ નથી, આપ જે વિચાર કરતા હશો તે સત્યજ કરતા હશો, એ સઘળી કૃતી ઇશ્વરની છે; તેમાં બીજાનું ડહાપણુ કામ કરી શકતું નથી. સર્વ મનુષ્ય કર્મને આધીન છે.

**કમર**—સુઘ્ર નારી તમો અતી વિચારવાન છો, પ્રેમદા પ્રવિણુ, શાણી સુપાત્ર છો, પણુ આપણુને સંતતિ નથી. એજ મારા વિમાશણનું કારણુ છે.

**રાણી**—અરેરેરે સ્વામિ આ શું, આવા અદકચરા વિચાર આપના હૃદયમાં ક્યાંથી આવ્યા, આ સંસારમાં આપણું તો કાંઇ છેજ નહિ, સઘળી બાજી ઇશ્વરનીજ પાથરેલી છે. બાજી ઢાળે છે પણુ એ અને ઉછાળે છે પણુ એજ, મારૂ કરીને કાંઈ માનવુંજ નહિ. દિકરા દિકરી આપનાર પણુ એ છે. અને રમતને છેડે સંકેલી લેનાર પણુ એજ છે. ત્રિલોકીના નાથ સિવાય બીજાના હાથમાં દોરી નથી. માટે આપનું વિમાસવું વૃથા છે.

**કમર**—પ્રેમદા, મેં એમ સાંભળ્યું છે કે ગંગાના કિનારા ઉપર એક અલૌકીક વન છે. ત્યાં એક સતી પ્રગટ થયાં છે. તેમની સેવા સત્કારથી મનુષ્યને મોં માગ્યાં ફળ મળે છે, કહો તો ત્યાં જઇએ, દેવીનાં દર્શન કરીએ, અને સેવા કરી આશિર્વાદ લઇએ. આ જગતનો બગિચો ખિલવનાર સુશીલ, સુઘડ અને પવિત્ર સ્ત્રિયોજ છે.

**રાણી**—હા નાથ, ચાલો હું તો તૈયારજ છું. આપના કહેવા પ્રમાણે વર્તવા સદા બંધાએલીજ છું.

**કમરરાજ**—બહુ સારૂ સુભાશીની! આજે સઘળી તૈયારી કરો અને કાલે સવારે પ્રયાણુ કરો!

એક બે દિવસમાં સઘળી જાતની તૈયારી કરી, ત્રિજે દિવસે સવારે પ્રભાત થતાં પાંચ પચીસ માણસ સાથે લઇ, શુકન જોઇ ચાલવા માંડયું. ડગલે ડગલે જતાં જાય છે. અને અંતરમાં અનેક પ્રકારના વિચારો આવતા જાય છે. આ રાજાધિરાજની સવારી ક્યાં જાય છે, તેના પણુ વિચારો માણુસને આવતા જાય છે, જેને રાજ્યમાં સન્માન થાય છે. એવા માણસો સામા મળે છે તેની સાથે સત્ય વારતા કહેવાઈ જાય છે, એમ કરતાં ગામની અને ગામની સરહદની બહાર નિકળી ગયા, પછી તો શ્રી ગંગાજી તરફ દ્રષ્ટિ રાખી

ચાલવા માંડયું, પાંચ દશ ગાઉએ મુકામ કરતા જાય છે. શ્રી હરીનું ધ્યાન ધરતા જાય છે; રાત્રિનો થાક ખાતા જાય છે. ભોજન પાણી કરતા જાય છે. તેમ કરતાં ચાલતી મુસાફરીમાં ગિરીગઢ ગામ આવ્યું. તે ગામની ભાગોળે ધર્મશાળામાં મુકામ થયો. સાધારણ ગ્રહસ્થ માણસનો ઠાઠ અને રાજા ધિરાજનો ડિમાક કાંઇ ઢાંકયો રહેતો નથી. રાજા કમરસિંહનો મુકામ થયો એટલે ધર્મશાળાના સેવકો રાજા ગગનસિંહને ખબર આપવા ગયા. રાજ દરબારમાં જઈ રાજાને નમન કરી, ઉભા રહ્યા, ત્યારે રાજાના હજુરીએ પુછયું કે કેમ શું કારણથી આવ્યા છો ?

સેવકો—આજે તો આપણી ધર્મશાળામાં પરદેશી મુસાફર ઉતર્યો છે, તેમના સઘળાં ચિન્હ જોતાં સમજાય છે કે આ કોઇ પણ ગામના રાજા હશે. તેથી આપને ખબર કરવા આવ્યા છીએ. આપ રાજાધિરાજને આ ખબર કરો ! બહુ સારૂ કહી હજુરી દરબારમાં ખબર કરવા ગયો. અને સેવકો ધર્મશાળામાં ગયા, ત્યાં જઇ મેમાનની સારવાર કરવા લાગ્યા. હજુરીથી ખબર મળી કે તરત ગગનસિંહ ઘોડેસ્વાર થઇ ધર્મશાળામાં આવ્યો; પાંચ ઘોડેસ્વાર સાથે રાજા ગગનસિંહને આવતા દેખી રાજા કમરસિંહ મળવા ધસ્યો, બંન્ને જણ અરસપરસ એક એકને મળ્યા. ધર્મશાળામાં આવી, એકજ આસનપર બેસી સુખ દુઃખની વાતો કરવા લાગ્યા.

ગગનસિંહ—ભાઈ, આપ કયાંથી આવો છો, કયાં સિધાવો છો, વિગેરે સઘળી વાર્તા કરો !

રાજા કમરસિંહ પ્રશ્નના ઉત્તર દેતો જાય છે. અને સ્નાન કરવાની તૈયારી થવાથી વસ્ત્ર ઉતારતો જાય છે. વસ્ત્ર ઉતાર્યા એટલે ગગનસિંહે બીજો પ્રશ્ન કર્યો, ભાઇ આ ઘા શાનો છે કાંતો લઢાઇમાં ગયા હતા કે શું !

કમરસિંહ—નાજી લઢાઇમાં તો ગયો નથી, પણ આ ઘા તો સર્વના શત્રુ અંધકારસિંહે કર્યો છે.

ગગનસિંહ—અંધકારસિંહ કોણ ? અને તે સર્વનો શત્રુ શી રીતે કહેવાયો. રાજા આનંદમલ્લની દીકરી ઉલાસતારા જેનું નામ સાંભળીને ડર પામતી હતી તે તો નહિં ?

કમરસિંહ—હા હા એજ ! લંકાનો લાલ કુતરો ? તમે ઉલાસને કયાંથી જાણો ?

ગગનસિંહ—હું તો ઉલાસ અને સહન બંન્નેને ઓળખુ છુ. માત્ર મારાજ ભાગ્યમાં ખામી આવી ગઇ છે.

**કમરસિંહ**—એ બંન્ને બાળાઓનું ઓળખાણ શી રીતે થયું ? અને તમે તમારા પોતાના ભાગ્યની ખામી કેમ કહી.

**ગગનસિંહ**—એક ખામીજ નહિ, પણ તેની સાથે કુડુ કલંક ! એ પણ માત્ર મારી પોતાનીજ ભુલ્ય છે.

**કમરસિંહ**—રાજાધિરાજ તમે તો વાત કરતાં વિશેષ ધુંચવાડો કરી નાંખ્યો, આપ શું કહેવા માગો છો, તે શી રીતે સમજાય !

**ગગનસિંહ**—ભાઈ, ઉલાસ અને સહન એ બંન્ને બાળાઓ અમરસિંહને વરી છે. અને તે બંન્ને રાણા અમરસિંહની શોધ કરતી પુરૂષના રૂવાબમાં અહીં સુધી આવી હતી, થોડા દિવસ મેમાન તરીકે મારે ઘેર રહી હતી, ઓળખાણ પડવાથી તેમનો વેષ બદલાવીને મારે ઘેર રાખી હતી, પણ દિલગીરી એજ કે મારી ગહનનું ગુમ થવું, ઉમ્મર લાયક થતાં પુત્રિયોને નહિ પરણાવનારને મારી માફક પસ્તાવું પડે છે.

**કમરસિંહ**—તમે તો વર ખોળતા હશો ? અને દિકરી ઉતાવળી થઇ, કેમ એજ કે બીજુ ?

**ગગનસિંહ**—પ્રથમ તો મારો વિચાર સ્વયંવર મંડપ રચાવી વરાવાનો હતો, અમો ઘરનાં સર્વે જાત્રાએ ગયા ત્યાં ડગલે ડગલે એજ વાતો કર્યા કરતા હતા, તેમાં દિકરી કાન દઇને આડી નજરે ધ્યાન આપ્યા કરતી હતી, અમારી મુસાફરીમાં ખબર મળી કે લાહોરના રાજા આનંદમલ પોતાની પુત્રિ ઉલાસ તારાને સ્વયંવર કરી પરણાવે છે, આમથી સ્વયંવરના વિચાર અને સ્વયંવરની ખબર મળવાથી. સર્વનો વિચાર ત્યાં જવાનો થયો, એટલે સર્વાનુમતે એક થઇ ત્યાં ગયા પણ ખરા ! અને રાજા આનંદમલે અમારો સારો સત્કાર કરી પોતાના ખાનગી મહેલમાંજ ઉતારો આપ્યો, ત્યાં મારી પુત્રિ અને તેની માતા બંન્ને સ્વભાવથી હળીમળી તેમનાં ઘરનાંની સાથે એકમેક થઇ ગયાં. અમારા જવાથી ઉલાસના આત્માને અતી આનંદ થયો. મારી ગહન અને ઉલાસ એ બે તો સાથેને સાથેજ ફરતાં હતાં, જ્યારે સ્વયંવર જીતવાનો વખત આવ્યો ત્યારે પણ બંન્ને સાથે ને સાથે. ઉલાસને બે થંભની વચમાં સજડ કરી ત્યારે ગહન તેની પાસેજ અને જરા પાછળ બેઠી હતી, સ્વયંવર જીતતાં ઝાઝીવાર થઇ હતી, સર્વ ક્ષત્રિયો હારીને હેઠા બેઠા હતા. એવામાં કોણ જાણે ક્યાંથી બાઇના નસીબે રાણા અમરસિંહ આવ્યા.

**કમરસિંહ**—અહાહાહા ! એજ મારા પરમ મિત્ર !

ગગનસિંહ—ધન્ય ભાગ્ય તમારાં કે આવા પ્રતાપી પુરૂષ સાથે મિત્રાઇ! અમરસિંહના આવ્યા પછી સર્વે જણે આશા બાંધી કે હવે સ્વયંવર જીતાશે, એટલામાં તો ધનુષ ઉપરથી બાણ છૂટયું. આવતા બાણનો વેગ અને તેનો ફડફડાટ જોવાથી મારી ગહન તો હબકી ગઈ શીથીલ થઇ ધરણી પર ઢળી પડી, થોડી વારે જાગ્રતીમાં આવતાં તેણે જોયું કે આ રાણા અમરસિંહે સ્વયંવર જીત્યો, એમણે ઉલાસના કાનની કડી વીંધી, વિચારમાંને વિચારમાં તેની છાતી ધડકવા લાગી, અંતરમાં અનેક વિચારો થવા લાગ્યા. આખર એ પરિણામ પર આવી કે વરવું તો અમરસિંહનેજ વરવું, નહિ તો આપઘાત કરીને મરવું. પછી જ્યારે અમો સર્વે એકાન્ત થયાં ત્યારે હૃદયમાં ઠસેલા વિચાર શરમ મુકીને અમને કહી દીધા, અને તેજ પળથી તેણે અમરસિંહના નામનું સ્મરણ કરવા માંડયું. પણ અપસોસ, હાય અપસોસ, એ દીકરી મારી વહાલી દીકરી આંખની કિકી જેવી દિકરી, કોઇ ભટકતા બામટાની સાથે ચાલી ગઈ?

કમરસિંહ—અરરર! આ તો ઘણી ગજબની વાત!

ગગનસિંહ—એ ગહનતારાએજ ગજબ કર્યો એમ નહિ, પણ સાથે ગુણવંતી માલણનો ગડબડાટ.

કમરસિંહ—વાતમાં માલણ શી રીતે વચમાં આવી?

ગગનસિંહ—એ અભાગણી રંડા તો નિરંતર તેની સેવામાં અને સહવાસમાં રહેતી હતી, તેનાં આ ફળ!

કમરસિંહ—સત્ય છે રાજા? પણ વિવેકી પુરૂષો કહી ગયા છે કે, પવિત્ર બાળાઓને ઉંચી કેળવણી આપી સદા સારી શુદ્ધ કેળવણી પામેલી સ્ત્રિયોનાજ સહવાસમાં રાખવી, અને રક્ષણ પણ પુરૂં રાખવું.

ગગનસિંહ—ઘણું સારૂ આપની વાણી અંતરમાં ઉતારવા જેવી છે, હું હવે રજા લઉં છું. આપ જમી લ્યો? અહીંથી જતી વખતે મને મળ્યા વિના ન જશો?

કમરસિંહ—જેવી આજ્ઞા, પણ અમારે ઘણી ત્વરા છે. જેથી ઝાઝું રોકાવાય તેમ નથી.

ગગનસિંહ—માત્ર યાત્રાને બહાનેજ નીકળ્યા છો, કે બીજુ કાંઈ?

કમરસિંહ—યાત્રાનું તો માત્ર બહાનું છે. પણ અંતરની ધારણા ઓર છે.

**ગગનસિંહ**—તે પણ મને જણાવો તો ખરા !

**કમરસિંહ**—ગંગાના કિનારા ઉપર એક વાસુકી નામનું વન છે. જેમાં વાસુકી નાગ પણ રહે છે. તે વનમાં એક સતી પ્રગટ થયાં છે. તે બાઇ વચન સિદ્ધી છે. જેને જે તૃષ્ણા હોય તે એ સતીનાં વચનથી પુરી પડે છે. લક્ષ્મિવાળાને લક્ષ્મિ, સ્ત્રિ વાળાને સ્ત્રિ, અને પુત્રની ઇચ્છા વાળાને પુત્ર પ્રગટ થાય છે. એ પવિત્ર બાળાનાં દર્શન કરવા નીકળ્યાં છીએ.

**ગગનસિંહ**—ઘણુંજ સારૂ; આશા તૃષ્નાની ઇચ્છા તો કોઇ પ્રકારની નથી, પણ ગજબની બાનો વિચાર હશે તો બાઇનાં દર્શન કરવા વાસુકી વનમાં આવીશું ?

**કમરસિંહ**—ગજબની બા કેમ એ કેવું નામ ?

**ગગનસિંહ**—ગજબસિંહ એ ગહનતારાનો ભાઇ, મારો પુત્ર છે અને તે હાલમાં ગહનની શોધમાંજ ફરે છે. હવે હું જાઉં છું. પાછા વળો ત્યારે મળતા જજો ?

**કમરસિંહ**—બહુ સારૂ, ઇશ્વર ઇચ્છા બળવાન છે, મળ્યા એ ખરા અને ફરી મળવું એ ખોટું છે.

બંન્ને અરસ પરસ છુટા થઇ ગયા, ગગનસિંહ ગયા ઘેર અને કમરસિંહ ચાલ્યા આગળ, બંન્ને સ્ત્રિ પુરૂષ હાસ્ય વિનોદ કરતા આગળ ધસતા જાય છે, વિધવિધ વિચારો કરતા જાય છે, પગલે પંથ કાપતા જાય છે એમ કરતાં વાસુકી વન તો આવ્યું, શું આ વનની શોભા, શી ઝાડોની ઘટા નદીનો ઉઆરો ચઢી આગળ ચાલ્યા ત્યાં તો જોઈ જોઇને ચકીત થવા લાગ્યા, શું ફળ ! શાં ફળ, કેવાં મધુરાં ફળ આજે તો અહીંઆં કોઇ માણસ માલમજ પડતું નથી, પણ ગંગાના કિનારા ઉપર બે બાઇઓ અને એક છોકરો બેઠો છે. તેમને પુછું, તો તે મને સતીની ભાળ બતાવશે, એમ વિચારી પાછાં ફર્યાં. અને ફેર ગંગાને કિનારે આવ્યાં, જ્યાં ગહનતારા, ગહનસિંહ અને વિલાસતારા બેઠાં હતાં, કમરસિંહની સાથે આવેલા સઘળા માણસો, ધસીને પાસે આવ્યાં અને પુછવા લાગ્યાં કે અરે બેનો ? આ વનમાં એક દેવી પ્રગટ થયાં છે. એ ક્યાં છે ?

**વિલાસ**—તમારે શું કામ છે અને તમારી સાથે આ બાઇ કોણ છે ?

**જાત્રાળાસી**—આ પાસે ઉભા છે, તે અમારા રાજા છે. અને તમે

પુછો છો તે અમારાં રાણી છે. દેવી પ્રગટયાં છે એ ક્યાં છે ? અમારી બાઇને દેવી પાસે કાંઇ માગવું છે.

**કમરસિંહ**—કાંઈ કેમ કહોને કે પુત્ર માગવો છે? કેમ રાણી કાંઇ બોલતાંજ નથી ?

**રાણી**—હું તો બંન્ને બાળાઓનાં રૂપ જોઇને મોહ પામી ગઇ છું. સઘળું ભાન ભૂલી ગઈ છું, શું માગું કોની પાસે માગું ? બોલો બેન દેવી કયાં છે.

**વિલાસ**—આ જમણે પડખે બેઠાં છે, તેજ શ્રી દેવી છે, પડો પગમાં અને કરો પુજન ?

**કમરસિંહ**—અરેરે સઘળો શ્રમ વૃથા ગયો, નસિબેજ છેતર્યા. ધરમ ધકકો પડયો, હવે તો ચાલો પાછા ઘેર ! માત્ર વાસુકી નાગનું વન જોયું એજ લાભ.

**રાણી**—મુગટમણી ! આમ ઉતાવળા ઉતાવળા આવ્યા શું ? અને તુરત પાછા ફરવાના વિચાર કરો છો એ શું ? આવા પવિત્ર અને ગંગા કિનારે આવેલા ધામમાં થોડા દિવસ પણ ન રહીએ એ ખોટું કહેવાય, માટે શાન્ત થાઓ, સબુર રાખો ? આ વાસુકી વનની અપુર્વ લીલા જોઈશું. વળી આ બાઇ બતાવે છે તે સતી માતાના પરાક્રમનું પારખુ પણ જોઈશું.

નારીનાં આવાં મધુરાં અને મર્મનાં વચન સાંભળી કમરસિંહ તો ઠરીજ ગયો, સ્તબ્ધ થઇ ગયો, કાંઇ બોલી તો શકયોજ નહિ; પણ એકી નજરે સ્ત્રિના સામું ટગર ટગર જોઇ રહ્યો છે, છેવટ નારીની સલાહથીજ બાઇથી થોડે દુર મુકામ નાંખ્યો, પચીસ ત્રિસ માણુસનો કાફલો પડયો છે. તેમાં ફક્ત જેને આપણે રાણી કહીએ છીએ તેજ માત્ર સવારના પહોરમાં ઉઠી વનના અલૌકીક ઉઆરા પર નહાવા આવતી, નાહીધોઇ શ્રી સુર્યનારાયણનાં દર્શન કરી ગહનતારાને ફેરાફરી નમન કરી ચાલી જતી હતી, પછીથી આખો દિવસ સઘળા માણુસો વાસુકી વનમાં ફર્યા કરતા હતા, તેમનો જવા આવવાનો રસ્તો ગહનતારાની પાસે થઇને હતો. આ આવેલું ટોળું સાંજનું મુકામ પર પાછું ફરે છે, તે વખતે વળી બીજું ટોળું આવીને ગહનતારાની પુજા કરી રહ્યું છે, તે જોઇ કમરસિંહ તો ચકીત થઇ ગયો. અને મનને વિષે કાંઇ કાંઈ વિચાર કરવા લાગ્યો, રાત્રે દીવો તો કરવોજ પડતો નથી, કારણ કે કોઇને કોઇ મણીધર નાગ તો નીકળ્યાજ કરે છે. વળી અનેક નાગણીઓની સંગમાં વહનતારા પણ ફર્યાજ કરે છે. જેના મણીનાં અજવાળાં વનને પ્રકાશ આપી રહ્યાં છે. તેની સાથે કમરસિંહને અને તેનાં સર્વ સાથીને દેખાવ પણ આપી રહ્યાં છે.

તે વખતે કમરસિંહે સ્ત્રિને જાગ્રત કરી સર્વ ચમત્કાર બતાવ્યો અને કહ્યું કે આ વનમાં ઝાઝો વખત રહેવું એ જોખમકારી છે, ભયંકર દેખાવ જોઇ ડર પામેલી નારી પણ મતને મળતી આવી. બીજે દિવસે સવારથીજ ઉપડવાની તૈયારી કરવા માંડી.

એક દિવસ પર્વતપુરમાં સુતેલા રાજા પહાડસિંહને સ્વપ્ન આવ્યું, તેમાં તેણે એક વિકરાળ અને ભયંકર માણસ જોયો તેણે મોટા અવાજથી પહાડસિંને કહ્યું કે હે રાજા જાગ કેમ પડી રહ્યો છું. તારી પુત્રિ વિલાસતારા તથા પુત્ર ગિરીરાજ બંન્ને શુદ્ધ સંકટમાં પડયાં છે, થોડીવારે જાગ્રત થઈ રાણી શલ્યાસુંદરીને આ વાતથી માહિતગાર કરી પોતે ત્યાંથી નીકળી પડયો; તેને જતી વખતે રાણી કહે છે નાથ, ઉલ્લાસ તથા સહનની પણ શોધ કરતા રહેજો, અને અકર્મિ અંધકારસિંહ મળે તો તો જીવતોજ ન રહેવા દેશો ? પહાડસિંહ વિદાય !

પોતાની બંન્ને સ્ત્રિયો તથા બેન ગુણવંતી સાથે, મધ્યરાત્રિને સમએ ગંગાને કિનારે આવી રાણા અમરસિંહે મુકામ કર્યો, તેમની નજરે ગંગાને સામે કિનારે અતી અજવાળું પડવા માંડયું, તે જોઇ સર્વને આનંદ થવા લાગ્યો, તેવામાં કોઇ પ્રતાપી પુરૂષ ફરતો ફરતો આવ્યો, તે અમરસિંહને આશિર્વાદ વચન કહેવા લાગ્યો; અહો રાણા અમરસિંહ; શબ્દ સાંભળી અવાજથી ઓળખી અમરે પ્રણામ કર્યાં. અને પુછયું કે આ સામે દેખાય છે તે શું છે ?

**મહંત**—પાતાળના પ્રતાપી પતી વાસુકી નાગનું વન છે.

તે સાંભળી અમરની આંખમાં આંસુ આવવા લાગ્યાં, જેને આશ્વાસન કરી મહંત ધિરજ આપે છે. તેને વળગીને બેઠેલી બંન્ને સ્ત્રિયો પણ મહંતને પગે પડી સ્વામીને શાંન્ત કરવા લાગી, તે વખતે મહંત બોલ્યા, કેમ રાણા અમરસિંહ આ બંન્ને સ્ત્રિયો કોણ છે અને તને શું ઇચ્છા છે ?

**અમર**—આ બંન્ને મારા દુઃખની ભાગીદાર !

**મહંત**—ઠીક સહન તથા ઉલ્લાસ હશે !

**અમર**—હાજી તેજ છે હવે તો આપ બીજી ત્રિજી વાત પડતી મુકી કાંઇ વ્યાખ્યાન સંભળાવો ! જેથી અમો સર્વ દુઃખિઆરાને દિલાસો મળે !

**મહંત**—હું પણ એજ ઇચ્છાથી આવ્યો છું. સાંભળ ! ! !

## શશબિંદુ.

કવિ૰

### દોહરો.

શ્રી સર્વેશ્વર સારદા, ગુણનિધી ગુણના ઇશ,
લક્ષ લાભને કારણે, સદાય નામુ શીશ. સિયાવર. ૧
શ્રી ગુરૂ ગણપતી સારદા, એકલ શ્રંગી ઇશ,
દાસ દીન થઇ મુકતો, ચરણ કમળમાં સીશ. સિયાવર. ૨

### મરાઠી સાખી.

શશબિંદુ મહાસિંધુ રાજા, અમર અયોદ્ધા ઇશ,
સતવાદી દાનેશ્વરી શુરો, શીર જેને જાુગદીશ;
એ પૃથ્વિપતી, અંતરમાં ઉલાસ અતી. એ પૃથ્વિ.

અયોદ્ધાપતી અતી દાનેશ્વરી રાજા શશબિંદુને યજ્ઞ કરવા ઉપર અતીશે પ્રિતી હતી; એ રાજાને એક લાખ સ્ત્રિયો હતી; એક એક સ્ત્રિને દશ દશ દિકરા હતા, ગણતાં દશ લાખ દીકરા હતા, એકવાર રાજા શશબિંદુએ મહા-મખ રાજસુ, યજ્ઞ કર્યો, તેમાં તેણે દશ લાખ દિકરા બ્રાહ્મણની સેવા માટે દાન કર્યા, એક એક દીકરા વાંસે, સો સો કુંવારી કન્યા, એક એક કન્યા વાંસે સો સો હાથી, એક એક હાથી વાંસે સો સો રથ, એક એક રથની વાંસે સોનાની સાંકળવાળા સો સો ઘોડા, અને એક એક ઘોડાની વાંસે સોનાની ખરીઓ તથા સોનાની શીંગડીઓ વાળી સો સો ગાય, એ પ્રમાણે દાન કર્યું, એ પ્રમાણે જૂદા જૂદા પ્રકારથી દાન કરી ઘણા યજ્ઞ કર્યા.

ગંગા નદીની રેતીનાં રજકણ ગણાય પણ રાજા શશબિંદુએ આપેલી ગાયો ન ગણાય, પડતા વરસાદનાં ફોરાં ગણાય, પણ રાજા શશબિંદુએ કરેલી ગાયોનાં દાનની ગાયો ન ગણાય. અઢારભાર વનસ્પતિનાં પાંદડાં ન ગણાય છતાં પ્રયત્ને ગણાય, પણ રાજા શશબિંદુએ આપેલી ગાયો ન ગણાય.

શશબિંદુએ યજ્ઞમાં હોમેલું ઘી; તેની સાથે બળતાં સુગંધીદાર સુખડનાં કાષ્ટ, તેની સાથે બીજા પણ સુગંધીદાર પદાર્થો. તેની સુવાસ આકાશમાં ગઇ. અને તે દેવ તથા ગાંધર્વ એ સર્વ લોકમાં પહોંચી, જેથી દેવતાઓ પ્રસંન્ન થયા, તેની સાથે ગાંધર્વના રાજા સુધાસિંધુની પવિત્ર બાળા પ્રસંન્ન થઇ, અને તેણે મન સાથે નિશ્ચય કર્યો કે, વરવું તો તો આ શશબિંદુનેજ વરવું. શશીકળા જન્મથીજ સદગુણની ભરેલી હતી, તેનાં સર્વ લક્ષણ સારાં અને વખાંણ કરવા જેવાં હતાં, તેના ઉપર સર્વ દેવની અતી પ્રિતી હતી; તેના પાસાના

વનમાં બે રાક્ષસ નામે કલંધર અને બાષ્કળ રહેતા હતા. તેમની પણ પ્રિતી તો હતી, પણ તેમની ઇચ્છા અઘટીત હતી; ઉપરથી પ્રેમ અને અંદરખાને કપટ.

રાજા શશબિંદુને ખોળતા ગાંધર્વ લોકથી પાર્ષાદો આવ્યા, તેમણે આવી ગાંધર્વના રાજા સુધાસિંધુને તથા તેની પુત્રિને સંદેશો કહ્યો. જે સાંભળી રાજા શશબિંદુ ના કહેલા ઉચ્ચાર કરતો હતો, એટલામાં આકાશમાંથી ગેબી અવાજ થયો, હે દાનેશ્વરી રાજા, શશીકળા લગ્ન કરતી હોય તો અહોભાગ્ય ગણવા ? આકાશવાણી સાંભળી, ગાંધ્રવ કન્યા સાથે ગાંધર્વ વિવાહથી લગ્ન કર્યું. લગ્ન થયા પછી નારી નખશીખ નિહાળીને અતી પ્રસંન્ન થઇ, તે સુર્ય ઉદય થયા પહેલાં જાગ્રત થઇ સવારની સર્વ ક્રિયાથી પરવારી નાહીધોઇ, પતીના ચરણમાં પ્રણામ કરતી. આ વાતની જ્યારે કલધર અને બાષ્કળને ખબર પડી ત્યારે બંન્ને નિરાશ થયા, અને બગડેલી બાજી શી રીતે સુધરે તેની યુક્તિ પર યુક્તિ આચરવા લાગ્યા.

કવિ— રાગ; અલબેલીરે અંબે માત.

છે જગમાં જીવનરાજ, રાજા શશબિંદુ.
છે સર્વ તણો શિર્તાજ, અવનીમાં ઈંદુ.
આકાશે જેમ ઈંદુ શોભે, સ્વર્ગે સુર્ય પ્રકાશરે;
સુતાં ઉઠે સવાર માંહે, અંધકારનો નાશ. રાજા શશબિંદુ. ૧
વિવિધ વિચારે વિચાર કરતો, યજ્ઞ કર્યાની પ્રિત રે;
બ્રહ્મદેવને પ્રસંન્ન કરવા, એહ એહની રીત. રાજા શશબિંદુ. ૨
ઘણા ઉમંગે ઘી હોમે છે, કનક તણી પરનાળરે;
બ્રહ્મ મંત્ર ઉચ્ચ.ર કરે છે, બ્રાહ્મણ કેરા બાળ. રાજા શશબિંદુ. ૩
ધુમ્ર હોમ અવનીથી ઉઠયો, અધર ગયો આકાશરે;
ઈંદ્ર લોકમાં આવી પહોંચ્યો, ગાંધર્વે પરકાશ. રાજા શશબિંદુ. ૪
મહા યજ્ઞ મહિતળમાં દેખી, બાળા મન મોહ પામીરે;
વરવું તો એ વરને વરવું, દીસે નહિ કાંઈ ખામી. રાજા શશબિંદુ. ૫

કવિ— મરાઠી સાખી.

શશીકળા સુલક્ષણવંતી, ગોરી છે ગુણ ખાણી;
પવિત્ર પ્રેમદા પતીવ્રતાએ, શશબિંદુની રાણી;
છે શુદ્ધ સતી, હરદમ હૈએ પ્રાણ પતી. છે શુદ્ધ.

રાજા શશબિંદુના યજ્ઞ કરવાના મોહથી બ્રાહ્મણો અગ્નિના તાપથી અને તેના ધુમાડાથી, કંટાળીને વગડામાં જતા રહ્યા હતા. જેથી રાજા ઉદાસ થઇ

ગયો હતો, પણ તેણે રાણી શશીકળાને પ્રશ્ન કર્યો કે હે રાણી; તમો મારી સાથે શી ઇચ્છાથી વર્યાં છો ?

**રાણી**—નાથ, સદગુણી, અને સુપાત્ર જોઇ સ્રિયોએ ઇચ્છા કરવી; તેનું ફળ તો પરમેશ્વર પુરૂ પાડે છે.

**રાજા**—તો પણ નારી, શી ઇચ્છા?

**રાણી**—સ્રિની પ્રથમ ઇચ્છા તો પુત્ર પ્રસવ, તે વળી સદગુણી, અને આજ્ઞાકારી; એ પુત્ર પ્રસવ થયા પછી ઉમ્મર લાયક સમજણમાં આવેલા બાળકને સંગમાં લઈ, આપણે એક રાજસુયજ્ઞ કરીશું ?

**રાજા**—નારી તમારા વિચારો ઘણા ઉમદા અને સ્તુતિપાત્ર છે. હવે થોડા દિવસમાં હું કોઇ તપસ્વિ બ્રાહ્મણની શોધમાં જઇશ. અને તેમની શોધ કરી, તપ કરી તેમને પ્રસંન્ન કરી યજ્ઞ કરાવાનું વરદાન માગી લઇશ.

આ પ્રમાણે નારીને આશા થવાથી, વિચારમાં ગુમ થઇ ગયો. માસ ઉપર માસ ચાલ્યા ગયા, નારી ગર્ભવતી થઇ. વરસ પર વરસ વીતી ગયાં, બાળક બાર વરસનો થયો. જેનું નામ સમરબિંદુ રાખ્યું, બાળકની બાળચેષ્ટા જોઇ માતા પિતા બંન્ને હર્ષ પામ્યાં, વાર્તા વિનોદમાં નારીએ યાદ દેવરાવ્યું કે નાથ યજ્ઞની વાત તો આપ વીસરીજ ગયા !

**રાજા**—વીસરી નથી ગયો નારી; પણ બાળકની ચેષ્ટા જોઇ હું તો હર્ષ-ઘેલો થઇ ગયો છું; હવે તો કાલે સવારે તપસ્વી બ્રાહ્મણની શોધમાં જવા મેં નિશ્ચય કર્યો છે.

બિજે દિવસે સવારમાં સર્વ ક્રિયા પરવારી દેવ દર્શન કરી સારા શુકન જોઇ, ઉત્તર દિશા તરફ પ્રયાણ કર્યું, જંગલે જંગલ અને ઝાડે ઝાડ ફરતાં મહાન તપસ્વિ અત્રિમુનીના પુત્ર ઉત્તંગુ રૂષિના આશ્રમમાં આવ્યો, તે વખતે મુની સમાધીમાં બેઠા હતા, તેમને જોઇ રાજા ઇંદ્રિયો સાધ્ય કરી અડગ બેઠો, થોડીવારે મુનિ જાગ્યા, એટલે રાજાએ પ્રણામ કર્યા, તેને રૂષિએ પુછ્યું કેમ રાજા શશબિંદુ, કાંઇ યજ્ઞ કરવા ઇચ્છા થઇ છે કે શું ?

**રાજા**—હા મુની મહારાજ એક રાજસુયજ્ઞ કરવાની ઇચ્છા છે. તે આપનાથી પુરી પડશે એવી આશા છે ?

**રૂષિ**—જા રાજા હું તને રાજસુયજ્ઞ કરાવરાવીશ. પણ તે વખતે કોઇ બ્રાહ્મણ નિરાશ ન જાય !

**રાજા**—બહુ સારૂ મહારાજ હું આપનાં વચન માથે ચઢાવું છું. ઘેર જઇ સઘળી વાતની તૈયારી કરૂં છું. પછી આપની તરફ સેવકોને તેડવા મોકલું છું.

ઉત્તંગુ મુનીના આશ્રમથી પાછા ફરતાં રાજા શશબિંદુને રસ્તો ફેર થયો ત્યાં માર્ગમાં ચ્યવન ઋષિનો આશ્રમ આવ્યો. દાનેશ્વરી રાજા શશબિંદુને જોઇ ચ્યવન મુનિ પ્રસંન્ન થયા, ચ્યવન મુનીને જોઇ શશબિંદુ રાજા ચરણમાં પડયો. તેને જોઇ વિનય અને વિવેકને નીહાળી, ચ્યવન ઋષિએ તેના હાથને કાંડે મહા મંત્રથી મંત્રેલો કાળા રેશમનો દોરો બાંધ્યો. અને બીજા બે દોરા રાજાના હાથમાં આપી કહ્યું કે હે રાજા આમાંનો એક તારી સ્ત્રિને અને બીજો તારા પુત્રને બાંધજે !

ઘણે દિવસે રાજા ઘેર આવ્યો. અને ઋષિ મહારાજની આજ્ઞા પ્રમાણે એક દોરો સ્ત્રિને હાથે અને બીજો બાળકને હાથે બાંધી દીધો. સહિસલામત ઘેર આવી દોરા બાંધ્યા કેડે રાજા પ્રસંન્ન મનથી નારીને કહેવા લાગ્યો કે નારી આપણું કામ સિદ્ધ થયું છે. ઉત્તંગુમુનીએ યજ્ઞ કરાવાની હા પાડી છે. સર્વ સામગ્રી તૈયાર કરાવી બોલાવા મોકલીશું એટલે પોતે આવશે. પણ તેમણે વધારામાં મને કહ્યું છે કે મારી સમક્ષ કોઇ બ્રાહ્મણને નિરાશ નહિ કહાય ?

**રાણી**—તે આજ્ઞા પણ આપે માન્ય કરીજ હશે ?

**રાજા**—શા માટે નહિ, બ્રાહ્મણને નીરાશ કહાયજ કેમ ?

**રાણી**—સ્વામી, બ્રાહ્મણ તો ઘણા કપટી અને વેશધારી આવે છે, તેને પરખીને દાન કરવું જોઇએ; દાન કરવું તો સુપાત્રને કરવું. કુપાત્રને નહિ.

**રાજા**—જેમ તમારી ઇચ્છા, હવે તો આપણે આજે સેવકો મોકલવાજ જોઇએ. સેવકો આવવાથી ઉત્તંગુમુની વાહન ઉપર બેસી પધાર્યા.

આવતાં રાજાએ ઘણા સનમાનની સાથે પુજન કર્યું, યજ્ઞની શરૂવાત થઇ, ત્યારે દહિતોએ માગવાનો વિચાર કર્યો કે ભાઇ, આપણે શું માગવું, કલંધર કહે મારે તો રાજાની રાણીજ માગી લેવી છે, બાષ્કળ કહે મારે પણ એજ માગવું છે, પણ તે મળવું મુશ્કેલ છે !

**કવિ**— **મરાઠી સાખી.**

શશબિંદુ સતવાદી રાજા, યજ્ઞ યાગ પર પ્રિતી,
સધ્ય સવારે ગયો શિકારે, રાજવળાની રીતી;
ઉત્તંગુ ઋષિ, દેખી દીલમાં અતીશે ખુશી. ઉત્તંગુ ઋષિ.
ચ્યવન મુનિએ ચિત્ત વિચારી, રૂડી રક્ષા બાંધી,
રૂદ્ર દેવ તુજ રક્ષા કરશે, સર્વેશ્વરથી સાંધી;
આવે આંધી, વિશ્વેશ્વર નાંખે રાંધી. આવે આંધી.

**શશીકળા**— **મરાઠી સાખી.**

મુગટ મણી મુજ સ્વામીબિંદુ, દાન સુપાત્રે દેવું,
વચન દેઇ નવ વિલા પડવું, વદવું પળીએ તેવું;

માટે પરખો પુત્ર કુપાત્ર નરનું જોઈ લ્યો ગાત્ર.          માટે.
પુજન અર્ચન કરી પાત્રનાં, દેવાં ઉત્તમ દાન,
નખશિખ નિર્ખિ નમણું કરવું, આપી અઢળક માન;
જેથી વળશે વાન, પામો નારી નોત્તમ માન.          જેથી.

કલંધર અને બાષ્કળ એ જૂદા જૂદા દહિતના દીકરા એકજ ઇચ્છાથી આવી પહોંચ્યા છે; બંન્નેની ઇચ્છા એ ગાંધ્રવ કન્યાની માગણી કરવાની છે. પણ ચ્યવન મુનીના કરેલા રક્ષણથીજ તેમણે તે આશા મુકી છે. પણ ઉત્તંગુ મુનીના પ્રતાપે કાંઇક આશા રાખી છે ખરી! બંન્ને આડંબર કરી બ્રાહ્મણનો વેષ લઈ રાજાની સન્મુખ આવી ઉભા રહ્યા. જે વખતે રાજા ઉચ્ચાર કરી રહ્યો હતો કે બોલો મહારાજ શું ઇચ્છા છે ? તે બોલવા જતાં રાણીએ મ્હોં ઉપર હાથ દઇ દીધો.

શશબિંદુ—રાણી મ્હોં ઉપર હાથ દેવાનું શું કારણ છે ?

શશીકળા—          મરાઠી સાખી.

એ છે દિકરા દહિતના, પાત્ર નહિ છે કુપાત્ર,
નજર કરીને નીરખો, સોંપો જોઇ સુપાત્ર;
આપો હરખી દાન, મહાસભામાં મળશે માન.          આપો.

શશબિંદુ—     રાગ; ઓ વિપરીત બુદ્ધિની ના...રી.

અરે વિપરીત બુદ્ધિની બાળા,
તારા ઉલટા અવળા ચા...ળા. ઓ વિપરીત બુદ્ધિની બા...ળા. ઓ.
તુંછે ગાંધર્વની બાળ, તારો આવી અડયો કાળ;
અમ અંગે ઉઠી ઝાળ.          ઓ વિપરીત.

ઇશ્વર ઇચ્છાથી અને રૂષિ પ્રતાપથી યજ્ઞ સંપૂર્ણ થયો; પણ, રાણી શશીકળાના દીલમાં ચિન્તાનો છાંટો રહ્યો, સેજ ચિન્તા રાણી શશબિંદુના હૃદયમાં પણ રહી, યજ્ઞનું સઘળું કામ સંપુર્ણ થયું, પછી જ્યારે અવભ્રત સ્નાન કરવા સવારી ચઢી. તે જોવા માટે નગરનું સઘળું મનુષ્ય ઉલટયું. ગંગાને કિનારે વસ્ત્ર ઉતારી ત્રણે જૂનાં વસ્ત્ર યજ્ઞ કરતી વખત પહેરેલાં વસ્ત્ર પહેરી તૈયાર થયાં ત્યારે બંન્ને હેતુ શત્રુ મદદ કરવા મંડી પડયા, રાજા સમજે છે કે આ બ્રાહ્મણો ઘણા દયાળુ છે. આપણા શરીરની કેવી સંભાળ રાખે છે. પણ રાણીના મનમાં કાંઇ જૂદા અને વહેમ ભરેલા વિચાર ચાલ્યા કરે છે. ગંગાના કિનારા ઉપર એક પીંપળાનું ઝાડ હતું. જેનો પડછાયો પાણીમાંજ પડતો હતો, તે પીંપળાને મુળમાંથી ઉખેડી ધરતીમાં અડાડી દહિત્યોએ તૈયાર કરી મુક્યો હતો. જે જરા ભાર થતાં ઉખડીને પાણીમાંજ પડે ? તેની નીચે ત્રણ વાંસપુર

પાણી હતું, તે કિનારાની પાસે, અનેક *તારા તથા નવરાવનારા પણ તૈયાર થઇ ઉભા હતા, તે વખતે કપટી બ્રાહ્મણોએ રાજાને આજ્ઞા કરી કે તમો સાચવીને આ પીંપળાના ઝાડ ઉપર જઇ જરા નજર કરો ! અને બરાબર પીંપળાનો પડછાયો કયે ઠેકાણે પડે છે તે બરાબર ધ્યાન રાખજો. કારણ કે જે જગામાં પડછાયો પડતો હોય તે જગામાં સ્નાન કરવાનું છે ?

**રાજા**—બહુ સારૂં મહારાજ જેવી આપની આજ્ઞા ? રાજા ધિરે રહી પીંપળાના ઝાડ ઉપર ચાલ્યો તે એવી સંભાળથી કે રૂખેને ખસી ન પડાય.

**કવી**— દોહરો.

આવ્યા ગંગાઘાટ પર કરવા અવભ્રત સ્નાન,
વાંસે વાંસે આવીઆ, અસુરના સન્તાન. સિયાવર.

જરા આગળ આવેલાં પીંપળાનાં પાંદડાંનો છાંયો કઇ જગ્યામાં પડે છે. તે નજર કરીને જોતાં પીંપળો મુળમાંથી ઉખડયો, હાલ્યો, અને ધઇબ અવાજની સાથે ગંગાના પુરમાં પડયો, પિંપળો પડતાંની સાથે દહિતો મોટે અવાજે બોલ્યા, યજ્ઞ સંપુર્ણ.

રાજા પડયો એવો તણાયો; તે પુરપાટ પાણીના ઉપરજ ચાલ્યો જાય છે. તે વખતે પેલા વેશધારી કપટી બનાવટી બ્રાહ્મણો સમરબિંદુને કહે છે. ભાઇ રાજા તરતા ઉપરને ઉપર ચાલ્યાજ જાય છે, તે થોડા આગળ જઇ કિનારે નીકળી જશે. તમે ઘોડેસ્વાર થઇ જરા આગળ જઇ ઉભા રહો તો મેળાપ થાય ખરો ?

**સમરબિંદુ**—બહુ સારૂં મહારાજ જેવી આજ્ઞા ? બાળક ઘોડેસ્વાર થાય છે તેને રાણી કહે છે ભાઇ; આ બ્રાહ્મણો કપટી અને વેષધારી છે. એમની આજ્ઞા માન્ય કરવા જેવી નથી, તારા બાપને પણ તેમણેજ આજ્ઞા કરી હતી, તેને માટે પીંપળો પડશેજ એવી તૈયારી પોતેજ કરી મુકી હશે તો કોને ખબર ?

**સમરબિંદુ**—આ શું બોલો છો માતાજી, આવાં પરમ પવિત્ર માતાજીના મુખમાંથી આવાં વચન છાજે ? શું મારા મુગટમણી શિરછત્ર પિતાની શોધમાં ન જવું ?

**શશીકળા**—ભલે જાઓ વિરા તમારૂં સર્વેશ્વર રક્ષણ કરશે; હું પણ પગે પાળી વાંસે આવું છું.

**રાગ; બેડા માજી બુડંતો તારોરે.**

ચતુરનર ચોંપેથી ચડીઓરે, પવનવેગે પાણીમાં પડીઓરે.
રાજા રાણી અને પુત્ર સહિત, સૌ આવ્યાં ગંગાને ઘાટ,

* તારા=પાણીમાં તરનારા, બીજાને તારનારા.

પડયો પીંપળો પવન સપાટે, દારૂણુ વળીઓ દાટ. ચતુરનર. ૧
પાણીપુરમાં તરત તણાયો, ચાલી શોધમ શોધ,
સમર સપાટે કાંઠે ચાલ્યો, અંતરમાં અવરોધ. ચતુરનર. ૨
કપટીએ કુંવરીને પંથ બતાવી, સુઝાડી અવળી વાટ,
પંથે પળતાં પગલે પગલે, હરદમ હૈએ ઉચાટ. ચતુરનર. ૩
ઇશ્વરની ઇચ્છા એ દીઠી, પાણી તણી આવી પાળ,
પુન્યશાળી તણી લે છે પ્રભુજી, સારી રીતે સંભાળ. ચતુરનર. ૪
સહાય કરી શામળીઆ વહાલા, બેજો નીકળીઓ બહાર,
વહાલ વધારે વિઠ્ઠલ વરને, વહાલોજી કરશે વ્હાર. ચતુરનર. ૫

સમરસિંહના ગયા પછી, બંન્ને દહિત્ય બોલ્યા, મંમાયા શશીકળા બ્રાહ્મણોને નિરાશ, કાઢયાનું આ ફળ, માટે હજી ચેત અને અમારી ઇચ્છા પુરી કર!

**શશિકળા**—તમો મારી આંખે શુદ્ધ અને સાચા બ્રાહ્મણો દેખાતા નથી.

**બંન્ને કપટી**—ઠીક છે યાદ રાખજે જોજે તારી પડતી દશા.

**શશિકળા**—સર્વની સ્હાય કરનાર સર્વેશ્વર છે.

**બંન્ને**—જોઇએ છીએ શું કરે છે તારો સર્વેશ્વર ?

તપસ્વિ ચ્યવન રૂષિના બાંધેલા દોરાના પ્રતાપથી, દહિતોનું કપટ બળ કાંઈ પણ ચાલી શકતું નથી. સમરસિંહના પગેપાળા ગયા પછી રાણી શશિકળા પણ પગે પાળી ચાલી; ત્રણે ત્રણ દિશા તરફ જૂદાં જૂદાં ફંટાઇ ગયાં. એક એકની શોધમાં વિચાર કરતાં કરતાં ચાલ્યાં. ક્ષત્રિની જાત એટલે માગીને તો ખાવુંજ નહિ, અપવાસ પર અપવાસ.

સાત દીનના સદા ઉપાસી, ચિન્તામાં ચિત્ત પ્રોવ્યું.
કામ કાજના કંટાળામાં, ખરૂં ખરે મેં ખોયું;
અર્પિને તન મન, ખરા વખતમાં ખાવું અન્ન. અર્પિને.

ત્રણેને સાત સાત દિવસના ઉપવાસ થયા; સમરબિંદુએ વિચાર કર્યો કે, હવે શું જમવું અને શી રીતે જમવું. કરવી તો બ્રાહ્મણની સેવાજ કરવી; કરવી તો સાચી કરવી; કામ કાઠી ચીરવાનું કરવું; એ ધંધામાં કાંઇ શીખવા જવું પડે તેમ નથી; બ્રાહ્મણના ઘરની કાઠી ચીરવી તેના બદલામાં સુકુ પાકુ તાદુ શીળુ જે મળે તે ખાવું. કદાચ રોકડ આપવાની ઇચ્છા કરે તો તેને બદલે ગાયનું દુધ ગ્રહણ કરવું. એમ કરતો આગળ ચાલ્યો જાય છે. પિતાની શોધ કરતો જાય છે. જ્યાં સુધી પિતા ન મળે ત્યાં સુધી ઘેર જવાની ઇચ્છા ન કરવી.

સમરબિંદુ— મરાઠી સાખી.

બ્રાહ્મણુ સેવા સાચી કરવા, કમર કસીને બાંધી;
કોમળ અંગે કાઠી ચીરૂ, રસોઈ આપે રાંધી,
જમુ પેટ ભરી, પ્રથમ પરાયુ કામ કરી. જમુ.

રાજા શશબિંદુ નદીનો કાંઠો હાથ આવ્યા પછી અનેક પ્રકારના વિચાર કરતો આગળ ચાલ્યો. ખરેખર નારી શશિકળાની ધારણુા સાચી હતી; એ શુદ્ધ બ્રાહ્મણુ તો નહોતા પણુ કોઈ કપટી દહિતજ હતા, પીંપળો પાણીમાં પડી જાય એવી ગોઠવણુ પણુ પ્રથમથી એમણે કરી રાખી હોવી જોઇએ. હું કોઇ દિવસ પાણીમાં તર્યોજ નથી, તેમ મને તરતાં આવડતુંજ નહોતું છતાં હું નદીના પારને પામ્યો. તે માત્ર ચ્યવન મુનીનો પ્રતાપ ખરો.

કવી— રાગ માઢ.

પામ્યો પાણી પારરે, મન પામ્યો પાણી પાર,
છે કયાં જુગનો આધારરે, મન પામ્યો પાણી પાર.
કયાં શિખ્યો કયાં સાંભળ્યું, ક્યાં દીઠો તરનાર,
સર્વેશ્વરની સ્હાયથી, આ દુઃખનો આધારરે. મન. ૧
મેં નવ માન્યું નારનું, હઠ લીધી આ ઠાર;
જક લીધી ઝાઝી ખરે; બ્રાહ્મણુના નહિ ભારરે. મન. ૨
ભારેમાં ભારે અતી, ભવમાં બ્રહ્મ પ્રતાપ;
દારૂણુ ધક્કો દહિતનો, તેનો ખરો ખતાપરે. મન. ૩
આ દુઃખમાંથી ઉગર્યો, બુડુ ન બીજી વાર;
ક્યાં ગઇ મારી સાહબી, કયાં ગઇ નૌતમ નારરે. મન. ૪

વિચારમાં ને વિચારમાં શશબિંદુ આગળ ચાલ્યો જાય છે. ચાલતાં ચાલતાં રાત્રિ પડી છે. માર્ગમાં કોઇ સદગ્રહસ્થના મહેલમાં ગણીકાનો નાચ પડી રહ્યો છે. તેના મધુરા અવાજને સાંભળી રાજા શશબિંદુ એક વસ્ત્રનો ધારણુ કરેલો ત્યાં જઈ બાજુ ઉપર બેસી ગયો. નાચતી વેસ્યા ઘડીએ પલકે પાનની બીડીઓ કરી કરીને ચાવતી. જ્યારે મોંમાં થુંક ભરાય ત્યારે નીચી પડી પીકદાની ઉપાડી તેમાં થુંકતી; આ એક કામ છે. એમ સમજી રાજા શશબિંદુએ તે કામમાં મદદ કરવા શરૂવાત કરી, પોતે બેઠો બેઠો પાનની બીડી બનાવવા લાગ્યો તૈયાર થાય તે પોતે તો ખાયજ નહિ, ગણિકા ઇચ્છા કરે તેજ વખતે તેના હાથમાં આપી દે, પછી પીકદાની લઇ પાસામાં ઉભો થઇ જાય, જ્યારે થુંકવાની ઇચ્છા કરે ત્યારે તેના મોં આગળ ધરે.

ગણિકાએ પુછ્યું તેરા નામ ક્યા હે ?

શશબિંદુ—મારૂ નામ બિંદુ.

ગણિકા—બિંદુ.

બિંદુ—જી, કૃપાસિંધુ.

આ રીતે બંન્નેને સામસામી બોલ ચાલનો વહેવાર ચાલ્યો.

ગણિકા—બિંદુ.

બિંદુ—જી કૃપાસિંધુ.

ગણિકા—બીડી બનાવ ?

બિંદુ—હજુર તૈયાર છે! કહી તરત ધરે છે, ગણિકા ઝટ ઝુંટાવી ચાવવા માંડે છે.

ગણિકા—બિંદુ.

બિંદુ—જી, કૃપાસિંધુ.

ગણિકા—પીકદાની ?

બિંદુ—લીજીએ હજુર; ઉઠાવી ધરી, ગણીકાના થુંકયા પછી ધોઇ સાફ કરી નાંખી મુકી દીધી.

આ વ્યવહાર આખી રાત્રિ ચાલ્યો, એમ કરતાં વહાણું વાયું. નાચ બંધ થયો. શેઠીઆએ ગણીકાને નાચના એકાવન રૂપિયા ઠરાવેલા હતા. પણ પ્રસંગ થઇ એકસોને એક રૂપિઓ આપ્યો, તેમાંથી ગણિકાએ બિંદુને એક રૂપિયો આપવા માંડયો. તે બિંદુએ લીધો નહિ. તે જોઇ શેઠીઆએ વિચાર કર્યો કે આ ભીખારી કંગાલ માણસને રૂપિયો ઓછો પડતો હશે તેથી તે લેતો નથી, એમ સમજી પોતે પોતાના પદરથી પાંચ રૂપિયા આપવા માંડયા; તે લેવાની પણ ઇચ્છા ન કરી;

શેઠ—કેમ અલ્યા બિંદુ પૈસા કેમ લેતો નથી ?

બિંદુ—પૈસા લઇ શું કરૂં, તે મારા શું કામમાં આવે ?

શેઠ—પૈસોજ સર્વ રીતે સુખ કર્તા છે. દરેક વાતે પૈસોજ કામ કરે છે.

બિંદુ—જરાય નહિ, જો એમ સમજતા હો તો સાથે એમ પણ સમજો કે દુઃખકર્તા પણ તેજ છે.

શેઠ—જમે છે કયાં ?

બિંદુ—હવે હું ગામ બહાર જઇશ કોઈ જળાશય ઉપર મુકામ કરીશ. દિશાજંગલ દાતણપાણી કરી નાહી ધોઇ દેવદર્શન કરી જંગલમાં આસપાસ ખરી પડેલાં ફળફળાદીથી પેટ ભરી પાછો આવી, કોઇ દયાળુ બાઇની સેવામાં રહીશ, તે પણ મારે રહેવું હોય ત્યાં સુધી રહુ ને ના રહેવું હોય ત્યારે ચાલ્યો જાઉં.

ગણિકા—શહાબાશ બિંદુ, ભલે મારે માણસની જરૂરજ છે માટે મારે

ઘેરજ રહેજે. હું તને કાંઇક આપતી તો રહીશ. ન રહેવું હોય તો ખુશીથી જજે.

**બિંદુ**—ભલે તમારી હજૂરમાં રહેવા હું રાજી છું. પણ આજ રાત્રિયે મેં જે સેવા બજાવી તે સિવાય બીજા કોઇ પ્રકારનું કામ મને આવડતું નથી !

**ગણિકા**—એટલું તો ઘણુંએ તે સિવાય બીજા કામની મારે જરૂર પણ નથી.

**બિંદુ**—જાઉં છું, પરવારી પાછો વહેલો વળીશ.

**ગણિકા**—સારૂ, પણ અહીંયાંજ આવજે; આજ પણ બીજે ઠેકાણે નાચ કરવા જવાનું છે.

કહેવા પ્રમાણે બિંદુ સઘળું પરવારી હાજર થયો, દિવસે થોડો થાક ખાઈ સાંજે તૈયાર થઇ ગયો.

ગણિકાના સાજંદા સજ થયા તેની સાથે પીકદાનીને પાનની પેટી પકડી તેમની સાથે ચાલ્યો; અને આગલા દિવસને અનુસરી, નોકરી શરૂ કરી;

**ગણિકા**—બિંદુ.

**બિંદુ**—જી, કૃપાસિંધુ.

એ પ્રમાણે નોકરીનો વહેવાર નીત્ય ચાલ્યો.

સાત દિવસ સુધી સ્વામિનો મેળાપ ન થયો ત્યારે અતી શોકાતુર રાણી શશિકળા રસ્તે રોવા તથા સંતાપ કરવા લાગી.

**શશિકળા— રાગ; ભેખરે ઉતારો રાજા ભરથરી.**

ક્યાંરે ગયા મારા કંથજી;
પુરમાં તણાયા પ્રિતમ પતી, પડયું પીંપળ વૃક્ષજી,
પ્રતાપ દેખાયો નહિ પુન્યનો, કર્યો કોઇએ ન પક્ષજી. ક્યાંરે. ૧
શત્રુ શમ્યા ઝાઝા જોરથી, ઝંખી બેઠા ન જક્ષજી;
નથીરે ઉતરીયુ નાથને, નવ લીધુ જો લક્ષજી. ક્યાંરે. ૨
દર્શન આપો દાસીને, જીવુ જીવન આધારજી;
નવરે દેખુ દીનાનાથને, મારૂં પેટ કટારજી. ક્યાંરે. ૩

સ્વામીનું સમરણ કરતી; પગે પાળી ચાલતી થાકે ત્યાં થાક ખાતી રાત્રિ પડે ત્યાં વિશ્રામ લેતી. એક રાત્રિયે કોઇ ગામ વચ્ચે વાંઢા વણિકના ઓટલા ઉપર સુતી, પણ જાગતી; અને વારંવાર નગરની ચર્ચા જોતી; લગભગ મધ્ય રાત્રિ થવા આવી પણ તેણે કોઇ પણ સ્ત્રિને પેસતાં નીકળતાં જોઇ નહિ. પોતે વિચારમાં ગુમ થઇ ગઈ છે, એટલામાં વણિક ઉઠીને બહાર આવ્યો તેને એ શશિકળા પુછે છે.

**શશિકળા**—ભાઈ, તમારા ઘરમાં સ્ત્રિ જણાતી નથી, તેનું શું કારણ છે !

**વણિક**—મેં તો હજી લગ્નજ કર્યું નથી;

**શશિકળા**—તમારી ઉમ્મર કેટલી થઇ હશે ?

**વણિક**—આશરે ચાળીસેક તો થઈ ગયાં હશે ! આ મકાન વાંઢાનું મકાન એ નામથી પ્રખ્યાત છે. મારા મકાન ઉપર કોઈ બૈરૂ તો આવેજ નહિ, અને આવે તો આબરૂદાર ન ગણાય; આજ તમે આવ્યાં એ મને નવાઇ લાગે છે. મને તો લાગે છે કે સવાર ઓરા મારી આબરૂના કાંકરા થશે ?

**શશીકળા**—વાંઢા વાણીઆ, ભૂલ્યે ચુકે વાણીઆ વિઘ્ના ન કરશો. જો કદાચ મારી ભર નિદ્રામાં પણ મારા શરીરને અડશો તો બળીને ભષ્મ થઇ જશો. એવું મને રૂષિનું વરદાન છે.

વણિક વિચારે છે કેવળ ડરાવાની વાત, આવી કામકળા જેવી સ્વરૂપવાન બાળા હાલી ચાલીને આંગણે આવી; તેને નિરાશ ન જવા દેઉ; વણિકે કમાડ ઠાલુ અડકાવ્યું. સ્રિનો ઉંઘ્યા જેવો અવાજ થયો એટલે ધિમે રહી બારણું ઉઘાડી, વણિક ઝટ બહાર આવ્યો, અને ઢીલ ન કરતાં સ્રિને અંગુઠે અડકયો. અડતાંની સાથે સ્રિ જાગી, અને વણિક સળગવા લાગ્યો. બળતા વણિકે બુમે બુમ પાડવા માંડી. શશિકળા રસ્તે પડી, લોકો અતિષે ભરાઈ ગયા, વણિકને શ્મશાન લઇ જઇ પુરો બાળી પાણીમાં વહેવરાવી સૌ સૌને ઘેર ગયા. શશિકળાને આગળ જતાં એક જગાએ ગણિકાનો નાચ પડી રહ્યો હતો, તે જોઇ તેણે વિચાર કર્યો કે આ જગા રાત ગાળવા નિર્ભય સ્થાન છે. અહિં કોઇ કયાંથી આવ્યાં અને કયાં જાઓ છો એવું કોઇ પુછી શકે તેમ નથી, માટે બેસી જવા દે એક બાજુ પર ? નાચ થઇ રહ્યો ગણિકા પરવારી; શશિકળા જ્યારથી આવીને બેઠી છે ત્યારથી તેનાજ સામુ જોઇ રહી છે તે ગણિકા તેને પુછે છે.

### રાગ; પામ્યો પામ્યો પ્યારી મન માની.

કયાંથી કયાંથી ભટકાતી ફરતી, મહિલા શું મુખ ઉચરતી.　　કયાંથી ?
બાળા બાળા; દીસો અલબેલી, ખાંતેથી રહેજો બેલી.　　બાળા બાળા.
દુઃખિઆરી દારા અતી, આવો મારે ઘેર;
ખાવા પિવા ખાંતથી, કરજો લીલા લહેર.　　બાળા. ૧
ખાજો પીજો ખેલજો, મનથા માણી મોજ;
ધંધો કરજો ધાકથી, ખરે કરી કર ખોજ.　　બાળા. ૨
મારૂં કહેવું માનજો, જેથી જડશે સુખ;
દીન દીન દારૂણ વાધશે, દમતાં દારૂણ દુઃખ.　　બાળા. ૩

**શશિકળા**—　　**મરાઠી સાખી.**

અધમ કરમની નહિ કરનારી; પ્રાણ પડે પણ રાજી,

દિવ્ય દેહની કિમ્મત ક્યાં છે, બગડે જ્યારે બાજી;
મરવું લાજી, શું બોલું ગર્વે ગાજી. મરવું.

ગણિકા— મરાઠી સાખી.

ઉત્તમ કુળ અલબેલી બાળા, નારી શીખો નાચ,
તુચ્છ કરમને ત્યાગી મુકો, સદાય બોલો સાચ;
નવ આવે આંચ, પ્રસંન્ન થશે પરમેશ્વર પાંચ. નવ.

શશિકળા— રાગ; પારુચો પ્યારી મન માની.

નારી, નારી કહો તો હું નાચું, જગજીવન જોતાં જા...ચું. નારી.
ઇચ્છુ પવિત્રિ પ્રેમની, તે વિણુ કહો તે કામ;
અધમ કરમને આદરી, દીન દીન ઇચ્છો દામ. નારી. ૧
દારૂણુ દુઃખને વેઠતાં, રઝળી રહેવું રાન;
સદગુણુ ભરવા ભાવથી, મન માન્યાથી માન. નારી. ૨
અવનીમાં અદ્ધર ફરૂ, નાવે ખોટી આળ;
લાલચ આપે લાખની, કંપુ નહિ કો કાળ. નારી. ૩

દોહરો.

હોંષ ધરીને આપીએ, સદા સુપાત્રે દાન;
પુરણુ સુખને પામીએ, મહિતળ માંહે માન. સિયાવર.

**સુપાત્રે દાન–દ્રષ્ટાંન્ત**–ભરતખંડના પુર્વભાગમાં, સઘળી ઉજળી એટલે ઉંચ વસ્તીને વીટીને રહેલું સારૂ, અને શુશોભીત કિલ્લા વાળુ એક નગર હતું, જેમાં વસનારા મનુષ્યોની વૃત્તીઓ સદા ઉંચી રહેલી હતી. વહેપાર, ધંધો, રોજગાર પણુ તે પુરમાં સારો ચાલતો હતો. તે ગામના મધ્ય ભાગમાં એટલે ભર બજારમાં એક ગરીબ મુસલમાનનું ઘર હતું, જેનું નામ સફરભાઇ હતું, તેને સારી સુપાત્ર સ્રી હતી, જેનું નામ પણુ સારી બીબી હતું. બેઉ જણુ વણુવાનો ધંધો કરતાં હતાં. પોતાના ધંધામાંથી જે પ્રાપ્ત થતું, તેમાંથી કરકસર કરી મીયા ગુજરાન કરતો, અને બાકીનું બચાવીને સંઘરી રાખતો; દુઃખની વખતે પૈસોજ કામ આવે છે, એમ સમજી બચાવેલા પૈસાનું રૂડી રીતે જતન કરતો હતો.

સારી બીબી કે જે સદા સારા અને ઉંચ વિચારની હતી તે એક દીવસ મીઆને કહેવા લાગી, કે તમે પૈસાને સંઘરીને શું કરશો. સંઘરી રાખેલું ધન સુખ નહિ પણુ દુઃખ આપે છે, ગળપણુની વાસથી જેમ લખ્ખો કીડીઓ અને હજારો માંખીઓ ભેગી થઇ જાય છે. જેમ ઝાડની છાંયા દેખી મુસા-

ફરો આવે છે, તેમ–ધન દેખી ચોર, લુંટારા, ફાંસીઆ, જુગારી, લોભી, અને હરામીના મન ખીંચાય છે.

સક્કરભાઈ કહે બીબી તમારી સમજણ ફેર છે, આવી પડેલું દુઃખ પૈસા વિના દુર થઈ શકતું નથી. શરીરે થએલી વ્યાધી શાન્ત કરવામાં હકીમજીની જરૂર પડે છે, ત્યારે તે વખતે તેઓ પૈસા વિના પગલું દેતા નથી. અચિંન્તા આગ લાગે, ઘર બળી જાય, કે વા વાઝોટ અગર વરસાદથી પડી જાય તો ફરીને ઉભુ કરવું એ પણ પૈસા વિના થઈ શકે નહિ. પૈસાની જરૂર કયારે પડશે તે અત્યારથી કહી શકાય નહિ. અને બચાવેલું ધન માર્ગમાં નાંખી દેવાય નહિ.

બીબી કહે નાંખી ન દેશો, પણ સુપાત્રે દાન કરો કે, જે ઉગી નીકળે અને એકથી હજાર ઘણું થાય.

મીયા બીબીની રકઝક ચાલી રહી છે, એટલામાં એક ફકીર આવ્યા કે જે, સત્યવક્તા અને સિદ્ધી વાળા હતા, બીબીએ તેનો સત્કાર કર્યો અને ભોજન આપ્યું. ત્યારબાદ ફકીર પુછે છે, તમારે શું ફરજન છે. બીબી કહે ફરજન તો કાંઇ નથી, ફકીર કહે ઇશ્વર આપશે. બીબી કહે, પુત્ર તો પ્રભુ આપશે કે નહિ, તે ઇશ્વર ઇચ્છા, તેને માટે ફિકર કે ચિન્તા થતી નથી. મીયાં કહે છે કે, પૈસાનો સંગ્રહ કરવો એ લાભકારી છે કે નહિ. તેનો ખુલાસો આપના મુખેથી કરો. ફકીર કહે છે સંઘરી રાખેલું ધન સુખ નહિ, પણ દુઃખ કરતા છે. વપરાતું ધન સદા સુખની વૃદ્ધિ કરે છે, માટે સુપાત્રે દાન કરવું.

ફકીરના ગયા પછી તેના શબ્દ યાદ કરીને મીયાંએ વિચાર કર્યો કે, સુપાત્રે દાન કરતા રહેવું, દીન પ્રતીદીન સુમાર્ગે અને સુપાત્રે ધન વાપરવા લાગ્યો. થોડા વખતમાં સંગ્રહ કરેલું ધન થઇ રહ્યું; તેથી તેને ઉદાસી ન થઈ પણ ઉલટી પ્રસંન્નતા થઇ, સુકિર્તિના શબ્દ કાને સાંભળીને શરીરની આરોગ્યતા સારી થઇ. આ બનાવથી બીબી પ્રસંન્ન થઇ.

થોડા કાળમાં બીબીને એક દીકરો થયો, તે પણ ભોળો અને ખુશમીજાજી હતો, તેનું નામ નુરભાઇ પાડયું. દીકરો જન્મ્યા પછી મીયાં બીબીએ વિચાર કર્યો કે, આપણે જેટલું ધન મજુરી કરીને કમઇએ, તેમાંથી અડધું નિર્વાહ અર્થે વાપરવું અને અડધું, સુપાત્રે ખરચી દેવું. બીજા દીવસને માટે કાંઇ પણ સંઘરવું નહિ.

સાત વરસનો છોકરો થયો, ત્યારે મીયાંનો દેહકાળ થયો. સમજુ અને સારી સુપાત્ર બીબીએ વિયોગ દુઃખ સહન કરીને બાળકને ઉછેરવામાં કાળજી રાખી. કમાણીમાંથી અડધું, સુપાત્રે દાન કરવું તે ટેક તેણે મુકયો નહિ. છોકરો દીન પ્રતીદીન મોટો થતો ગયો, અને થોડે થોડે, ઘરમાં જે વણવાનું

કામ થતું હતું તે શીખ્યો અને કરવા લાગ્યો. છોકરો સ્વભાવે ભોળો હતો, એટલે મા જેમ કહે તેમ કર્યા કરતો હતો, મા હમેશાં જેટલું પેદા થાય છે, તેમાંથી અડધું લોકને આપી દે છે અને અડધામાંથી ખાવા પીવા ઓડવા પહેરવા અને વાપરવા માટે જોઇતી વસ્તુ લાવે છે " અડધું શા માટે બીજાને આપી દે છે, તે બાબતની સેજ ખટપટ બાળકના દીલમાં વસી ગઇ પણ માતાને પુછી તે બાબતનો ખુલાસો લીધો નહિ.

જ્યારે દીકરો નુરભાઇ, વીશેક વરસની ઉમ્મરનો થયો, ત્યારે સંસારસુખનો સેજ ચીતાર તેના હૃદયમાં ખડો થયો; અને જાગ્રતી આવી કે, બાઇડી એ સુખનું સાધન અને દુઃખની ભાગીદાર છે; નિરંતર સહેવાસમાં રહી ભાઈબંધની ભીડ ભાગનાર પણ બાઇડીજ છે; થોડે થોડે મિત્ર દોસ્તદારમાં બેસવાથી, અને સ્ત્રીપુરૂષના જોડાનો વૈભવ નજરે જોવાથી, લગ્ન કરવાની ઇચ્છા થઇ.

નુરભાઇ, એક સમયના યોગે, માને પુછવા લાગ્યા કે, હે અમા તુ મેરી *સાદી કયું નહિ કરતી હે ? હેં અમા મેરી સાદી કર દેને મેરી સાદી કબ કરેગી ?

સારી બીબી કહે બેટા, સાદી કીસ તરાંસે કરે. અપની પાસ પેસા નહિ; સાદી કરનેમેં કુચ પેસે તો ચાઇએને ? નુર કહે અમાં અપને મહેનત કરકે. જો પેસે કમાતે હેં ઇસમેસેં તું આધે પેસે અપને ઘરમાં ખરચ કરતી હે. ઓર આધે દુસરે કું દે દેતી હે તો મત દે. ઓર ઘરમેં રખ દે, ભેલી હો જાય જબ સાદી કરા દે !

મા—બેટા કલસે એસા કરેંગે;

દીકરો—અમા, આજ તક પેસે કયું નહીં ઘરમેં રખ્ખે, ઓર દુસરેકું દે કયું દીએ !

મા—બેટા; મેં દે નહિ દેતી હું મગર જમા રખતી હૂં.

નુર—અમા; કાહાં જમા રખતી હે !

મા—ખુદાકે વાં જમા રખતી હું.

નુર—ખુદા શાવકાર હે કે દેવાલીઆ ?

મા—બેટા, ખુદા જેસા સાવકાર સારી આલમમેં‡ દુસરા કોઇ નહિ !

નુર—અમા, ખુદા કુચ વ્યાજ બાજ દેતા હે કે નહિ ?

મા—બેટા, વોતો બડા ભારી વ્યાજ દેતા હે; વ્યાજકા બી વ્યાજ દેતા હે; ઓર મુડીમેં ઉમેરણ બી કરતા હે.

નુર—અમા; શાવકાર લોક કમતી બ્યાજ દેતે હે, ઓર દેવાલીએ દુના× બ્યાજ દેતે હે.

* સાદી=લગ્ન. ‡ આલમ=દુનિયા. × દુના=બમણું.

મા—બેટા, ખુદા દયાળુ હે. વો દયા કે લીએભારી બ્યાજ દેતા હે; ઓર સારી આલમકુ સમાલતા બી હે.

નુર—અમા; મેં ખુદાકે ઘર જાઉં, પૈસે લે આઉં ઓર શાદી કરૂં.

મા—બેટા, ખુદા વેસેઇ દે દેગા. વાં જાનેકી કુચ જરૂરત નહિ.

નુર—વો દેગા કબ!

મા—જબ ઉંનકી મરજી.

નુર—વો કાયકા શાવકાર; જીસ વખ્ત લેણુદાર મંગે ઉસી વખ્ત દે દે ઉનકુ શાવકાર કીયા જાતા હે.

મા—બેટા, વો બી જીસ વખ્ત મંગે ઉસી વખ્ત દે દેતા હે. ઓર બીન મંગનેસે જરૂરત સમજ કે દેતા હે. એક શિકકેકા હજાર શિકકા દેતા હે!

નુર—અમા, મેં તો ઉનકે ઘર જાઉંગા મકાન દેખુંગા પેસે લાઉંગા ઓર શાદી કરૂંગા.

એ પ્રમાણે કહીને નુરભાઇ વિદાય થયા. ગામની બહાર નીકળીને ઉત્તર દીશા તરફ ચાલ્યા; બે ત્રણ ગાઉ ગયા પછી જે કોઇ માણુસ સામું મળે તેને પુછે! ભાઇ ખુદાકા ઘર કીધર હે! ખુદા કહાં રહેતા હે! કેટલાક લોકો હસી કાઢે અને કોઇ એમ પણ કહે કે ચાલ્યા જાઓ મીઆં આગળ, વળી આગળ ચાલતા જાય અને જે મળે તેને પુછતા જાય કે. ખુદા કહાં રહેતા હે!

પાંચ સાત દીવસમાં આશરે, પચાસેક ગાઉની મુસાફરી મીઆંએ કરી; અને હજી આગળ ચાલ્યાજ જાય છે અને ખુદાનું ઘર પુછતાજ જાય છે.

પાંચસેં સાતસેં ગામનો ધણી, એવો રાજા, પોતાની ત્રણ રાણી સાથે સંસારનું સઘળું સુખ, ભોગવતો હતો અને સઘળા વૈભવથી આનંદ માનતો હતો; તેની નવી રાણીને એક દીકરો અને જુની રાણીને એક દીકરી હતી; દીકરો પાંચ વરસનો હતો, અને દીકરી સત્તર વરસની હતી, સારૂં માગુ આવે નહિ; અને નબળું ઠેકાણું ફાવે નહિ; તે કારણથી દીકરી કુંવારી હતી; જ્યારે તેના લેખ જાગશે ત્યારે કોઇ રાજાને ત્યાંથી માગુ આવશે એમ સમજી રાજા તે તરફ ધ્યાંનજ નહોતો આપતો અને પોતે રાણીઓની સાથે મોજમઝા કરતો હતો.

એક સમએ રાજાને ઇચ્છા થઇ કે આપણા નગરની આસપાસ *કિલ્લો બંધાવવો કે જેથી નગરની શોભા વધે અને આપત્તિ વખતે રૈયતનું રક્ષણુ રૂડી રીતે થાય તેમ આવતા દુશ્મનો પણ એકદમ ન ફાવી જાય; તેજ વખત તેણે પ્રધાનને આજ્ઞા કરી કે; જે ખરચ થાય તે ×કોષમાંથી કરો અને જેમ બને તેમ જલદી, આપણા નગરને ફરતો કિલ્લો બાંધી દયો!

---

* કિલ્લો=કોટ. ×કોષ=ભંડાર.

હુકમ માંથે ચઢાવી, પ્રધાને તૈઆરી કરવા માંડી; ઇંટો, માટી, ચુનો, પથ્થર, કાંકરી, રેતી, વિગેરે સઘળી જોઈતી સાહીત્ય નગરને ફરતી ચારે બાજુ નંખાવી દીધી; ત્યારબાદ આખા ગામમાં રહેલા સઘળા કડીઆ તથા મજુરને ભેગા કરીને કામ શરૂ કરાવ્યું, સવારથી સાંજ સુધીમાં જેટલું ચણતર થયું; તેટલું બધું, મધ્ય રાત્રીએ હડુડુડુ કરતું પડયું, અને તેનો જબરો અવાજ થયો; અવાજને સાંભળી રાજા તથા પ્રધાન જાગી ઉઠયા અને મોટે શબ્દે પુછવા લાગ્યા કે, અરે હે પેરેગીરો; શું થયું ? પેરેગીર કહે સાબ કોટ ગીર ગયા; રાજા કહે શાથી ? સીપાઈ કહે કયા માલુમ ખુદા જાણે !

વહાણું વાયુ કડીઆ તથા મજુરો હાજર થયા, તેમને જોઇને પ્રધાન, ચીડીઆં કરવા લાગ્યો; અને તેમને કહેવા લાગ્યો કે; આવું કેવું કાચુ કામ કર્યું કે સેજ પવન લાગવાથી પડી ગયું ! કડીઆ કહે નામદાર નીચી ભીંત પવનથી પડે નહિ, પણ કાંઇક દૈવ્ય કોપ હશે. પ્રધાન કહે ફિકર નહિ, આજે જરા જીવ રાખીને ચોકસ અને મજબુત કામ કરો.

બહુ સારૂં કહીને. સર્વે કામે બાઝયા; પ્રથમના દીવસ કરતાં, જરા ઠરાવીને કામ લીધું, એટલે થોડું પણ મજબુત થયું; તે પણ મધ્ય રાત્રીએ, વગર અવાજે પડી ગયું. સવારમાં જાગ્રત થઇ જુવે તો હતું તેવું ? પ્રધાને રાજાને ખબર આપી કે સાહેબ કોટ તો આજ પણ પડી ગયો; રાજા કહે ગામના કડીઆને ગરદન મારો અને બહારથી બીજા કડીઆ લાવો ? પ્રધાન કહે પરગામથી બીજા લાવવા એતો ઠીક પણ ગામનાને ગરદન તો નજ મરાય ! રાજા કહે બહુ સારૂં તેમ કરો પણ તેમને એ દીવસની મજુરી તો નજ આપશો. પ્રધાન કહે સારૂ સરકાર !

ગામના કડીઆને રજા આપી આસપાસના ગામમાંથી બીજા કડીઆ બોલાવ્યા. રાજાનું નામ અને કોટ કરવાનું કામ જાણી કડીઆ લોકો આવ્યા; તેમણે પણ મહેનત કરીને જેટલો કોટ કર્યો, તેટલો મધ્ય રાત્રીએ પડી ગયો.

આ પ્રમાણે સાત વખત કોટ કર્યો અને સાત વખત પડી ગયો ત્યારે રાજાને એમ લાગ્યું કે નક્કી કાંઇ દૈવ્યનોજ કોપ છે. અગર કોઇ, *કરામતીની §કરામત છે ! ફિકર નહિ હાલ તપાસ કરાવરાવું છું; અરે સીપાઇઓ ! સીપાઇઓ કહે જી હજૂર—રાજા કહે—આપણા નગરની આસપાસ ચારે બાજુ પાંચ પાંચ ગાઉ ફરતા, ફરતા રહો, અને તમારી નજરે પડે એવો કોઈ સાધુ, સંન્યાસી; શેવડો; જોગી, જંગમ, પરમહંસ, વેરાગી; અઘોરી કે ફકીર જેને

* કરામતી=ધુરંધર. § કરામત=જાદુ.

દેખો તેને વિનય વચનથી સમજાવી મારી પાસે લાવો ? અને ન આવે તો જોર જુલમથી પણ લાવો ?

રાજાની આજ્ઞા થતાં સીપાઇઓ છુટયા અને નગરની આસપાસ ચારે બાજુ ફરવા લાગ્યા; ફરતાં ફરતાં નુરમહમદની મુલાકાત થઇ.

**સીપાઈ**—કેમ મીઆં કયાં તૈયારી કરી ?

**નુરભાઈ**—ખુદાકા ઘર કીધર હે ? બતાવ ખુદાકા ઘર.

**સીપાઈ**—તમારે ખુદાના ઘરનું શું કામ છે ?

**નુરભાઈ**—તુમારે કયા મતલબ પુછનેકી; મેરે ખુદાકે ઘર જાના હે માલુમ હો તો બતાવ; નહિ તો કુચ્છ નહિં.

**સીપાઈ**—ખુદાકા ઘર તો બહોત દુર હે! વાં જાકે કયા કરોગે ?

**નુરભાઇ**—ચ્હાય જીતના દુર હો મગર જાઉંગા, ઓર મેરી માને પેસે જમા રખ્ખે હેં વો લે આઉંગા.

**સીપાઇ**—અમેરા રાજાકી પાસ ચલો, ઓર પીર જાઓ.

**નુરભાઈ**—હમેરે કયા કામ હે, તેરા રાજાકા, હમ નહિ આતે હે.

**સીપાઇ**—ખુદાકા ઘર કાં હેં, વો અમેરા રાજા અચ્છી તરાંસે જાનતા હે વો તુમકુ બતાયગા ?

**નુરભાઈ**—હાં...જબ તો ચલો.

સીપાઇની સાથે નુરભાઇ રાજા પાસે આવ્યા, નુરભાઇને જોઇને રાજાએ સીપાઇને પુછયું કે, આ માણુસને કેમ લાવ્યા ! સીપાઈ કહે સરકાર આ માણુસ સાથે વાત કરવાથી લાવ્યાનું કારણ આપને જણાશે એટલામાં નુરભાઈ બોલી ઉઠયા; રાજા ! તુમને ખુદાકા ઘર દેખા હે? કાં હે ખુદાકા ઘર! હમકુ બતાવ મેં ખુદાકા ઘર જાતા હું; રાજાએ વીચાર કર્યો કે, આ કોઈ ભોળો માણુસ છે; અને તે પ્રભુને દ્વારે જવા ઇચ્છા કરે છે. ભોળાના ભગવાન છે, માટે જરૂર આ માણુસને ઇશ્વર દર્શન દેશે; માટે આની સાથેજ સંદેશો કહેવરાવી ખરી હકીકત પુછાવી મંગાવું. રાજા કહે, મીઆ સાહેબ તમે ખુદાની પાસે જાઓ, ત્યારે મારી વતી હું કહું તેટલું ખુદાને પુછતા આવજો, અને તેનો થએલો ઉત્તર મને જરૂર કહેતા જજો. નુરભાઇ કહે કયા પુછનેકા હેં બોલ દે ! રાજા કહે પુછજો કે ચંદ્રપુર, નગરનો ચંદ્રસિંહ રાજા પોતાના નગરની આસપાસ કોટ કરાવે છે. તેનો દીવસે તૈયાર થએલો કોટ રાત્રીએ પડી જાય છે, તેનું શું કારણ છે ! તે પડી ન જાય અને બન્યોજ રહે એવો શો ઉપાય છે ? નુરભાઇ કહે બ્હોત અચ્છા જરૂર પુછતા આઉંગા. અબ મુજે જાને દો. રાજાએ

મીયાને ઉત્તમ પ્રકારનાં ભોજન જમાડી વિદાય કર્યા; માર્ગમાં ચાલતાં મિયાં વિચાર કરે છે કે, ખુદા તો બહોત દુર રહેતા હે, ઈતની દુર કાયકુ રહેતા હોયગા! કોઇ પેસે માગને વાલા જલદી આ ન શકે, ઉસકે લીએ વો ઈધર રહેતા હોયગા; અબ કીતના દુર હોયગા, અબ તો મેં થક ગયા. જીસકુ પુછતે હે, વોં એસાઇ કહેતા હે કે, આગે ચલે જાઓ, આગે ચલે જાઓ; કાંહાં તક આગે ચલે જાઓ! ઉસકા છેડા બી હે કે નહિ! દેવાલીઆ દુર રહેતા હે: જો કોઇ મેરે આનેકી ખબર દેગા તો વાંસે બી ભાગ કે આગુ ચલા જાયગા.

આવાને આવા વિચારમાં, મીયાં એક ઝાડ નીચે સુતા છે, ત્યાં ઘણા દિવસનો ભેગો થએલો થાક તથા ભૂખ, તરસને લીધે તેને સારી ઉંઘ આવી ગઇ.

સાક્ષાત પ્રભુ× અંતરજામી, સમજ્યા કે ભોળાને ભટકવા દેવો એ સારૂં નહિ; જ્યાં સુધી મારા ધામમાં અને મારી પાસે નહિ આવે ત્યાં સુધી, એના ચાલવાનો છેડો આવી રહેવાનો નથી; માટે હવે તો એને ઉંચકાવી મંગાવી મારા મંદીરની નજીક સુવારાવું. તે પ્રમાણે પ્રભુએ [1]પાર્શ્વદોને આજ્ઞા કરી, કે જાઓ પેલા મીઆંને સાચવીને લઇ આવો, અને તેને આપણા મંદીરની સામે સાતસેં [2]કદમ ઉપર સુવારી દયો! આજ્ઞા થતાં પાર્શ્વદોએ તે પ્રમાણે કરી દીધું. સવાર થતાં મીઆં જાગ્રત થયા, ત્યારે સુતી વખતે સૃષ્ટિનો જે [3]ચિતાર જોયો હતો તેથી કાંઈ બીજુંજ જોયું. એ ક્યા! ઝાડ બીડકા જંગલ કીધર ચલા ગયા, ઓર એ જંગલમેં મંગલ કેસે આ ગયા. એ સામને કીસી કે મકાન દીખતે હે; ચલો પુછે તો સઇ.

પ્રભુને દ્વારે ઉભેલા સેવકોને નુરભાઇ પુછેછે ભાઇ એ મકાન કીસકા હે!

**સેવક**—ખુદાકા હે, તેરે ક્યા કામ હે?

**નુર**—હાં; જબ તો બહોત ઠીક; મેં ચલ ચલ કે થક ગયા;

**સેવક**—હે ખુદા; ખુદા તો મકાન છોડકે નહિ જાતા હે.

**નુર**—હાં; બહોત અચ્છા.

બહોત અચ્છા કહીને મીઆં જોવા અંદર પેસવા જાય છે, તેવાજ સેવકોએ અટકાવ્યા; ખડે રહો અંદર જાનેકા હુકમ નહિ!

**નુર**—અરે હુકમ કેસે નહિ! મેં પેસે માંગતા હું; માંગને વાલેકુ કોન અટકાને વાલા હે.

**સેવક**—અંદર મત જાઓ બહાર ખડે રહો; ખુદા સબ જાનતા હે; વો, માંગને વાલેકુ દે દેતા હે.

× અંતરજામી=અંતરની જાણનાર. ૧. પાર્શ્વદ=સેવક. ૨. કદમ=અઢીફુટ. પગલાં ભરતાં, પગ વચ્ચે પડેલું અંતર. ૩. ચિતાર=તસ્વીર; છબી.

**નુર**—ક્યા દેતા હે ધુલ ! પેઠને તો નહિ દેતા હે; દેવાલીઆ !

**સેવક**—મીયાં, જાસ્તી મત બોલો ?

**નુર**—કેસે મત બોલો ! એ શાવકારકી રીત નહિ, દેવાલીઆ.

બંનેની રકઝક ચાલે છે, ત્યાં પ્રભુએ અવાજ કર્યો, કોણુ છે ? જે હોય તેને અંદર આવવા દયો, પ્રભુ વચન થતાંની સાથે, સેવકો ખસી ગયા, અને મીઆ અંદર ગયા. મીઆંને જોઇને પ્રભુ મધુરા અવાજથી બોલ્યા, આવો આવો નુરભાઇ, કયું અચ્છે તો હો ને ! સર્વેશ્વરનું ધામ જોઇ મીઆં તો ગરકજ થઇ ગયા. કશું બોલીજ શક્યા નહિ; જેમ નિંદ્રામાંથી જાગ્રત થએલાને થોડી વારે ભાન આવે તેમ, જરા વિલંબે મીયાં બોલ્યા; હાં સબ અચ્છાઇ હે; હાં......મેરી અમાને તુમેરે વાં પેસે જમે રખ્ખે હેને ?

**ખુદા**—હાં રખ્ખે હે !

**મીઆં**—જબ વો દે દો, મેરે સાદી કરની હે;

**ખુદા**—મીઆં દો ચાર દીન ઠેર જાઓ !

**મીઆં**—ઠેર કેસે જાઓ; એ શાવકારકા જવાબ નહિ !

**ખુદા**—મીઆં; ફીકર મત કરો, તુમારે સબ પેસે દે દેંગે, મગર ઠેરો તો સઇ કુછ બાતાં કરે; ઓર મોજ કરે.

**મીઆં**—ઓરત બીના કેસી મોજ, સંસારકી સબ મોજ ઓરત કે સંગ રહેતી હે !

**ખુદા**—ઓર દુસરા કુચ્છ કહેનેકા હે !

**મીઆં**—ન કુચ્છ કહેના ઓર સુનના; અમારે પૈસે દે દો !

**ખુદા**—કુચ્છ બી કહેનેકા નહિ; કુચ્છ તો હોગા !

**મીઆં**—અરે બાઇ શીર કાયકુ ફોડતા હે, કહેનેકા એઇ હે કે અમારે પેસે દે દો, જો મેરી અમાને જમે રખ્ખે હે.

**ખુદા**—તુમારે પેસે તો અબી દેતા હું, મગર કીસીકા સંદેશા ?

**મીઆં**—કીસકા સંદેશા, ઓર કીસકી ઓળગ; કુચ્છબી નહિ; પેસે દો પેસે ?

**ખુદા**—કીસી રાજાને તુમકુ કીયા હે કે, અમારા ઇતના પુછતે આઇઓ !

**મીઆં**—હાં–હાં ઠીક યાદ કીયા ! એક ચંદ્રપુર કરકે શહેર હેં વાંકા રાજા ચંદ્રસિંહ હે; વો બોલતા થા કે મેં, દીનકુ જીતના કોટ બનાતા હું, વો સારા કોટ રાતકું ગીર જાતા હે; ઉસકા ક્યા સબબ ! વેસા ખુદાકુ પુછતે આઇઓ ! ક્યા સબબ હોયગા; કહો ? ઓર મેરે પેસે !

ખુદા—મીઆં, તુમ રાજાકે વાં જાઓ, ઓર જીસ વખ્ત વો સભા ભરકે અપના *તખ્ત પર બેઠ જાય, ઇસી વખત ઉસકુ કહેના કે નીચે ઉતર, મેરી સામને બેઠ, ઓર સુન લે!

**મીઆં**—ફીર!

ખુદા—જબ વો સામને બેઠ જાય, તબ ઉસકા કાન પકડના ઓર ઉસકુ બોલના કે.

**મીઆં**—સાહેબ એસા નહિ હો સકતા હે; રાજાકા કાન નહિ પકડા જાતા હે; રાજા વો તો રાજા, જીસકી રખની ચઇએ માઝા, અમેરા ગામકા રાજા, સામને ઉંગલી કરને વાલેકી, ઉંગલી કાટ દેતા હે!

ખુદા—મીઆ ડરો મત, ઓર કાન પકડો; વો તુમકુ કુચ નહિ કરેંગા, ઓર તુમારી સબ બાત સુનેગા!

**મીઆં**—કભી સુને તો કહેના કયા!

ખુદા—અબે ઓ હેવાન; નાદાન?

**મીઆં**—એસે બચન રાજાકુ કેસે કહે જાય; વો તો જરૂર માર ડાલે રાજાકે હાથમેં સારી આલમકી લગામ હે, ઇસકુ ખુદાને બડા બનાયા હે!

ખુદા—જબ તુમ બાત કીસકી સામને કરતે હો ઓર કીસકુ પુછ રહે હો!

**મીયાં**—ખુદા કે સામને ઓર ખુદાકુ પુચ્છ રહા હું.

ખુદા—જબ બિચાર કરલો! કે વો કુચ કરેગા કે નહિ!

**મીયાં**—ઠીક, એસા કહે કે ફીર કયા કહેના!

કાન પકડ કે કહેના કે; હેવાન; નાદાન; અંધા, હૈએક્ક ફુટા! તું તેરી ઓરત કે સંગ, ખેલતા હે, રમતા હે, ઘુમતા હે, ડોલતા હે, બોલતા હે, હસતા હે, ઓર સબ બાતકી ×એશ કરતા હે, ઓર તેરે ઘરમેં, તેરી સતરા બરસ કી બેટી ચંદ્રબાળા કુંવારી હે, ઉસકા સુખકા તેરે દીલમેં કુચ્છ ખ્યાલ નહિ આતા હે; ઓ રાતકુ સંસારકા વિષય સુખકી ઇચ્છા કર કે નિસાસા ડાલતી હે ઇસ વખ્ત તેરા કોટ ગીરજાતા હે; સબ બાતસે અચ્છા મ્હાય તો તેરી બેટી કી સાદી કર દે; ઓર ઉસકે [1]ખાવિંદ કે વાં ભેજ દે. એસા કહેના ઓર દુસરે હાથસે તમાચા માર દેના!

**મીયાં**—બહોત અચ્છા અબ પેસે, દે દો જલદી!

ખુદા—દેતે હે દેતે હે, ઇતના જલદી કાયકુ કરતે હો, દો દીન ઠેર જાઓ?

* તખ્ત=રાજ્યાસન ગાદી. × એશ=મોજ મઝા. ૧ ખાવિંદ=ધણી, વર, ભરથાર.

**મીયા**—ઠેરે કેસે જાય; હમારે પેસે હમ લેને આએ ઈસ્મે ઠેરે કેસે જાય, દે દો જલદી—

પરાંણે પરાંણે સમજાવીને, મીયાને ભગવાને પાંચ દીવસ પરોણાગત રાખ્યા, જમાડયા, રમાડયા ખીલાવ્યા. જ્યારે મીયાં બહુ ગભરાયા ત્યારે અકળાઇને બોલ્યા કે અબ તો પેસેદેકે જાને દો તો ઠીક, ત્યારે ભગવાને કહ્યું, અચ્છા કલ ફજરમેં જાઇઓ. આજકી રાત રહે જાઓ, માત્ર પરણવાની ઉતાવળ એટલે પૈસાનું મોંઢુ દીઠા વીના આગળ પગલું ન ભરાય એમ સમજી મીઆં રાત્રીએ સુતા, અને સવારે ઉઠયા ત્યારે ખુદાનું ઘર ન દીઠું, પણ ઝાડ બીડ અને જંગ જોયું. અને ઝાડીમાં દુર એક ગામ પણ દેખાવા લાગ્યું.

અરે એ કયા; ખુદાને ફેંક દીયા, કીસીકી પાસ ઉડવા કે ઈધિર ઘર દીયા, બડા દેવાલીઆ, પેસે નહિ દીએ. મેરી અમાં તો કહેતીથી કે ખુદા બડા શાવકાર હે, ખુદા જેસા શાવકાર કોઇ હય નહિ; બડા દેવાલીઆ; ભારી દેવાલીઆ; આવ ભાવ કરકે બીઠાતા હે ઓર રાતકુ પકડ કે ફેંક દેતા હે.

એ પ્રમાણે મીયાં વિચારમાં પડી ગયા છે કે હવે કેમ કરીશું, એવામાં તેજ નગરના ફરતા પેરેગીરોએ મીઆંને જોયા અને ઓળખ્યા કે; આ મીઆં આપણા રાજાનો સંદેશો પુછવા ખુદાને ઘેર ગયા હતા તે!

**સીપાઇ**—કેમ મીયાં ખુદાને ઘેર જઇ આવ્યા કે નહિ!

**મીયાં**—હાં ભાઈ હાં, ગયા થા તો સઇ! (બડા દેવાલીઆ)

**સીપાઇ**—અમારા રાજાનો સંદેશો લાવ્યા કે નહિ?

**મીયાં**—હાં ભાઇ હાં, શીર મત ફોડો! મેં રાજા કે વાં જાઉંગા તબ કહુંગા. (ભારી દેવાલીઆ)

**સીપાઇ**—કીસકુ દેવાલીઆ દેવાલીઆ કરતે હો!

**મીયાં**—ભાઈ તુમારે કયા મતલબ; ઇસ બાતકી; (લેના મગર દેના નહિ બડા દેવાલીઆ).

રાજાના સીપાઇઓ જબરજસ્તી પકડીને રાજાની પાસે લઇ ગયા, તે વખત રાજા, પરમેશ્વરની *બંદગી કરી બેઠા હતા. રાજાએ મીઆંને જોયો ઓળખ્યો, અને પુછયું કે કેમ મીઆં ખુદાને ઘેર ગયાતા કે નહિ.

**મીયાં**—હાંજી ગયા તા; નહિ કેસે?

**રાજા**—મારો સંદેશો કહ્યો હતો?

**મીયાં**—હાં પુછાથા, ઓર ઉસ્કા જવાબ બી ખુદાને કહા હે.

* બંદગી=પ્રાર્થના; સ્તુતિ; નિમાજ.

**રાજા**—શું કહ્યું ખુદાએ ?

**મીયાં**—ઇસ વખ્ત કહેનેકા નહિ; તુમ તુમારી ગાદી પેં બેઠો ઉસી વખ્ત કહેના એસા કહા હે !

સાંભળવાને અતી આતુર થઇ રહેલા રાજાએ પ્રધાન સેનાપતી અને બીજા સભાસદોને બોલાવી સભા ભરી, અને પોતે સિંહાસન પર બીરાજમાન થઈ મીયાંને પુછવા લાગ્યા કે હવે કહો !

મીયાં રાજાની સામે આવી નીચે બેઠા ! રાજાએ તેમને આસન આપ્યું તે ન લેતાં મીયાં નીચેજ બેસી ગયા; અને રાજાને કહ્યું કે, નીચે ઉતર ઓર મેરે સામને બેઠ જા.

**પ્રધાન**—એસા કભી નહિ હો સકતા હે ?

**નુરભાઇ**—જબ ખુદાકા સંદેશા નહિ કહા જાતા હે !

**રાજા**—પ્રધાનજી જેમ કહે તેમ થવા દયો પણ પરમેશ્વરના ઘરનો સંદેશો સાંભળવા દયો.

રાજા નીચે બેઠો એટલે મીઆંએ કાન ઝાલ્યો, કે તરત સેનાપતીએ તલવાર કાઢી, છોડ ! ભયથી તરત કાન મુકી દીધો અને કહ્યું કે, તુમારે સુનનેકી મરજી ન હો તો મેરે કહેનેકી કુચ્છ જરૂરત નહિ ! રાજા કહે સેનાપતી, તમો કોઈ વાતે ક્રોધ કરશો નહિ, એ જેમ કરે તેમ કરવા દયો. રાજાની આજ્ઞા માનીને સર્વે ગુપચુપ ઉભાજ રહ્યા; ત્યારે મીઆંએ કાન ઝાલ્યો અને કહ્યું, સાલા કુત્તા ! સાલા ગદ્ધા ! પ્રધાન કહે હાં હાં હાં, આવા શબ્દો કેવી રીતે સાંભળ્યા જાય ! મીયાં કહે જેસી ખુદાકી મરજી, મેં કહાં જબરજસ્તી કહેને માંગતા હું, મરજી ન્હાય સુનો નહિ તો નહિ. રાજા કહે એ જે કહે તે કહેવા પણ દયો ! બોલો મીયાં ખુદાએ જે કહ્યું હોય અને જેમ સુચના કરી હોય તે બરોબર કહી બતાવો ! મીયાં કહે ! હેવાન ! નાદાન; અંધા, તું તેરી ઓરતકી સાથ એશ આરામ કરતા હે, ઓર તેરે ઘરમેં તેરી બેટી ચંદ્રબાળા સતરા બરસકી કુંવારી હે, ઈસકા કુછ બી ખ્યાલ નહિ કરતા હે; ચંદ્રબાળા રાતકુ, સ્વામીકે સંગમેં જો સુખ મીલતા હે ઉસકા બીચાર કરકે, ઓર અપસોસ કરકે નીસાસા ડાલતી હે; ઉસી વખ્ત તેરા કોટ ગીર જાતા હે ! ( યાદ રખ કહીને તમાચો માર્યો ).

તમાચો મારતાંની સાથે, પ્રધાન, સેનાપતી અને સર્વે સભાસદો ગુસ્સે તો થયા, પણ રાજાના રોકેલા કશું બોલી શક્યા નહિં. રાજાએ વિચાર્યું કે વાત સત્ય છે, અને આ શબ્દો સર્વેશ્વરના મોંહાનાજ છે. મીયાં ભોળો, અને ઓલીઓ છે, જરૂર પ્રભુને દ્વારે જઈ આવ્યો છે. પ્રધાનજી મીયાં કહે છે તેમાં જરાય

ખોટું નથી. પ્રધાનજી, પરમેશ્વરની પાસે જઇને આવ્યો, અને સાચો સંદેશો લાવ્યો, તેના જેવો બીજો સબંધી ખોળ્યે જડવાનો નથી; પ્રભુજી, પ્રભુ દર્શન કરીને આવ્યા, તો ઈન્દ્રે કન્યા આપી, તો આપણે પણ ચંદ્રબાળાને આ મીયાં સાથેજ વરાવી દયો; હવે જોશીને પણ પુછવા જવાનું નથી, બોલાવો પુત્રીને અને વરતાવો મંગળ. ( ચંદ્રબાળાનાં લગ્ન નુરભાઇ સાથે થયાં. )

લગ્ન થઇ રહ્યા પછી મીયાં મોટે અવાજથી બોલ્યા કે, " ખુદા દેતા નહિ હે મગર દીલાતા તો હે ! " બડા શાવકાર, ખુદા બડા શાવકાર.

**રાજા**—કેમ મીયાં સાહેબ તમારૂં નામ શું છે, ક્યાં રહો છો; માબાપ છે કે નહિ અને શું ધંધો કરો છો ?

**મીયાં**—મેરા નામ નુર મહંમદભાઇ હેં, મેરી માકા નામ સારી બીબી હે; ઓર મેરા બાવાકા નામ સક્કરભાઇ હતું, વોતો ગુજર ગએ હેં, હમ બુણનેકા ધંધા કરતે હે.

**રાજા**—મેં તુમારી અમાકુ બુલાનેકુ આદમી ભેજતા હું, તુમ ઇધર ઠેર જાઓ, તુમારા ગામકા નામ ક્યા.

**મીયાં**—ગામકા નામ તો નહિ આતા હે; મગર બજાર કે બીચમેં મેરા બાવાકા મકાન હે. પુછતે ચલે જાઓ !

**રાજા**—ક્યાં પુછે, ઓર કેસે ઢુંઢ નિકાલે, ગામકા નામ કેસે નહિ માલુમ.

**મીયાં**—હમારે ગામકા નામકી ક્યા જરૂરત. જો ગામકા માલીક હે વો ગામકા નામ જાનતા હોયગા. તુમ એસા પુછતે ચલે જાઓકે, નુરમહંમદભાઇ સક્કરભાઇકા મકાન બજારકે બીચમેં હે વો ગામ કોનસા !

**પ્રધાન**—રાજાધીરાજ, મીયાં જરા દીલના ભોળા છે, માટે હાલતો બેન ચંદ્રબાળાને રાજસી ઠાઠ સાથે વળાવો. અને ત્યાં ગયા પછી સર્વને અહીં બોલાવીને રાખજો !

**રાજા**—ઘણું સારૂં ચાલો તેમજ કરીએ.

પચાસ ઘોડેશ્વાર સારી રીતે શણુગારી તૈયાર કર્યા, અને હાથીની પીઠ ઉપર સોનાની અંબાડી મુકાવી દીધી; એક લાખ સોના મહોર રાજાએ પેરામણીમાં આપી; અને સોળ સણુગાર સજાવી ચંદ્રબાળાને વળાવી.

ઇશ્વર ઇચ્છિા વગર પુછ્યે સીધે રસ્તે સૌ તેજ નગરમાં પેઠા કે જે નગરમાં મીયાંનું મકાન હતું, ઘોડેશ્વાર અને હાથીની અંબાડીમાં સ્રી પુરૂષનું જોડું જોઈ ગામના ઘણા ખરા લોકો જોવાને ઉભા રહ્યા, અને આસપાસથી પણ કેટલાક દોડતા આવ્યા. સારી બીબી ગમે તેવો તમાસો અગર જોવાનું હોય પણ કોઇ દીવસ બહાર નહોતી નીકળતી, તે પણ આજે સેજ સ્વભાવે

જોવા ઉભી રહી, મકાન આવ્યું એટલે મીઆંએ કહ્યું બસ કરો! હાથી ખડા રખ્ખો! માવતે હાથી ઉભો રાખ્યો એટલે મીયાંએ બુમ મારી. અમા ઓ અમા, સારી બીબીએ ઉંચુ જોયુ અને દીકરાને ઓળખી બોલી. કોણુ બેટા નુરીઆ, નુર કહે હાં અમા, એ મેરી ઓરત—" ખુદા દેતા નહિ હેં મગર દીલાતા તો હે!"

મીયાં તથા બીબી ચંદ્રબાળા નીચે ઉતરી મકાનમાં પેઠાં અને રાજાના માણસોએ ગામની બહાર ધર્મશાળામાં મુકામ નાંખ્યો.

**સારી બીબી**—બેટા, તું કહાં ચલા ગયા, ઓર એ ઓરતકી સાથ તેરી સાદી કીસ તરાંસે હુઇ, હય કોઈ રાજાકી લડકી.

**નુરભાઇ**—મા! ખુદાકા ઘર તો બહોત દુર; મેંતો પુછતેઇ ચલા ગયા. બીચમેં એ રાજાકા ગાંવ આયા, ઉસને મેરી પાસ ખુદાકુ પુછાયા કે ઉસકા કોટ કયું ગીરતા હે! મેને ખુદાકુ પુછા ઓર ખુદાને કહા કે ઉસકી બેટીકી સાદી નહિ કરેગા વાં તક કોટ નહિ બનેગા, વો જવાબ મેં આકે કહે દીયા, ઉસી વખત મેરી સંગ ઉનકી બેટીકી સાદી કી! અમા ખુદાકા ઘરતો બહોત અચ્છા હે. મેંતો જાનતા થા કે ખુદા દેવાલીઆ હે, મગર બડા શાવકાર.

પ્રધાને સંકેત કર્યા મુજબ, પાંચેક દીવસ રહીને, પુત્રી ચંદ્રબાળા તથા નુરભાઇ તથા સાસુ સારી બીબીને પણ લઇને ચંદ્રપુર આવ્યાં. રાજાની મરજી સદાને માટે તેમને ત્યાંજ રાખવાની થઇ, પણ નુરભાઇને કે નુરભાઈની મા સારી બુને ત્યાં ગોઠયું નહિ.

સારી બુએ રાજાને કહેવરાવી દીધું કે અમને અમારે ગામ જવા દયો; રાજાએ પ્રધાનની સલાહ લેઇ, તેમના ગામમાં સુંદર મહેલ બંધાવી આપ્યો, પોતાના જમાઇને પુષ્કળ દ્રવ્ય આપ્યું; અને સર્વેને વિદાયગીરી આપી–પોતાને ગામ આવી રહ્યાં, અને સર્વે સુખી થયાં. સુપાત્રે કરેલું દાન વૃથા જતું નથી. ખુદા દેતા નહિ હે મગર દીલાતા તો હે!

ઝીજે દિવસે સમરબિંદુની સવારી ફરતી ફરતી હસ્તિનાપુરમાં આવી, તે વખતે ત્યાં રાજા હંસરાજ રાજ્ય કરતો હતો, તેની ઉમ્મર લાયક અને વરાવા લાયક થએલી પુત્રિના વિવાહની વાતો ચાલતી હતી; ઘણા ઘણા રાજાઓને ત્યાં તપાસ કરાવરાવ્યો પણ તે કન્યાને લાયક વર મળી શક્યો નહિ, જે દિવસે સમરબિંદુ ફરતો ફરતો બાગમાં આવ્યો છે. તે દિવસે તે કન્યા પણ પાંચસાત સાહેલીઓ લઇને બાગમાં ફરવા આવી છે, તેણે સમરબિંદુને જોયો, તેની છબી જોઇને મોહ પામી; છબી દુરથી આવતી તો જોઈ, પણ તે ધિમે ધિમે પાસે આવતી દેખાય છે, તે જોઈ રાજકુમારી સહિયરોને કહે છે.

**રાગ; ઓ સાહેલી ચાલ્યા પેલા અલબેલા.**

ઓ સાહેલી, આવ્યા પેલા અલબેલા; ઓ સાહેલી.
મુખને મટકે સુંદર લટકે, ચટકે અટકે, દીલમાં ખટકે. ઓ સાહેલી.
જેમ આવે થઇ જીતતો, સાવિત્રિનો શ્યામ;
સકળ નગર શોભાવતો, જેમ સિતાવર રામ. ઓ સાહેલી. ૧
અલબેલી એ આંખથી, વિંધ્યું મારૂં ગાત્ર;
વેષે છૂપો વાલમો, સાવધ નર સુપાત્ર. ઓ સાહેલી. ૨
વરવિધી નરવર વરૂ, પહોંચે મનના કોડ;
ખાંપણ દિસે નહિ ખરે; જગમાં ન મળે જોડ. ઓ સાહેલી. ૩

રાજકન્યાની વાણી સાંભળી; સઘળી સખીઓ હસી પડી, માત્ર એક સખી; હસ્યા વિના મોંઢું મલકાયા વિના બેસી રહી, તેને રાજકુમારી પુછે છે, કેમ બેન તને હસવું ન આવ્યું ?

**ગંભિર સખી**—બેન તમને ન આવ્યું, તેમ મને પણ ન આવ્યું. વગર કૌતકે હસીએ તો ગાંડાં જેવાં દેખાઇએ, અને સામાના મનને માઠું લાગે !

**કુંવરી**—સત્ય છે બેન તારૂ કહેવું સત્ય છે, તું ખરેખરી સમજુ અને શાણી છે એવી મને આજેજ ખબર પડી; હું આજ સુધી એમ સમજતી હતી કે તું મુઢ છે. તે ભ્રાંન્તિ મારી દુર થઇ ગઈ.

**બીજી**—શું સમજી, કોઈ નીચ કાઠી ચીરનાર તો છે. જોને ખભે કહોવાડો, નથી દેખાતો આંખે !

**ગંભીરસખી**—દેખાય છે તો ખરો ! પણ તે શા હેતુથી રાખ્યો હશે તેની તમને કેમ ખબર પડે ? હુંતો ક્યારનીએ સમજી ગઇ છું કે તમો બધાની બુદ્ધિ મંદ છે.

**ત્રિજી**—અને તારી મોભના અણીઆ જેવી ?

**કુંવરી**—શાણીબેન, શાન્ત થા, એ બાળાઓની સાથે વાત કરવી એ આપણને છાજતું નથી.

સમરબિંદુ સામો આવીને ઉભો રહ્યો, રાજકુંવરીને દેખી તેનું મોંઢું મલકાઇ ગયું. અરસપરસ એક એકની છબી સામાના હૃદયમાં ઠસી ગઇ, કઠીયારો આગળ ચાલ્યો; પણ બાગમાં ને બાગમાં.

**સહિયરો— દોહરો.**

આજ્ઞા માગો માતની, પુરો મનની આશ;
સરખો સ્વામી મેળવો, મનની મટે ઉદાસ. સિયાવર.

**ગંભીર**—ઉતરી હૈએ એ છબી, તેથી પહોંચે કોડ,
પતી રીઝાવો પ્રેમદા, રીઝે શ્રી રણછોડ. સિયાવર.

સર્વે સખીઓ બાગમાંથી વાતો કરતી ઘેર આવે છે. રાજ્યકન્યા તો સમરબિંદુના રૂપમાં ગરક થઇ ગઈ છે. અને તેજ પ્રમાણે સમરસિંહ પણ ! પોતાની પુત્રિનું હસતું અને હરખાતું મોંઢું જોઇ, માતા વિચારમાં પડી; આજ દિકરી હરખાતી ઘેર આવે છે. તેનું કારણ કાંઇ સમજાતું નથી; તે વાત રાણી તેની સહીયરોને પુછે છે. સખીઓ કહે માતાજી તમે અહીંથી જરા આઘાં-પાછાં થાઓ. વળી એવે ઠેકાણે છૂપાઇ રહો કે અમો બોલીએ એ સઘળું તમારાથી સંભળાય ! બહુ સારૂ, માતાજી ત્યાંથી ખસી ગયાં, અને હર્ષઘેલી કુંવરી સહીયરોની સાથે હર્ખની અને આનંદની વાતો કરવા લાગી.

સખી સુર્યના સરખુ રૂપરે, મારે એ વર વરવું,
જેનું ગાત્ર છે ગોરૂ અનુપરે, મારે એ વર વરવું;
રૂડા રાજનો રાજવી, જાણે બાવન પરનો બાળ,
દિસે દેવાંસી દીપતો, જાણે ત્રિભૂવનનો ભૂપાળરે. મારે. ૧
ચાતુર દિસે ચાલતાંરે, હળવો ચાલે હંસ,
દેવાંગ્નાનો દીકરો, કોઈ અલબેલી અબળાનો અંશરે. મારે. ૨
ચંદ્ર ચઢે આકાશમાંરે, શરદ પુનમની રાત,
મના કરે જો માતાજી તો, અતીષે અઘટીત વાતરે. મારે. ૩

દીકરીના મુખના બોલ સાંભળી માતા દોડતી આવી; અને દીકરીને ધમકાવીને પુછવા લાગી; કેમ દિકરી છેક સ્વતંત્ર અને સ્વછંદી થઇ ગઈ છું ?

**કુંવરી**—કેમ માતાજી, આમ આકળાં ઉતાવળાં થઇ ગયાં છો ?

**માતા**—હસ્તિનાપુરની ગાદીનો સબંધી ખોળવો એ શું તારી સત્તા છે ? એ શું તારો અધિકાર છે !

**કુંવરી**—મને મારા પિતાએ પુરણ સત્તા આપી છે; તે વખતે તમો સાંભળતાં હતાં પણ ખરાં ?

**માતા**—તારા પિતાએ માત્ર તારૂ મન રાજી કરવા કાંઇ કહ્યું હશે ! એટલે તે શબ્દને પકડીજ લેવો ? અને જાતને કલંક લગાડી દેવું ?

**કુંવરી**—કલંક શી રીતે લાગે માતાજી ?

**માતા**—ઉમદા કુળનો સબંધ હલકા કુળ સાથે થાય, તેનું નામ કલંક ! કેમ સમજાય છે કે નહિ !

**કુંવરી**—માતાજી મેં મારા મનથી પ્રમાણ કર્યો છે તેજ આ ગાદીને છાજતા છે.

**માતા**—દિકરી શું બોલછ દિકરી; હસ્તિનાપુરના હંસરાજ રાજાની દીકરીનાં લગન; કોઈ ફરતા પરદેશી લાકડાં ચીરી પેટ ભરનારની સાથે ! રૂપને તે ઓઢે કે પાથરે !

**કુંવરી**—માતાજી ગમે તેમ કહે પણ કન્યાનાં લગન તો ત્યાંજ થવાનાં નહિતો મરણ એજ શ્રેષ્ટ ! એવામાં હંસરાજ આવ્યા.

**હંસરાજ**—કેમ બેટા, શું વાતચિત ચાલી રહી છે ?

**કુંવરી**—હાલ જે ચાલે છે તેજ; વિવાહ સબંધ.

**હંસરાજ**—મને તો કોઇ ઠેકાણે બેન તારે લાયક કે આપણા ઘર લાયક રાજકુમાર મળતો નથી. 'તેં કંઇ નજર કરી હોય તો કહે !

**કુંવરી**—સતિ સાવિત્રિની માફક મેં તો નિર્માણ કર્યાં છે. પણ મારી માતા વચમાં ઇન્કાર કરે છે.

**હંસરાજ**—રાણી પુત્રિઓની મરજી વિરૂદ્ધ વર્તન કરવું એ આપણું કામ નથી.

રાણી— **મરાઠી સાખી.**

જાતી વિજાતી કરી ખાતરી, દેવું કન્યા દાન,
કાયર થઇ જે કાઠી ચીરે, ફરે રઝળતો રાન;
કયાં સુદ્ધ ને સાન, બ્રાહ્મણ ઘરનું ભરખે ધાન. કયાં.

રાજમહેલમાં પોતાના સબંધમાં રકઝક થઈ રહી છે, તેવી ખબર પડવાથી; સમરબિંદુ ધસમસી મહેલમાં જ્યાં રાજા રાણી તથા રાજકુમારી બેઠાં છે ત્યાં ધમકારે આવી ઉભો રહ્યો, અને ગર્જના કરી રાણીને કહેવા લાગ્યો.

**દોહરો.**

બાળા તારી બાળકી, છે છોકર મત છેક;
અક્કલની છે આગળી, મહા મત મારો ટેક. સિયાવર.

ખભા ઉપર કુહાડો અને એકજ વસ્ત્રનો પહેરેલો જોઇ હંસરાજ ચમકીને પુછે છે આ પુરૂષ કોણ છે નારી ? એજ તમારી પુત્રિએ પસંદ કરેલો પતી; એની બોલવાની હિમ્મત ઉપરથી રાજા તો પ્રસંન્ન થઇ ગયો; અને રાણીને કહે છે નારી, પુત્રિને એમની સાથે પરણવાની રજા આપો ? ઇશ્વરને ગમતું એમજ હશે.

**રાણી**—જેવી આજ્ઞા નાથ, સમરના સામું જોઇને.

**રાગ; માઢ.**

ભૂતળમાં ભૂપાળરે, તમે વરજો મારી બાળ;
થોડા દિન અહિં ઠેરજો, રાજ્ય ગોરને ઘેર;

મનનું માન્યુ થાય તો, સઘળુ લીલા લહેર. રે તમે વરજો. ૧
સ્થિરતા રાખો રાજવી, રહો રંક થઇ એક;
ઇશ્વર આશા પુરશે, ત્રિભુવનમાં રહે ટેક. રે તમે વરજો. ૨
મંમાયાની મહેરથી, સદા ભોગવો સુખ;
અંબાની આશીશથી, અમ ભવની ભાગો ભૂખ. રે તમે વરજો. ૩

### દાહરો.

શ્રી સર્વેશ્વર સાહ્ય છે, ઇશ્વર પુરે આશ;
શ્રી સમરણુ હરનિશ ચહો, ન કરો અંગ ઉદાશ. સિયાવર.
સમર સહે સંકટ અતિ, રહે ઉદાસી આપ;
સખીએ આપ્યુ ઝેર પણુ, તનમાં જરા ન તાપ. સિયાવર.

અહીં રાજકુમારીને વરાવાની વાતો ચાલી રહી છે, બીજી મેર શત્રુતાના પ્રપંચ રચાય છે વાંસે પડેલા દહિત નામે કલંધર ને બાષ્કળ બંન્ને દુઃખ દેવા તથા કાયર કરવા રચના રચીજ રહ્યા છે, દુષ્ટ કલંધર નામે દહિત રાજકુમારીની એક સખીને મળ્યો

કલંહર—કેમ બેન ?

સખી—બહુ સારૂ મહારાજ ! કલંધર તો જાણે ગીરનારની ગુફામાંથી મહાન તપસ્વિ પ્રતાપી બ્રાહ્મણુ આવ્યા હોય એવા દેખાતા હતા; જેથી વારે વારે પગે પડતી જાય અને કરગરતી જાય.

કપટી—તારા અંતરમાં કાંઇ કાંઇ વિચાર ચાલી રહ્યા છે ?

સખી—હા, ખરૂં અને તે હું કહુ.

કપટી—તુ કહે ને હું સાંભળુ તેમાં મેં શુ પરાક્રમ કર્યું ? જો સાંભળ ધ્યાન રાખ્ય; તારો સ્વામી અતી ક્રોધી છે ખરો ! પેટે પુત્ર નથી, કેમ ખરૂ કે નહી ?

સખી—ખરૂં બાપજી ખરૂં, આ બે દુઃખજ મને મારે છે. તેનો કાંઇ ઉપાય પ્રભુ !

કપટી—તેનો ઉપાય તો સહજમાં છે, પણુ હેએ હિમ્મત વધારે જોઇએ.

સખી—પાંચ પચ્ચા ખરચવા પડે તો ખરચી નાંખીએ !

કપટી—પૈસાની તો આમાં વાતજ નથી, માત્ર છાતીની હિમ્મત જોઇએ.

સખી—છાતીની તો ઘણી છે, ફરમાવો !

કપટી—આ નગરના રાજાની કુંવરીને પરણુવા આવ્યો છે, તેને આપીદે ઝેર ! એજ તારો અવરોધી છે !

**સખી**—આતો ઘોર પાપકર્મ કહેવાય, તે તો ન થાય !

**કપટી**—ન થાય, તો ચાલે છે એમ ચાલવા દો ! ભોગવો છો એમ ભોગવો !

**સખી**—મહારાજ, રાજાના જમાઇને ઝેર એ તે કેટલા ગજબની વાત !

**કપટી**—તે બંન્નેનાં લગ્ન થયા પહેલાં આ કામ કરી લેવાનું છે, એટલે જમાઈ શી રીતે કહેવાયો !

**સખી**—જરા ડર ઓછો તો થયો, પણ કેસરીઆ કુંવર જેવા બાળકનું ખુન ! ગજબની વાત !

**કપટી**—દયાને દુઃખ બે ભેગાં રહી શકતાં નથી; માટે વિચાર ન કર, આજ રાત્રિએજ ઝેર આપીદે. તે કામ કરવા ધારે તો અજબ બની શકે તેમ છે, કારણ કે તે આજની રાત્રિજ અહીં રહેનાર છે. માત્ર તે ગાયના દુધ ઉપરજ રહે છે, કાલ સવારે તો રાજગોરને ઘેર મુકામ કરશે ! ત્રણ ચાર દિવસ પછી તો તેનું લગ્ન થનાર છે, પછી તારા મનના મનોરથ પર ઢાંકણું દેવાઇ ગયું.

**સખી**—પણ અત્યારે હું ઝેર ક્યાંથી લાવું !

**કપટી**—તે ન હોય તો મારી પાસે હાલ તૈયાર છે. કારણ કે મારા ઘરડા ડોસા અફીણ ખાય છે. તેમને માટે હું લઇનેજ આવું છું !

**સખી**—લાવો ત્યારે મહારાજ, ઇશ્વરને ગમતી વાત હોય તોજ બધી વાતના તાકડા મળે છે !

**કપટી**—લ્યો, હવે તો હું જઇશ, ફરી અફીણ લઈ આવું, અને ડોસાનો સમય સાચવું.

**સખી**—બહુ સારૂ, અને હું પણ તે વાતની બરાબર તૈયારી કરૂં છું.

**કપટી**—જા જલદી કર ! તેનો ખરો ઉપયોગ નહિ કરે તો વગર ખાધે તને ચઢવાજ માંડશે, અને સવાર સુધીમાં તારા શરીરની લાશ થઇ જશે.

વાત કરતાં બંન્ને છૂટાં પડી ગયાં. કપટી દહિતનો વેષ પલટી તે સ્ત્રિની પાછળને પાછળજ રહ્યો. કન્યાની સખી, રાજમહેલમાં આવી; તેને રાણી પુછે છે કેમ અલી ક્યારની ક્યાં ગઈ હતી !

**દાસી**—બા, શુદ્ધ અને ચોખ્ખું ગાયનું દુધ ખોળવા ગઇ હતી.

**રાણી**—શા માટે, અને કેટલું !

**દાસી**—ત્રણ શેર એક જોઇશે; કારણ કે મેં હમણાંની પુનમો કરવા માંડી છે, દર પુનમે હું ગાયના દુધ ઉપરજ રહું છું.

**રાણી**—તેનો કાંઈ પત્તો મળ્યો ખરો !

**દાસી**—ઘણું ! એક બ્રાહ્મણને ત્યાં દશેર પંદરશેર સુધી મળે તેમ છે, સંધ્યાકાળે દોવાશે, એટલે હું લઇ આવીશ.

**સમર**—મારે માટે પણ પાંચ શેર દુધ મગાવજો !

**રાણી**—તમે પણ પુનમે દુધજ પીતા હશો !

**સમર**—દર પુનમે નહિ પણ દરરોજ; માટે જરૂર મંગાવજો !

**રાણી**—કેમ અલી સાંભળ્યું ! પાંચ શેર એમને માટે પણ લાવજે; અને તૈયાર કરીને તેમને આપજે !

**દાસી**—બહુ સારૂ, જેવી આજ્ઞા !

સમી સાંજે દુધ લાવી કપટી બ્રાહ્મણની આપેલી સામગ્રી પધરાવી; મેમાનને આરોગાવી દીધી. થોડી વારે મેમાન નિદ્રાવશ થઇ ગયો ! તેના શરીર ઉપર ઝેર વ્યાપેલું માલમ પડવા માંડયું. અજંપાની ભરેલી રાજકન્યા પાછલી રાત્રે જાગી ઉઠી; જરા જંપી પાછી સુવાની તૈયારી કરવા જાય છે એટલામાં તેની દ્રષ્ટિ મેમાનના શરીર સામી ગઈ, તે તેને લીલુ છમ જેવું દેખાયું. એટલે તેણે માતાને જાગૃત કરી, મેમાનના શરીર સામી આંગળી કરી દેખાડયું, તેજ વખતે મહેલમાં કોલાહલ થઇ રહ્યો. દુધ લાવનારી દાસીને જાગૃત કરી માતાજી પુછે છે કેમ આ કરમ કોણે કર્યું, દુધમાં શું નાંખ્યું હતું ?

**દાસી**—દુધમાં તો સાકરજ અને થોડો મશાલો !

**રાણી**—તેની સાથે થોડું ઝેર ! કેમ !

**દાસી**—અરરર, એ શું બોલ્યાં માતાજી. તેમ કરવાથી મને શું લાભ !

**રાણી**—લાભ કે ગેર લાભ તેતો તારૂ મન જાણે પણ આ હસ્તિનાપુરના સુર્યનો અંધકાર !

ઝેર ચઢેલું માલમ પડે છે કે નહિ !

જેમ જેમ વાર થતી ગઇ, તેમ તેમ માણસો ભરાતા ગયાં, સર્વે ઉદાસ થતા ગયાં, તે વખતે બ્રાહ્મણનો પુર આડંબર કરી કલંધર તથા બાકુળ તે પણ ત્યાં આવ્યા. બ્રાહ્મણને દેખી સદા સત્કારને કરનાર રાજા રાણી બંન્ને નમી પડયાં.

**બંન્ને દહિત**—આ પાછલી રાતે શાનો કોલાહલ થઇ રહ્યો છે !

**રાણી**—આ બાળકની સાથે અમારે અમારી પુત્રિ પરણાવાની હતી; કાલ પરમ તો લગ્ન કરીજ દેવાં. એવો નિશ્ચય કરી બેઠા હતા; કાલે સવારમાં તો એમને રાજગુરૂના મુકામે મોકલવાના છે, અને આ રંડાએ આજ રાતમાં ઝેર દઇ દીધું.

દહિત—આ મને કોઇ પ્રકારનું ઝેર દીધું હોય એવું જણાતું નથી; પણ કોઇ ઝેરી જંતુ કરડયો હોય એમ સમજાય છે. જો કોઈ સર્પ જેવું કરડયું હશે તો તો આ મોટાભાઈ હાલ ઉતારી દેશે. પણ આ બાઇનો અપરાધ જણાતો નથી.

રાણી—બહુ સારૂ મહારાજ !

સવાર થતાં કઠીઆરો ઉઠી બેઠો થયો, શરીર ઉપરથી ઝેરનો અસર ઉતરી ગયો; અને પોતે સવારની ક્રિયા પરવારી; નાઈ ધોઇ સેવા પુજા તથા શ્રી હરીનું સ્મરણ કરી અનુચરને લઈ રાજગોરને ઘેર ગયા.

દોહરો.

સ્વારથમાં સરસાં રહે, ધસીમસીને ધાય;
પ્રપંચ તો પાછળ પડે, હરીનું ધાર્યું થાય. સિયાવર.

તેજ વખતે સોનાનાં ઝાંઝરને ઝમકાવતી, રૂપની મણી જેવી, ઇંદ્રની અપ્સરા જેવી, કોઇ રંભા જેવી રૂપાળી નાયકા આવી.

દોહરો.

કુંદન ઝાંઝર ઝળકતાં, પગથી પાડે નાચ;
સમરી કેવળ કંથને, સદાય વદવું સાચ. સિયાવર.

[ કવિ. ] રાગ; પંડિત કે બચન.

હસ્તિનાપુરના રાજ રાજવી શુરા,
બહાદુર નર સાચા શુર, પરાક્રમે પુરા. ૧
પરણાવી પુત્રિ, અંતર અતી ઉમંગ,
થયા લગ્ન પ્રસંગે, તરેહ તરેહના રંગ. ૨
બનવાનું બનશે, જે જે બને છે ભાવી,
વળી નાચ પાડવા, શશિકળા ત્યાં આવી. ૩
એનું રૂપ જોઇને, અંતર ભાલો વાગ્યો,
ચગડોળ ચઢયું ચિત્ત, કામ હૃદયમાં જાગ્યો. ૪
એણે હુકમ કર્યો તારે, સદા રાજમાં રહેવું,
કદી કષ્ટ પડે તો, છત્રપતીને કહેવું. ૫

શશિકળા—કોણ છત્રપતી !

હંસરાજ—તે હું જાતે પોતે ?

શશિકળા—શરમ છે શરમ; આવી હસ્તિનાપુરની મહાન ગાદીના મહિપતીને વેસ્યા સાથે વાત !

**હંસરાજ**—વાહ વાહ, આનંદ, આનંદનો દિવસ એટલે આન જોઇએ, મારે તો આજથી સદાએ આનંદ રહેશે, તુંતો વેષધારી નાયકા દે છે, ખરી નાયકા નથી; આજથી તારૂ નાચવું કુદવું મુકી દે, થઇ જા રા રાણી; પેસ મહેલમાં !

**મરાઠી સાખી.**

હંસરાજને હૈએ હોળી, સળગી ઉઠી આજ,
સમર કુંવર મુજ સ્હાય કરેતો, સુધરે સઘળુ કાજ;
આવી છેલ્લી અણી, મહેર કરે મુજ મુગટ મણી. આવી

**હંસરાજ**—કેમ તારા રાગડા રહેવા દે છે કે નહિ; મહેલમાં પેસે કે નહિ ?

**શશિકળા**—નિરાધાર અબળા ઉપર આવો જૂલમ ન ઘટે ! આ રા લક્ષણ નથી; રાજાનું ચિન્હ નથી.

**હંસરાજ**—રાજના સામી ખોટી હઠ કરવી; તે તને પણ ઘટતું ન માટે મહેલમાં દાખલ થઇ જા ! સિપાઇ ? મારો ધક્કા ! ઘુસાડી દયો પણા મહેલમાં !

**શશિકળા**—લ્હાય લાગો એ મહેલમાં ?

સતિ શશિકળાનો ઉમરા ઉપર પગ ને અગ્નિનો ઉઠાવ; રાજમહેલને ખુણે અગ્નિ ભડકે બળી રહ્યો છે, તેમાં મહા સતિ શશિકળા ધિમે પ્રવેશ કરે છે.

**શશિકળા— રાગ; હું વિયોગી નારનો. ( મુદ્દાલશા ).**

હું દબાણી દુઃખમાં, મને દુઃખ ઝાઝું રે;
દુઃખ ઝાઝુંરે, કહેતાં મુખ લાજુ રે. હું દબાણી.

**હંસરાજ**—ક્ષમા કરો દેવી ક્ષમા કરો ! આ હસ્તિનાપુરનો પાપી ર તમારા ચરણમાં પડે છે.

હજારો માણસના મુખમાંથી આહાકાર થઈ રહ્યો છે, પોકારે પો થઈ રહ્યો છે. શશિકળા ઇશ્વરનું સ્મરણ કરતી ધિમે ધિમે આગળ ધસતી છે, આ કોપેલો અગ્નિ, મહા પ્રલયકાળનો અગ્નિ સર્વ વસ્તુને બાળી બ કરે છે, બળી શકે તેને તો બાળે છે એટલુંજ નહિ પણ ના બાળવાનીને બાળીને ખાખ કરે છે. માત્ર સતિ શશિકળાના શરીરને પ્રવેશ કરી શકતો ન

મહિપતની માઠી નજર, નજર રૂપની રહાડ,
પુરમાં પેઠી પ્રેમથી, ધસતી આવી ધાડ;
પાપી રીઝયો પુરનો, વાગ્યું વિશ્વ વાજુરે. હું.

**હંસરાજ**—ક્ષમા, માતાજી ક્ષમા; સહાય દેવી ક્ષમા, અહાહા શું દેવીનું સત્ત ! પોતે બળતા અગ્નિમાં ઉભાં છે. પણ અગ્નિદેવ તેમને બાળતાજ નથી; પહેરેલાં વસ્ત્ર પણ સળગતાં નથી, માથાના વાળ પણ જેવા છે તેવા ને તેવા ! હવે તો મારાથી આઘું નહિજ જવાય ! હે દેવી, હે માતાજી, દયા કરો. દયા નહિ કરો તો આખુ નગર બળીને રાખ થઇ જશે. કોપ મારા એકનાજ ઉપર થવો જોઇએ. મને એકલાનેજ બાળવો જોઇએ, બીજાનો શો અપરાધ !

હુકમ કર્યો છે આકરો, અતી આકરી આડ,
ધરતી ઝીલે ભાર શું, માંથે દુઃખનાં ઝાડ;
સમર આવે મુજ સ્હાયમાં, તો તો ઘેરી ગાજુંરે. ઘેરી–હું દબાણી. ૨

**સમર**—અહાહાહા, આ હું શું સાંભળું છું ? એમ કહી અગ્નિમાં પડવા જાય છે, તેને પકડી હજારો માણુસો અટકાવી રાખે છે. ત્યાં વેસ્યાની વાંસે પીકદાની પકડી શશબિંદુ આવે છે, તેમને દુરથી દેખી બળતા અગ્નિમાં ઉભી નમસ્કાર કરે છે.

શશબિંદુ સ્વામિ ખરા, અંતે કીધી સ્હાય,
દર્શન આપ્યાં દાસીને, હોલાઈ સઘળી લ્હાય;
સહાય કરી મુજ સ્વામિએ, થયું સર્વ સાજુંરે. હું દબાણી દુઃખમાં. ૩

**પરીવેસ્યા**—બિંદુ !

**બિંદુ**—જી કૃપાસિંધુ !

હંસરાજ તો છક થઇ ગયો. આ શું ! આ શી વેસ્યા ! શું એનો નોકર ! આવા માણુસ તો તેને પાનની બીડી બનાવી આપે છે. તેના મોં કને પીકદાની ધરે છે. શું આવો તેજસ્વી પુરૂષ તેને ઘેર નોકર હશે ! મારો મહેલ હોલાતોજ નથી, જેમ જેમ પાણીનો છંટકાવ થતો જાય છે તેમનેમ અગ્નિ અધિકને અધિક વધતો જાય છે.

એટલામાં મહાન તપસ્વિ ચ્યવન રૂષિની સ્વારી આવી! અહાહાહા આ હું શું દેખુ છું. અજબ લ્હાય, આતો ગજબ લ્હાય, રાજા હંસરાજ; અવાજ સાંભળી પાછું જોયું કોણ રૂષિરાજ કહી ચરણમાં પડયો. નજર કર નજર કર વિચાર કર તારૂં શું થવા બેઠુ છે. આ મહાસતિ શશિકળાની ચીસો ત્રિલોકમાં સંભળાય છે.

**હંસરાજ**—મહારાજ પારવનું પાણી રેડયા છતાં અગ્નિ શાંન્ત થતો નથી પણ ઉલટો વધતો જાય છે. હવે તો આપ કૃપા કરો એ મારી વિનંતી છે.

**ચ્યવનમુની**—ક્યાં છે રાક્ષસો કલંધર અને બાષ્કળ.

( બંન્ને આવી હાજર થયા અત્યાર સુધી, જે બ્રાહ્મણ વેષમાં હતા. આ રહ્યા પ્રભુ.

**ચ્યવનમુની**—આવા મહાન દાનેશ્વરી રાજા શશબિંદુની પાસે શું વર-દાનની ઇચ્છાએ આવ્યા છો ?

**દહિત**—દયા કરો મહારાજ અપરાધ ક્ષમા કરો !

**મુનિ**—સત્ય બોલો શું માગવા આવ્યા છો ! તેતો માત્ર ગાયનુંજ દાન આપે છે !

**દહિત**—હમે તો માત્ર શશિકળાની માગણી માટે આવ્યા છીએ.

**મુનિ**—ચા...લ ચલકે ભસ્મ હો જાઓ ?

બંન્ને દહિત બળીને ભષ્મ થઇ ગયા, મહેલમાં બળતો અગ્નિ શાંત થઈ ગયો ! નારી શશિકળા આવી રૂષિના પગમાં પડી; આમથી સમરબિંદુ પણ પ્રતાપિ રૂષિના પગમાં પડયો. તેજ વખતે પીકદાની ફેંકી દઈ શશબિંદુ પણ મુનિના પગમાં પડયો.

**ચ્યવનરૂષિ**—દાનેશ્વરી રાજા ધન્ય છે, આટલું સંકટ સહ્યા છતાં તેં તારો ટેક મુકયો નથી, જો તારો મારી સાથે પ્રથમ મેળાપ ન થયો હોત, મારા મંત્રેલા દોરા તમારે હાથે ન બાંધ્યા હોત તો તારી સ્ત્રિ આ અગ્નિમાં જીવતી રહેત નહિ, તારો પુત્ર ઝેરથી બચી શકત નહિ; તું પણ ગંગામાં તરી શકત નહિ. તમો ત્રણેના ઉપર કપટ કરી દુઃખને આપનાર આ બંન્ને રાક્ષસ હતા હમણાં નાશ પામ્યા; જય થાઓ ઘણું જીવો, રાજા હંસરાજ પુત્રિને પરણાવો ! સમરબિંદુ સાથે લગ્ન કરો !

સર્વે મહા જયકાર કરી મુનિના ચરણમાં પડયા.

**મુની**—રાજા શશબિંદુ તારી કલ્પાંન્ત કરતી પ્રજાની સંભાળ લે, ઘેર જઈ રાજગાદી સમરને આપજે. બેટા શશિકળા તારા પતિવૃતપણાના પ્રતાપે તારૂ સૌભાગ્ય અખંડ રહો !

રાજા હંસરાજ નમન કરી રૂષિ ચ્યવન મહામુનીને કહે છે. અહો મુની મહારાજ ! આ હસ્તિનાપુરની ગાદી ઉપર પણ સમરસિંહનેજ બેસારો એમ મારી ઇચ્છા છે.

**ચ્યવન**—અહો ધનભાગ્ય રાજા તારાં, તારે લક્ષણે આવી તો બન્યું હતું પણ આવા પુન્યશાળી પુરૂષોનાં પગલાંથી તારા ભાગ્યનો ઉદય થયો ! રાજા હંસરાજ તાબડતોબ તારા પેગામ મોકલી અયોધ્યામાં ખબર મોકલ કે પ્રધાન-જીને માલમ થાય જે રાજા શશબિંદુ, રાણી શશિકળા તથા પુત્ર સમરબિંદુ સહિત સર્વે અહીં અમારે ત્યાં છે, રાજકુમાર સમરસિંહ અમારી પુત્રિ ધારા-મતી સાથે પરણ્યા છે, તે તમારા રાજમાં મોટી વધામણીની વાત છે, ધામધુમ કરતા સર્વ સામગ્રી સાથે રાજાને તેડવા વહેલા આવશો.

હસ્તિનાપુરથી આવેલો પત્ર વાંચી, પ્રધાન વિગેરે સર્વે સભાસદો પ્રસંન્ન થયા, અને ગામમાં નિશાન ડંકા વગડાવી રૈયતને મહારાજા શશબિંદુના શુભ સમાચાર આપ્યા.

### રાગ; રઘુપતી રામ રૂદેમાં રહેજોરે.

રૂડા રૂષિરાજનું બળ ઝાઝું રે.
રૂષિ ચ્યવન તે પંથ પધાર્યા રે; જેણે સર્વેનાં કાજ સધાર્યા રે;
સર્વે સતીઓનાં માન વધાર્યાં. રૂડા રૂષિરાજ. ૧
જેને જાતે નહિ જંજાળ રે, જેને પેટે પડે નહિ ફાળરે;
જેના કર્મેથી કંપે છે કાળ. રૂડા રૂષિરાજ. ૨
સદા વગડામાં વસતા વાસરે; જેના મનમાં અતી ઉલ્લાસરે,
જેના તનમાં કદી નહિ ત્રાસ. રૂડા રૂષિરાજ. ૩
જેને હૈએ કદી ન ઉચ્ચાટ રે, ઘણા દાનવનો વાળે દાટરે;
કરે નિર્ભય વગડાની વાટ. રૂડા રૂષિરાજ. ૪
સદા દુ:ખીઆના દુ:ખ શુણી જાગે રે, કેમ કામ કરે રાગે રાગેરે.
જેના અંતરમાં અતી લાગે. રૂડા રૂષિરાજ. ૫
જેના મનમાં ફરે સદા માળારે; જેના તનમાં તપે કેમ લ્હાળારે;
નથી સૂર તણા ઓશિયાળા. રૂડા રૂષિરાજ. ૬
એવા ચ્યવન મુનિ મહા બળીઆરે, અંતે આવીને અકળક ઢળીઆરે;
દળી દુ:ખને પંથે પળીઆ. રૂડા રૂષિરાજ. ૭

### મરાઠી સાખી.

દાવાનળ મહાદુ:ખ નિવારી; ચ્યવન મુની સંચરીઆ.
શશબિંદુ મહામુની પ્રતાપે; સમુદ્ર સંકટ તરીઆં.
કારજ સરીઆં અંતરમાં અમરે ભરીઆં. કારજ.

### રાગ; સુખ દુ:ખ મનમાં ન લાવીએ.

ધિરજ ધર્મ વિચારીએ, કરીએ કોડેથી કામ;
દારૂણ ડગલાં ન ધારીએ, હૈએ રાખી ને હામ. ધિરજ. ૧
કુડ કપટ છત છાંડીએ, જપીએ જગપાળ;
હૈયાની હામ ન હારીએ, જંપે હૈયાની ઝાળ. ધીરજ. ૨
પુરણ પ્રતાપીને સેવીએ, જેથી કંપે કાળ;
ઠીક કરી થડ ઝાલજો, બીજાં મુકી ડાળ. ધીરજ. ૩
સેવા સજીએ સ્વામીની, રાખી ને શુદ્ધ સાન.
કરીએ ન દાન કુપાત્રને, સદા સદપાત્રે દાન. ધીરજ. ૪

કોઇનું કુડુ નવ ઇચ્છીએ, ઘડીએ નહિ ઘાટ;
પરમેશ્વરની પ્રીતથી, સઘળા શમશે ઉચાટ. ધીરજ. ૫
એવા હરી હરનીશ જપો, રાખી હૃદયમાં રામ;
રાખે સદા સુખ ચેનમાં, પોતે પુરણ કામ. ધીરજ. ૬
અખંડ હરીને ઉચ્ચારીએ, ધરી અંતર વહાલ;
રહીએ સદા સુખ, ચેનમાં બોલે બાપુલાલ. ધીરજ. ૭

**રાગ, નારનાં વચન સુધાકર વાણી (નળ).**

નારના બોલ મધુરઃ બાળા, મને પ્યારા લાગ્યાંરે;
પ્યારા લાગ્યા, સારા લાગ્યા, ન્યારા લાગ્યાં રે. નારનાં બોલ. ૧
ગુણ ભરી ગાંધ્રવ બાળકી, રૂપ રંગનું ધામ;
ગર્વ રહિત ગંભિર કુમારી, આનંદ આઠુ જામ. નારનાં બોલ. ૨
પુન્યશાળી આ પવિત્ર સુંદર, સતિ શિરોમણ સાન;
હરનિશ ઇચ્છા હૈએ રહી છે, સદા સુપાત્રે દાન. નારનાં બોલ. ૩

**રાગ; પંડિતકે બચન.**

શશબિંદુ રાજા શશિકળા ઉર લાવે;
સદગુણ સંભારી, હરદમ હૈએ આવે. ૧
જેને આંખે દેખી, દાવાનળમાં બળતી;
કુડા દહિત પ્રતાપે, કોમળ અંગ કકળતી. ૨
હંસરાજ વાંકુ નવ વદશો; એ છે વાંક અમારો;
હું જેવા જગતમાં અનેક વસે છે ગમારો. ૩
સંભારી સઘળુ રઝળ્યા રાનો રાન;
સૌ સંગ લેઇને, આવ્યો પવિત્ર પ્રધાન. ૪
આંખોમાં આંસુ, હૈએ ધરી નહિ હામ,
માતાને નમીઓ કર્યા રાયને પ્રણામ; ૫
વળી હળી મળીને આનંદ ઉરમાં ધરતી,
વહુ વારૂ દેખી; શશિકળા મન ઠરતી. ૬
હવે હંસ રાજવી, પ્રેમ અતી પેસારી;
સાસુના અંકમાં, ધિરે ધરા બેસારી. ૭

**મરાઠી સાખી.**

સાસુજીની સનમુખ આવી, ધરાધિરજ મન ધરતી;
સમરબિંદુ મુજ સ્વાંમિ, નિહાળી આંખે આંસુ ભરતી;
ચિત્ત ચરચરતી; દીલમાં જરા ન ડરતી. ચીત્ત.

**રાગ; આછો ઝોલો લાગ્યોરે, રાજને આછો ઝોલોરે.**

સરવે સધાર્યા રે, મુરત માંહે સરવે સધાર્યા.
પંથે પધાર્યા રે, મુરત માંહે સરવે સધાર્યા.
ધરા પધારી પાલખી; સાસરીઆની વાટ,
પલકે હૈયુ પીગળ્યું, હૈએ હર્ષ ઉચાટ.　પલક માંહે હૈયુ પીગળીયુ. ૧
સમર ઘણો સુલક્ષણો; હસ્તિનાપુર ભૂપાળ;
રૂપ રંગ અંબારરે, શશબિંદુનો બાળ,　પલક માંહે હૈયુ પીગળીયુ. ૨
શશબિંદુને શશિકળા; સમર બાળ શુરવીર;
ધરા અંગ ધિરજ અતી; હૈએ ધરપત ધીર,　મહુરત માંહે. ૩
રૂષિ મુનિ પરતાપથી; આવ્યા સરવે ઘેર,
હળીમળીને બોલીઆ, થઈ છે લીલા લહેર.　મહુરત માંહે. ૪
ફરીથી યજ્ઞ કર્યા અતી; થયો અતીશે હર્ષ,
સરખા સરખી જોડી; ધરા સમરનો પર્સ.　મહુરત. ૫
પરમેશ્વર પરતાપથી; પહોચ્યા મનના કોડ,
ભક્ત એ બાપાલાલ કહે, જે જે શ્રી રણછોડ.　સિયાવર.

---

## સર્પ સત્ર.

### ગિતી.

હરી હર બ્રહ્મા ભજતાં, ભજતાં માતા શ્રી દેવી શાણી;
આધીન સીતા સતીઓ, આધીન લક્ષ્મિ આધીન બ્રહ્માણી.

### ગિતી.

શ્રી સર્વેશ્વર સારદા, ગુણનિધી ગુણના ઇશ;
લક્ષ લાભને કારણે, સદાય નામું શીશ.　સિયાવર.

**રાગ; કિંચીત કુસંગેરે બોધ બગડે ઘણોરે.**

નિમીત્ત ના ચુકેરે, નિરમ્યું નાથનું રે;
રૂડાં કુડાં કર્મે કર્યું નિર્માણ,
ડહાપણના ડાહ્યારે, ચતુરાઈ ચાળવે રે,
પળ આવેથી પદ, પળી જાય પ્રાણ.　નિમીત્ત. ૧

કુરૂક્ષેત્રના રણમાંરે, કુરવોએ રોળીઓરે,
અર્જુન કેરો પુત્ર, અભીમુન બાળ.
રક્ષક જેના રૂડારે, કાળને કંપાવતારે,
મામો જેનો ગૌ બ્રાહ્મણ પ્રતીપાળ. નિમીત્ત. ૨
શ્રી કૃષ્ણની પાછળરે, પગલે પગલે દોડીઓરે,
ઝાલી લેવા સિંહને, જાય શિયાળ;
અગ્નિ ઉરથી લાગ્યોરે, મહિમા મુચકુન્દનોરે,
આવી પહોંચ્યો કાળ યવનનોરે કાળ. નિમીત્ત. ૩
તક્ષકને હણવારે, સર્પ *સત્ર આદર્યોરે,
ઘણા ઘણા નાગોનો વળીઓ ઘાણ;
બ્રાહ્મણના બળથીરે, તક્ષક અહીં ઉગર્યોરે,
યજ્ઞ કીધો ભાણેજે ભંગાણ. નિમીત્ત. ૪
પરીક્ષત રાજારે સ્વર્ગે સીધાવીઓરે,
હાથે કીધો બ્રાહ્મણનો અપરાધ;
ચતુરાઇ કીધીરે ચુકાવાને કાળનેરે.
દુષ્કર વખતે દેવે શુણી નહિ દાદ. નિમીત્ત. ૫
કુંન્તા સુત કોપ્યોરે, સુત મુવો સાંભળીરે,
સિંધુ કેરા સુતનું કીધું મર્ણ;
રક્ષણ રૂડુ કરવારે, પાતાળે પેસારીઓરે,
દ્રોણ ગુરૂએ ધ્રુજાવી મુકી ધર્ણ. નિમીત્ત. ૬
ભક્તને બચાવારે, ચતુર્ભૂજ ચેતીઆરે,
સુર્ય ઢાંકવા ચાલવી મુક્યું ચક્ર;
મૃત્યુ નવ મુકેરે, ફુકે જીવ જાય છે રે,
રક્ષણ કરવા રીઝે સો સો શક્ર. નિમીત્ત. ૭
સગાંને સબંધીરે, કકળી ઉઠે કારમારે;
મરવાવાલો સપુત હો કે કપુત,
બરાડા ને પાડેરે, થઈ થઇને બે બાકળારે,
દયા નવ દાખે જમના દૂત. નિમીત્ત. ૮
દ્રુપદ બળગું મુકીરે, હરીને સંભારીએરે,
અંત ધરી કરીએ નહિ, ખોટો ખ્યાલ;

* સત્ર=યજ્ઞ.

સત સંગતને કરતાંરે, સર્વે વસ્તુ સાંપડેરે,
બુદ્ધિ બળથી, બોલે બાપાલાલ.　　　　　　　　　　નિમીત્ત. ૯

વૈશંપાયન રૂષી કહે છે, હે જનમેજય રાજા; હવે હું તમારા પિતા પરિક્ષતની કથા કરૂં તે ધ્યાન રાખીને સાંભળો.

પુર્વે શ્રી કૃષ્ણુનના સખા ભકત અર્જુનના પુત્ર અભિમન્યુ; તેની ઓતરા નામે રાણીના ઉદરે ગર્ભમાં રહેલા પરિક્ષત, જેનું શ્રી ભગવાનથી ગર્ભમાંજ રક્ષણ થયું છે. તે પ્રતાપી રાજા પરિક્ષતનો જન્મ થયો. ઇશ્વર કૃપાએ જેની દીનદીન પ્રત્યે ચડતી કળા થવા માંડી. આગળ જતાં પોતે બહુ પરાક્રમી અને પ્રતાપી નિવડયો; પણ તેને એક કુટેવ પડી હતી તે એકે, પોતે સવારના પહોરમાં શિકારે નીકળતો; આસપાસ વગડામાં ફરી, સાવજ, ઝરખ, મૃગ, પાડા, સિંહ, કળીઆર, અને વારાહ વિગેરે ઘણા જનાવરોને બાણથી વિંધતો હતો. વિંધેલો શિકાર જો શુદ્ધિ સહિત નાસે તો પોતે પવનવેગી ઘોડેસ્વાર થએલો; બાણને સાંધી તેની પાછળ પડતો.

આ પ્રમાણે એક સમયે પ્રતાપી રાજા પરિક્ષિત; વગડામાં મૃગને વિંધી, નાઠેલા મૃગની વાંસે ખોળતો ચાલ્યો; ચાલતા દોડતા ઘણે દુર જતો રહ્યો; પણ શિકાર કરેલા પ્રાણીનો પત્તો લાગ્યો નહિ.

આખર ભૂખથી તરસથી અને થાકથી પીડાએલો ઘોડેથી નિચે ઉતર્યો, ત્યાં એક સમીક નામે રૂષિ ગાયોના બેસવાના સ્થાનકે બેસી; તપ કરતા હતા; તેમને અવાજ કરી આ પરિક્ષિત રાજાએ પુછયું.

## ગિતી.

બોલો રૂષિવર બોલો, રાજા પરિક્ષત પુછું એક વાતે;
શિકાર સિધો છટકયો, આપ બતાવો જોયો હોય જાતે.　　સિયાવર.

તેનો આ સમીક રૂષિએ ઉત્તર આપ્યો નહિ; કારણ કે પોતે ધ્યાનમાં આરૂડ થએલા હતા, ભૂખ તરસ અને થાકથી પીડાએલો રાજા, જો કે બ્રાહ્મણના પ્રતાપને સારી પેઠે જાણતો હતો છતાં ચીડાઇ ગયો; અને તેને અંતરમાં ક્રોધ થયો કે આ બ્રાહ્મણ મને જવાબ કેમ આપતો નથી; શું એ જાણતો નથી કે હું પરિક્ષિત રાજા છું; એમ કહી આજુબાજુ દ્રષ્ટિ કરી, ત્યાં એક મુવેલો સર્પ તેની નજરે પડયો; તેણે તેને બાણની અણી ઉપર ચઢાવ્યો; પછી ઉચકી રૂષિના જમણા ખભા ઉપર નાંખી દીધો; અને રાજા ઘોડેસ્વાર થઇ ચાલ્યો ગયો, જતાં રસ્તામાં વિચાર કરવા લાગ્યો કે બ્રાહ્મણ બડો દંભી છે, મનથી તિરસ્કાર કરી રાજા હસ્તિનાપુરમાં ગયો.

થોડી વારે મુની જાગ્રત થયા; અને પોતાના ખભા ઉપર મુવેલો સર્પ પડેલો દીઠો; તે વખતે પોતે સમાધી જ્ઞાનથી નિહાળી જોયું તો આ કામ પરિક્ષત રાજાથી થયું છે. એમ જણાયું કે રાજા ધરમિષ્ટ છે. દયાવાન છે, બ્રાહ્મણો ઉપર ઝાઝી પ્રિતી રાખનારો છે. છતાં એણે આ વર્તન શાથી કર્યું હશે; ફેર સમાધી લગાવી પુર્ણ ખાતરી કરી જોઇ તો જણાયું કે રાજા ભૂખ અને થાકથી કંટાળી ગએલો; મને બોલાવતાં હું ધ્યાનસ્ત થએલો બોલ્યો નહિ, તેથી કંટાળી ક્રોધ લાવી આ કામ તેણે કર્યું; ફિકર નહિ; રાજા છે. આપણો રક્ષણહાર છે. પ્રતાપી છે.

## ગિતી,

મેં ઉત્તર નવ આપ્યો, જેથી પામ્યો અંતરમાં કષ્ટ,
સર્પ મુવેલો નાંખી, ક્રોધ કરીને કર્યો મુને ભ્રષ્ટ. ૧
એછે મારો રાજા, રાજા હૃદયે ક્યાંથી હોય તમા,
વિચાર સારા કરવા, સારૂં ઇચ્છિ કરવી સવ ક્ષમા. ૨

સમીક રૂષિયે રાજાના અપરાધની ક્ષમા કરી; પણ તેને શ્રૃંગી નામે પુત્ર હતો; તે સારો વિદ્વાન, અને ક્રોધી હતો; તે પોતાના કૃશ નામે મિત્રની સાથે રમતો હતો; રમતાં રમતાં તેણે એટલે શૃંગીએ પોતાના વિદ્યાબળનું અભીમાન કર્યું, તે વખતે તેને કૃશે તિરસ્કારની સાથે ઠપકો આપ્યો.

અભિમાની હંકારી, વિદ્યા બળથી બોલે શું આપ;
મુવા સર્પને ઉચકી, ભાર વહંતો બેઠો તુજ બાપ. સિયાવર.

ધિક્કાર તારા જીવીતને, ધિક્કાર તારા વિદ્યા બળને; હસ્તિનાપુરના રાજા પ્રતાપી પરિક્ષતે તારા બાપના ગળામાં મુવેલો સર્પ વિંટાળ્યો છે; તે તારા બાપ અપમાનને સહન કરી બેસી રહ્યા છે, અને તું પણ જઇશ ત્યારે જોઇશ.

આ હકીકત સાંભળી શ્રૃંગી ઉતાવળો ઘેર ગયો; અને પોતાના પિતાના ખભા ઉપર મુવેલો સર્પ પડેલો જોયો; જેથી તેને રૂંવે રૂંવે ક્રોધ વ્યાપી ગયો. ક્રોધનો ધારણ કરેલો રાતાં નેત્ર કરી પિતાજી તમારા ખભા ઉપર મુવેલો સાપ કોણે નાંખ્યો ?

શબ્દ સાંભળી; શમીક રૂષિ વિચારમાં પડી ગયા, બાળક ક્રોધી છે. વિદ્યા વડે અતી બળવાળો છે, મેં રાજાને ક્ષમા કરી છે તે એ જાણતો નથી; તેને મારે તે બાબતથી જાણ કરવો જોઇએ; ભાઇ શૃંગી તું જાણતો નથી માટે તને જાણ કરૂં છું કે, હાલ હસ્તિનાપુરમાં રાજધાની રાખી, પ્રજાનો પાળનાર ધરમિષ્ટ રાજા પરિક્ષત રહે છે. જે થોડા કાળ ઉપર શિકારે આવેલો; પણ તે ભૂખ તરસ અને થાકથી પીડાએલો મને પોતાના મનની શંકા પુછવા લાગ્યો;

હું ધ્યાનમાં મગ્ન થએલો હતો. જેથી તેના પ્રશ્નનો ઉત્તર આપી શક્યો નહિ, તેથી તેણે વિશમ બુદ્ધિ વાપરી; આ સર્પ બાણુની અણીએ કરી ઉછાળ્યો તે મારા ઉપર પડયો, ત્યાર પછી મેં રૂષીનો અપરાધ કર્યો એમ બોલતો પસ્તાતો પોતાના ઘર તરફ ચાલતો થયો; એ આપણો રાજા છે. આપણો આપણા ધન માલનો, આપણી સ્ત્રિ પુત્રાદીકનો રક્ષણ હાર છે. આપણો એકલાનોજ નહિ પણ સર્વનો સહાયક છે જેથી મેં તેને ક્ષમા આપી છે. તેમ તારે પણ ક્ષમા કરવા ગ્યોગ્ય છે. પિતાનાં વચન સાંભળી જવાનીના મદમાં છાકી ગએલો રૂષી પુત્ર બોલ્યો. હે પીતા; તમે તો ક્ષમા કરી ગયા પણ મારાથી આવા અપરાધ સહન થાય નહિ, માટે હું મારી સંપાદન કરેલી વિદ્યાના બળ વડે કરીને કહું છું કે; મારા પ્રતાપી અને પવિત્ર પિતાના ગળામાં સમુવેલો સર્પ નાંખનાર રાજા પરિક્ષતને આજથી સાતમે દિવસે સર્પમાં ઝેરીમાં ઝેરી મહા ઝેરી તક્ષક નાગ ડંશ કરશે.

પૂત્રના મુખનાં વચન સાંભળી, શમીક રૂષીએ પોતાના ગૌરમુખ નામના શિષ્યને બોલાવ્યો; અને તેને કહ્યું કે જા રાજા પરિક્ષિતને ખબર આપ કે, તમે શમીક મુનીના ગળામાં મુવેલો સર્પ નાંખ્યો, તે અપરાધ મુની તો ક્ષમા કરી ગયા છે. પણ તેના પુત્રે તમને શ્રાપ આપ્યો છે કે, મારા પિતાના ગળામાં મુવેલો સર્પ નાંખનાર પરિક્ષિત રાજાને આજથી સાતમે દિવસે તક્ષક નાગ ડંખ મારશે માટે તું ચેતજે, તેને માટે જે જે સુજે તે તે ઉપાય કરજે. રૂષીના મનને ખાતરી છે કે એ બાળકનાં વચન મિથ્યા નહિ થાય.

**ગૌરમુખ. રાગ; ખટક રહી આ મૃગ નયનીને;**

ચેત ચેત ચેતાવું રાજા; નિંદ્રા તંદ્રા મુકી જાગ્ય;
જીવનદોરી જાવા લાગી; ઇશ્વર પાસે હોપે માગ્ય; ૧
બ્રાહ્મણનો અપરાધ કર્યો તેં; રૂષિ ગળામાં નાંખ્યો સાપ;
મહામુનીએ માફ કર્યું છે; પૂત્ર તેહનો કોપ્યો આપ. ૨
કોપ કરી કંપીને બોલ્યો; મુખ્ખેથી ફુંફવતો આગ;
સાતે દિવસે સાપ કરડશે, વાર્યો કેમ રહે તક્ષક નાગ. ૩

**બ્રાહ્મણના વચન સાંભળી; પરિક્ષત રાજા હાંફતો સ્વાસ ભર્યો કંપવા લાગ્યો; જેમ કોઈ ગુનેગારને રાજ દરબારમાં દેહાંન્તની સજા થાય અને તેજ વખત તેનું અંગ મરી જાય; હાડકાં શિથીલ થઇ તુટી જાય; તેમ પરિક્ષત રાજા પણ ડોલીગયો; તે જોઈ બ્રાહ્મણ ચાલ્યો ગયો.**

પરિક્ષિત. ગિતિ.

સહાય કરો શામળીઆ; વિઠ્ઠલવર મુજ વહારે શ્રી ધાજો;
સંકટ આવ્યું સામું; વહાર તમારી વિઘ્ન સકળ જાજો. સિયાવર.

**રાગ; આછો ઝોલો લાગ્યોરે, રાજને આછો ઝોલોરે.**

સંકટ ભારીરે સહેવું મારે સંકટ ભારી;
દેવ મોરારીરે, દયા કરો દેવ મોરારી.
ભૂખ્યો તરસ્યો હું ગયો, બેઠો બ્રાહ્મણ બ્હોત;
સર્પ ગળે વિંટાળીઓ, માગીને લીધું મ્હોત. સહેવું. ૧
ભારે ભય આવી પડયો, ઉઠી અંતર ઝાળ;
પ્રાણ હર્યા બહુ પ્રાણીના, કર્મે આવ્યો કાળ. સહેવું. ૨
બ્રાહ્મણ બાળક કોપીઓ, તીખો જેનો તાપ;
ક્રોધ તણે આધીન થઇ, આપે આપ્યો શ્રાપ. સહેવું. ૩
ફેડી મારી સાહ્યબી; ફેડયો રૂડો ઠામ;
મેલી મબલખ માલને, જરૂર જાવું છે સ્વધામ. સહેવું. ૪
બ્રહ્મ બોલ ભાવી થશે, હૈએ લાગી આગ;
કાળે પ્રેર્યો કરડશે, તીખો એ તક્ષક નાગ. સહેવું. ૫

ગૌરમુખના ગયા પછી; પ્રતાપી રાજા પરીક્ષતે, લાગેલા શ્રાપથી ભયભીત થઈ રક્ષણને અર્થે પોતાના ગુરૂને પુછવા લાગ્યો; ગુરૂએ કહ્યું, રાજા કોઈ પણ રીતે બ્રાહ્મણનો શ્રાપ મિથ્યા નહિ થાય; માટે તમે શ્રી શુકદેવજી મહારાજનું શરણું માગો; તમારા પરમ દાદા વ્યાસ મુનીએ જે અઢાર પુરાણો લખ્યાં છે તેમાં એક પુરાણ તમે શ્રી શુકદેવજી મહારાજને મુખેથી સાંભળો; જેથી તમે ભયથી મુક્ત થશો ! ગુરૂનાં વચન સાંભળી અનુચરોને મોકલી, શુકદેવજી મહારાજને બોલાવ્યા.

## મરાઠી સાખી.

શુક સ્વામી શ્રી સદ્ય પધાર્યા, રાય પરિક્ષિત દ્વાર;
વ્યાસ મુનીની વાણી કેરો, વિવીધ કર્યો વિસ્તાર;
શ્રીમદ ભગવત્ નામ, કથા કરી શ્રી શંકર સ્વામ. શ્રીમદ.

રાજ દરબારી માણસો; પ્રધાન વર્ગાદી આમ જનો; વિગેરેની સલાહ લઇ રાજાએ એક સ્થંભના ઉપર એક માળ બંધાવ્યો; જેમાં માત્ર રાજદરબારી માણસો, પ્રધાન વર્ગ, ગુરૂ સાથે બીજા વેદ વેદાંતને જાણનારા બ્રાહ્મણો વિગેરે. છેલ્લે રાજા તથા રાણી; આ પ્રમાણે સભા ભરી, તેની વચમાં સૌથી ઉંચું અને સારૂ સિંહાસન નાંખવામાં આવ્યું, તેમાં શ્રી શુકદેવજી મહારાજને પધ-

રાવ્યા, એમણે શ્રીમદ ભાગવત્‌ની કથા વાંચવાની શરૂ કરી, રાજા પરિક્ષિત એકચિત્તે મન સ્થિર રાખી સાંભળવા બેઠા.

પ્રતાપી શૃંગી રૂષિના શ્રાપનો પ્રેર્યો, ઝેરી તક્ષક નાગ પૃથ્વિમાંથી નિકળી ઘરડા બ્રાહ્મણનું રૂપ ધરી, હસ્તિનાપુરની વાટે ચાલ્યો જાય છે, તેની પાછળ પણ થોડે છેટે એક મંત્ર વિદ્યાબળવાળો કાસ્યપ નામનો બ્રાહ્મણ પરિક્ષિત રાજાને તક્ષક નાગ ડંશ કરશે, તેને હું નિવારણ કરીશ; અને રાજાની પાસેથી યજ્ઞ કરવા માટે ઇચ્છા મુજબ ધન માગી લઇશ. એવી લાલચે ધસતો આવે છે, આગળ વૃદ્ધ તક્ષક અને પાછળ જૂવાન કાસ્યપ બંન્ને સાથે થઈ ગયા અને અરસપરસ વાત કરવા લાગ્યા.

રાગ; ઘડપણ કોણે મોકલ્યું.

ધસતો આવે છે બ્રાહ્મણ બાળ, બચાવાને કારણે;
હસતો આવે છે રાયનો કાળ, હૈયુ કેમ રહે ધારણે.
યજ્ઞ કર્યાની હોંષથી, ઇચ્છા અંતર દામ;
રાજાને રીઝાવવારે, અંતે કરવાને ઉત્તમ કામ.　　　બચવાને૦ ૧
અગ્નિ આવે કોપતો, ને ઝડપે નાંખી જ્વાળ;
રાય પરિક્ષિત કર્મથીરે, એની કેડે પડયો છે કાળ.　　　બચાવાને૦ ૨
મહા વિદ્યાબળ મંત્રથીરે, કરૂ કાળનો નાશ;
રાજા રીઝે રંગમાંરે, એતો અબરે ભરે મારી આશ.　　　બચાવાને૦ ૩

રાજાની નજર થાય તો માણસ ન્યાલ થઇ જાય. (દ્રષ્ટાંન્ત) કોઇએક નાના સરખા ગામડામાં વણિક ગ્રહસ્થ હતો; તે દેશ પરદેશ ફરી તરેહ તરેહના ઉપાયો કરી સારૂ દ્રવ્ય કમાઇ લાવતો હતો. જેથી ઘેર આવી સ્ત્રિ પુરૂષ બંન્ને આનંદ કરતાં હતાં; તેમના ગ્રહસ્થાશ્રમ સુખમાં ઇશ્વિરે તેમને એક દીકરી અને દીકરો પણ આપ્યાં.

દીનપર દીન બાળક મોટા થતાં ગયાં; એટલે વણીકે ફેર મુસાફરી જવાની ઇચ્છા કરી; હવે ઘરનાં સરવે હળીમળી; આનંદ કરતાં હતાં; બહારગામ નીકળવાની વાતો તથા વિચાર કરતા હતા તેવામાં ગોરમહારાજ પધાર્યા, તેમની પાસે ચોખ્ખો દહાડો અને સારૂ ચોઘડીયું જોવરાવ્યું. બાદ બે ચાર દિવસમાં સારૂ મહુરત જોવરાવી; સારા શુકન જોઇ, વણિકે પરદેશ પ્રયાણ કર્યું. સુપાત્ર શેઠાણી બંન્ને બાળકને રમાડતી ઘેર રહી.

આ વખતે વણિક ગ્રહસ્થ ઘણે દુર ઉપડી ગયો; કારણ કે માણુસો એમ સમજે છે કે જેમ દુર જઇએ તેમ કમાણી ઝાઝી થાય, પણ નસીબ તો બે ડગલાં આગળને આગળ; ભાગ્યની ગતી સ્થિર રહે છે. તે કદી અસ્થિર થતી

નથી. ઘણે દુર જઇ કોઇ ધંધામાં ચીત લગાવ્યું, જેમાં તેને સારી કમાણી થવા માંડી; ત્યાં લગભગ ત્રણેક વરસ વિત્યાં, એટલે પોતાનાં બાળક યાદ આવ્યાં, જેથી ઘેર જવાની ઇચ્છા થઇ.

જે વખતે વણિક ઘેરથી નિકળ્યો, ત્યારપછી થોડે દિવસે, પડોશીના ઘરમાંથી મધ્ય રાત્રીને સમયે અગ્નિ પ્રગટ થયો; પડોસીના ઘરમાં સળગી ઉઠે અને તરત પસરી જાય તેવા પદાર્થો ભરેલા હતા. જેથી આ વણિકના ઘરને પણ જબરી અસર થઈ. ઝાળ આવતાંની સાથે ચોમેર ફરી વળી;. હવે અંદરનાં માણસોને કોઇ બચાવી શકે કે બહાર કહાડી શકે એવો રસ્તો ન રહ્યો, જેથી સ્ત્રિ, બે બાળક અને એક બળદ એવા ચાર જીવ બળીને ભડથુ થઈ ગયાં, બાકીનો સરસામાન પણ સળગી ગયો, ઘર સફા થઇ ગયું માત્ર બળેલી ઈંટોનાં કોટડાં ઉભાં રહ્યાં છે. ત્યારપછી ઘણેજ દીવસે પરદેશથી થોડી ઘણી કમાઇ કરી ઘર તરફ આવે છે, તેને પોતાના ગામનો અને પાડોશમાં રહેનારો માણસ સામો મળ્યો.

ઝાઝે સમએ પડોશીને દેખી, પોતાના બાળબચ્ચાંની ખબર અંતર જાણવાની ઇચ્છાએ વણિકભાઇ રામ રામ; કહીને છાંયામાં બેસી ગયો; પડોશી પણ બાપા રામ રામ, કહી પાસે બેસી ગયો.

વણિક—કેમ ભાઈ, મારા ઘરના કેવા સમાચાર છે?

**પડોશી**—જોઇએ તેવા નથી, સઘળુ વીપરીત.

**વણિક**—(અપસોસ) શુ વીપરીત, કેટલું વીપરીત.

**પડોશી**—તમારા ડાબા હાથ તરફના ઘરમાંથી અગ્નિનું પ્રગટ થવું! તે વળી રાત્રિના સમયમાં.

**વણિક**—અરરર ત્યારે તો મહા વીપરીત; કારણ કે તેના ઘરમાં તો ઘાસ પુળા અને છાંણાંજ ભર્યાં છે.

**પડોશી**—હાજી તેજ સળગ્યું અને જ્વાળા એકદમ પ્રસરી ગઇ, જેથી તમારૂં ઘર તરત ઘેરઇ ગયું; સવારે સઘળુ નાશ.

વણિક—છૈયાં છોકર પણ બળીજ ગયાં હશે?

**પડોશી**—સઘળું નાશ; સઘળું નાશ; છોકરાં છોકરાંની મા; તમારા ડમણીઆમાં જોડવાનો બળદ, બધું નાશ બળીને ભષ્મ, તેને આજ અઢી ત્રણ વરસ થયાં.

સમાચાર સાંભળી, વણિક પોકેપોક પાડીને રડવા લાગ્યો; તેને આ પડોશી શાંન્તિના શબ્દ કહી, ધિરજ આપે છે. થોડીવારે વણીક શાંન્ત થઇ ગયો ને પછી બેઠા બેઠા વિચાર કર્યો કે, હવે આપણે નવે નામે ગ્રહસ્થાશ્રમ

માંડવાનો રહ્યો. હવે આ ગામમાં ગમશેજ નહિ માટે કોઇ બીજા ગામમાં વસવું, એમ વિચારી પોતે ત્યાંથી પાછો ચાલ્યો.

મુસાફરી કરતાં પોતાના ગામથી પચીસેક ગાઉ છેટો આવ્યો, ત્યાં તેણે એક ગામ રાજાની રાજગાદીનું હતું તે પસંદ કર્યું. સારી ઉજળી વસ્તીનો મહેલ્લો શોધી કહાડી, ત્યાં એક સગવડપડતુ મેડાબંધી મકાન ભાડે રાખી રહ્યો.

પોતાની પાસે થોડા ઘણા પૈસા હતા, તેમાં પોતાને પહેરવા અને વારાફરતી બદલવા ચાર પાંચ જોડી લુગડાં શીવડાવ્યાં. તે વારાફરતી ધોવા માટે ધોબીનેજ આપ્યા કરતો હતો, વળી એક દળવાની ઘંટી લાવ્યો તે પોતાને મેડે ચઢાવરાવી દીધી; પછી મેહ્લામાં બુમ મારી કે હું દળવાનો સંચો લાવ્યો છું. જેને દળવા આપવાનું હોય તે મને આપજો. લોટમાં વાંધો હોય તો પૈસા ના આપશો !

આથી મેહ્લામાં ને મેહ્લામાં ઘરાગી ચાલી, અને થોડે થોડે બીજા મેહ્લામાંથી પણ દળવાનું આવવા માંડયું. પોતે સમીસાંજથી સુઇ રહેતો, મધ્યરાત સુધીની ઉંઘ લઇ ઉઠી દળવા બેસી જતો, તે સવાર સુધીમાં જેટલું દળાય તેટલું દળ્યાજ કરતો હતો. પછી સવારમાં નાહી ધોઇ સેવા પુજા કરી, બને તે ખાવાનું કરી, પોતે ખાઇપી, રાજાનો દરબાર ભરાવાની વખતે દરબારમાં જઇ સર્વનાં પગરખાંની પાસે બેસી દરબારમાં ચાલતાં કામ ઉપર ધ્યાન આપતો.

હમેશાં નવાં સારાં ઉજળાં ધોબીનાં ધોએલાં લુગડાં પહેરી દરબારમાં જાય છે. અને ખાસડાં કહાડવાની જગાની નજીકજ બેસે છે, એવા એવા છ મહિના વીત્યા, તેવામાં એક દિવસ રાજાની નજર તેના ઉપર બરાબર ચોંટી.

તે વખતે રાજાએ પોતાનો જમણો હાથ ઉંચો કરી વણિકના સામો ધર્યો, અને ડાબાજમણી હલાવ્યો, જેથી વણિક શેઠ એમ સમજ્યો કે મને રાજાધિરાજ એમ પુછે છે કે તમો શું ધંધો કરો છો? પોતે મોઢે બોલતા નથી અને સાનથીજ પુછે છે માટે આપણે પણ સાનમાંજ ઉત્તર આપવો જોઇએ, એમ વિચારી ઘંટીનો ફેરવનાર ખીલડો પકડી જે રીતે પોતાનો હાથ હલાવે છે તે રીતે મોઢે બોલ્યા વિના પોતાનો હાથ હલાવ્યો. વણિકે એમ સમજીને હાથ હલાવ્યો કે હું દળુ છું એમ મેં કહ્યું. રાજા સ્પષ્ટ સમજી શક્યા નહિ. પણ પોતાના મોટપણામાં અને ભારેખમપણામાં ગુપચુપ બેસી રહ્યા. સૌ સભાજનો એમ સમજ્યા કે આ માણસ એમ કહે છે કે; આ બધાની ચોટલી મારા હાથમાં છે.

વણિકનું સમજ્યું વણિકના મનમાં અને રાજાનું સમજ્યું રાજાના મનમાં રહ્યું, પણ સભાનું સમજ્યું સભાના ઘણાખરા માણસોના મનમાં ખદબદ થવા લાગ્યું.

સભામાં બેસનાર માણુસોમાંના ઘણુાખરા, લાંચીઆ, લંપટ અને વ્યભી· ચારી હતા, તે લોકોના મનમાં એમ થયું કે આ માણુસ, રાજાનો છૂપો બાંટણીદાર હશે; તે આપણી સર્વેની તપાસ રાખતો હશે; તે રાજાને ખાનગી ચેતાવ્યા કરતો હશે; એ એ ઉપરથી સમજાય છે કે રાજાની સાથે તે શમસ્યામાં ને શમસ્યામાં વાત કરે છે. હવે આંને થોડું થોડું દાબતા રહીએ નહિતો ભોગ મળ્યા સમજજો.

આવી રીતનો વિચાર કરી એક માણુસ પચીસ રૂપીઆ લઇ વણિકનું ઘર શોધતો ગયો, ત્યાં જઇ તેને ઓળખી, હાસ્ય કરી બેઠો, શેઠ આપનું નામ શું ?

**વણિક**—મારૂં નામ નસીબદાર છે. મારે રાજા સાથે ઘણા વખતથી મિત્રાચારી છે; હાલમાં મને રાજાએ કેટલીક બાબતનો તપાસ કરવા અહીં બોલાવ્યો છે.

**દરબારી**—બહુ સારૂ, મારા ઉપર કૃપા રાખજો. લ્યો એમ કહી પચીસ રૂપીઆ મુકી નમન કરી ચાલતો થયો.

કોઇ પચ્ચી ને કોઇ પચ્ચા; કોઇ સો ને કોઈ પાંચશો, કોઇ હજાર ને કોઇ બેહજાર, એમ ડરના માર્યા સૌ આપી ગયા; વળી જેમ જેમ લાંચો લેતા જાય છે તેમ તેમ આ નસીબદાર વણિકને ઘેર આપી આવતાજ જાય છે, એમ કરતાં બે ત્રણ વરસ વીતી ગયાં ત્યાં તો નસીબદાર ગ્રહસ્થ ત્રણ ચાર લાખની આશામી થયો, એટલે દળવાનું કામ મુકી દીધું. પોતે બહાર સરીઆન રસ્તા ઉપર સવડ પડતી જમીન રાખી; એક ભવ્ય મકાન બંધાવ્યું. તેનું નામ નસીબદારનો નજર મહેલ પાડયું, પાડયું શું તેવા અક્ષર પથ્થરમાં કોતરાવી, બાજુમાં ચોટાડી દીધો.

આ નસીબદાર શેઠને કાંઇક ભાગ આપતા રહીશું તો તો આપણો ગુનો સદાય ઢાંકયોને ઢાંકયોજ રહેશે, એમ સમજી લાંચીઆ લાંચ લીધાજ કરે છે, અને નસીબદારને પણ આપ્યાજ કરે છે. એમ કરતાં લોકોમાં વાત ચાલી કે, આ નસીબદાર શેઠ ઘણે ભાગે કુંવારો છે, વળી એક હીમતદાર સ્ત્રિયે પુછયું. શેઠ તમારા ઘરનાં બૈરાં કેમ અહીં જણાતાં નથી !

નસીબદારની આંખમાં આંસુ આવ્યાં, તે જોઇ સ્ત્રિ ઉદાસ થઇ ગઇ અને ધીરેથી બોલી; જરા હિમ્મત રાખી જવાબ દ્યો. સૌને માથે અવનવી બને છે; કોઇ પાર ઉતર્યું નથી અને પાર પહોંચ્યું પણ નથી.

**નસીબદાર**—બેન, સદા સદગુણને યાદ કરાવનારી, સ્વરૂપવાન સુંદરી

એક પૂત્ર અને બીજી પુત્રિ; એવાં બે બાળકને લઇ સુતેલી, ઘરમાં આગ લાગવાથી, બળી ગઇ તે સાંભળી ત્યારપછી શું થયું તે જોવા હું ગયોજ નથી.

સ્ત્રિ—ગજબ કર્યોને! આજ ત્રણ વરસ થયાં અહીં રહો છો પણ આ વાત તો કરીજ નથી; આજતો તમે પરણ્યાય હોત અને એક બે છોકરાં પણ થયાં હોત, કરૂંછું તમારે માટે કન્યાની સવડ.

આ સ્ત્રિયે પછી મેહોલ્લામાં વાત કરી; એમ કરતાં વાતે વાત કન્યાની ભાળ જડી; રાજદરબારે આવતો જતો અને બેસતો બોલતો ધનાઢ્ય ગ્રહસ્થ જાણી તેને પરણાવનાર ઘણા ઉભા થયા, પણ પોતે જોઇને સારી સદ્પાત્ર કન્યા પરણ્યો. શેઠાણી પણ ઘરને શોભાવતી આવી.

એક દિવસે પચીસેક સ્વાર આગળ, દશેક સ્વાર પાછળ વચમાં ચાર ઘોડાની બગીમાં બેઠેલ રાજા પોતે ત્યાં થઇને નીકળતા હતા; તે વખતે શેઠે હાથ ઉંચો કરી સવારી ઉભી રખાવી; બગી ઉભી રહી, એટલે પોતે પાસે જઇ હાથ જોડી ઉભો! રાજાએ કહ્યું કેમ નસીબદાર શેઠ!

**નસીબદાર**—કૃપાસિંધુ ઘરમાં પગલાં કરો, મારે આપની પધરામણી કરાવવા ઘણા વખતથી ઇચ્છા છે.

રાજાધિરાજે શેઠની નમ્રતા જોઇ ઉતરવા ઇચ્છા જણાવી તેજ વખત શેઠે ઘરમાં જઇ હજાર હજારની એક એવી પચીસ કોથળીઓ ઠાલવી દીધી; તેના ઉપર સુંદર ગાલીચો બિછાવી રાજાધિરાજને બેસાર્યા.

પધરામણીના પ્રસંગે અમુક ગમે તે ભેઠ મુકવી પડે. તે સુચના રાજાના માણસોએ શેઠને કરી; તેના જવાબમાં વણિકે કહ્યું કે આ પાથરેલા સઘળા રૂપિયા રાજાજીને ભેઠ છે, કારણ કે આ સઘળો પ્રતાપ એમની નજરનોજ છે.

રાજાની રહેમ નજરથી અથાગ ધનની પ્રાપ્તિ થાય છે એનું કારણ એ છે કે, રાજા એ ઇશ્વરનો પરમ અંશ છે. રાજાની નજર એ સાક્ષાત સર્વેશ્વરની નજર માનવી.

**કાસ્યપ**— મરાઠી સાખી.

ઝપટ જોરથી રાય જીવાડુ, મંત્ર બળે બળ મારૂં;
કદી કામમાં પાછો પડુ નહિ, કરૂ મંત્ર જે ધારૂ;
એને ઉગારૂ; ધાર્યું પાર ઉતારૂં. એને૦

**તક્ષક**—વિદ્યાનું અભીમાન ન કરો, શાંન્ત થાઓ જરા ધીમા બોલો;

**રાગ; તમે હળવે હાલો, ચાલો ચાલો (હરીચંદ્ર).**

તમે ધિમા બોલો, ધિમા ધિમા ધિમા બોલો રૂષિરાજ;
એતો કરતા પ્રભુજી, કરતા; ધરતા, હરતા હરી શિરતાજ.

શિર પરે સાચી સત્તા પ્રભુની, એ જે કરે તે થાય;
શિવ બ્રહ્મા સનકાદીક આદી, ગોવિંદના ગુણ ગાય. તમે ધિમા. ૧
મુગટ મણી મહા વિષ્ણુ પ્રભુજી, ચૌદે ભોવનના ભૂપ;
સિંધુ સુતા શ્રિ લક્ષ્મિના સ્વામી, અવતારી આનંદ રૂપ. તમે ધિમા. ૨
સદા ભજો શ્રી કૃષ્ણને સમજી, હૈયામાં રાખીને હામ;
આશા પુરે ઇશ્વર તે જનની, રાજી રહે સદા રામ. તમે ધિમા. ૩
હઠ મુકો અહંકારને મુકો, મુકો બડાઇઓના બ્હાર;
શૃંગીમુની બળ તિવ્ર તક્ષક બળ, બન્નેનું બળ છે અપાર. તમે ધિમા. ૪
જકને મુકો તક ન ચુકો, મન માન્યો લ્યોને લાભ;
ગોવિંદની ગતી, કોઇ ન જાણે, જરણ મરણને ગાભ. તમે ધિમા. ૫

બુઢ્ઢા બ્રાહ્મણ કહે હે કાસ્યપ, એક તરફ તારૂં એકલાનું મંત્રબળ છે; અને બીજી તરફ શૃંગીમુનીનું વિદ્યાબળ અને તક્ષક નાગનું વીશબળ, એ બેમાં કોણ વધે જરા વિચાર તો કર! જન્મ ક્યારે થશે, મૃત્યુ ક્યારે થશે, ગર્ભમાંથી પૂત્ર જન્મ થશે કે પુત્રિ જન્મ થશે અને તે કયે વખતે થશે તે તો શ્રી હરીજ જાણે છે.

કાસ્યપ— રાગ; હું વિયોગી નારનો મારૂં કોણ બેલીરે.

બ્રાહ્મણ કેરો બાળ હું, મને કોણ વારેરે;
કોણ વારેરે, કો ભરીઓ ખારેરે. બ્રાહ્મણ કેરો૦
ત્યાગી તપસી બ્રહ્મ હું, કરૂં નિમેષે નાશ;
દરિયાના દરબારમાં પ્રગટાવું હુતાશ;
ઝાળ્યા બાળ્યા જંતને, કહો કોણ ઠારેરે. બ્રાહ્મણ કેરો. ૧
જોર અતી મુજ જીભમાં, પલકે કહાડુ પ્રાણ;
ધારૂ તો પકડી શકુ, બોલુ સાચી વાણ;
હું જે કરૂં તે થાય છે, બીજો કોણ ઉગારેરે. બ્રાહ્મણ કેરો. ૨
રાજા રાખુ આજ હું, તક્ષક પામે હાર;
બ્રહ્મ બોલ મિથ્યા થશે, ભૂતળ ખોશે ભાર;
બુદ્ધિબળ બહુ માહરૂં, હુંથી સૌકો હારેરે. બ્રાહ્મણ કેરો. ૩

બુઢ્ઢા— મરાઠી સાખી.

હંકારી હંકાર તજીને, બોલ્ય વિચારી બાળા;
વિલાં વચનો કાન શુણીને, લમણે લાગે ઝાળા;
બોલે મિથ્યા વાણ, પરિક્ષિત પળમાં ખોશે પ્રાણ. બોલે૦
પરિક્ષતનો અંત નજીક આવ્યો છે એવી ધારણા ધરાય છે, માટે આજ

સુધીની તારી મેળવેલી કીર્તિ નાશ પામશે તારા મંત્ર મિથ્યા જશે. પરોપકાર-રૂપી મંત્ર જપનારના મંત્ર સાચા પડે છે. અને આશા તુષ્ના અગર લેવાની ઇચ્છાથી જપનારના મંત્ર ભાગ્યેજ ફળે છે.

### મરાઠી સાખી.

લાભ કરીને લાલચ રાખે, કાચી વિદ્યાવાળો;
ભૂલ્ય ભરેલી ભાગ્યે ફળશે, થાય કપાળે કાળો;
ગાળો ગંભીર પેર, પાછા ચાલ્યા જાઓ ઘેર. ગાળો.

તમે રાજાને સજીવન કરી જે બદલો લેવા ધાર્યો હોય તે મારી પાસેથી લઇ પાછા વળી જાઓ.

**કાસ્યપ—** **અબ ચલે ન મોહન તેરા.**

હુંકારી બોલ્ય નહિ આડુ,
હું પરિક્ષિતને જગાડુ.
મુજ વિદ્યાબળ બહુ ભારી, મેં સર્વ કરી તૈયારી,
જ્યાં મંત્ર ભણી ફુંક મારી, બેઠો બસ થાય મહેલમાં જાય;
હરીગુણ ગાય, ખબર તને પાડુ. હું પરિક્ષત. ૧
તુ બુઢ્ઢા બામણ જક્કી, તને નથી ભરોસો નક્કી,
પણ મને ખાતરી પક્કી, જીવાડુ રાય, સુશોભિત કાય;
ધર્મમાં ધાય, નાગ મુખ ઝાડુ. હું પરિક્ષત. ૨

**બુઢ્ઢા—** **મરાઠી સાખી.**

હું બોલાવું હું ડોલાવું તીખો તક્ષક આવે;
જ્વાળા નાંખી વડને બાળે, તુ કર તુજને ફાવે,
કદી પામે હાર, ઉભા રહેવા નહિ આધાર. કદી.

**કાશ્યપ**—હે વૃદ્ધ બ્રાહ્મણ ? બ્રાહ્મણોના મંત્રબળના પ્રતાપને તું સમજતો નથી, તેમ તેના ઉપર આસ્તા પણ બેસતી નથી; તે ઉપરથી મને એમ લાગે છે કે તું બ્રાહ્મણ નથી, બોલાવ તારા તક્ષક નાગને !

### મરાઠી સાખી.

બોલાવ અહીંઆં બેળ આવે, તક્ષક તનનો તીખો,
મુજ મુખેથી મંત્ર સાંભળી, શરીર સઘળું ધીખો;
એની વિખો કાય, પગે પડીને પાછો જાય.

કાસ્યપ બ્રાહ્મણના શબ્દ સાંભળી, બુઢ્ઢો પોતાના અસલ રૂપમાં એટલે તક્ષકનાગ થયો, અને તેજ વખત તેણે ફૂંફવાટો માર્યો, તેના ફૂંફવાટાની ઝાળથી; બ્રાહ્મણ કંપી થકી પાછો ખસી પડયો; અને વડના ઝાડને દાહ

થવા લાગ્યો; નાગના પ્રગટ થયા પહેલાં એક માણુસ હાથમાં કુહાડી લઇ સુકાં કાષ્ટ લેવાને ઝાડ ઉપર ચઢયો હતો; ઝાડ બળીને ભષ્મ થયું તેની સાથે તે પણ બળી ગયો, તે વખતે પાછો તક્ષક મનુષ્ય અને વળી બ્રાહ્મણના રૂપમાં પ્રગટ થઈ ફેર કાસ્યપ સાથે બોલ્યો, હવે તમારી વિદ્યાનું બળ બતાવો.

કાસ્યપ— **મરાઠી સાખી.**

બોલાવ અહીંઆં બેજે આવે, તીખો અતીષે તનથી,
બળ એનું બુદ્ધિથી જાણું, મિથ્યા બોલે મનથી;
એ પામે તાપ, સદા ધરે અંતર સંતાપ. એ પામે.

તક્ષક— **રાગ; ડરમાં તું દીલસાથ, છોકરા ડરમાં.**

તું સજીવન કર ઝટ ઝાડ, મંત્ર બળ બુદ્ધિ તુજ દેખાડ,
હું માનું પુરણ પાડ, મંત્ર બળ બુદ્ધિ તુજ દેખાડ;
પાડ હું માનું, ઉગતે ભાનું. ૧
જાણું જે બળ અતી છે ઘણું તારૂ, ધ્યાન ધરી તને સદા સંભારૂં,
ધન તારી બુદ્ધિને ધન તારી કાંન્તિ, દવથી દાઝેલાને આપે તું શાંન્તિ;
ધન વીર, ધરી ધીર, આપ્યું હીર,
હું મુકુ મિથ્યા આડ. મંત્ર બળ.
ઝાડને દેખુ, પ્રતક્ષ પેખુ,
રંગ ભર્યું દેખી રાજી હું થાઉ, દેખી પરાક્રમ ગુણ તારા ગાઉ;
ધન્ય ધન્ય તુજ વિદ્યાના બળને, ધન્ય તારા મંત્રને ધન્ય તારી કળને,
ધન્ય ધન્ય બાળ, રૂડા રખવાળ, વીવીધ વાચાળ;
રીઝી મુકુ રહાડ. મંત્ર બળ. ૨

કર્તા— **મરાઠી સાખી.**

મંત્ર ભણીને જળ જ્યાં છાંટયું, થયું સજીવન ઝાડ,
ફાલ્યુ ફુલ્યુ ફળ પણ આવ્યાં, નાગે માન્યો પાડ;
ધન બ્રાહ્મણ બાળ, ધન્ય વિદ્યાને ધન્ય આ કાળ. ધન.

આ રીતે ઝાડને સજીવન થએલું જોઈ, તક્ષકનાગ બોલ્યો, ભાઈ કાસ્યપ તમારી વિદ્યા સાચી તો ખરી તમે મરી ગએલા ઝાડને સજીવન કર્યું. વળી કુહાડી લઇ લાકડાં કાપવા ચઢેલો માણુસ જે મારી પ્રચંડ જવાળાથી ભસ્મ થએલો; તેને પણ સજીવન કર્યો તો પરિક્ષિતને સજીવન કરો તેમાં કાંઇ નવાઇ નહિ, પણ હું વાત કરૂં તે ધ્યાન દઇને સાંભળો અને તમને યોગ્ય લાગે તેવો ઘટીત ઉત્તર આપો.

જેવા તમો વિદ્વાન છો, તેવોજ શમીક મુનીનો બાળક શ્રૃંગી પણ વિદ્વાન

અને પ્રતાપી છે; વળી નાગ માત્રમાં મારા વીષથી અવંધી છે. તેની કીર્તિ પણ આધ્ય અનાધ્યથી ચાલી રહી છે, સઘળી કિર્તિ ઢંકાઇ જાય, સર્વનો પ્રતાપ નષ્ટ થઈ જાય, અને માત્ર તમારીજ કીર્તિ યશને પામે તથા પરિક્ષિત સજીવન થાય એ મને સચોટ પ્રમાણભૂત લાગતું નથી, કદાચ પરિક્ષિત રાજાનો અંતકાળ પાસેજ આવ્યો હશે તો, તમારૂ મોંઢુ વિલઇ જશે; જોકે મંત્ર ખરા તો પડે; પણ બદલો લેવાની તૃષ્નાથી ઉચ્ચારેલા મંત્ર કામ ન કરી શકે અને અફળ જાય, માટે જો કોઈ પણ પ્રકારની તૃષ્ના રાખી રાજાને યાચવા જતા હોતો તે તૃષ્ના મારી પાસેથી પુરી પાડો અને ગુપચુપ આબરૂભેર પાછા વળી જાઓ!

આવાં તક્ષક નાગનાં વચન સાંભળીને કાસ્યપે સમાધિધ્યાન કરી જોયું તો માલમ પડયું કે પરિક્ષિત રાજા મરેલોજ પડયો છે. માટે મંત્ર જંત્ર કરી પ્રયત્ન કરવો એ ફોગટ છે: એમ વિચારી તક્ષક નાગનાં વચન માન્ય કરી મળતો લાભ લઇ પાછા જવા ઇચ્છા જણાવી; પોતે તક્ષકને જણાવ્યું કે હું માત્ર ધનની ઇચ્છાએજ રાજા પાસે જાઉં છું, તે માત્ર મારે દેવતાઓને પ્રસન્ન રાખવા યજ્ઞ કરવાની ઇચ્છા છે.

**તક્ષક**—હે પ્રતાપી રૂષિવર, તે હું તમને રાજા આપે એથી બમણું આપું.

### મરાઠી સાખી.

રાય રિદ્ધથી બમણું આપું, આપું સુખનું માગ્યું,
રાય મરેને પણ સૌનાં રહે; જાણોકે જગ જાગ્યું;
લાગ્યું રૂડુ આજ, સફળ થયાં છે સૌનાં કાજ. લાગ્યું.

**કાસ્યપ**—લાવ્ય હે નાગના રાજા; મારી ઇચ્છા પ્રમાણે દ્રવ્ય આપ!

તક્ષક નાગે કાસ્યપ બ્રાહ્મણને માગ્યા મુજબ ધન પાતાળમાંથી લાવીને આપ્યું, ઉપરથી કહ્યું કે વળી જોઇએ તો બીજું માગજો? તક્ષક પાસેથી ધન લઇ કાસ્યપ પાછો વળી ગયો; અને તક્ષકે પરિક્ષિતને ડસવા જવા તૈયારી કરી; અમુક કેટલાએક નાગને બ્રાહ્મણોનાં રૂપ લેવરાવ્યાં; કારણકે પરિક્ષિતના શ્રવણ માળામાં બ્રાહ્મણ સિવાય બીજાને જવાની પરવાનગી મળતી નહોતી; તે પણ ખરી ખાતરી કરીને, તક્ષકે મોકલેલા ફળના ગાંસડા લઇને બ્રાહ્મણો આવ્યા; તેમને પેરેગીરોએ અટકાવી; રાજાની પરવાનગી માગી; બ્રાહ્મણોએ કહેવરાવ્યું કે; આપ તક્ષક નાગના ભયથી મુક્ત થયા છો; તેના હર્ષની ખુશાલીમાં અમો બ્રાહ્મણોને પ્રસાદ વહેચવા ઉત્તમ ફળ લાવ્યા છીએ. અહીં શ્રી શુકદેવ સ્વામી મહારાજની કથા પરીપૂર્ણ થઈ છે: નિર્માણ કરેલા સાત દિવસ

પણ પુરા થયા છે. રાજાને પરીક્ષિતનો ભય દૂર થયો છે, તેથી તેણે પેરેદારને કહાવ્યું કે એમને આવવા દયો ?

રાજાનો હુકમ થયો; બ્રાહ્મણોને અંદર જવાની પરવાનગી મળી; એટલે ફળના ગાંસડા ઉંચકી ઉંચકીને સપાટાબંધ ચઢી ગયા; ઉપર જઇ રાજાની પાસે ફળના ઢગલા કરી દીધા; તેમાંનું એક સારામાં સારૂ જોઇ રાજાએ પોતાના હાથમાં લીધું બાકીના સર્વે બિરાજેલા બ્રાહ્મણોને વહેંચી આપ્યાં; અને રાજા બોલ્યા કે, આજે હું બ્રાહ્મણના શ્રાપને તરી ગયો છું; આજે સાતે દીવસે તેની અવધ પુરી થાય છે. એમ કહી પોતાના હાથમાં રહેલા ફળ સામું જોયું તેમાંથી એક કીડો નીકળ્યો, તેનો વર્ણ લાલ ત્રાંબા જેવો; તથા અગ્નિમાં તપાવેલા લોઢા જેવો હતો; તે કીડો હાથમાં લઈ તેને સાચવી આંગળી ઉપર ચઢાવી; રાજાએ ઉચ્ચાર કર્યો કે, તક્ષક નાગને બદલે આ કીડો મને ભલે કરડો; અને બ્રાહ્મણનાં વચન સત્ય થાઓ. રાજાને ખબર નહોતી કે બ્રાહ્મણના વચનને અનુસરીને તક્ષકનાગજ આ કીડાના રૂપે ફળમાં પ્રવેશ કરીને આવ્યો છે. રાજાની ડોક ઉપર બેઠેલો કીડો તરત ભયંકર તક્ષક થઈ ગયો; અને રાજાને ડસ્યો; તેજ ક્ષણે તેનું ઝેર ચઢવા માંડયું. સભાસદો જોઇને ત્રાસ પામી ગયા અને બ્રાહ્મણો સહીત સર્વે પોકારે પોકાર પાડતા રોવા લાગ્યા; ધિમે ધિમે તક્ષકનું ઝેર આખા અંગમાં વ્યાપી ગયું, જેથી તેનો પ્રાણ ગયો.

કોઇ જરત્કારૂ નામે રૂષિનો બાળક અરણ્યમાં ફર્યા કરતો હતો; અને જ્યાં ઇચ્છામાં આવે ત્યાં તપ કરવા બેસી જતો હતો, એને બ્રહ્મવિદ્યાયજ્ઞ યાગ જપ તપ એ ઉપર તેને વિશેષ પ્રિતી હતી; ગ્રહસ્થાશ્રમ ઉપર તેને બીલકુલ પ્રિતી નથી જેથી તેણે લગ્ન પણ કર્યું નહોતું, તે જરત્કારૂ બાળક વગડામાં ફરતો એક ખાડા પાસે આવી થાક ખાવા બેઠો, એવામાં તેની નજર પેલા ખાડા તરફ ગઇ તેમાં અનંત મુનીઓને તેણે ઉંધે મુસ્તકે લટકતા જોયા, તેમને જરત્કારૂએ પુછયું.

### રાગ; હરીભજન થકી છાયા હોય તે સૌથી;

અહો બ્રાહ્મણ બાળ, શા કારણથી ઉંધે મુસ્તક આવીઆ;
શું પાપ કર્યાં, મનુષા દેહમાં ફોગટ ફેરા લાવીઆ.
તમે ઉંધે મુસ્તક લટકો છો, આ ભવસાગરમાં ભટકો છો;
તમે ખરા પુરૂષને ખટકો છો. અહો બ્રાહ્મણ. ૧
જાણે મૃતક સજીવન માની છો, તમો દીન ખરા પણ હાની છો;
તમે રૂપે રૂડા ગ્નાની છો. અહો બ્રાહ્મણ. ૨

તમો સર્વે સુખીઆ શાણા છો, જાણે રાજ વગરના રાણા છો;
ખરે પૃથ્વિમાં પંકાણા છો.　　　　અહો બ્રાહ્મણ. ૩
હું દ્રવ્ય દુઃખમાં ભાગ કરૂં, તમને ઠારૂં તો હુંય ઠરૂં;
મુજ મુખથી બોલુ ખરેખરૂ.　　　　અહો બ્રાહ્મણ. ૪
તમો સર્વ ભવિષ્યનું ભાવી કહો, હૈયુ ખોલી મને આવી કહો;
મને ચીત્ત રાખી ચેતાવી રહો.　　　　અહો બ્રાહ્મણ. ૫

**વાલખિલ્ય રૂષિયો—　　મરાઠી સાખી.**

પર ઉપકારી દયાવાન તું, પુછે દુઃખની વાત;
અમ દુઃખ દેખી દુઃખી થયોછું, અંતરમાં આઘાત.
કહીએ સાચી વાણ, અમ મુખેથી પ્રતક્ષ પ્રમાણ.　　　　કહીએ.

જરત્કારૂ કહે છે અહો રૂષિયો આપના આવા મહા સંકટની વાત કરો! જેથી મારો બનતો પ્રયત્ન કરી તે દુઃખમાં હું ભાગ કરૂં.

જવાબમાં તપસ્વિ વાલખિલ્ય મુનીઓ કહે છે, હે દયાળુ બ્રાહ્મણ, અમો સર્વ તપસ્વિ, ભાઈઓ છીએ, હાલ છતે સંતાને અમારો નિર્વંશ જાય છે, તેજ કારણથી ઉંધે મુસ્તક ટીંગઇ રહ્યા છીએ. અમારા વંષમાં છેલ્લો પુરૂષ એક જરત્કારૂ કરીને છે; તે જપ, તપ, સ્નાન ધ્યાન વિષે મનવાળો સદા આરૂઢ છે, જેથી તે કોઇ કન્યા સાથે લગ્ન કરવા ચહાતો નથી; તેથીજ અમે આવા ઘોર દુઃખમાં આવી પડયા છીએ, એ જરત્કારૂ જો કોઈ સ્ત્રિની સાથે લગ્ન કરે અને તેનાથી સંતાનની ઉતપત્તિ કરે, જો તેમાંથી પુત્રની પ્રાપ્તિ થાય તે જો વિદ્વાન થાય, તો તે આ અમારા સંકટને મટાડે; નહિતો અમારા પછી છેવટ એનોજ આખર આ દશાનો વારો છે.

**જરત્કારૂ**—અહો પુજ્ય વડિલો, તે જરત્કારૂ એજ હું પોતે. જો કે હું સ્ત્રિ કરવા ચહાતો નથી, વંશ વધારવા મારી ઇચ્છા નથી, છતાં આપ વડિલ વર્ગને મહાદુઃખમાં દેખી મારી ધારણા પ્રમાણે મને વરનાર કોઇ કન્યા મળશે તો હું જરૂર લગ્ન કરીશ; આપના કહેવા પ્રમાણે પુત્રની પ્રાપ્તિ કરીશ. આપને આ સંકટમાંથી મુક્ત કરીશ.

વૈશંપાયન રૂષિ જનમેજય રાજાને મહાભારતની કથા સંભળાવે છે, તેમાં એ ભાગ આવ્યો કે શ્રીકૃષ્ણ ભગવાંનના સખા ભક્ત ધનંજયના પુત્ર મહા બાણાવળી મહારથી અભીમન્યુના પુત્ર પ્રતાપિ પરિક્ષિત રાજાને તપસ્વિ બ્રાહ્મણના શ્રાપને પ્રેર્યો, અતી ઝેરી તક્ષકનાગ ડસ્યો, તે વખતે તેનું જોઈન શકાય તેવું તરફડતી કાયાએ ત્રાસદાયક મ્હોત થયું. આ સાંભળી; કાશીરાજાની પુત્રિ પવિત્ર અને મહા પતિવ્રતા વપુષ્ટમાનો સ્વામિ, તપસ્વિ બ્રાહ્મણોની સહા-

યતા લઇ મોટેથી બોલ્યો કે; આજ હું સર્વના સાંભળતાં સોગન ખાઇ કહું છું કે, વિષના ધારણ કરનારા, મહા ઝેરી તક્ષકનાગ સહીત સર્વ નાગને અગ્નિમાં હોમીશ.

આવો ભયંકર નિશ્ચય કર્યા પછી તેણે પ્રતાપી, મહાતપસ્વિ વિદ્વાન બ્રાહ્મણોને શોધી શોધી, કગરી કગરી માગ્યું કે અહો મુનીઓ આપ એવા મંત્ર ભણો કે, ઝેરી સર્પો તમારા મંત્રબળના પ્રેર્યા, પોતાના સ્થાનકેથી ઉપડી યજ્ઞકુંડનાં આવીને આપુરા પડે, તેમાં તક્ષક તો જરૂર, એજ મારો કટ્ટો શત્રુ છે. આ સર્પ યજ્ઞનો કારણભૂત છે. એનાજ લક્ષણે મને સર્વ નાગના ઉપર ઉદ્વેગ ઉત્પન્ન થયો છે.

જનમેજય રાજાના આવા દૃઢ નિશ્ચયને સાંભળી; વાસુકી આદી સર્વ નાગો શોકાતુર થયા; અને જનમેજય રાજાનો આવો મરણાંન્તનો ભયંકર યજ્ઞ શરૂ ન થાય, અને થાય તો તે કોઇ પણ રીતે અધવચ વિરામ પામે તે ઉપાયને શોધતા થકા સદા જાગૃત રહ્યા; એવામાં આ જરત્કારૂ બ્રાહ્મણ વરવાની ઈચ્છાવાળો થયો; જરત્કારૂને એવી ઈચ્છા હતી કે વરનાર કન્યા મારા નામેનામ ધારણ કરનારી હોય; સ્વામિની આજ્ઞા સદા માન્ય કરનારી હોય; કદી કાળે અપમાન નહિ પહોચાડનારી મહા સતિ હોય, તેનીજ સાથે લગ્ન કરવું, પોતાથી વૃદ્ધા અવસ્થા હતી છતાં વગડામાં જઇ બુમ પાડીકે, હું વરવાની ઇચ્છાવાળો છું, છે કોઈ કન્યા આપનાર ! અવાજ સાંભળી, ઝાઝા વખતથી ટમટમી રહેલો વાસુકીનાગ બહાર આવી પોતાના સંગાથો સહિત રૂષિને નમન કરી કહે છે, હે મહામુની મારી બેન આપને અર્પણ કરવા ઇચ્છું છું. તે એમ ધારીને કે આપના જેવા મહાપ્રતાપિના સંગથી પ્રતાપી પૂત્ર ઉત્પન્ન થાય અને તે અમો સર્વનું પોતાની વિદ્યાબળથી બચાવ કરી શકે.

**જરત્કારૂ**—હે નાગના રાજા. શું નામ ધારણ કરાવ્યું છે તારી બેનનું ?

**વાસુકી**—હે રૂષિવર તેનું નામ જરત્કારૂ છે.

**જરત્કારૂ**—અહો ભાગ્ય, એજ નામવાળી કન્યા મારે માન્ય છે. વળી હું કરાર કરૂં છું કે, મારૂં અપ્રિય ન કરે, મને કદી અપમાન ન પહોચાડે; અને તેમ કરશે તો હું તેજ ક્ષણે તેનો ત્યાગ કરીને ચાલ્યો જઇશ.

બહુ સારૂ મહામુની, પણ જનમેજય રાજાના સર્પ સત્રને વિરામ પમાડે એવા પુત્રની પ્રાપ્તિ એ વાત આપના હૃદયમાં સ્થિર હોવી જોઇએ.

**વાસુકી—** **મરાઠી સાખી.**

પુત્ર પરિક્ષિત યજ્ઞ કરે છે, ચિત્ત રાખી ચળવળથી;
સર્પ સત્ર એ વિરામ પામે, બ્રાહ્મણ કેરા બાળથી;

ઇચ્છુ એ રૂષિરાજ, કૃપા કરીને આપો આજ.　　ઇચ્છુ.

આમ સામસામી વાતચીત્તથી કરાર થયા પછી, નાગકન્યા જરત્કારૂ સાથે બ્રહ્મરૂષિ જરત્કારૂરનાં લગ્ન થયાં, રૂષિને વરી નાગકન્યા જરત્કારૂ સ્વામિની સેવામાં કાગડાની પેઠે નિરંતર ચકીત રહેતી; મૃગની પેઠે સ્વામિથી ભયભીત રહેતી. રખેને સ્વામિને માઠુ લાગે એમ સમજી કુતરાંની માફક નિરંતર જાગૃત રહેતી. પતીવૃત્તા નાગકન્યાને રૂષિના સંગથી ગર્ભ રહ્યો. તે દિન પ્રતિદીન વૃદ્ધિને પામ્યો. મહા તેજવાળો ઉગ્ર તપસ્વિથી રહેલો ગર્ભ મહાન તેજસ્વિ પુત્રને પ્રગટ કરશે એમ કહી એક સમયે દિવસના પાછલા પહોરમાં નારીના ખોળામાં મુસ્તક મુકી રૂષિ નિદ્રા કરી ગયા; સંધ્યા સમય થયો તે વખતે નારી વિચારમાં પડી કે હવે મારે શું કરવું, આ કાળ બારીક આવ્યો, સંધ્યાનો સમય થયો. આ વખત વિતી જાય છે તો વિપરીત થાય છે. જો જગાડું છું તો સ્વામિ કોપાયમાન થાય છે. આતો ભારે ધુંચવણ આવી; સ્વામી જાગૃત ન થાય અને સુર્ય અસ્ત થાય તો શાસ્ત્રવિધીએ બાદ આવે; માટે કરવાદે જાગૃત, એમ ધારી નાગકન્યા ધીરેથી બોલી, સ્વામિનાથ જાગૃત થાઓ, શ્રી સુર્યભગવાન પશ્ચિમ દિશામાં મેરૂશિખ્ખરની પાછળ અસ્ત થાય છે.

શબ્દ સાંભળી, મુની જાગૃત થયા, અને સકોપ કરી બોલ્યા હે નારી તેં મારૂ અપમાન કર્યું. તેં મારૂં વિપરીત કર્યું. સુર્યની તાકાત નથી કે મારા જાગ્યા વિના અસ્ત પામે. જા હવે મારાથી તારા સંગમાં નહિ રહેવાય; સ્વામિનો અનાદર કરનારી સ્ત્રિયોની પાસે સદપુરૂષો રહી શકતા નથી; માટે હવે હું જઇશ; તું તારા ભાઈને આ સમાચાર કહેજે.

**કન્યા જરત્કારૂ**—આપ એક વચની અને આગ્રહી છો એટલે બોલ્યા એજ કરશો; પણ મારા ભાઇ વાસુકીએ આપની સાથે મને જે ઇચ્છાથી વરાવી છે, તે ઇચ્છિા પાર પાડો પછી આપને જ્યાં જવું હોય ત્યાં જાઓ !

રૂષિ—નારી હાલ તારા ઉદરમાં મારાથી જે ગર્ભ રહ્યો છે, તે અતિ તેજસ્વિ અને મહા પ્રતાપી છે. પુર્ણમાસે તને પૂત્ર થશે. તમે આવી આતુરતાથી તેમ આસ્તાથી માગ્યો છે, માટે તેનું નામ આસ્તિક પડશે, તે પોતાના બળથી જનમેજય રાજાનો સર્પ સત્ર બંધ કરાવશે.

રૂષિના ગયા પછી નાગકન્યાએ મુનીનાં કહેલાં વચન રાજા વાસુકીને કહ્યાં. થોડે માસે આસ્તિકનો જન્મ થયો તે દિન પ્રતી દિન મોટો થતો ગયો રૂષિમુનીના આશ્રમમાં જઇ સારી વિદ્યા ભણ્યો.

અહીં જનમેજય રાજાનો સર્પ સત્ર ક્યારનો શરૂ થઇ ગયો છે. બ્રાહ્મણે ઉચ્ચારેલા મંત્રના બળથી, નાગો ઉછળી ઉછળીને ઉડતા આવે છે અને યજ્ઞ-

કુંડમાં પડી; બળી ભષ્મ થાય છે. તક્ષક અને વાસુકી પણ ખેંચાવા લાગ્યા; તક્ષક તો ઇંદ્રને શરણે ગયો; ઇંદ્રે તેને શરણે રાખ્યો પણ ખરો; આમથી વાસુકીએ, આસ્તિકને કહ્યું કે ભાઈ હવે જનમેજય રાજાનો સર્પસત્ર અતી જોરમાં આવ્યો છે. મારૂં શરીર કંપે છે. દઝાયમાન થાય છે. માટે જેમ બને તેમ જલદી જાઓ! અને તે યજ્ઞને કોઇ પણ રીતે વિરામ પમાડો.

**વાસુકી— રાગ; અબ ચલેન મોહન તેરા, લે ચલુ ગુરૂ.**

તમો જોર ઝપટથી જાઓ, અમો રંકની વ્હારે ધાઓ;
જાઓ જનમેજયને દ્વારે, ત્યાં પહોચો કોઇ પ્રકારે.
જેથી કારજ સર્વ સુધારે;
કરો નહિ વાર; થાઓ તઇયાર, રાખો મુજ ભાર;
લાભ એ લાઓ. અમો રંકની. ૧
તમો રાય ચરણમાં પડજો, કોઇ ધાટ વિનીધના ધડજો;
ત્યાં અડગ થઇને અડજો;
બતાવો બળ; કરો કાંઈ કળ, વિના ચળવળ;
ફરી નહિ ફાઓ. અમો રંકની. ૨
જગજીતો વિદ્યા બળથી, તમે જઇ પહોચો આગળથી;
ત્યાં છેતરશો નહિ છળથી,
બતાવો મંત્ર, કરો કાંઈ જંત્ર, વળી કાંઇ તંત્ર,
અમ દારૂણ દુઃખ દબાવો. અમો રંકની. ૩

પ્રતાપી બ્રાહ્મણો વેદના ઉચ્ચાર કરી રહ્યા છે, તે મંત્રના બળથી કંપતા ઉડતા નાગો આવી ચીસો પાડતા યજ્ઞમાં પડે છે. વાસુકી પણ થરથરે છે અને આસ્તિકને વારંવાર વીનવે છે ત્યારે છેવટ આસ્તિક જનમેજય રાજા પાસે જવા તૈયાર થયો; આમથી નાગકન્યા જરત્કારૂએ પોતાના ભાઇ વાસુકીને કહ્યું કે ભાઇ આ ભયંકર બનાવ નાગની માતા કદ્રુના શ્રાપથી. બન્યો છે તે ઝટ વિરામ પામે તેમ નથી, પણ આ તમારો પ્રતાપિ ભાણેજ યજ્ઞને વિરામ પમાડશે; માટે ચિંતા ન કરો એ બાળક છે પણ તેના વચન મિથ્યા થાય તેમ નથી.

માતા કદ્રુના શ્રાપથી, જનમેજય રાજાના યજ્ઞમાં નાગો બળતા અને ઉછળતા પડવા માંડયા, વાસુકી અને તક્ષકને પણ દાહ થવા લાગ્યો; તે વખતે વાસુકીનો મોકલેલો આસ્તિક યજ્ઞનારાયણના દ્વારે આવી પહોચ્યો, તેને દ્વારપાળોએ અટકાવી; એમને પ્રવેશ કરવાની પરવાનગી રાજા પાસે મંગાવી, આણુણની છેક બાળા અવસ્થા સાંભળી રાજાએ વગરવિલંબે પ્રવેશ કરાવા પરવાનગી આપી. પ્રવેશ કરતાંની સાથે આસ્તિકે યજ્ઞનારાયણની સ્તુતિ કરવા માંડી.

અહો પરિક્ષિતના પૂત્ર જનમેજય રાજા; આવા મહાન તેજસ્વિ યજ્ઞ-નારાયણના દર્શન કરી હું અતી પ્રસંન્ન થયો છું. પુર્વે ચંદ્રમા, વરૂણ અને પ્રજાપતીના યજ્ઞ કરતાં પણ તારો યજ્ઞ અધીક છે. રાજા ગયા, શશબિંદુ તથા અજમીડ કરતાં પણ આ યજ્ઞ અધીક છે, યજ્ઞમાં આવેલા બ્રાહ્મણો પણ દેવતાઓ કરતાં પણ તેજસ્વી છે. આસ્તિકે કરેલી સ્તુતિ સાંભળી રાજા જનમેજય સાથે બ્રાહ્મણો સહિત સર્વ સભાસદો ખુશી થયા. અને આસ્તિકનું ઇચ્છિત આપવા ઇચ્છા કરી; ત્યારે જનમેજય કહે છે, હે ભૂદેવો હજી મારો કટ્ટો શત્રુ તક્ષક આવી પહોચ્યો નથી ત્યાં સુધી મારૂ ચિત્ત વ્યગ્ર છે. માટે તક્ષક જલદી આવે એવા મંત્ર ભણો.

**બ્રાહ્મણો**—હે રાજા તક્ષક તો ભયનો માર્યો ઇંદ્રના શરણમાં ગયો છે. તેને ઇદ્રે શરણે રાખ્યો છે અને કહ્યું છે કે બેસ તને અગ્નિ થકી ભય નહિ થાય.

આ વચન સાંભળી જનમેજય અતી ક્રોધાયમાન થયો; અને બ્રાહ્મણોને કહેવા લાગ્યો કે એવા મંત્ર ભણો કે તક્ષકનાગ ઇંદ્ર સહિત આવી અગ્નિમાં પડે.

બ્રાહ્મણોએ તે પ્રમાણે મંત્ર ભણવા માંડયા; તે વખતે મંત્રના બળથી તક્ષક ઇંદ્રિ સહિત આકાશમાં આવ્યો; ઇંદ્ર અગ્નિના તાપથી ભય પામી તક્ષકને મુકી પાછો નાશી ગયો, તક્ષક એકલો રહ્યો, યજ્ઞકુન્ડ નજીક આવી પહોંચ્યો; તે વખતે રાજાએ સર્વે બ્રાહ્મણોની આજ્ઞા લઇ આસ્તિકને કહ્યું.

જનમેજય— **મરાઠી સાખી.**

માગો માગો મહાન રૂષિવર, ઇચ્છા હોય જે મનની;
સોનું રૂપુ સર્વે આપું, ઇચ્છા હોય ગૌધનની;
પુરો અંતર આશ, જે માગો તે આપે દાસ. પુરો.

આસ્તિક— **મરાઠી સાખી.**

હર્ષથકી જો ઇચ્છિત આપો, કર્યા કર્મનો તાગ;
યજ્ઞ તમારો વિરામ પામે, નવ્ય પડે હવે નાગ;
એ મારી વાણ, સદા તમારૂ હો કલ્યાણ.

હે પ્રતાપિ જનમેજય રાજા, ક્ષમા કરો ક્ષમા કરો; મારી માતાના પુર્વજોને ત્રાસ થાય છે અને તેમનો નાશ થાય છે.

હજી તક્ષકનાગ અગ્નિમાં પડયો નથી છતાં; આ બાળ બ્રહ્મચારી બ્રાહ્મણના તેજે મોહિત થઈ રાજાએ યજ્ઞનારાયણના સ્થાને હાજર થએલા બ્રાહ્મણોની રજા લઇ, આસ્તિકને ઇચ્છામુજબ આપ્યું. યજ્ઞ વિરામ પામ્યો, બાકી રહેલા સર્વ નાગો પડતા અટકી ગયા; જેથી સર્વ ખુશી થયા, આસ્તિકનો આભાર માન્યો.

[ કર્તા ] રાગ; પંડિતકે બચન મુરખકું પસન.

સૌ પ્રસન થયાને, નમ્યા નેહે મન વારી;
આસ્તિક તમારી, અદ્‌ભૂત શક્તિ ન્યારી. ૧
આ કામ કારમું કર્યું, જનમેજય રાય;
તમે તર્ત નિવાર્યું, પુજીએ સૌકો પાય. ૨
અમો સૌ આભારી, સદા રહો અમ માંયે;
હોય કાર્ય તમારૂ, સંપી કરીએ સાથે, ૩
તમો અમો સર્વને, આપ્યુ જીવતદાન;
તમો શ્રેષ્ટ સર્વથી, સર્વ તણા ભગવાન. ૪
આખ્યાન રાયનું, પવિત્ર ને પુન્યકારી;
શુણે સદ મનુષ્યો, ઇશ્વરના આભારી. ૫
થાય પ્રસન પ્રભુજી, અંતર પુરે આશ;
કરે સમરણ હરીનું, હોય હરીના દાસ. ૬
પુરે અંતર ઇચ્છા, ધરી અતીષે વહાલ;
કહે હરી ઇચ્છાએ, સેવક બાપુલાલ. ૭

---

## જાગતિ જોગણ.

### રાગ; નારાયણ નામ લેને તું પ્રાણીરે.

હરીગુણ ગાઓ; આળસ મુકી રે;
રખે ચતુર જતા, પળ ચુકી,
માંયે જરાને મરણ રહ્યાં ઝુકીરે;
એતો ભરડી કરી નાંખે ભુકીરે,
તારા તનની તો દોરી છે ટુંકી. હરીગુણ૦ ૧
જમ લેઈ જશે જીવ ઝુંટીરે;
જેવો માળી લે છે, ફુલ ચુંટીરે,
તારૂ નામ ને નગરી લે લુંટી. હરીગુણ૦ ૨
તારે લુંટીને લેવી છે, લંકારે;
તારા શરીર તણી રહે છે શંકારે,
માંયે મ્હોતનાં વાગે છે ડંકા. હરીગુણ૦ ૩

તુંતો જગના જીવનને લે જાણીરે;
દયા દાન ધરમ સત્ય વાણીરે,
સાથે આવે એ સાચી કમાણી.　　હરીગુણ૦　૪
તુંતો રિદ્ધિ રળી થયો રાજીરે;
કીધી પટલાઇઓ પંચાતો ઝાઝીરે,
તારી કશીએ કમાણી ન છાજી.　　હરીગુણ૦　૫
તારી વાતોમાં વેળા વીતીરે;
પ્રાણી માત્ર ઉપર કર પ્રિતીરે,
ભવોભવની મટી જાય ભિતી.　　હરીગુણ૦　૬
તુંતો ભાવે ભણ્યો બારે ભાષારે;
તેંતો આશામાં કરીયું છે શાશારે,
પણ પાછા પડી ગયા પાશા.　　હરીગુણ૦　૭
તુંતો લેવાને આવ્યો તો લ્હાણીરે;
પણ પીલાયો ઘાંચીની ઘાણીરે,
તારી હાથ ન આવે એઘાણી.　　હરીગુણ૦　૮
તુંતો હરીની સાથે કર યારીરે;
ગાજે ગરવ તજી, ગીરધારીરે,
બાપુલાલ બતાવે છે બારી.　　હરીગુણ૦　૯

### દોહરો.

ગિરજા સુત શરણું ચહુ, રહુ સદા સુખ માંય;
કરૂણા કર કરૂણાનિધી, સદાય શીતળ છાંય.　　સિયાવર. ૧
શુદ્ધિ બુદ્ધિ આપજો, દુઃખ શમી સૌ જાય;
કષ્ટ કોટીયા કાપજો, સદાય કરજો સહાય.　　સિયાવર. ૨
સરસ્વતી શ્રિ આપજો, હર્ષ ધરીને ઉર;
નજર થતાં નીજ દાસનું, નિશ્ચે વાધે નૂર.　　સિયાવર. ૩

શ્રીદેવી, લક્ષ્મિમાતાજી પોતાના તેજનો પ્રકાશ પ્રકાશી રહ્યાં છે. જે સુજ્ઞ જનોને સમજાવી રહ્યાં છે, દુનિયાને બતાવી રહ્યાં છે, જે રંગની વસ્તુ હોય લક્ષ્મિનો પ્રકાશ પડતાં તેજ રંગનો પ્રકાશ વિશેષ !

### રાગ; ક્યાંથી આ સંભળાય.

બ્રહ્લસુત સન્માન કરો સૌ બ્રહ્લસુત સન્માન,
પુજી અરચી, પુષ્પ વધાવી;
પયનાં ભોજન પાન.　　કરો સૌ. ૧

પાત્રને પરખી, અંતર હરખી;
દેવું ઉત્તમ દાન. કરો સૌ. ૨
નહિ માનો તન રાખી તાનો;
રઝળી પડશો રાન. કરો સૌ. ૩
વીસ વસાના વિપ્ર ભાગીઆ,
હઠ મુકો હેવાન. કરો સૌ. ૪
હાંસી કરતાં હાય વધે છે,
ભવિષ્ય ભૂલાવે ભાન. કરો સૌ. ૫
વિપ્ર વધાવો વિધવિધ વિત્તે;
ધરો ધણીનું ધ્યાન. કરો સૌ. ૬
બાપુ કહે બળ અતી વાધશે;
શુદ્ધિ બુદ્ધિ સાન. કરો સૌ. ૭

### રાગ; વશિષ્ટ વદજે વિચાર કરીને.

નવાનગર એક નૌતમ નગરી, શેઠ હતા એક લખ્ખ પતી;
વણુજ વહેપારે વધતો વક્રર, કામ કર્યે કંજુસ અતી. ૧
પુન્યદાનમાં પાઇ નવ ખરચે, પર્વ સુપર્વે ન કરે સ્નાન;
બ્રાહ્મણને ભોજન નવ આપે, સાધુ જનને નહિ સન્માન. ૨
જૂનાં જળાશય નવ સમરાવે, ચકલાંને નવ આપે ચૂન;
ગાય ગમાણે ઘાસ ન નાંખે, ખરે બપોરે ખેંચે ખુન. ૩
પૈસો હરવા કરે પેરવી, બોલે જુઠું બેસી બજાર;
કરે કારમા કામ હૃદયથી, પૈસો રળતાં પાપ હજાર. ૪
ફાવે તે જન ફટ ફટ કરતા, માલ નથી એ મુંજીમાં;
ડચકે ડાચુ ફાટી જાશે, પુળો મુકશે પુંજીમાં. ૫

જાણીતો બ્રાહ્મણ તો ભિક્ષાનદેહી કરતો આવે જ નહિ, કદાચ ભૂલેચૂકે અજાણ્યો પરદેશી, ઘરનો આડંબર જોઇને થંભે તો તિરસ્કારની સાથે હુંકારા ખાય. હઠીને ઉભો રહે તો હડસેલા ખાય, કે નોકરના હાથથી ધક્કા ખાય; જેના ઘરમાં નોકર ચાકર પણ પેટ ભરીને પામે નહિ, તો અભ્યાગત તો આંગણે શાનોજ ઉભો રહે. આ વૈભવને અનુસરીને બે વહુઓનો વહીઆવટ તો વહી ગયો. હવે આવ્યો ત્રિજીનો વારો. તે ઉજળા પિયરની હતી; જેના પિયરમાં પ્રભુની સેવા સારી રીતે થતી હતી; રાત્રિયે કથા કિર્તન ભજન વિગેરે થયા કરતુ હતુ; કોઇ પણ ભિક્ષુક ખાલી હાથે તો જાયજ નહિ. હવે આ ઘરની પુરે પુરી બેઠી. સારી દશા બેઠી; ચઢતી થશે એમ સૌને લાગ્યું.

## મરાઠી સાખી.

સુકુળ વધુ સુલક્ષણુવંતી, ત્રિજા તનની નારી;
સુભાગ્યવંતી આવી સાસરે, કામની કામણુગારી.
સુરતા સારી, ઇશ્વરની સંગે યારી,                    સુરતા.
ભાગ લઇને જાય ભામની, સ્નાન સુરભી માટે;
ગાય ગમાણે ધુમી વળતાં ચાલી આવી ચાટે;
આવી પુર પાટે, લોક જૂવે વળતા વાટે.                    આવી.

શેઠના દીકરાની વહુને આમ ફરતી જોઇ લોકો મનસ્વી વાતો કરવા લાગ્યા, બ્રાહ્મણુનાં તો ટોળે ટોળાં ભેગાં થવા લાગ્યાં, આ શું ! આતો નવાઇની વાત ! આ બાળક કન્યાને આ ઘરના વહીઆવટની માહિતગારી નહિ હોય, એની સાસુની તથા જેઠાણીઓની જાણુબહાર હશે. કદાચ તેઓ ઘેર નહિ હોય !

[ બ્રાહ્મણ ]                    દોહરો.

બાવન વરસે બારણે, આજ પઠી શું એંઠ;
કાંતો પેટ પચે નહિ, કાંતો વાળે ઢેંટ.                    સિયાવર.

આ અન્ન તો સારૂ ન ગણાય; કાંતો પેટમાં પચે નહિ, કાંતો મંદવાડનો ખાટલો તૈયાર કરી રાખવો પડે, કાંતો સુતા ને સુતા રહેવું પડે, શું થાય તે કળી ન શકાય, બ્રાહ્મણોનું ભાષણ સાંભળી કુતરાં ભસવા લાગ્યાં, અને પોતાની વાણીમાં કહેવા લાગ્યાં.

[ કાગડા ]                    દોહરો.

અન્ન કૃપણ આરોગતા, અંતર લાગે આગ,
ચતુર થઇને ચેતજો, કહે રૂષિ કુળ કાગ.                    સિયાવર.

ચોખ્ખી થએલી ચાટની પાસે કુતરૂં બેઠું છે, કોઈ અનાજ લઇને આવે તો કાંઇ ખાવા મળે એમ આશા રાખી રહ્યું છે. તે વખત મેલ્લામાં સૌને જમવાનો સમય થયો છે. માત્ર શેઠના ઘર સિવાય સર્વના ઘરનો કકડો કોર ચાટમાં પડતો હતો; પણુ આજે તો પ્રથમજ શેઠના ઘરમાંથી એઠવાડ પડયો.

[ શ્વાન ]                    દોહરો.

શ્વાન કહે શું નીપજે, ચોખ્ખી બગડી ચાટ;
આજ અન્ન આવી પડયું, દારણુ વળીઓ દાટ.                    સિયાવર.

અરે આ ચાટ તો બગડી; હવે બીજાને નાંખવા લાયક ન રહી; આને તો ધોઇ નાંખવી પડશે; પણુ ધોશે કોણુ ! આપણે તે કામ કરવા લાયક નથી; શેઠના છોકરાની વહુ ઘરમાં જાય છે તે વખતે ભંગીઓ નજરે પડયો. તેને

અવાજ કરીને કહ્યું એટલા ઉપર રોટલો પડયો છે તે લઈ લેજે કહી ઘરમાં જતી રહી.

[ ભંગી ] દોહરો.

ભંગી કહે ભય કારમો; ભૂલે કરીએ ભોગ;
પ્રાણ પડે કે પંડને, વાધે વાધ વીધ રોગ. સિયાવર.

આ ઘરનું અન્ન તો ખવાતુંજ નથી, કોઇ ખાતુંજ નથી ખાવા લાયકજ નથી, બળ્યું આ એટલું અનાજ, જેને ખાવું હશે તે ખાશે આપણે તો ખાવું નથી. કાંતો દેહ છુટી જાય; કાંતો માંદા પડીએ. એટલામાં જોડેના ઘર પાસે રાવળીયણ માગે છે એવો અવાજ સંભળાયો; કે તરત સૌભાગ્યવતી તેને આપવા હાથમાં લઈ બહાર નીકળી; અલી લે રાવળીયણ.

[ રાવળ ] દોહરો.

રાવળ રોળે રાખમાં, ધન્વી ધનનું અન્ન;
પ્રિતે કરીએ પાન તો, તોડી નાંખે તન્ન. સિયાવર.

તમારા ઘરનું અન્ન લેવાયજ નહિ; ખવાયજ નહિ, ખવાય તો પચે નહિ, પેટમાં જાય તો વગર પચ્યે પ્રાણ કાઢી નાંખે.

પછી તો તે સૌભાગ્યવતીએ થાળી ભરી ગાયના મોં કને મુકી દીધી.

[ સુરભી ] દોહરો.

સુરભી સુખનો નાશ છે, દારૂણ દુઃખ દેખાય;
કૃપણ કણીકા પેટમાં, જાણ અજાણે જાય. સિયાવર.

આમ સર્વને કચ કચ કરતા જોઇને, કાકા કૌવા બોલ્યા.

દોહરો.

કૌવા કહે કચ કચ કશી; મુકો તાણા તાણ;
પાપીના અન્ન પાનથી; પળમાં પડશે પ્રાણ.

માર્ગે જતા નારદમુની મહારાજ, સર્વ પશુ પક્ષિને વારા ફરતી બોલતા સાંભળીને થોડીવાર સ્થંભી ગયા; અને તેમના બોલવામાં ધ્યાન આપ્યું.

મરાઠી સાખી.

પશુ પંખીના શબ્દ શુણીને નારદજી જંખાયા;
વિવીધ વિચારે અર્ણવ અડીઆ; બ્રહ્માસુત શંખાયા,
વાધ્યુ અંતર વહેર; સુરતા સાંધી શેઠને ઘેર. વાધ્યું.
શુભ વાત સમજાવા માટે, સધ્ય શેઠને મળવું;
બ્રાહ્મણ વેશે ભોળા દીલથી, હળવે રહીને હળવું,
એનું મન કળવું; અંતરથી અઢળક ઢળવું. એનું.

સદ્દપાત્ર પવિત્ર બ્રાહ્મણ રૂપિ નારદજી મહારાજ શહેર વચ્ચે ટેલ
મવા લાગ્યા.

ારદ ] **રાગ, હરી ભજન થકી;**

સૌ સાંભળજો, શાણા જનને સર્વેશ્વરની સ્હાય છે;
હું સત્ય વદુ મન મારે તે મહિતળમાં પુજાય છે.
જે પુન્ય કરમમાં પુરા છે, જે હરી સ્મરણમાં શુરા છે;
તેને અવીનાશી આધુરા છે. સૌ સાંભળજો. ૧
જેણે ખોદાવ્યા છે વાવ કુવા, જેણે દુનિયા કેરી લીધી દુવા;
તેને સર્વેશ્વર દે સુખે સુવા. સૌ સાંભળજો. ૨
જેણે ધર્મશાળાઓ ધારી છે; જેણે મોહ મમતાને મારી છે;
તેને બેલી સદા બળદારી છે. સૌ સાંભળજો. ૩
જે દસુંદ દેવને અર્પે છે, જે વિસુંદ વિપ્રને તર્પે છે;
તેને સર્વેશ્વર તો સમર્પે છે. સૌ સાંભળજો. ૪
બ્રાહ્મણને ભોજન આપે છે, જે બોલ બ્રહ્મના થાપે છે;
તેનાં કષ્ટ કૃપાનિધી કાપે છે. સૌ સાંભળજો. ૫
જેણે શુદ્ધ વિપ્રને દાન કર્યાં, વળી બ્રહ્મપુરી ભંડાર ભર્યા;
તે સ્વર્ગે જઈને ઠામ ઠર્યા. સૌ સાંભળજો. ૬
જે સાધુ જનને નિત્ય નમે, જે ખરા પુરૂષના બોલ ખમે;
તેનાં સકળ દુઃખ તે સહજ સમે. સૌ સાંભળજો. ૭
ભજો બાપાલાલના બેલીને, પણ ખરા વખતને ખેલીને;
તેને રિદ્ધી મળશે રેલીને. સૌ સાંભળજો. ૮

સાંભળો સાંભળો! ધ્યાન રાખો ?

**શેઠ**—શું સાંભળો સાંભળો, શી ધાંટા ધાંટ, જાણે કાન ફોડી નાંખ્યા.

**મરાઠી સાખી.**

શું કરવું શું ના કરવું; મન મરજી ઉપર રહે છે;
દોઢ ડાહ્યો થઈ ફરે દોડતો; કહેવાનું કોણ કહે છે;
લક્ષે કોણ લહે છે; ભૂંડા શીદ ભસે છે. લક્ષે.

**ચેત ચેત! ધરમ કર ધરમ કર! ધરમ કર ધરમ કર દાન કર**
**ા કર!**

**શેઠ**—**જોને જોને આધો આધો આવતો જાય છે, અલ્યા ગુલ્તાનિયા**
**: ધક્કા.**

## મરાઠી સાખી.

હૈયુ તારૂ કયાં હડતાયુ, આંખો તારી ઉંઝી;
બ્રાહ્મણુના બાપા દાદાની, નથી રજેલી પુંજી;
જા મન મુંજી, અવળી અક્કલ શી સુજી. જા.

આવા ભટકાતા ભામટા કોણુ જાણે કયાંથી ભટકે છે. જાઓ રસ્તે થાઓ! મહેનત કરો મહેનત કરો! જાઓ ખેતરમાં ખોદવા જાઓ! મહેનત કરવી નહિ ને મફતનું ખાવું! વિદ્યાર્થિના આશિરવાદ કરીને આ ઉભા! જાણે આપણે માટેજ ના ભણુતા હોય! જો વળી પેલા લંગોટા આવ્યા; સીત્તારામ! કેડય તો નમાવવીજ નહિ; મહેનત તો કરવીજ નહિ, કપાળમાં ટીલાં કરવાની મહેનત કરતા હશે! જાણે વાઘના પંજા!!

[ નારદ ] રાગ, ક્ષત્રિ કલંક.

ચેત ચેત આવ્યો ચેતાવાને કાજ; હરી હરીનું હરી લેશેરે.
દાન લેશે લેશે સાથે તારી લાજ; ,, ૧
નથી બ્રાહ્મણુને આપ્યાં તેં ભોજન; ,,
કદી અભ્યાગતને આપ્યું નથી અન્ન; ,, ૨
તેં તો કર્યું નથી સાધુ સન્માન; ,,
સારા સુપાત્રને દીધું નથી દાન; ,, ૩
ભવ આખા માંહે ભાગી નથી ભૂખ; ,,
તારૂ શમી જાશે સપાટામાં સુખ, ,, ૪
પુરા પાપી આ તેં પોષી નથી ગાય; ,,
કદી હોલાશે નહિ, હૈયા કેરી લહાય. ,, ૫
સારી મતી અતી સુજે નહિ અંધ; ,,
તારી લક્ષ્મિ તને બાંધી લેશે બંધ. ,, ૬
ચપળા ચાલી જાશે, ઉદર થાશે શુળ; ,,
તારી આંખમાં હોમીને જાશે ધુળ. ,, ૭

શેઠ—અહાહાહા શી ખુબી! શા સપાટા, શા ગપાટા, શા ડરાવાના ગપાટા! જાણે ડરી જશે. ચેટલે ચટ ફેંકી દેશે; પણુ એમને એમ સમજણુ પડે છે કે રળતાં કેટલી મહેનત પડે છે.

## મરાઠી સાખી.

બ્રાહ્મણુ ભવમાં ભય ઉપજાવે; ભાવે ભાણું ભરવા,
કાચા પોચા કંપી ઉઠે, કર જોડી કરગરવા;
લાગે થર થરવા, હૈયાની હરકત હરવા; લાગે.

દોહરો.

વગર વિચાર્યું બોલતાં, સધ્ય થશે સંતાપ;
બ્રાહ્મણુથી ભય ઉપજે, તન સહે નહિ તાપ. સિયાવર.

### રાગ—મનતુ રાધા કૃષ્ણ બોલ.

બામણા બોલ ! વિચારી બોલ !
તહારૂ ત્રણુ ટકાનું તોલ;
ખરી ખાંતથી ખૂબ બકે છે; ખાંતે હૈયુ ખોલી;
હરામ ખાઉનો હિસાબ શોધે, કાચી કડવી ગોલી;
કસોટી કાચા કસનો કોલ. તમારૂં. ૧
મુંઢ મતી મત વાહો થામાં, મન કબજે કર મુંજી.
વિત્ત વધારી બ્યાજ વધેલી, નથી બાપની પુંજી;
ઢમકતા ઢેડ બજાવે ઢોલ. તમારૂં. ૨
જક્ક મુકી જા ઝટ્ટ વેગળો, વિષમ વાયરો વાશે,
જીભ હલાવી ઝાઝુ બકતાં, જીવનું જોખમ જાશે,
બોલતાં જીભે રાખો ઝોલ. તમારૂં. ૩
દેવતું દૈવત દિવ્ય સ્વરૂપે, પૃથ્વિમાં પુંજાતાં;
વિધ્યા બળથી ફરે વાઘ થઈ, મુંજાતાં બુઝાતાં,
છે સુખ શાતા, દિવ્ય સુખના એ દાતા. છે સુખ.

શેઠની ખોટી હઠ જોઇ, નારદજી અકળાયા; અરે હદ છે આ કંજુસના કડકાને શી પુંજી એકઠી કરી છે.

### રાગ; વહિલ વધારે બોલો નહિ.

અલ્યા સમજી જાતો સારૂરે; હઠ મુકીદે હાલ ઘડી;
તારૂ તન ધન હશે અકારૂરે, હઠ મુકીદે૦ ૧
સર્વેશ્વર સેવા કરજેરે; હઠ મુકીદે૦
ભંડાર સુખના ભરજેરે. હઠ મુકીદે૦ ૨
બ્રાહ્મણને ભોજન દેજેરે; હઠ મુકીદે૦
ચાખીને ચરણુ રજ લેજેરે. હઠ મુકીદે૦ ૩
એ ભોળા ભૂના દેવરે; હઠ મુકીદે૦
સુખ આપે કરતાં સેવરે. હઠ મુકીદે૦ ૪
જે બ્રાહ્મણને ના પુજેરે; હઠ મુકીદે૦
તેને દુઃખના ડુંગર દુઝેરે. હઠ મુકીદે૦ ૫

જે સાધુને સંતાપેરે; હઠ મુકીદે૦
તેને વિધ વિધ વ્યાધી વ્યાપેરે. હઠ મુકીદે૦ ૬
આ શીખ સરસ છે છેલીરે; હઠ મુકીદે૦
હૈએ ધરજે હઠ મેલીરે. હઠ મુકીદે૦ ૭

લક્ષ્મિની ઝાળ કાંઈ જેવી તેવી નથી; લક્ષ્મિ શું શું કામ કરે છે, ઘડીમાં રોવરાવે છે. ઘડીમાં હસાડે છે. શેઠ સમજો, જરાકતો સમજો;

**રાગ; હરી હું શું કરૂરે, મારો માયા ન મુકે કેડો.**

રચના શી રચીરે; સ્વામી સુજ નથી કાંઇ પડતી;
જગમાં ઝાંખી જોતાં જોતાં, જૂગ્તિ જરા ન જડતી. રચના૦ ૧
જોગણુ જાગે પળમાં ભાગે, રાગે રાગે રડતી;
અંધારામાં ઉજેશ આપે; ચાર ઘડીમાં ચડતી. રચના૦ ૨
કાંઇક પુરૂષને પોક પડાવે, કાંઇક ઝલાવે કાતી;
સો ઘરમાં શાણી, થઇ બેઠી; પગ નીચે પીલાતી. રચના૦ ૩
રંક જનોને રહાડ પડાવે, રોષ ભરેલી રાતી:
પ્રેમ ભાવથી પથ્થર ઉપર પુર પછાડયો ખાતી. રચના૦ ૪
લખ્ખો જણને લાડ લડાવે, પ્રાણુ પ્રમાણે પાળે;
શાણી થઇ સળગાવી મુકે, લુહાર લોઢું ગાળે. રચના૦ ૫
અખંડ દીવા ઘીના બળતા; વીરલાને નહિ વાતી;
કોઇને ઝાંખી જોવા ન મળે; મતી અતી મુંઝાતી. રચના૦ ૬
રંગ ચઢાવી રાજી રાખે; કોઇને નખ શીખ નડતી;
કોઇના ઘરમાં કંપી ઉઠે, સુતી સુતી સડતી. રચના૦ ૭
કોઇના ઘરમાં દેવી થઇને, પ્રેમ સહિત પુજાતી;
પેટી પટારે પેસી રહીને, મન માંહે મુંઝાતી. રચના૦ ૮

તમારા જેવા નાદાનના પાલે પડીને શ્રી લક્ષ્મિ માતાને થોડું દુઃખ છે. સદા સપડાઈ રહેવાનું છે. જાઉં છું ગામની નગર ચર્ચા જોતો જોતો, છોડાવું છું માતાજીને, ખવરાવું છું જરા હવા, આમ ભોંયમાં દાટયાને દાટયા તો માતાજીથી નહિ રહેવાય !

**શેઠ**—જા જા બામણા વહેલો થા વહેલો થા; ગમે તેટલો બહાર કહાડીએ પણ બોરંગને તો ભોંયમાંજ ગમે છે.

**નારદ**—હજી સમજ હજી હું અહીં છું ત્યાં સુધીમાં સમજ ! નહિ તો પછી તને ખબર પડશે.

**શેઠ**—આ બામણો બહુ હઠીલો છે !

નારદજી ફરતા ફરતા શેઠના મકાન સુધી આવ્યા, જય રાધા, જય કુંજ બિહારી; શ્રી કૃષ્ણ મોરારી, નારદજી કમાડ ધકેલી ઘરમાં પેસતા જાય છે, શેઠાણીને આશિર્વાદ દેતા જાય છે. જે કલ્યાણ બાની; જે કુંજબિહારી, રાધા કૃષ્ન મોરારી.

**શેઠાણી**—શું છે શું છે મહારાજ ! આમ માગતા માગતા ઘરમાં શું ઘુસતા જાઓ છો. મહેનત કરતાં શું તાઢીઓ તાવ આવે છે ? કે માગીનેજ ખાવું એવો નિયમ લીધો છે !

**નારદ**—મહેનત કરવા કયાં જઇએ; મહેનત કરવા કોણ ઉભા રાખે છે ?

**શેઠાણી**—હાડકુ નહિ નમતું હોય ! હેંડ હેંડ મેલ ટીટીઆરો ! અલ્યા ગુલ્તાનિયા માર ધક્કા; વાસીદે કમાડ !

નારદજી ત્યાંથી અપમાન પામી પસ્તાતા ધિમે ધિમે શ્રી હરીના ધામમાં આવ્યા ફરીયાદ ફરીયાદ ! સંસારમાં સુખીઆની ફરીયાદ.

### મરાઠી સાખી.

નવા નગરનો નગર શેઠીઓ; અધીકુ હું પદ ધારે;
સાધુ સંત બ્રાહ્મણને ભાળી; ઘેલો ધક્કા મારે,
છે મદ માતો; પાંચ ગાઉમાં પંકાતો.　　　　છે.

**શ્રી હરિ**—કેમ નારદ મુનિ, શી ફરીયાદ, શું કરવું છે ! સૌ સૌના કર્મ પ્રમાણે ભોગવે છે, જેની સાથે જેને જેવો પ્રેમ !

[ **નારદ** ]　　　　દોહરો.

લક્ષ્મિ લાખ ભરી છે; વીધ વીધ રીતે વધતી આવે છે,
પુન્ય દાન નવ સમજે, સારા જનને ખુબ સતાવે છે.

**શ્રી કૃષ્નપ્રભુ— રાગ; વડિલ વધારે બોલો નહિ;**

કર કરશે તેવું ભરશે રાજ, ભરશે તેવું ઝરશે;
જેવો ચીત્તથી ચારો ચરશે રાજ, ચરશે તેવું ઝરશે.
કામ ક્રોધ મદ લોભ મોહનાં અતી મુળ છે ઉંડાં,
ભૂત પ્રેતને ભાવે ભજશે, કર્મ કરીને કુડાં;
ક્રોધ કુકડ થઇને ફરશે રાજ, ઠામ કદી નવ ઠરશે.　　કર કરશે. ૧
ધર્મ તજી અધર્મ આચરે, તે નર નરકે જાશે,
ભવસાગર ભટકાતા રહેશે, ગેબી ગોથાં ખાશે;
જે હરામનું ધન હરશે રાજ, વગર મ્હોતથી મરશે.　　કર કરશે. ૨
પુન્ય દાન પરમારથ કરતાં, વિષમ વેદના વામે,

બાપાલાલનો બેલી ભજતાં, પુરણ સુખને પામે;
જે ધક ધણીની ધરશે રાજ, તિવ્ર ત્રિવેણી તરશે. કર કરશે. ૩

[ શ્રી લક્ષ્મિ દેવી ] **રાગ; કવાલી કેરબો.**

અહો મુજ પ્રાણના પ્રિતમ, પ્રભુ તમ પત્ત ખોવાશે;
જતાં જીવ જાય જોખમમાં, ગજબની વાત ગોવાશે. ૧
મતી મન માંહી મુંઝાશે, બત્તીઓ બાર બુઝાશે;
અધમને આંખથી જોતાં, જગતમાં ઝાંખ જોવાશે. ૨
કૃપણની કારમી કરણી, શકે નહિ શેષજી વરણી;
કરે કાંઇ ક્રોધની વાતો, બુદ્ધિના બોલ બોળાશે. ૩
લક્ષ્મિના લક્ષથી લહેરી, વિનય વીણ વાતમાં વહેરી;
જગતમાં જીભથી ઝેરી, છણકતાં છબ છોવાશે. ૪
રંગને રાગમાં રમતાં, જૂવંતી સંગમાં જમતા;
દુષ્ટ થઇ દીનને દમતા, તીડની ટેવ ટોવાશે. ૫
લવું છું વાત હું લાખો, બાપુના બોલને રાખો;
સગુણા શું કરો શાખો, મેંશથી મુખ ધોવાશે. ૬
સુખીઆને સતાવતાં સાર નહિ કાઢો !

**નારદ**—માતાજી એમના અનુરાગીને માટે ઘણું ગુમાન રાખે છે.

**પ્રભુ**—એમને એવુંજ ગમે છે.

**નારદ**—એવું એટલે કેવું ?

**પ્રભુ**—મોમાં ઢેખાળા ઘાલી ઉપર ધુળ વાળે છે. ઉપરથી પથ્થરનો ભાર મુકે છે, એજ એમને ગમે છે.

**લક્ષ્મિ**—પ્રભુના ભક્તનું કરેલું પ્રભુને ગમે છે; તેવીજ રીતે મારા ભક્તનું કરેલું મને ગમે છે.

[ શ્રી કૃષ્ન ] **ગિતી.**

બોલો બોલ વિચારી, સંપત સઘળી શેઠ તણી કહાડુ;
જુગ્તે જંન જમાડુ, બ્રહ્મદેવને ભોજનમાં લાડુ.

**લક્ષ્મિજી**—તમારૂં એકનું તો પરાણે ડેકાણું પડશે ત્યાં વળી બીજાની શી વાતો કરો છો ?

**શ્રી હરી**—મારી સાથે નારદજી પણ નહિ સમાય;

**લક્ષ્મિજી**—એતો ભાગ્યની વાત છે, પાછા ન આવે તો ભાગ્યશાળી, પણ તમે તો ભૂખ્યાજ આવશો ?

## મરાઠી સાખી.

એકને જમતાં આંકસ આવે, અનેકની શી વાતો,
ઘેલા થઇ ઘરમાંહે જાતાં, ખાવી પડશે લાતો;
મુજ ગુણ ગાતો, રિદ્ધિથી રાતો માતો.　　　　મુજ.

હું મારા જનને માટે નિરંતર જાગતીજ રહું છું, તેથીજ મારૂં નામ "જાગતી જોગણ" ધારણ કર્યું છે. માનવ દેવ દાનવ સૌ એક પહોર કોઇ બે પહોર, કોઇ ત્રણ પહોર, કોઇ ચાર પહોર, હદમાં હદ કોઇ બહુ જબરા હોય તો પાંચ પહોર કામ કરી શકે છે. અને હું નિરંતર એટલે આઠે પહોર કામ કરી શકું છું, મારે મારૂં કામ કરતાં અજવાળું જોઇતું નથી; દીવો કરવો પડતો નથી; વગર પ્રયાસે કામની હદ આવી રહે છે.

**શ્રી ભગવાન**—તમારૂં કર્યું જગત જાણે છે. હવે હું શું કરૂં છું તે તમે જોયા કરો! હુંને સાથે મારો ભક્ત નારદ છે? જો જો ઝપાટો જો જો જુગ્તિ.

**રાગ; સભાની મધ્યે સુરપતી બોલ્યો; ( નળ )**

ગરૂડ ચઢી ગીરધારી પધાર્યા, નારદને લઇ સંગ પ્રભુજી;
શેઠને ઠેઠનો રસ્તો બતાવા, હરખાયા આઠે અંગ.　　　　પ્રભુજી. ૧
વિષ્નુને મન વહાલ અતીષે, શુભ કરાવાને કામ.　　　　પ્રભુજી.
શેઠની વેઠ વધાવી લેવી, હરી તણે મન હામ.　　　　પ્રભુજી. ૨
નારદને નારાયણ આવ્યા, નિખિને શેઠ નિવાસ.　　　　પ્રભુજી.
પુન્ય દાનનો પંથ બતાવા, અંતર રાખી આશ.　　　　પ્રભુજી. ૩
વૈદક વેદને વાચ્ય શાળા, ધર્મશાળાઓ સ્થપાવું.　　　　પ્રભુજી.
પાઠશાળાને પુસ્તકશાળા, અન્નનાં દાન અપાવું.　　　　પ્રભુજી. ૪
સદા સદાવ્રત ચાલુ રખાવું, બ્રાહ્મણને ભોજન.　　　　પ્રભુજી.
સાધુ સંતની સેવા કરાવું, કંટાળે નહિ કો જંન.　　　　પ્રભુજી. ૫

**શ્રી વૈકુંઠનાથ.**

પગલે પૈસા પગલે પૈસા, પગલે પૈસા, પલકમાં પારખું.

**નગરશેઠ.　　રાગ; અબ ચલે ન મોહન તે...રા.**

જા જા બ્રાહ્મણ ભટકાતા;
દુનિયાને દુઃખના દા...તા.　　　　જા જા.
ભટકાતા ભીખી ખાને, તું દીન દીન દીન થઇ જાને;
ગુણ હીણાના ગુણ ગાને;
મળે જ્યાં અન્ન, કહેવું ધન ધન, પ્રભુ પરસંન્ન,
મંન્ન મુંઝાતા, દુનિયાને દુઃખના દાતા.　　　　જા જા. ૧

તમે જર દેખી ઝુકો છો, તમે પથ્થરને પુજો છો;
ધરણી ધરથી ધ્રૂજો છો; પારકી આશ;
સદા નિરાશ; બની જાઓ દાસ;
ધુમો ગમ ખાતા. જા જા. ૨

**વૈકુંઠપતી—**

પલકમાં પારખુ, પગલે પૈસા; પલકમાં પારખું.

**નારદ**—શેઠ! આ મહારાજ બહુ ચમત્કારી છે, એકવાર અનુભવ કરી જૂવો ?

**શેઠ**—એ હાથે રાંધતા હશે કે બીજો કોઇ રાંધી ખવરાવનાર જોઇશે ?

**નારદ**—એતો આપ નિવેદી છે, બીજાના હાથનું રાંધેલું તો એ જમતા જ નથી.

**શેઠ**—ત્યારે તો ઘણુંજ સારૂ ! ભેગુ અમારા ઘરનાંનું રાંધશો કે નહિ.

**શ્રી હરી**—રાંધીશ રાંધીશ. ઘણી ખુશીની સાથે; પણ આ બ્રાહ્મણ મારી સાથે છે તે ભેગો જમે કે નહિ !

**ગુમાસ્તો**—આનું નામ પેચ; બામણ્ણા બહુ પેચીલા હોય; બહુ પ્રપંચી હોય.

**શેઠ**—ચોખ્ખે ચોખી વાત કરી દેને.

**ગુમાસ્તો**—મહારાજ જમવાનું તમારે એકલાનેજ છે; બીજુ ત્રીજુ કાંઇજ નહિ.

**પ્રભુ**—સારૂ સારૂ હું એકલો; ચાલો ચાલો; મને તો ક્યારની ભુખ લાગી છે, શેઠ તથા મહારાજ બંન્ને વાતો કરતા ઘેર આવ્યા, બ્રાહ્મણને જોઇ શેઠાણી ઘાંટો કાઢી બોલ્યાં, કોણ છે આ તમારી સાથે !

**શેઠ**—એતો ચમત્કારી મહારાજ છે.

**બ્રાહ્મણ**—પલકમાં પારખું. પગલે પૈસા; ઠગલે ઠગલા; પલકમાં પૈસા; પલકમાં પારખું.

**શેઠાણી**—બધી ઠગ વિદ્યા; દુનિયાને ઠગનારા તો બ્રાહ્મણને સાધુ બેજ છે; હવે શું કરવાનું છે !

**શેઠ**—આપણા ઘરનાં સર્વે માણસનું ખાવાનું એ કરશે; એમને શીધું કાઢી આપો !

હુકમ થતાંની સાથે તે બોલ ત્રિજા તનની સ્ત્રિએ ઝીલી લીધા; સઘળી શિધા સામગ્રિ તૈયાર કરી મહારાજના મોં આગળ મુકવા માંડી.

પ્રભુ, બસ બેટા સબુર કર, હવે જેમ જેમ હું માગતો જાઉ તેમ તેમ આપતી જજે !

આમથી રસોઈ તૈયાર થવા આવી ત્યાં લક્ષ્મિમજીની સ્વારી ઘેરથી નીકળી.

શોળ શણગાર સજી નવસર મોતીના હાર પહેરી સાત સવાયા મજુસ ઉપડાવી, હાથે હીરાની વીંટીઓ આરોપી; છૂટા કેશ મૂકી વાળે વાળે મોતી પરોવી, પગમાં સોનાનાં છમછમ છમકતાં ઝાંઝર પહેરી; જાગતી જોગણુ આવે છે. જેને જોવા આખું નવાનગર ઉલટયું છે. નગર ખિચોખીચ ભરાઈ ગયું છે.

**રાગ; કાળી કંહી તે સવા લાખની સાજનીઆ લોકો !**

ઝગમગ જ્યોતીની સંગે જાગતી; જોગણુ તો આવી;
આંહાં જોગણુ તો આવી;　　આંહાં જોગણુ આવી.
લક્ષ્મિ દેવી સમ લલના લાગતી; જોગણુ તો આવી;　　આંહાં. ૧
ડંકો વાગેને દારા ડોલતી; જોગણુ તો આવી.　　આંહાં.
મધુરે વચનેથી મહિલા બોલતી; જોગણુ તો આવી.　　આંહાં. ૨
ઓપી ઉઠે છે હીરા હારથી; જોગણુ.　　આંહાં.
કામા કંપાવે સોને કારથી; જોગણુ.　　આંહાં. ૩
સોના શણગારે શામા શોભતી; જોગણુ.　　આંહાં.
ડગલે ડગલે એ દેવી થોભતી; જોગણુ.　　આંહાં. ૪
શેઠાણી શેઠે માંડી સુરતા; જોગણુ.　　આંહાં.
જોગણુને જોઈ જોઈ મનમાં ઝુરતા જોગણુ.　　આંહાં. ૫
સૌ સૌના મનને શંકા થાય છે; જોગણુ.　　આંહાં.
મળવા ઓળખવા મન લોભાય છે. જોગણુ.　　આંહાં. ૬

**રાગ; એછે સતી એની ન્યારી ગતી.**

સારી શોભા કેવી; જેવી જગની દેવી.
જાણે જાગતી જોગણુ એજ ખરી;
જેના ગુણને ગાતાં, પામે મનડું શાતા,
પ્રિતે પાવન કરશે એ પાય ધરી.
કલ્યાણી એ કલ્યાણ કરે છે, માજીના મુખમાંથી મોતી ખરે છે.
શિર પર સોનાનાં છત્ર ધરે છે, માજી મળે તેને મદ ઝરે છે; સારી. ૧
સેવા સજે તેનાં કાજ સરે છે, દર્શનથી દિવ્ય દ્રષ્ટિ ઠરે છે;
તેજ ત્રિવીધીના તાપ હરે છે; ભોળી તો ભક્તોને ભભરે ભરે છે. સારી. ૨
ધ્રુજી ઉઠે જેને ધમકારે ધરતી; દારા સરવ જેને દેખીને ડરતી;
સાતે સમુદ્રમાં ફરતી એ તરતી કાંન્તિમાં કાળનો હંકાર હરતી. સારી. ૩

આવી નગરશેઠની હવેલી.

**જોગણુ**—જરા જળ પીને આગળ જઇશું ! પોતાના માણસની પેટીમાંથી

સુંદર બીછાનું કહાડયું, તેને બીછાવી દીધું જેને જોતાં શેઠની આંખો અંજાઈ ગઈ, જોગણ બિરાજમાન થયાં તેના રૂપના સામું સર્વે જોઈ રહ્યાં છે. તેવામાં દેવીએ પાણી માગ્યું. પાણી! પાણી!!

પાણી અવાજ સાંભળી શેઠે મોટા દીકરાના સામું જોઈ કહ્યું ભાઇ માતાજીને પાણી લાવી આપો! શેઠનો મોટો અને આજ્ઞાકારી દીકરો, હુકમ થતાંની સાથે, ત્યાંથી ઉઠયો તે રૂપાના પાણી વાસણમાં સુંદર જળ ભરીને લાવ્યો; દેવીએ હીરા માણેક મોતીનો જડેલો હેમનો કટોરો ધર્યો, તેમાં શેઠના દીકરાએ પાણી રેડયું જેના ઉપર નજર કરતાં કચરો તરતો માલમ પડયો; તેજ વખતે દેવીએ પ્યાલો બહાર ફેંકી દીધો.

**શેઠ**—માતાજી, આપને આવો ક્રોધ ન છાજે!

**દેવી**—અમે તો એક પ્યાલો એકજવાર ઉપયોગમાં લઇએ છીએ, બીજીવાર નહિ, પછી તો એને ફેંકીજ દેવાનો!

**શેઠ**—ફરીને પાછો લેવાનોજ નહિ!

**લક્ષ્મિ**—અલબત નહિ, અમારે શી ખાદ છે કે એવા એંઠા જૂઠા સંઘરીએ!

શેઠે બીજા છોકરાને સાનમાં સમજાવી દીધો જા સારૂં સ્વચ્છ થંડુ પાણી લઇ આવ! પાછળથી સાન કરી કે ઉપરથી ચપટી ભભરાવતો આવજે! પેલો ફેંકી દીધેલો પ્યાલો લાવી મજુસમાં મુકી દેજે!

સઘળી બીના સાનમાં સમજી, પ્યાલો લાવી પટારામાં મુકયો, પાણી લઇ આવ્યો. દેવીએ બીજો પ્યાલો ધર્યો; રેડતાં તે પાણી પણ કચરાવાળું માલમ પડયું. તે પ્યાલો પણ ફેંકી દીધો! તે જોઇને શેઠ વધારે ચીડાયા; તે વખતે ત્રિજા પુત્રની સ્ત્રિ સમજી કે હવે પાણી લાવવાનો વારો મારા સ્વામીનો આવશે. પોતે ત્વરાથી ઉઠી સારૂં ચોખ્ખું કંચન જેવું પાણી ભરી તૈયાર મુકીને બેઠી. શેઠે ત્રિજા છોકરાને હુકમ કર્યો; ભાઈ તું જરા સાચવી સ્વચ્છ પાણી લાવ્ય! તેની સાથે હાથથી સાન પણ કરી કે જરા ભભરાવતો આવજે! તે છોકરો સાનમાં સમજ્યો તો ખરો; પણ સ્ત્રિનું ભરી મુકેલું પાણી લઈ તરત હાજર થયો. જોગણે ત્રિજો પ્યાલો ધર્યો; થંડુ પાણી પી શરીરને શાન્તિ વાળી; તે પ્યાલો પણ ફેંકી દીધો; ફેંકી દીધેલા ત્રણે પ્યાલા શેઠે ઘરમાં મુકયા; એટલે રસોડામાંથી બૂમ પડી.

શેઠ સાહેબ રસોઇ તૈયાર થઇ છે, જમવા ઉઠો!

**શેઠ**—બસ કરો મહારાજ! ટીટીઆરો મુકો! જોતા નથી કે આ કોણ આવ્યું છે!

**બ્રાહ્મણ**—તમેય ઉઠો, ને એમને પણ ઉઠાડો!

**શેઠ**—હા હા; ઉઠો માતાજી રસોઇ તૈયાર થઇ ગઈ છે. અલ્યા હઠીઆ; માતાજીની થાળી પીરસાવજે!

**દેવી**—અમારે જમવાની થાળીઓ અમારી પાસે જૂદી છે, તે કાઢીએ છીએ; એમ કહી, હીરારત્ન જડિત્ર, સોનાના થાળીઓ વાડકા કહાડયા.

જ્યારે સઘળી થાળીઓ વાડકા બ્રહ્મણે પીરસી દીધા; ત્યારે દેવી બોલ્યાં આ રસોઈ કોણે કરી છે?

**શેઠ**—આ ઉભો છે એજ બ્રાહ્મણે!

**દેવી**—અરરર ફેંકી દયો ફેંકી દયો! થાળીઓ વાડકા સુદ્ધાં ફેંકી દયો.

જોગણના માણસોએ પીરસેલી થાળીઓ માર્ગમાં ફેંકી દીધી. તે શેઠના ઘરનાંએ લઇ ધોઇ વીછળી પટારામાં મુકી દીધી.

**શેઠ**—માતાજી કેમ આમ કરવું પડયું!

**દેવી**—બ્રાહ્મણનું અડેલું પાત્ર અમે ફરી ઉપયોગમાં લેતા નથી, તેમ બ્રાહ્મણનું પીરસેલું અમે જમતા પણ નથી. જે ઘરમાં બ્રાહ્મણ જમતા હોય તે ઘરમાં અમે ઘડી ભર ટકતા પણ નથી; અને ફરી પણ પગ મુકતા નથી.

**શેઠ**—માર! છોકરા એ બામણને ધક્કો માર! કાઢય ઘરમાંથી બહાર કાઢય!

શેઠનું બોલવું સાંભળી ઘરનાં સર્વે ધક્કા મુક્કી કરવા લાગ્યાં, માત્ર ત્રિજા છોકરાની સ્ત્રિ ધાંટાધાંટ કરી રહી છે. બાપાજી, ઓ બાપાજી, હજી તો એ બિચારો ભૂખ્યો છે.

**શેઠ**—ભૂખ્યો છે તો તારા પેટમાં શી ચુંક આવે છે!

**નાની શેઠાણી**—બાપા બ્રાહ્મણ ભૂખ્યો જાય તે સારૂ નહિ.

**શેઠ**—બેસ બેસ છાની માની; મોટી દયાળુની દીકરી! માર! છોકરા કાઢય! કાઢય કાઢય બામણને બહાર કાઢય!

ભગવાન અબોટીયું બદલે છે એટલામાં છ સાત ધક્કા પડયા, નારદજી જે કયારના સામે બેઠા છે. તે પ્રભુની આવી દશા જોઇ દોડતા આવ્યા, હાંહાં, કેમ આ બ્રાહ્મણનો ચમત્કાર જોયો કે નહિ! પલકે પૈસા પલકમાં પારખુ, કેમ શેઠ તે ચમત્કાર ખરો કે નહિ! તારા પટારામાં ત્રણ અબજ શિક્કાનો સમાવેષ તો થઇ ગયો! એ પ્રતાપ આ બ્રાહ્મણના પગલાંનો છે.

**છોકરા**—બ્રાહ્મણનો નહિ પણ આ જાગતી જોગણનો છે!

**નાની શેઠાણી**—નહિ નહિ તેમ નહિ. આ પવિત્ર બ્રાહ્મણનોજ છે.

નારદજીએ ભગવાનને હાથ પકડીને બહાર તાણી લીધા; ચાલો મહારાજ, કેમ થોડું ઘણુંએ જમ્યા કે નહિ!

**ભગવાન**—સારી પેઠે પેટ ભરી...ને; ચાલો કયાંક એકાંન્તમાં બેઠા બેઠા વાતો કરીએ; થાક ખાઇએ.

**નારદ**—એના ઘરમાં એકે માણુસ સારૂ સપાતર છે કે બધાં બરાબર!

**ભગવાન**—ત્રિજાની એટલે સૌથી નાના છોકરાની સ્ત્રિ જેને સૌ નાની શેઠાણી કહીને બોલાવે છે; તે ઘણી સારી અને સુપાત્ર છે.

**નારદ**—શેઠને દીકરા તો ચાર છે !

**ભગવાન**—પણ સાંભળ્યું છે કે ચોથો હજી કુંવારો છે.

એમ વાતો કરતા ગામ બહાર આવ્યા; જ્યાં ફરતા પાંચ પીંપળાનાં ઝાડ હતાં તેના વિસામાં ઉપર બેઠા બેઠા સુખ દુઃખની વાતો કર્યા કરે છે, ત્યાં થોડી વારે જાગતી જોગણુની સ્વારી આવી. એટલામાં ગામોગામને દેશોદેશ બુમ પડી કે રાજા શક્રાજીતના કોષમાં ચોરી થઇ, આખો ભંડાર લુંટાઇ ગયો; સઘળા કોઠાર ખાલી ખમ થઇ ગયા, રાજનું સઘળું જવાહીર ખેંચાઇ ગયું. હલકી ચોરીના હલકા પકડનાર, અને ભારે ચોરીના ભારે પકડનાર ! આતો ભારે ચોરી ! સાતસો ઘોડેસ્વાર સાથે લઇ હાથી ઉપર બેસી રાજા શક્રાજીત ચોરી પકડવા નિકળ્યા, જેનો રૂવાબ દેખી ગુનેગારની છાતી ફાટી જાય; નવા-નગરના દરવાજામાં સ્વારી પેઠી કે તોપો પડવા માંડી; તેની સાથે અનુચરો પોકારવા લાગ્યા કે રાજ્યમાં ભારે ચોરી; માલની ચોરીની જરા પણ નિશાની જેના ઘરમાંથી જડી આવશે, તેને ઘોર ગરદન.

જાગ્રત રહો જાગ્રત રહો નહિ તો આવી બન્યું સમજજો !

એક તરફથી રાજાની સવારી, નવા નગરના દરવાજા સુધી આવી પહોંચી છે ગામમાં દાખલ થવાની તૈયારી છે, તે વખતે આ નગરના શેઠના ઘરનાં સર્વે માણુસો, પુરણુ લાલચના માર્યા જોગણુની વાંસે વાંસે નીકળી પડયાં છે, માત્ર શેઠાણી ઘર સાચવવા માટેજ ઘેર રહ્યાં છે. અને તેની સાથે તેની સેવામાં નાના છોકરાની વહુ એટલે નાની શેઠાણી પણુ રહ્યાં છે.

નવા નગરની બહાર પાંચ પીંપળાના ઘેરાવમાં પેલા બે બ્રાહ્મણ; બીજી બાજુએ જાગતી જોગણુની સાથે તેના નોકર ચાકર, અને સંદુકો સાથે મજુસ વળી સઘળો સામાન; તેની આસપાસ ગામના લોકનો ઘેરાવો ! સૌની પાછળ શેઠ ને તેમનો પરીવાર.

નારદજી શેઠને બાજુપર બોલાવી સમજાવે છે; શેઠ આ ગરીબ, સુપાત્ર બ્રાહ્મણુને નોતરી, મહેનત કરાવી, છેવટ ધક્કા મારી ભૂખ્યો ને તરસ્યો બહાર કાઢયો. તેનું શું પરીણામ આવે છે તે જોજો.

શેઠ—બ્રાહ્મણને ઘેર મોકલો ખાઈ આવે ! રસોઈ તો બધી એમને એમ પડી છે.

નારદ—કેમ તમે જમ્યા નહિ કે શું ?

શેઠ—કોઇને ખાવું ભાવ્યુંજ નહિ, ત્યાં જમવાની વાત કેવી;

નારદ—એવું શું કારણ બન્યું !

શેઠ—એ બામણાએજ છછુંદર છોડયું. પણે ખરી ઝામી કે તરત બામણાએ બકબક કરવા માંડયું.

નારદ—અશે બ્રાહ્મણના બોલ્યા સામુ ના જોઇએ.

શેઠ—ફિકર નહિ મોકલો મહારાજને ! છાનો માનો ખાઈ આવે ? કદાચ આ જોગણ જાણશે તો ફરી મારા ઘરમાં પગ નહિ મુકે.

નારદ—જમવાનું શું ?

શેઠ—એ તાઢું શીળુ પડયું છે, એણે રાંધ્યું છે ને એણે ઢાંકયું છે.

નારદ—આવો પવિત્ર બ્રાહ્મણ ઉચ્ચીષ્ટ અન્ન નહિ ખાય !

શેઠ—ત્યારે શું ઉપાય; લાચાર !

નારદ—શેઠાણીને સંદેશો કહેવરાવો; કે તે બ્રાહ્મણને શીધુ આપે, એટલે પોતાની મેળે રાંધી જમશે.

શેઠ—રાધેલું પડયું રહે, તે બગડે આખર નાંખી દેવું પડે ! વળી તાજુ શીધુ, ઠીક વહેપાર કર્યો. બામણા તો લુંટી ખાવાનુંજ સમજ્યા છે.

નારદ—અમારૂ સમજવું રહ્યું, તમે સમજ્યા હોતે ખરૂં; થોડીવાર પછી શું થાય છે તે જો જો ! રાજાની સ્વારી દરવાજામાં પેઠી પણ ખરી !

મુનમ—આ બામણા જોને બામણા ડરાવે છે !

શેઠ—લખી આપોને એક ચીઠી, બાળોને એટલે માથાફોડ મેલે આપણે આ બાઇ સાથે વાત કરવા પામીએ.

મુનમે શેઠાણીને ચીઠી લખી; બા સાહેબને માલમ થાય જે, ખુદ શેઠ-સરકારની પરવાનગી છે કે, આવનાર બ્રાહ્મણને માગ્યા મુજબ શિધુ સામગ્રી આપજો. ઉપરથી સારી રીતે દક્ષણા પણ આપજો. એજ, કેમ ઠીકને !

નારદ—બસ જય જયકાર ! હવે તમારી ચઢતી થશે; હવે ઘરમાંથી બધો કચરો નીકળી જશે.

દ્રષ્ટાંત—કોઇ એક ગામમાં, એક વણીક ગ્રહસ્થ હતો, જેને ત્યાં પુષ્કળ પૈસો હતો, પણ જીવનો નાદાર ને ચીમડ હતો. પુન્યમાં પૈસો ખરચ કરવાનું સમજ્યો ન હતો, તેને ત્યાં એક પંડીત આવ્યા. શેઠને આશીર્વાદ આપી બોલ્યા, ઘણું જીવો શેઠ આનંદ રહો !

શેઠ—હા......જીવીએ છીએ તો ખરાજ કની!

પંડીત—બાળ બચ્ચાં સુખી રહો!

શેઠ—બાળ બચ્ચાં છે જ નહિં.

પંડીત—શેઠાણી અખંડ સૌભાગ્ય રહો!

શેઠ—અખંડ સૌભાગ્ય તો છે જ કની! હું જીવું છું ત્યાં સુધી.

પંડીત—પરમેશ્વર દીકરો આપશે!

શેઠ—આપશે આપવો હશે તો!

પંડીત—શેઠ; તમારા ભાગ્યમાં હજી ઘણી લક્ષ્મી છે.

શેઠ—જે હોય તે ખરૂં; જે હશે તે થશે! તમારે માંથાં ફોડવાનું કારણ શું છે?

પંડીત—શેઠ હું જાત્રાએ ગયો હતો. માર્ગમાં મારૂં સરવસ્વ ચોરીએ ગયું. હવે મારે ઘેર પહોંચવું પણ મુશ્કેલ થઇ પડયું છે. માટે મને મદદ કરવી જોઇએ.

શેઠ—શું મદદ કરીએ અમે શું મદદ કરીએ, ખભે ઉચકીને મુકી આવીએ.

પંડીત—ખભે ઉચકીને કોઇ મુકી આવતુય નથી, એ વાત બનતી પણ નથી. પણ થોડું ઘણું દ્રવ્ય આપો તો હું ધીમે ધીમે જઇશ!

શેઠ—અહીંથી દ્રવ્ય ન મળે!

પંડીત—મળવુંજ જોઇએ શેઠ! તમારા જેવા સદગ્રહસ્થ બ્રાહ્મણને આશરો નહિ આપે તો કોણ આપશે.

શેઠ—બામણના બાપ અહીં થાપણો મુકી ગયા હશે, તે આપો!

પંડીત—તમારી કમાણીમાં બ્રાહ્મણનો ભાગ છે.

શેઠ—"ખોદે કોળ ને ભોગવે ભોરીંગ" વાણીઆ રળે ને બ્રાહ્મણ ભાગ લે! ઠીક ધંધો કર્યો!

પંડીત—શેઠ; મારી વાત ધ્યાનમાં રાખો! મનુષ્યની કમાણીમાં, દશમો ભાગ દેવનો અને વીસમો ભાગ બ્રાહ્મણનો છે. અને તે પ્રમાણે દરેક માણસે કાઢવોજ જોઇએ. જો ન કાઢે તો ગમે તે રીતે પરમેશ્વર તેના ભાગનું અને વળી દંડનું ગણીને એથી પણ વધારે લેઇજ લે!

શેઠ—ઠીક છે! પરમેશ્વર લેઇ લેશે તે જોઇશું?

પંડીત—વારૂ ત્યારે જોવાની ઇચ્છા હશે તો પ્રભુ દેખાડશે. હું તો વળી બીજે ઘરેથી મારૂ કાર્ય સુધારી લઇશ! (પંડીત ત્યાંથી વિદાય થયા).

પંડીતના વિદાય થયા પછી શેઠને કાંઈ કાંઇ વિચાર તો થવા માંડયા, પણ તેના સમાધાનમાં એજ કે, બ્રાહ્મણોના બાપદાદાએ શાસ્ત્રોનું શોધન કરેલું. અને

વળી બીજાં પુરાણો વિગેરે લખેલાં, એટલે બ્રાહ્મણોનુંજ મહાત્મ વધાર વધાર કરેલું; અને દરેકમાં બ્રાહ્મણનો ભાગ ઘાલી દીધેલો. વળી મુર્ખ લોકો તેને માનતા ચાલ્યા આવ્યા, એટલે ચાલ્યો "ગાડરીઓ પ્રવાહ" આગળ ચાલતું ઘેટું જે રસ્તે બધા જાય. પણ કોઇ ઉંડો વિચાર ન કરે કે, આ બામણો પોતાના સ્વાર્થનું કુટે છે. તે આપણે કેમ માનીએ છીએ.

તે વાતને છ માસ વિત્યા પછી, શેઠને દરીઆની મુસાફરીએ પરદેશ માલ ભરવા માટે જવાનું આવ્યું. ત્યારે મુનમ ગુમાસ્તાને કહ્યું કે તમે જાઓ! મુનમે કહ્યું હાલમાં મારે ઘેર ઘણી અડચણો છે. એટલે હું જાતે જઈ શકુ તેમ નથી. માટે આપ પધારો તો સારૂં. ગુમાસ્તાના કહેવાથી શેઠ તૈયાર થયા. અને દરીઆમાં વહાણ તૈયાર કરાવી, હજારો શીક્કા સાથે લઇ તૈયાર થયા. અને ગદગદ થઇ શેઠાણી પાસે બેઠા.

સારી સમજુ અને સુપાત્ર માબાપની દીકરી, બાળાવયની પણ જાતીવાન નારી શેઠનું ઉતરી ગએલું મોઢું જોઇને, કહેવા લાગી કે, દીલગીર થવાનું કાંઇ કારણ નથી; વાણીઆનો દીકરો વહેપારે જાયજ તે હું સારી પેઠે સમજું છું. બે ત્રણ વરસ તો કાલ વીતી જશે ને સાજા તાજા ઘેર આવશો; મારા એ-વાતને જોર હશે તો તમે સાત સમુદ્ર ઓળંગીને આવશો. અને મારૂં એવા-તન ખંડીત હશે તો તમે ખાબોચીઆમાં બુડવાના છો.

શેઠ કહે શેઠાણી, તમે બહુ સમજુ છો, મને શીખામણ દયો તેવાં છો. ઉલટાં મને હીમત આપો તેવાં છો એટલે કોઇ પ્રકારનો વાંધો નથી, પણ બે ત્રણ વરસની મુસાફરીએ જવું. અને તમારા જેવાં શેઠાણીને એકલાં ઘેર મુકવાં; વળી ઘરમાં બીજી વસ્તી પણ નહિ, આપણે વસ્તાર પણ નહિ.

શેઠાણી કહે શું કરીએ આપણા બંન્નેના પુર્વજનમના દોષ આડા આવ્યા હશે જેથી એમ થયું તેમાં આપણો શું ઉપાય છે. પુત્ર યા પુત્રીએ પુર્વના એટલે પેલાં અવતારનું રૂણાનુંબંધનું કારણ છે. આપણે ચોપડે જમે ઉધાર બરાબર થયું હશે, એટલે બાળ બચ્ચાં ક્યાંથી હોય. માટે જરાય દીલ-ગીર થશો નહિં. અને સુખે પધારો.

**શેઠ**—હું જાઉં છું. ઘર સંભાળીને રહેજો, પૈસા ટકા જોઇને વાપરજો.

**શેઠાણી**—મારે શામાં વાપરવા છે; તે વાતે તમારે ચિન્તા ન કરવી.

**શેઠ**—તમે કાંઇ ફેંકી દયો તેવાં નથી, તોય જતાં જતાં કહેવાનો ધરમ છે તે કહું છું.

**શેઠાણી**—નકામું ખરચ તો કોઇ કરેજ નહિ! કામ વિના કોઇ દમડી વાપરેજ નહિ.

**શેઠ**—લોક બ્રાહ્મણુને ખવરાવી દે છે. લોક બ્રાહ્મણુને આપી દે છે; એમ એમ ખોટી રીતે પૈસો ન વાપરવો.

**શેઠાણી**—શેઠ; તમે તો મારા શીરછત્ર કહેવાઓ એટલે તમારી વિરૂદ્ધ મારાથી એક અક્ષર બોલાય નહિ. પણ બ્રાહ્મણુને જમાડવાથી શ્રી વિષ્ણુ ભગવાન એટલે પરમેશ્વર પ્રસન્ન થાય છે.

**શેઠ**—જો આ ઘેલછા ખરી! આનું નામ ગાંડપણ! બ્રાહ્મણુને જમાડયે થાય શું!

**શેઠાણી**—થાય પ્રભુ પ્રસન્ન, અને પ્રભુ એ સર્વ સુખનો દાતા.

**શેઠ**—જ્યાં સુધી આટલી બાળક બુદ્ધિ છે ત્યાં સુધી મને ઘર મુકીને ગામ જવાનું મન થતું નથી.

**શેઠાણી**—તમારી જેમ મરજી હશે તો તમારી ઘેર હાજરીમાં તે કામ હું નહિ કરૂં; પછી કેમ!

**શેઠ**—અરે ઘેર હાજરીમાંય નહિ ને ન હાજરીમાંય નહિ. રળતાં કેટલાં જોખમો આવે છે, રળતાં કેટલી મહેનત પડે છે. તેનો તો વિચાર કરો શેઠાણી?

**શેઠાણી**—બ્રાહ્મણુને તૃપ્ત કરીએ તો શ્રી હરી સઘળાં વિઘ્ન દુર કરે છે.

**શેઠ**—એ બધી સમજણુ બાજુ પર રાખજો; અને મેં કહ્યું છે તેમ વર્તજો, ઘરબાર નાત જાતનો વટ વહેવાર સાચવજો, મુનમ કાંઈ સલાહ પુછે તો નજર પહોંચે તે પ્રમાણે જવાબ દેજો.

**શેઠાણી**—બહુ સારૂં; કોઈ વાતે મને કહેવું નહિં પડે.

**શેઠ**—બે અઢી વરસમાં તો હું આવીશ, પછી છેવટ ત્રણુ થાય એ એથી વિશેષ નહિં.

**શેઠાણી**—જે થાય તે, પણુ જેમ બને તેમ ઝટ પાછા ફરવાનું થાય તેમ સારૂં, કારણુ કે તમારા વિયોગના દહાડા તે મારે એક દહાડો એક વરસ જેવડો થઇ પડશે.

**શેઠ**—ખરૂં ખરૂં શેઠાણી; જાઉં છું.

લાંબે દીવસે શેઠ વહાણુ લઇ દરીઆમાં મુસાફરી કરતા, બંદરે બંદર મુકામ કરતા, અને ખરીદવા જેવો માલ હોય તે ખરીદતા ચાલ્યા. એમ કરતાં બે વરસ થયાં; ત્યારે શેઠે વિચાર્યું હવે પાછા ફરીએ તો સારૂં. તપાસ કરતાં વહાણુ પણુ માલથી ખીચોખીચ ભરાઈ ગયાં છે; એટલે ત્યાંથીજ પોતાના ગામ તરફ વિદાય થયા, બરાબર છ માસની મુસાફરી હતી, પણુ પવન અનુકૂળ આવ્યો. એટલે ત્રણુ માસમાં લગભગ થવા આવ્યા.

માત્ર પચીસ પચીસ ગાઉ જેટલું બાકી રહ્યું એટલે દરીઆમાં પવનનું તોફાન જાગ્યું, અને શેઠ બેઠા હતા તે વહાણુ હાલમ ડોલમ થવા માંડયું, શેઠે જાણ્યું, બુડયા હોં, હાય બાપ. હવે શું કરીશું બુડયા હોં. પાસે બેઠેલા ગુમાસ્તા અને નોકરોએ કહ્યું શેઠ, કાંઈ બાધા રાખો.

**શેઠ**—શી બાધા રાખું; તમે કહો તે રાખુ વીરા !

**ખલાસી**—ભેંમણુ જમાડવાની રાખો ભેંમણુ જમાડવાની !

**શેઠ**—હા......ત્યારે તે રાખું. હં......

**ખલાસી**—રાખો ઝટ બોલો મોઢેથી નહિતો વહાણુ ઉંધું પડશે.

**શેઠ**—હા......રાખુ......હે પરમેશર બા.........પ.

**ગુમાસ્તા**—ચીસ પાડીને; બોલોને જલદી, કે આટલા બ્રાહ્મણુ જમાડીશ.

**શેઠ**—તોફાન શમી જશે તો એક બ્રાહ્મણુ જમાડીશ.

**ગુમાસ્તા**—એકજ, શું શેઠ એકજ !

**શેઠ**—હા હા એક તો બહું ! ( તોફાન વધતું ચાલ્યું ).

**ખલાસી**—શેઠ મરી જશોને માલ દરીઆમાં રહેશે, તોફાન વધ્યું.

**શેઠ**—ત્યારે તમે કહો તેમ કરૂં.

**ગુમાસ્તા**—રાખો એક હજાર બ્રાહ્મણુ જમાડવાની બાધા !

**શેઠ**—ભાઇ એટલા બધા બ્રાહ્મણુ તો ન મળે, ને જમાડાય પણુ નહિં.

**ગુમાસ્તા**—ના શું મળે ! મળશે બોલો મોંઢેથી.

**શેઠ**—સહીસલામત દરીઆ કીનારે ઉતરીશું, તો એક......સો.

**ગુમાસ્તા**—હાં હાં......હજાર કરો હજાર.

**શેઠ**—હજાર બધા......હજાર કહીશ એટલે બામણુ આવીને વહાણુ અદ્ધર ઉપાડશે !

**ખલાસી**—ભાઇ સરવે રામ રામ કરો; અડધી કલાક કેડે વહાણુ બુડશે, પાણીની છોળે ભરાય છે. તે પાણી બહાર કાઢી શકાતું નથી.

રા......મ રામ, ઓ શેઠાણી તમારૂં મોંઢું કેવું હશેરે બા...

**ગુમાસ્તા**—શેઠાણીનું મોંઢું જોવું હોય તો કહો, કે એક હજાર બ્રાહ્મણુ જમાડીશ.

**શેઠ**—ભાઇ એક હજાર તો શું, પણુ હેમખેમ ઘેર પહોંચીશ અને મારી શેઠાણીનું મોંઢું જોઇશ તો, બે હજાર બ્રાહ્મણુ જમાડીશ.

**[ કર્તા ]** દક્ષિણુનો પવન આવતાંની સાથે જેમ વરસાદનું તોફાન શમી જાય, તેમ બે હજાર બ્રાહ્મણુ જમાડવાનો સંકલ્પ કરતાંની સાથે, સમુદ્રનું તોફાન શમી ગયું અને વહાણુ સુસવાટે સીધુ ચાલ્યું. જોતજોતામાં સઘળાં

વહાણ દરીઆ કાંઠે આવી ગયાં. માલ ઉતરી ગયો. અને શેઠ ઘેર પધાર્યા. શેઠાણી શેઠને આવેલા જોઇ ઘણાં પ્રસંન્ન થયાં, અને શેઠને ચોખાથી વધાવી લઈ, સુખશાન્તીના સમાચાર પુછયા—

**શેઠાણી**—તમારૂં શરીર સારૂં છે.

શેઠ—હા અત્યારે તો સારૂં છે. કાલની વાત તો પરમેશ્વરને ખબર.

**શેઠાણી**—નિર્વિઘ્ને ઘેર આવ્યા, એ ઘણુંજ રૂડુ થયું. નહિતો દરીઆમાં તો અનેક તોફાન જાગે.

શેઠ—તોફાન તો શેઠાણી ખરેખરૂં થયું હતું, તે કેમે કર્યું શમતું નહોતું.

**શેઠાણી**—પછી, થોડીવારે એની મેળે શમી ગયું હશે !

શેઠ—એમને એમ તો કાંઈ ન શમી ગયું ઉલટુ વધતું ગયું.

**શેઠાણી**—ત્યારે શું કરવાથી શમી ગયું ?

શેઠ—બ્રાહ્મણ જમાડવાની બાધા રાખી એટલે શમી ગયું.

**શેઠાણી**—કેટલાક બ્રાહ્મણ જમાડવાના કહ્યા છે !

શેઠ—પહેલાં તો એક કહ્યો, પછી સો કહ્યા, એથી ખલાસીનું તથા ગુમાસ્તાઓનું મન ના માન્યું. અને એમણે હજાર બ્રાહ્મણ જમાડવાને માટે કહ્યું ત્યારે મેં તમારૂં મોંઢું જોવા માટે, જીવવાની આશાએ બે હજાર કહ્યા ત્યારે તોફાન તરત શમી ગયું.

**શેઠાણી**—ખમા કરે તમને ! ઇશ્વરે તમારી સ્હાય કરી; પરમેશ્વરે તમને બચાવી લીધા પણ એ પ્રતાપ બ્રાહ્મણ જમાડવાની બાધા રાખી તેનો છે.

શેઠ—બ્રાહ્મણનામાં એટલું બધું શું દૈવત છે ! તે કાંઇ સમજાતું નથી.

**શેઠાણી**—ભગવાનને વહાલા બ્રાહ્મણ છે. જેથી બ્રાહ્મણને રાજી કરવાથી ભગવાન રાજી થાય છે. સ્હાય કરનાર પ્રભુ છે—અને બ્રાહ્મણ જમવાથી રાજી થાય છે.

શેઠ—એ બધું તો હું હવે સમજ્યો. વારૂ ત્યારે જમાડીશું.

**શેઠાણી**—ક્યારે જમાડશો !

શેઠ—જમાડીશું:

**શેઠાણી**—( થોડા દહાડા વિત્યા પછી ) શેઠ, પેલા બ્રાહ્મણ જમાડવાના કહેતા હતા તે ક્યારે જમાડશો.

શેઠ—જમાડીશું જમાડીશું. એક હજાર બ્રાહ્મણ જમાડવાના છે તે જમાડીશું.

**શેઠાણી**—એક હજાર કે બે હજાર !

**શેઠ**—એક હજાર તોય એ ને બે હજાર તોય એ, કાંઇ વધારે જમાડયે વધારે પુન્ય થતું હશે !

**શેઠાણી**—જીભે બે હજાર કહ્યા ને પછી એક હજાર જમાડીએ તો ઇશ્વર રાજી ન રહે.

**શેઠ**—બે હજાર સામટા જમાડનારને; અને થોડે થોડે જમાડી બે હજાર પુરા કરનારને એમાંથી વધારે પુન્ય કોને થાય !

**શેઠાણી**—સામટા જમાડો કે થોડે થોડે જમાડો બધું સરખું છે. ઉલટું થોડે થોડે જમાડવાથી, વધારે દહાડા બ્રાહ્મણનાં પગલાં આપણે બારણે પડે.

**શેઠ**—હાં...હવે સમજી તે ખરૂં ! ત્યારે હમણાં તો પાંચસો જમાડીશું.

**શેઠાણી**—વળી પાંચસો કહ્યા !

**શેઠ**—મારી મરજી તો સો સો બ્રાહ્મણ થોડે થોડે જમાડવાની છે !

**શેઠાણી**—વારૂ જેવી તમારી મરજી !

**શેઠ**—હું બોલ્યો છું તે જમાડયા વિના રહેવાનો નથી, પણ જોઉં છું.

**શેઠાણી**—( થોડા દહાડા પછી ) પેલા સો બ્રાહ્મણ કયારે જમાડીશું.

**શેઠ**—સામટા સો નહિં. પચાસ પચાસ !

[ **કર્તા** ] શેઠાણીએ વિચાર કર્યો કે, જેમ જેમ હું પુછતી જઇશ તેમ તેમ એ ઉતરતા જશે, માટે ઝાઝી પુછ પરછ ન કરવી, એમની મેળે જ્યારે જમાડવા હશે ત્યારે જમાડશે.

શેઠ પચાસથી પચીસે અને પછી દશ પાંચે, બે, અને એક બ્રાહ્મણ જમાડવાના નિશ્ચય પર આવ્યા, એક જમાડવો તો ખરો તે થોડુ આ ખાનારો શોધી કાઢવો.

શેઠ દુકાન પર બેઠા બેઠા, જતા આવતા બ્રાહ્મણને જોતા રહે છે અને વળી થોલ આવે તો કોકને પૂછી પણ જૂવે. એક બ્રાહ્મણને જતો જોઇને શેઠે અવાજ કરીને બોલાવ્યો. આમ આવજો બાપજી ! બ્રાહ્મણ આવ્યો તેને આસન આપ્યું.

**શેઠ**—કયાં રહેવું બાપજી !

**બ્રાહ્મણ**—મુળ તો, આમ કાઠીઆવાડના રહીશ છીએ. મારૂં ગામ હળવદ-પણ છ એક મહીનાથી આ સામા ગામમાં રહીએ છીએ, અને બે ત્રણ ગામ માગી ખઇએ છીએ.

**શેઠ**—નામ શું તમારૂં મહારાજ !

**બ્રાહ્મણ**—મારૂં નામ જટાશંકર.

**શેઠ**—વારૂ હાલમાં કાંઇ જમવા ખાવાનાં ચાલે છે કે નહિં ?

**બ્રાહ્મણ**—ચાલે કોક દી!

**શેઠ**—સાચે સાચુ બોલજો મહારાજ! કોક તમને જમાડે તો કેટલા લાડુ ખાઓ મહારાજ!

**બ્રાહ્મણ**—શેઠ ખરૂં પુછાવો તો, અમારા દેશના લોકો, કામ કરવામાં જેવા મજબુત તેવા ખાવામાં પણ છે. હું તો દશ અગીયાર, દશ અગીયાર લાડુ ખાઇ શકુ છું. પણ બીજા તો કોઇ સત્તર કોઇ વીસ!

**શેઠ**--વાહ મહારાજ વાહ! ( થોડીવાર રહીને ) પધારો બાપજી પાછું તમારે મોડુ થશે.

**બ્રાહ્મણ**—બહુ સારૂ શેઠ જઉ છું, કોઈ દીવસ બ્રાહ્મણ જમાડો તો સંભારજો!

**શેઠ**—વારૂ મહારાજ! ( ગયા પછી ) હાય બાપ! અગીયાર લાડુ! ( થોડા દહાડા પછી બીજા બ્રાહ્મણને જતો દેખીને બોલાવ્યો અને પુછયું. કેમ મહારાજ કયાં રહેવું ).

**બ્રાહ્મણ**--અહીંજ રહીએ છીએ પેલી ભાગોળે.

**શેઠ**--શું ધંધો કરો છો.

**બ્રાહ્મણ**--અમારે બ્રાહ્મણને ધંધો શો જજમાન વૃતિ.

**શેઠ**—ત્યારે તો જમવાનાં સારી પેઠે ચાલતાં હશે.

**બ્રાહ્મણ**--હા ચાલે તો ખરાં, વળી હાલમાં શ્રાદ્ધ પક્ષ છે એટલે રોજ.

**શેઠ**—તમે કેટલા લાડુ ખાતા હશો બાપજી!

**બ્રાહ્મણ**—રોજ ને રોજ જમીને મોં ભાગી ગયું. એટલે પાંચ, છ પાંચ છ! નહિતો આઠ નવ લાડુ ખવાતા હતા! લ્યો જઇશું શેઠ!

**શેઠ**—પધારો મહારાજ! ( મારા દીકરા પચાવતા શી રીતે હશે. ) ( વળી ત્રીજાને દેખીને બોલાવ્યો ).

**બ્રાહ્મણ**—કેમ શેઠ કેમ બોલાવ્યો?

**શેઠ**—મહારાજ કેવા બ્રાહ્મણ છો.

**બ્રાહ્મણ**—બ્રાહ્મણ જેવા બ્રાહ્મણ વળી કેવા પુછીને તમારે શું મતલબ છે.

**શેઠ**—કાંઇ જમવા ખાવાનાં ચાલે છે.

**બ્રાહ્મણ**—તેનું તમારે શું કામ છે તમારે કામ હોય તે કહી દયોને!

**મુનમ**—આ બ્રાહ્મણને બેપરવઈ ને મીજાજી જણાય છે શેઠ!

**શેઠ**—હોય; બ્રાહ્મણ તો ભગવાનને લાત મારે એવા જબરા! મહારાજ; હું તો એમ પુછતો હતો કે, તમે કેટલા લાડુ ખાતા હશો?

**બ્રાહ્મણ**—જમાડી જૂવો એટલે ખબર પડશે.

**મુનમ**—શેઠ; આતો આડા જવાબ દે છે.

**શેઠ**—એ તો હમણાં પાંસરો દેશે! હેં મહારાજ ખરૂં કહોને!

**બ્રાહ્મણ**—ખઇએ પાંચ સાત લાડવા!

**શેઠ**—ઠીક પધારો! (બ્રાહ્મણ તો જાણે રાક્ષસ).

[ **કર્તા** ] આમ વારા ફરતી પચીસેક બ્રાહ્મણને પૂછયું. પણ કોઇ થોડું જમનાર ન મળ્યો. શેઠની આવી રીતભાત જોઇને ભગવાને વિચાર કર્યો કે હવે એને બરાબર ચમત્કાર બતાવું. પ્રભુ લક્ષ્મીજીને લઇને. આવ્યા અને વૃદ્ધ બ્રાહ્મણનો વેષ ભજવીને; બ્રાહ્મણના મેલ્લામાં મકાન ભાડે રાખીને રહ્યા.

થોડા દીવસમાં, સઘળા બ્રાહ્મણો સાથે હળી મળી ગયા, અને વળી મુખની મીઠાસથી સર્વને પ્રિય થઇ પડયા.

એક દીવસ સવારના પહોરમાં પચાસેક બ્રાહ્મણ ભેગા કરીને કહ્યું કે આજે જમવાનું ઠરાવું. પણ સઘળા સંપ કરીને સઘળું કામ ઉઠાવી લ્યો તો! બ્રાહ્મણો કહે શા માટે! લાડુ મળતા હશે તો કામ ઉઠાવાને તો અમે તૈયાર છીએ. ત્યારે તમારાથી જેટલા બ્રાહ્મણ એકઠા કરાય તેટલા કરો! વાસણ ભેગાં કરવાં; રસોઇ કરવી, બધા બ્રાહ્મણ ને જમાડી દેવા પોતે જમી લેવું. અને સાંજ પડતાં પહેલાં સૌ સૌને ઠેકાણે થઇ જવું બ્રાહ્મણો કહે હા કબૂલ.

**ભગવાન**—જાઓ ત્યારે આસપાસનાના ગામડાંઓમાં, તેડવા માટે માણસો મોકલી દયો!

**નાતીલા**—પણ જમવાનું કયાં તેતો કહો!

**ભગવાન**—તેની તમારે ચીંન્તા છે! તમે તમારે તૈયારી રાખજો! હું આ આવ્યો!

ભગવાન ધ્રુજતા ધ્રુજતા શેઠની દુકાન આગળથી નીકળ્યા; બ્રાહ્મણ જોઇ શેઠે માનપૂર્વક બોલાવ્યા. આવો મહારાજ! ભગવાન પગથીયુ ચઢતાં પડયા, શેઠ ગુમાસ્તાને કહે છે ઝાલો ઝાલો! અરેરે અવસ્થાનું કામ આવું છે—કયાં રહેવું બાપજી—

**ભગવાન**—બ્રાહ્મણ વાડામાં રહું છું.

**શેઠ**—નામ શું બાપજી!

**ભગવાન**—મારૂં નામ વિશ્નુંરામ છે.

**શેઠ**—વિષ્નું તો ભગવાનનું નામ છે!

**ભગવાન**—હા; એ બાને ભગવાનનું નામ લેવાય એમ સમજી મારાં માબાપે તે પાડયું હશે.

**શેઠ**—હવે તો અવસ્થા થઇ હાં !

**ભગવાન**—હા......સદાય કાંઇ જુવાની રહે છે !

**શેઠ**—બાપજી તમને કોઈ જમાડે તો, હાથે રાંધીને જમો ખરા કે !

**ભગવાન**—હોવે શા માટે નહિં. કરી ખઇએ ધીમે ધીમે.

**શેઠ**—કેટલા લાડુ ખાતા હશો મહારાજ !

**ભગવાન**—શેના કેટલા ! મારાથી તો ખવાતુંજ નથી; અને દાબીને ખાઉં તો પચતું નથી.

**શેઠ**—તોય મહારાજ કહો તો ખરા !

**ભગવાન**—અધોળ લોટ-રૂપીઆભાર ગોળ, ને સવા રૂપીઆભાર ઘી, બસ જરા લોટ શેકીને ગોળનું પાણી રેડી તે પીધુ કે ભયો ભયો ! ઘુંટો દાળનું પાણી કોળીઓ ભાત.

**શેઠ**—ત્યારે તે પ્રમાણે ચીઠ્ઠી કરીને આપુ, તે લઇને આપણે ઘેર જાઓ અને શેઠાણી પાસેથી માગી લઈ રાંધી જમો !

**ભગવાન**—બહુ સારૂં શેઠ, કરી આપો ચીઠ્ઠી.

[ **કર્તા** ] શેઠે ચીઠી લખી-શેઠાણીને માલમ થાય કે જે આવનાર બ્રાહ્મણને, એક અધોળ ચોખા, (૧ાા) દોઢ રૂપીઆભાર દાળ, અધોળ આટો, એક રૂપીઆભાર ગોળ, અને સવા રૂપીઆભાર ઘી કાઢી આપજો. અને તે પ્રમાણે, બીજી ચીજો વસો પુરી પાડી પાસે રહી રંધાવી જમાડીને વિદાય કરજો. લખીને બ્રાહ્મણને આપી ત્યો બાપજી ભગવાન કહે વાંચો શેઠ શું લખ્યું છે ! શેઠે વાંચ્યું.

**ભગવાન**—હું નહિ લઇ જાઉં.

**શેઠ**—કેમ મહારાજ, શું વાંધો પડયો !

**ભગવાન**—મારે તો કાંઈ વાંધો નથી, પણ તમારા નામનો વાંધો.

**શેઠ**—મને સમજણ પાડો.

**ભગવાન**—ગામમાં નામીચુ ઘર અને નામીચી દુકાન. હું ભણેલો નહિ એટલે આ ચીઠી કોઈની પાસે વંચાવવી તો પડેજ, તે વખતે તમારા ઘરનું ખોટું દેખાય શેઠ અને જોડે મારેય લાજવાનું તો ખરૂંજ;

**શેઠ**—ત્યારે શું લખુ બાપજી.

**ભગવાન**—તમે તો એમજ લખો કે, આપણે બ્રાહ્મણને જમાડવાનો વિચાર આજે રાખ્યો છે, માટે આવેલા બ્રાહ્મણને, જે જોઇએ તે અને જેટલું જોઇએ તેટલું આપજો, કોઇ વાતે આના કાની કરશો નહિ.

**મુનમ**—બરાબર છે. એમજ લખાય શેઠ; ઘરડો બ્રાહ્મણ બુદ્ધિશાળી છે.

( શેઠે તે પ્રમાણે લખી આપ્યું અને ભગવાન કાગળીયું લઇને શેઠને ઘેર આવ્યા ).

**ભગવાન**—કોણ છે ઘરમાં !

**શેઠાણી**—(બ્રાહ્મણને જોઇને) આવો; મહારાજ પધારો ! બોલો !

**ભગવાન**—લ્યો આ શેઠના હાથનો લખેલો કાગળ વાંચો !

**શેઠાણી**—(વાંચીને) બોલો બાપજી, શું જોઇએ અને કેટલું જોઇએ.

**ભગવાન**—આજ તો શેઠ ખૂબ લહેરમાં આવ્યા છે; આનંદમાં બેઠા છે; કાંઇ ધરાગી પણ વિશેષ જણાય છે.

**શેઠાણી**—ભલે હશે, સારૂં તે સારૂં. હવે માગો !

**ભગવાન**—ત્રણ હજાર બ્રાહ્મણ જમાડવાના છે. તે પ્રમાણે સામગ્રી આપો.

**શેઠાણી**—જરા રાજના મોદીને મારી પાસે બોલાવી લાવશો મહારાજ ! નીકર ઉભા રહો હું મારા નોકરનેજ મોકલું છું. અલ્યા ધુળીઆ ? જાને રાજાના મોદીને બોલાવી લાવ્ય ને ! (મોદી આવ્યો).

**શેઠાણી**—આજે અમારે બ્રાહ્મણ જમાડવાના છે. માટે એકથી તે દશ હજાર સુધી જે થાય તે શેઠના નામ પર લખીને; આ બ્રાહ્મણ જેટલું માગે એટલું શીધું આપો.

**મોદી**—બોલો મહારાજ, આશરે કહો, કેટલું જોઇશે.

**ભગવાન**—પોણોસો મણ આટો, એંશી મણ ઘી; ને સાઇઠ મણ ખાંડ, વીસમણ દાળ ને પચીસ મણ ચોખા, તે પ્રમાણે મીઠું, મરચું, તેલ, આંબલી, ગોળ, ધાણાજીરૂ, વિગેરે મશાલો અને વાસણ !

**મોદી**—ચાલો આપી દેઉ પણ વાસણનું ભાડું ગણવું પડશે.

**ભગવાન**—તે શેઠાણીને કહો !

**શેઠાણી**—ભાડુ આપીશું, તે પૈસા પણ લખજો.

**મોદી**—બહુ સારૂ, રસોઇ કયાં કરશો મહારાજ !

**ભગવાન**—અહીં શેઠના મેલ્લામાંજ,

**મોદી**—આટલું બધું આવતાં વાર થશે; અને મોડું ઘણું થશે.

**ભગવાન**—હું થોડાં ઘણા માણસો લઇને આવું છું. હાથો હાથ લાવી શું.

**મોદી**—ત્યારે વાંધો નહિ.

[**કર્તા**] સોએક બ્રાહ્મણનું ટોળુ લઇને ભગવાન ત્યાં પધાર્યા, અને એકે સપાટે તાણી લાવ્યા હાથો હાથ સઘળુ કામ કરવા મંડી પડયા, બાઇરીઓ ઝડપ ઝડપ પાણી લાવવા મચી પડી, ત્રીજે પહોર થતાં થતાં, રસોઇ તૈયાર કરી દીધી, ગામે ગામથી બ્રાહ્મણનાં ટોળે ટોળાં આવવા મંડયાં. લાડુ વાળવા રહેતો ઘણું મોડું થાય, માટે તે રડાકુટા બંધ રાખીને ! ચુરમુ છુટુજ રાખી

લીધુ, અને ઉપર ધારે ઘી પીરસવાનું રાખ્યું. પંગત જમી રહેવા આવી એટલે ભગવાન શેઠાણી પાસે ગયા.

**ભગવાન**—આ બ્રાહ્મણને, સોપારી દક્ષણા !

**શેઠાણી**—સોપારી તો મેં પાંચમણ ખંડાવી રાખી છે. પૈસા નથી મંગાવ્યા.

**ભગવાન**—પૈસા નહિં, રૂપીઆ કહો રૂપીઆ !

**શેઠાણી**—રૂપીઆની થેલીઓ તો તૈયાર છે.

**ભગવાન**—કાઢો ત્યારે ને આપવા માંડો.

[**કર્તા**] શેઠાણી ઘરના આંગણામાં પાટ નાંખીને બેઠાં છે, અને બ્રાહ્મણો જમી જમી, દક્ષણા સોપારી લઇને વાહ વાહ અને જશ બોલતા જાય છે. શેઠ દુકાન પર બેઠા બેઠા બ્રાહ્મણોને જમીને જતા જોઇને કાંઇ કાંઈ વિચાર કરે છે. અલ્યા આટલા બધા એકજ ઠેકાણે જમ્યા? બ્રાહ્મણો કહે, શુ આટલા આટલા કરો છો. દશ ગાઉ ફરતા ગામના બ્રાહ્મણો એકજ ઘેર જમ્યા; ને વળી ઉપર ઘીની ધાર ને રૂપીઓ રૂપીઓ દક્ષણા ! શેઠ કહે હશે કોકના હરામના પૈસા ! હશે કોકનું નખોદીયું આવેલું આ લોકને શું થયું છે લોકને! આ બ્રાહ્મણોને ખવરાવી ખવરાવીને આળસુ ને હરામ હાડકાંના કરી નાંખ્યા.

અહીં ભગવાન; સર્વ બ્રાહ્મણને જમાડી, થોડું ઘણું વધ્યું હતું તે શેઠના ઘરમાં ઢંકાવા, વાસણ ધોવરાવી, મોદીને ઘેર વિદાય કરી; પધારી ગયા, એટલે સંધ્યા સમય થયો.

શેઠ પણ દુકાન વધાવીને ઘેર આવે છે. મુનમ આગળ ચાલે છે. પાછળ શેઠ, અને તેની પાછળ નાણાની થેલીઓ લઇને ત્રણ ગુમાસ્તા આવે છે. મેલ્લામાં પેઠા તો પગ મુકવાની જગા ન જડે, એટલાં પત્રાળાં પડયાં છે; શેઠને તો કંટાળો આવી ગયો; અને ચીતરી ચઢી ગઇ. ચાલતા જાય છે ને ગાળો દેતા જાય છે. "આ કોને ઘેર મોંકાણ મંડઇ છે", આ કોને ઘેર કાંણ કુટઇ છે. ! ઘરમાં પેસતાં પાણી માગ્યું, જરા પાણી લાવને ધુડીઆ. શેઠ પગ ધોઇ ઘરમાં ગયા. શેઠાણીએ ચોખાથી વધાવ્યા;

**શેઠ**—આ કોને ઘેર ભડકો ઉઠયો છે !

**શેઠાણી**—શાનો ભડકો !

**શેઠ**—શું આ મેલ્લામાં એઠું એઠું એઠું.

**શેઠાણી**—કેમ આમ બોલો છો; આતો આપણે ઘેર બ્રાહ્મણ જમ્યા છે.

**શેઠ**—હાય હાય ! આટલા બધા ! આટલા બધા જમાડયા !

**શેઠાણી**—તમે પેલા બ્રાહ્મણને ચીઠી આપીને મોકલ્યો હતો ને !

**શેઠ**—હા મોકલ્યો હતો તે કેમ થયું. એને એકલાનેજ જમાડવાનો હતો.

**મોદી**—(આવીને) કેમ શેઠાણી શેઠ આવ્યા છે કે.

**શેઠાણી**—હા આવ્યા તો છે, આ બેઠા.

**શેઠ**—શું છે ભાઈ આવો!

**મોદી**—આજે બ્રાહ્મણ જમાડયા, તેનો આંકડો કહેવા આવ્યો છું.

**શેઠ**—જા જા મૂર્ખા આંકડો આપ્ય તારે ઘેર જઇને, મને પુછવું તું તો ખરૂ ! બઇરાના કહેવાથી, આટલું બધું આપી દેતા હઇશું.

**શેઠાણી**—મોદીને શું કરવા લઢો છો, ને હાથે કરીને ઘરનો ફજેતો શું કામ દેખાડો છો. કહો ભાઇ શું આંકડો થયો છે ?

**મોદી**—પાંચ હજાર નવસેં ને નવાણું.

**શેઠ**—(સાંભળીને) હાય હાય ભીખ માગ્યોરે બાપ ! આપીદયો બાળો (મોદી રૂપીઆ લઇને ગયો.)

**શેઠાણી**—ચાલો જમી લ્યો.

**શેઠ**—મને તો છ મહીના સુધી ગળે ધાન નહિ ઉતરે રે બાપ ! હાય બાપરે છ હજાર. રળતાં કેમ થાય છે રળતાં.

**મુનમ**—આ આ સિવાય બીજુ તો કાંઈ ખરચ નથી થયું ને.

**શેઠાણી**—એ સીવાય તો, દક્ષણાને સોપારી !

**મુનમ**—તે કેટલું ?

**શેઠાણી**—ચાર હજાર રૂપીઆ દક્ષણા આપી;

**મુનમ**—એટલી બધી દક્ષણા પૈસો પૈસો આપે તો એટલી બધી ન જાય,

**શેઠાણી**—પૈસો પૈસો નહિં. રૂપીઓ રૂપીઓ આપ્યો છે.

**શેઠ**—(સાંભળીને) અરરર, ગજબની કરનારી બાઇડી.

**મુનમ**—એમાં શેઠાણીનો શું વાંક છે, આપણે ચીઠી લખી આપી ત્યારે તેમણે અમલ કર્યો.

**શેઠ**—મેં તો ચીઠી ઠીક લખી આપી હતી, પણ તમે ફેરવાવરાવી.

**મુનમ**—હું કાંઇ એમ જાણતો હતો કે, આ બ્રાહ્મણ આટલું બધુ કરી નાંખશે.

**શેઠ**—ગજબ કર્યો. દશ હજારના ખાડામાં ઉતારી નાંખ્યો. વળી એ ત્રણ રૂપીઆની સોપારી પણ થઇ હશે ?

**શેઠાણી**—સાઠ રૂપીઆની સોપારી !

**શેઠ**—મુનમ; ચાલો આપણે એ બ્રાહ્મણનું ઘર શોધતા જઇએ; અને એને જરા ખોખરા કરીએ.

**શેઠાણી**—કાંઇ જવું નથી, આવા ખોટા વિચાર ન કરો. ચાલો જમીલ્યો.

**શેઠ**—મને તો ખાવું નહિ ભાવે, એક વાર એ બામણોને તો બતાવી દઇશ, આવો દગો કરવાનો !

**[કર્તા]** લક્ષ્મિજી આગળ, વાંસે રાજનો અધીકારી, અને મેલ્લાના માણસો પચાસેક, શેઠને ઘેર આવીને ઉભા.

**અધિકારી**—કોણ છે ઘરમાં; બહાર આવો !

**શેઠ**—(આવીને) કેમ ભાઈ શું કામ છે !

**અધિકારી**—આજે બ્રાહ્મણ તમારે ઘેર જમાડયા છે !

**લક્ષ્મિ**—શેઠ તો હતાજ નહિં, શેઠ તો કાંઈ જાણતાજ નથી, શેઠાણીને પકડો !

**અધિકારી**—કયાં છે તમારી બાઇડી !

**શેઠ**—બાઇડીને શું છે. બ્રાહ્મણ મેં જમાડયા છે.

**અધિકારી**—આ બિચારી ગરીબ પરદેશી ઓરતને નિરાધાર કરી નાંખી શું ખવડાવ્યું એના ધણીને !

**શેઠ**—અમે તો કાંઇ ખવરાવ્યું નથી. કોણ એનો ધણી અમે તો કાંઇ જાણતા નથી.

**અધિકારી**—હવે નથી જાણતા ? વિષ્ણુંરામ ડોસો એનો ધણી, જેને તમે દુકાનપરથી ચીઠી લખી આપી હતી તે !

**શેઠ**—હા, હા ઓળખ્યો; તેને શું થયું !

**અધિકારી**—તમે કાંઇક ખવરાવ્યું તે મરવાની તૈયારીમાં છે.

**શેઠ**—અમે તો કાંઇ ખવરાવ્યું નથી. બારોબાર મોદીના ઘરનું શીધું, બ્રાહ્મણ હાથે રસોઈ કરી જમ્યા તેમાં અમે શી રીતે ખવરાવ્યું !

**અધિકારી**—(લક્ષ્મિ સામુ જોઇને) કેમ બાઈ તારે શું કહેવું છે.

**લક્ષ્મિ**—સોપારી કોણ આપતું હતું ?

**શેઠાણી**—સોપારી તો મેં પંડે આપી હતી.

**લક્ષ્મિ**—સોપારીના ભૂકામાં સોમલ આપ્યોરે બાપ, ઝેર ચઢી ગયું.

**અધિકારી**—હાં હવે સમજાયું ! અનુંચરો બંન્નેને બાંધી બંન્નેને લઇ ચાલો રાજા પાસે ?

**[ કર્તા ]** એટલામાં એક બ્રાહ્મણને ખાટલામાં ઘાલીને લાવ્યા, વળી બીજાને લાવ્યા, ત્રીજાને લાવ્યા. અધિકારી કહે શું છે શું છે. સાથે આવેલા માણસો કહે જમીને આવ્યા છે ત્યારના લોચ લોચ કરે છે.

**અધિકારી**—જાઓ ખાટલા લઇ જાઓ; રાજવૈદને બોલાવી એમની સારવાર કરો; હું શેઠ શેઠાણીનું સમાધાન કરીને આવું છું.

શેઠ—સરકાર; અમને રાજાની પાસે લઇ જાઓ. અને વળી બાંધીને એ તો અમારી આબરૂ જાય ! અને શેઠાણીને તો દરબારમાં નજ લઈ જવાય !

અધિકારી—સોપારીમાં સોમલ આપી, બ્રાહ્મણનું ખૂન કરતાં આબરૂ ન ગઈ; ને દરબારમાં દોરાતાં આબરૂ જશે.

શેઠ—કોઇ રીતે સમાધાન થાય તો સારૂં.

અધિકારી—સમાધાન આ બાઇ લક્ષ્મિના હાથમાં છે. કારણ કે ફરીયાદણ એ છે.

શેઠ—બેન લક્ષ્મિ, કાંઇ કરતાં માંડી વાળો તો સારૂં ? હું પગે લાગું છું.

લક્ષ્મિ—પગે લાગ્યે પતે તેમ નથી. દશ હજાર રૂપીઆ મારા નિર્વાહને માટે આપો, આજે જમાડયા એટલા બ્રાહ્મણ કાલે સવારમાં જમાડો અને તે પ્રમાણે દક્ષણા આપો.

શેઠ—કબૂલ કબૂલ !

અધિકારી—બોલાવો મોદીને, ને કહી દ્યો તે શીધુ તૈયાર કરે.

શેઠ—અત્યારે કોણ ઉંઘતો ઉઠાડે, સવારે ઉઠાડીશું, સવારે બોલાવીશું.

અધિકારી—સવારે સવારે કાંઇ નહિં અત્યારે બોલાવો સવારે તું ફરી જાય !

શેઠ—અરે હું તે ફરૂં સરકાર !

અધિકારી—તું શું તારો બાપ ફરી જાય ! વહાણ બુડાતું હતું ત્યારે બે હજાર બ્રાહ્મણ જમાડવાનું કહેતો હતો ને ઘેર આવીને પાણીમાં બેઠો છેવટ એક જમાડવાનો તેય થોડું ખાનારો શોધવા માંડયો. એ કે બીજો તું ?

શેઠ—હા...એ વાત તો ખરી સરકાર ! લ્યો ત્યારે અત્યારે બોલાવીએ પણ કોણ બોલાવા જશે. મારા નોકરે ઘર નથી દીઠું રાતે કયાં ફાંફાં મારશે.

અધિકારી—હું બોલાવરાવું છું. (મોદી આવ્યો)

શેઠ—ગઇ કાલે આપ્યું તેજ પ્રમાણે આજે સવારમાં શીધું આપશો !

મોદી—હા પણ રૂપીઆ પહેલા આપો તો ?

શેઠ—પહેલા લઇ જા આપો મુનમ છ હજાર ! આ બાઇનેય દશ હજાર આપી દ્યો; ચાર હજાર દક્ષણાનાય કાઢો બ્રાહ્મણોને બોલાવીને, રજા આપી દ્યો.

[ **કર્તા** ] શેઠને ઘેર બ્રાહ્મણોની પંગ્તી જમવા બેઠી છે. શેઠ પાટે બેઠા છે, આવતાને જતા લોકો વાહવાહ કરી રહ્યા છે, તે વખતે પ્રથમ આવ્યા હતા તે પંડીત આવી પહોંચ્યા.

પંડિત—શેઠ; ધન્ય છે. તમે તો એક બ્રાહ્મણને ખવરાવતાંય મરી જતા હતા ને આ શું કરો છો ?

**શેઠ**—સૌ સૌના કરમનું સૌ ખાય છે.

**પંડીત**—આપણી કમાણીમાંથી, દેવ અને બ્રાહ્મણનો ભાગ, ઇશ્વર ગમે તે રીતે લે છે, તે વાત સિદ્ધ છે, શેઠ ગભરાશો નહિં. બ્રાહ્મણ જમાડીને જેટલું ધન વાપરશો તેટલો ખાડો નહિ પડે પણ ટેકરો થશે. જેમ જેમ પુન્ય કરે છે. તેમ પૈસા વધે છે પણ ખુટતા નથી, આગળ વહેતુ જાય છે. તેથી પાછળથી ધકકો આવે છે ગંગાજીનું પાણી પક્ષીઓને પીધે ખુટી જતું નથી, પણ તેમના આશીરવાદે મેઘવૃષ્ટિ વધારે થાય છે, અને વહેતુ જળ વધે છે તેમ બ્રાહ્મણના આશીરવાદે વહેપારમાં લક્ષ્મિ પ્રાપ્ત થાય છે.

**શેઠ**—ત્રિસ હજારનો સરવાળો થશે મહારાજ !

**પંડીત**—તમે જે લક્ષ્મિબાઇને દશ હજાર રૂપીઆ આપ્યા તે પણ આવતે કાલ, તમારી માફક બ્રાહ્મણ જમાડી દે છે અને દક્ષણા પણ તમારા પ્રમાણેજ આપશે.

**શેઠ**—હેં શું કહો છો ! પછી એ ખાશે શું !

**પંડીત**—ખાવા પીવાનું પરમેશ્વરે તૈયાર કરીજ મુકયું છે.

**શેઠ**—વારૂ મહારાજ મને આશીરવાદ આપો. અને જમીને પધારો ! પરમાત્મા પુન્યનો ભાગ તાણી લે છે.

શત્રુજીત રાજાની સવારી ગાજતે વાજતે ગામમાં ફરતી ફરતી, સામી ભાગોળે આવી, ત્યાં પાંચ પીંપળાનો દેખાવ જોઇ આનંદ પામ્યા, ઝાઝીવાર જોતાં જાગતી જોગણને જોઇ કે તરત રાજાના અધીકારી માણસો મોટે અવાજે બોલ્યા કયાં છે દરોગાઓ !

**દરોગા**—આ રહ્યા સરકાર જો હુકમ !

**અધીકારી**—પકડો ફરંદીને; હાથકડી કરો, માલ બધો અહીંજ મળી આવશે, જ્યાં જ્યાં વહેમ પડે ત્યાં ત્યાં જપ્તિયો મુકી દયો.

જોગણના શરીરે સખત બેડીઓ બંધન જોઈ. શેઠનું તો પેયણુંજ ખસી ગયું, થરથરાટ વછુટયો. ધરજુજતા નાસવાની જગા ખોળવા લાગ્યા.

દરોગો બોલ્યો, ખબડદાર કોઇ નજર ચુકાવી નાશી ન જાય ! નાશે તો પકડી લેજો ! આ શેઠના ઘરનાં સઘળા માણસોને બહાર કહાડો ! એમના ઉપર સખત પેરા મુકી દયો કોઇ ચસકવા પામે નહિ, એમની હવેલીને કડી કરી દયો !

આવો ભયંકર બનાવ જોઇ, શેઠ તો પોકે પોકે રડવા લાગ્યા. છોકરા પણ ચીસે ચીસો નાંખવા લાગ્યા, ગામમાં અહાકાર થઈ રહ્યો, ચેંપે ચેંપે વાતો થવા માંડી.

**એક**—ભાઈ આ શેઠ કેમ રહાડગો નાંખે છે !

**બીજો**—ચોરીનો માલ પચાવવો એ નાના સુના ખેલ હશે !

**ત્રિજો**—ક્યાંથી ચોરીનો માલ !

**ચોથો**—આ જાગતી જોગણુ પાસે જે માલ છે તે બધો ચોરીનો !

**પહેલો**—તે બધો આ શેઠે પચાવ્યો હશે !

**બીજો**—તેમાં અત્યારે પોકો મુકીને રડવું પડે છે, હજી આગળ શું થાય છે તે જો જો !

[શેઠ] **રાગ; અહો દીલદાર જરી દેદાર.**

અરે મારા બા...પ; પુરણુ લાગ્યાં પાપ; તિખો લાગ્યો તાપ; નારી...નો.
તીખો લાગ્યો તા...પ નારીનો; કારી લાગ્યો કા...પ યારીનો. અરે મારા.
અતી અગની; અતી દ્રગની; રગે રગની; લાગી લગની.
કંઠે કર્યો કાપ, અતીશે અમાપ; જપુ સદા જાપ નારીનો. અરે મારા.
લેવાયો હું લાલચે, કર્યાં અઘટતાં કામ;
પ્રિતે પુરમાં મહાલવા, ધિગાં બાંધ્યાં ધામ. અરે મારા. ૧
અંતર ઇચ્છા નહિ કશી, સદાય સમરૂં દામ;
ઇચ્છાથી અધીકુ મળ્યે, અંતર રહી નહિ હામ. અરે મારા. ૨
કડીઓ લાગી કારમી, ભય લાગ્યો ભૂપાળ;
પુર સહાયબી પાલટી, આવી પહોંચ્યો કાળ. અરે મારા. ૩
હાટ ભીડાયાં હેમનાં, દારૂણુ વળીઓ દાટ;
ગેબી ઘાટ ઘડવા જતાં, ઘોર ઘડાયો ઘાટ. અરે મારા. ૪
હામ દામ હારે ગયાં, ગયાં રંગને રાગ;
અગ્નિ લાગ્યો આકરો, તેનો નાવ્યો તાગ. અરે મારા. ૫
બારે દીન બળતુ બળે, આતો દુઃખ અથાગ;
સુતાં સુખ સજ્જા વિષે, વિંટાઇ વળીઆ નાગ. અરે મારા. ૬
ધાડ પડી ધીરજ કસી, નથી સુજતી વાટ;
જેમ જેમ ધન અધીકું મળ્યું, ફરતી આવી ફાટ. અરે મારા. ૭

**છોકરાઓ**—વારા ફરતી વારા ફરતી પોકારે પોકાર પાડવા લાગ્યા.

**પહેલો**—મરી ગયારે મારા બાપ !

**બીજો**—ભડ એઠુરે મારા બાપલીઆ !

**ત્રિજો**—લાજ લુંટઈ ગઇરે, મારા બાપલારે......

**ચોથો**—હા...હા...હા...ઓ મા...ઓ મા... શું કરીશું, શું ખઇશું, મમ ક્યાંથી લાવીશું !

**નાની શેઠાણી**—બાપાજી, શાંન્તિ રાખો, શાંન્તિ રાખો! શમતા રાખો! ધિરજ રાખો! ઇશ્વર સૌ સારાંવાનાં કરશે, પ્રભુનું સ્મરણ કરો!

**શેઠ**—બહુ ડાહ્યલી બહુ ડાહ્યલી; આવા દુઃખમાં વળી ધિરજ કેવી!

**નાની શેઠાણી**—ધિરજ તો રાખવી પડે બાપા! આમ ઘરનાં બધાં મળી ધાંટા ધાંટ કરશો! એટલે દુઃખ એની મેળે શમી જશે! જૂવો રાજાધિરાજની સવારી આપણા ઘર તરફ આવતી દેખાય છે, પાછું વાળી જોતાં શેઠ તરત અમળાઈ પડયા, અશક્તિને લીધે નિચે બેસી ગયા.

**રાજા**—આ સારા દેખાતા કુટુંબના માણસો કેમ કલ્પાંત કરી રહ્યા છે.

**નારદ**—એમને ઘેર જસિયો મુકઇ ગઇ છે, તાળાં દેવાઇ ગયાં છે.

**રાજા**—દરોગાઓને આદમીની ઓળખાણ પડતી નથી.

**નારદ**—એમ નહિ મહારાજ; આ જાગતી જોગણનો મુકામ પ્રથમ એ શેઠના ઘરમાંજ હતો, માલ મળશે તો ત્યાંથીજ મળશે.

**શેઠ**—બામણીએ પોગળ વેર્યું બાપ! એમને ઘર દેખાડવું એ સારૂં નથી.

**નારદ**—આ બધો માતાજીનાં પગલાંનો પ્રતાપ છે.

શેઠના છોકરાઓને આ દરોગા કહે છે, આ પટારા ઉઘાડી નાંખો, તેજ વખતે આખા ઘરનાંએ સામટી કિકીયારી કરી મુકી.

હાય હાયરે બાપ, ઝાડો લીધોરે બાપ; ફજેતીના ફાળકારે બાપ, આબરૂના કાંકરારે બાપ.

પટારો ખોલતાંની સાથે હીરા, માણેક, મોતી, રત્ન, પરવાળ, જડીત્ર સોનાની થાળીઓ, થાળ, વાડકા, કટોરા, પ્યાલા વિગેરેના ઢગલા, ક્રોઇ અબજો રૂપીઆની ચોરી ત્યાંથીજ પકડાઈ. જેટલું ગયું હતું તે સરવસ ત્યાંથીજ નીકળ્યું.

**રાજા**—આ શેઠના ઘરના સઘળા માણસોને હાથે કડીઓ પહેરાવી દો!

**નારદ**—મહારાજ એકને નહિ.

**રાજા**—કોને નહિ, કેમ નહિ.

**નારદ**—કહેવાતી નાની શેઠાણી, એ સજાને પાત્ર નથી; કડીને યોગ્ય નથી; એને તો છૂટીજ રાખો મહારાજા.

**નાની શેઠાણી**—ના મહારાજ, મારે માટે આવી ખોટી ભલામણ ના કરશો! બધાને કડી અને મને નહિ, એ સારૂં ના દેખાય!

**નારદ**—ના બેટા, એમજ સારૂ દેખાય, બીન ગુનેગારને હાથે બેડીઓ ન ઘટે.

**નાની શેઠાણી**—જેવી શ્રી હરીની મરજી; રાજાધિરાજના ચરણમાં મારા પ્રણામ છે.

**રાજા**—પ્રણામ બેન પ્રણામ; માગ જે માગે તે આપું.

**નાની શેઠાણી**—મારા સસરાનો છૂટકારો!

**રાજા**—આવા ભારે ગુનેગારને છૂટકારો કેવી રીતે અપાય! ચોરીનો માલ સંઘરવો એ જેવો તેવો ગુનો નથી.

**નાની શેઠાણી**—ચોરીનો માલ સઘળો હાથ આવી ગયો તો હશેજ.

**રાજા**—હા બેન જરાએ જરા.

**નાની શેઠાણી**—ત્યારે ગુનો ક્યાં રહ્યો!

**રાજા**—માલ તો મળ્યો, પણ કરેલો અપરાધ નાબુદ થતો નથી. કરેલાં કૃતનું ફળતો મળવુંજ જોઈએ.

**નાની શેઠાણી**—ત્યારે આપે મને વચન કહ્યું હતું કે માગ્ય માગ્ય જે માગે તે આપુ! તે મળશે કે નહિ.

**રાજા**—શા માટે નહિ! માગ્ય પણ કાંઈક બીજું!

**નાની શેઠાણી**—ના મહારાજ માગુ તો એજ માગુ અને આપો તો એજ આપો! મારા સસરાનો છૂટકારો!

**રાજા**—શેઠની કડીઓ કહાડી નાંખો, એમને બંધનથી મુક્ત કરો!

**નાની શેઠાણી**—એકલા સસરાને નહિ, પણ સર્વને બંધનથી મુક્ત કરવા જોઇએ.

**રાજા**—એમતો નજ બને!

**નાની શેઠાણી**—એમ બનવુંજ જોઈએ, મારા સસરાના બંધનની સાથે સર્વનું બંધન, અને તેમના છુટકારાની સાથે સર્વનો છુટકારો છે. અમો સર્વે એમના આધારે છીએ.

**રાજા**—[નારદના સામું જોઇને] કેમ મહારાજ આ બાઇડીનું કહેવું વ્યાજબી લાગે છે?

**નારદ**—એની માગણી વ્યાજબી તો છે, પણ એ શેઠની સાથે કેટલાએક કોલકરાર કરાવી લેવાની જરૂર છે, માટે એમની પાસેથી કબુલાત લખાવી લેવી જોઇએ.

**રાજા**—કેમ બેટા, મહારાજ કહે છે તે કબુલ છે?

**નાની શેઠાણી**—કબુલ, કબુલ, જરૂર કબુલ!

**નારદ**—તું કબુલ કબુલ કરી ઘાંટાઘાંટ કરે, તે સાચુ ન મનાય, તારા સસરા કહે તે મનાય.

**નાની શેઠાણી**—કેમ બાપાજી! આ બ્રાહ્મણની માગણી પ્રમાણે રાજા

જે જે કરાર કરવા માગે તે કબુલ કરો! નહિતો ઘરનાં બચ્ચાં માણુસોને અંધારી કોટડીમાં સડવું પડશે.

**શેઠ**—કબુલ કબુલ બેટા એકવાર નહિ પણ હજારવાર કબુલ. બોલો મહારાજ! પણ વચમાં એક મારી માગણી મંજુર રાખજો!

**નારદ**—વળી તમારે હજી શું છે! બોલો બોલો ઝટ માગી લ્યો, અત્યારે રાજાધિરાજની રહેમનજર છે.

**શેઠ**—અમારી સાથે, આ જાગતી જોગણુનો પણ છૂટકારો; કારણ કે એમનું સપડાવું એ અમારા સપડાવાને લીધેજ છે. માટે છૂટકારો પણ સાથેજ થવો જોઈએ.

**નારદ**—તેનો છૂટકારો રાજાથી થઈ શકે તેમ નથી; તે છૂટકારો તમારાથી થશે; રાજા તો હમણાં હાલ છોડી મુકશે!

**રાજા**—આ ચપળ અને ચાલાક જાગતી જોગણુને પણ બંધનમુક્ત કરી દયો!

**નારદ**—જૂવો જોયું શેઠ! રાજાએ એના ઉપર ઉપરની બેડીઓ કાઢી નાંખી; તેથી મુક્ત ના કહેવાય! મુક્ત તો કયારે કહેવાશે કે, જેને તમોએ, વર્ષોના વર્ષોથી જમીનમાં દાટી મુકી છે. ઉપરથી પથ્થરના ભાર ભર્યા છે. જેને રૂંધાવી મુકી છે. નિરંતરની ગુંગળાવી મુકી છે; અકળાવી અકળાવી મારી નાંખો છો. તેને ધર્મ કાર્યને રસ્તે વહેતી કરો! તે પાછી ગોળ ચક્કર ફરતી ફરતી તમારે ઘેર ચાલીજ આવશે. અને રસ્તામાં ખાડ ખાબોચીઆમાં ભરાઇ રહેલી લક્ષ્મિને તાણુતી આવશે, એટલે તમારા ઘરમાં છે તેથી વધારે થશે. એમ દીન પર દીન વધતીજ જશે.

**શેઠ**—સારૂ મહારાજ, બહુ સારૂ મહારાજ, હવે તો મને જરા જરા સમજણ પડી, મારી આંખો ઉઘડી, વળી આગળ આગળ રસ્તા સુઝાડતા રહો!

**રાગ, રાજની ઇચ્છા નથીરે;**

લક્ષ્મિની લાલચો નથીરે, હવે તો મને લક્ષ્મિની લાલચો નથીરે;
જગદીશે જીવાડીઓ, બચ્ચો વણીકનો બાળ;
પચ્ચો રહ્યો હોત પ્રથમથી, ખુટત મારો કાળ. લક્ષ્મિની. ૧
સુખ સાગરની બાળકી, આવી મુજ અવાસ;
સોના કેરી ઢાળકી, હરદમ રહો સવાસ. લક્ષ્મિની. ૨
કન્યા કુંન્દન કેતકી, સૌની કીધી સહાય;
સસરા ઘરની સાયબી, ચતુર ચીતમાં ચહાય. લક્ષ્મિની. ૩
તૃષ્ના નહિ તનમાં કશી, નહિ અંતર કાંઇ આશ;
હરદમ રહે આનંદમાં, સદાય અંગ ઉલ્લાસ. લક્ષ્મિની. ૪

લક્ષ્મિ કેરી લાડકી, લક્ષ્મિ જેને ઉર;
શાણી સાકરની ભરી, લક્ષ્મિથી ભરપુર.　　લક્ષ્મિની. ૫

**નારદ**—જરા જરા સમજણ પડી ખરી શેઠ.

**શેઠ**—જરા જરા શા માટે, પુરેપુરી.

**નારદ**—આજ સુધી શ્રી હરીને ઓળખ્યા નહોતા, માત્ર જાગતી જોગણનેજ ઓળખી રહ્યા હતા.

**શેઠ**—એમ કેમ કહો છો મહારાજ! જોગણને તો મેં આજેજ જોઈ; પ્રથમ મેં કોઈ દિવસ દીઠી પણ નહોતી.

**નારદ**—જોગણ એજ લક્ષ્મિ દેવી, સમજજો કે જે તમારા ઘરમાં ભરલખ ભરી છે. અને હજી પણ દાબી દાબીને ભર્યાજ કરો છો, તેજ સમજજો!

**શેઠ**—અહાહાહા, એની તો મને આજેજ ખબર પડી, શું તારે મારે ઘેર શ્રી લક્ષ્મિદેવી પધાર્યાં હતાં!

**નારદ**—હાહા શેઠ, પ્રથમ આવ્યા એ પ્રભુ પોતે; અને વાંસેથી આવ્યાં એ એમનાં પત્નિ, મહાદેવી લક્ષ્મિ, જેને તમો જાગતી જોગણ નામથી જાણો છો. તેમનુંજ આટલું બધું તોફાન, તેમનોજ આટલો બધો ધમધમારો, તેમને રોકવાથીજ રહાડ છે. ગોંધી રાખવાથીજ ગંધાઈ ઉઠે છે. એતો છુટીજ સારી; ફરતીજ સારી; હવા ખાતીજ સારી; ધ્યાન રાખો શેઠ.

છપ્પા.

દામ વિના દરબાર, જાય જન હાથે હાલે;
કામદાર તે કામ કદી, કરમાં નવ ઝાલે.
વકિલ કરીને અસીલ, ઘણું મન માંહે મહાલે;
લક્ષ્મિ લીધા વિના, ચતુર તે ચીત્ત નવ ઘાલે.
વિના દામના વૈદ તે, રાખ રસાયણ આપશે;
બાપુ કહે વિના દામથી, તે સઘળા સંતાપશે.

---

હરીએ આપ્યું હાથ, નાથને અર્પણ કરવું;
હરીએ આપ્યું હાથ, ધણીને આગળ ધરવું.
હરીએ આપ્યું હાથ, પુન્યમાં પગલું ભરવું:
હરીએ આપ્યું હાથ, હાથથી ભવજળ તરવું.
હાથે હરીએ આપીયુ, આપ્યે અધીકુ આપશે;
બાપુ કર લાંબો કર્યે, જરને જશ બહુ વાધશે.

---

ઠાલે હાથે ઠેઠ, હરી મંદિરમાં પેસે;
ઠાલે હાથે ઠીક, કરી કિર્તનમાં બેસે.
ઠાલે હાથે પંથ, તિર્થ જાએ પરદેશે;
ઠાલે હાથે તાન તમાસે, ચઢશે ઠેસે.
ઠગતાં ઠાલા હાથથી, વિષ્નું દુઃખ કેમ વામશે;
બાપુ ફળ ઠાલુ થએ, પુરણુ પદ નહિ પામશે.

---

પુન્યવાન પરલોક વિષે, સુશોભા પામે;
પુન્યવાનનું નામ ગવાશે, ગામો ગામે.
પુન્યવાનનું તેજ, ધજાની ધારે ફરકે;
પુન્યવાન પરતાપ, દેવતા થરથર થરકે.
પુન્યવાનના બંધ તે પુન્ય કર્યાથી તુટશે;
બાપુ બાંધી રાખતાં લક્ષ્મિ લજ્જા લુટશે.

---

પિતાં પ્રાણી માત્ર, નદીનાં નીર ન ખૂટે;
પુન્યે બાંધી પાળ, તોડતાં તે નવ તુટે.
બાંધી રાખ્યું નીર, બાસ તે બુરી મારે;
વહેતુ નિર્મળ હોય, સર્વનાં કારજ સારે.
શુભ મારગ લક્ષ્મિ વહે, તે દારૂણુ દુઃખ કાપશે;
બાપુ બાંધી રાખતાં, શુભ અવસરમાં આપશે.

**નારદ**—શેઠ આપણી કમાણીનો દસમો ભાગ દેવનો છે. તે દેવ સેવામાં ખર્ચિ દેવો. વીસમો ભાગ બ્રાહ્મણનો છે, માટે બ્રાહ્મણને સદા તૃપ્ત રાખવા, બાકીનો ભાગ; જન સમુહના સુખમાં ખરચવો; ધરમ કરો ! ધરમ કરો !

**રાગ; હરી ભજન થકી.**

**સૌ સાંભળજો સારા જનને સર્વેશ્વરની સ્હાય છે;**
**હું સત્ય વદું મન મારે તે મહિતળમાં પુજાય છે.**
**જે પુન્ય કરમમાં પુરા છે, જે સમરણુ માંહે શુરા છે.**
**તેને અવિનાશી આપુરા છે. સૌ સાંભળજો. ૧**
**જેણે ખોદાવ્યા છે વાવ કુવા, જેણે દુનિયા કેરી લીધી દુવા;**
**તેને સર્વેશ્વર દે સુખે સુવા. સૌ સાંભળજો. ૨**
**જેણે ધર્મશાળાઓ ધારી છે, જેણે મોહ મમતાને મારી છે.**
**તેને બેલી સદા બળહારી છે. સૌ સાંભળજો. ૩**

જે દસુંદ દેવને અર્પે છે, જે વિપ્ર વીસુંદથી તર્પે છે;
તેને સર્વેશ્વર સૌ સમર્પે છે. સૌ સાંભળજો. ૪
બ્રાહ્મણને ભોજન આપે છે, જે બોલ બ્રહ્મના સ્થાપે છે;
તેનાં કષ્ટ કૃપા નિધી કાપે છે. સૌ સાંભળજો. ૫
જેણે શુદ્ધ વિપ્રને દાન કર્યાં, વળી બ્રહ્મપુરી ભંડાર ભર્યાં;
તે સ્વર્ગે જઇને ઠામ ઠર્યાં. સૌ સાંભળજો. ૬
જે સાધુ જનને નિત્ય નમે, જે ખરા પુરૂષના બોલ ખમે;
તેનાં સકળ દુઃખ તે સહજ શમે. સૌ સાંભળજો. ૭
ભજે બાપુલાલના બેલીને, પણ ખરા બેલને ખેલીને;
તેને રિદ્ધી મળશે રેલીને. સૌ સાંભળજો. ૮

ધર્મશાળાઓ, પાઠશાળાઓ, ઔષધશાળાઓ; ગૌશાળાઓ, કુવા, વાવો, સરોવરો, ગંગાના ઘાટ યજ્ઞ યાગ હોમ હવન વિગેરે કરતાજ રહેવું. એક કાર્ય ધર્મનું સંપુર્ણ ન થયું હોય તે પહેલાં બીજાની શરૂઆત; આ પ્રમાણે ખરચતાં નદીના પુરની પેઠે લક્ષ્મિ ચાલી આવે છે. બોલો શ્રી સર્વેશ્વર ભગવાનકી જય.

## રાગ; હું વિયોગી નારનો (મૃદાલશા).

શ્રી પતિ શ્રી નાથજી, સદા સહાય થાજોરે;
સહાય થાજોરે, વેળા વહારે ધાજોરે. શ્રી પતિ.
નવ ખાધુ નવ વાવર્યું, સદાય કીધી સેવ;
હરદમ ઇચ્છા દામની, દારૂણ સેવા દેવ.
પ્રિત કરીને પાતળા, પગ પાન પાજોરે. શ્રી પતિ. ૧
મેં સમર્યા નહિ સ્વામને, ઉર ધર્યાં મમ માત;
હરદમ રાખ્યાં ઉરમાં, અતી થયો ઉત્પાત;
માતા કેરા તેજમાં સંતાપ ઝાઝોરે. શ્રી પતિ. ૨
ચિત્ત ચાહુ તમ ચરણને, પ્રેમે પુરો કોડ;
સદાય સમરૂ શામળા, કદી ન હારૂ હોડ;
બેડો બાપુલાલનો, પુરો પાર થાજોરે. શ્રી પતિ. ૩

## ભકિતમુર્તિ જનાબાઇ.

સરસ્વતીને સેવું, ગુણાતીત પ્રભુ ગણેશ શીર નામું;
ભક્તતણા ગુણ ગાતાં, પ્રેમ પદારથ પુર્ણપણે પામું.

### મરાઠી સાખી.

આઠે અંગે હરીગુણ ગાવા, અઢળક શકિત આપો;
શ્રી સર્વેશ્વર સહાય કરીને, સદાય સેવક સ્થાપો.
કાપો પાપો, શ્રી હરીના જપીએ જાપો. કાપો.

### રાગ, ઓદ્ધવજી સંદેશા કહેજો શ્યામને.

સર્વ તજીને શ્રીજીને સંભારીએ;
હરતાં ફરતાં અંતર જપીએ જાપજો.
કોટી પાપ નીવારે ભૂધર ભક્તના;
એને જપતાં સર્વ શમે સંતાપજો. સર્વ. ૧
ભકિતરસ ભરપુર હરી ગુણ ગાયજે;
લક્ષધરી લે નારાયણનું નામજો.
પ્રેમભાવથી પુરણ પદને પામશે;
દેવ દયાથી અંતે ઠરશે ઠામજો. સર્વ. ૨
શમ દમ સાધી સદા રહે આનંદમાં;
ત્રિભૂવન સુખને મનથી માને તુચ્છ જો.
કામ ક્રોધને વારે મારે મોહને;
પ્રભુપદ પામે મોંપર ઉગી મૂછજો. સર્વ. ૩
પુરણ પદને પામી ભકિત ભાવથી;
નામદેવની દાસી જનની નામને.
ગુરૂસેવાથી ગર્વ ધરી મહાવેગમાં;
હૈએ રાખ્યા હરી ધરીને હામજો. સર્વ. ૪
ધન્ય ધન્ય છે નરસિંહ મહેતા નામને;
પુર પ્રેમથી પકડયા પુરણ કામજો.
સંકટ પડતાં શ્રીને છોડયા નહિં કદી;
અંતે પામ્યા અવીચળ હરીનું ધામજો. સર્વ. ૫
અવીચળ પદવી આપી ધ્રુજી બાળને;
અપ્પરમાતા અંતર માંહે લજાણીજો.

ભક્તજનોનો ભાવ ભજે છે ભૂધરો;
કરૂણાનાથે કરૂણા અંતર આણીજો. સર્વ. ૬
એવા અંતર બળીઆ હરીના ભક્ત છે;
શીરપર ગાજે ગૌબ્રાહ્મણ પ્રતીપાળજો.
બુદ્ધિબળથી બાળક બાપાલાલ કહે;
સદા રાખજો સર્વેશ્વર સંભાળજો. સર્વ ૭

## મરાઠી સાખી.

કલ્પવૃક્ષની અકળ કળા છે, નેક હરીનું નામ;
દારૂણ દુઃખ તે દેવ દળીદે, પોતે પુરણ કામ;
રાખી હૈએ હામ, સદા જપો શ્રી સુંદીર શ્યામ. રાખી.

શ્રી હરીનું નામ છે એજ કલ્પ વ્રક્ષ છે. અમૃત હાથ લાગતાં રોગ માત્ર નષ્ટ થઇ જાય છે; સુર્યનો પ્રકાશ થતાં સર્વ પદાર્થ દ્રષ્ટિએ આવી જાય છે. ભક્ત જનોની કથા સાંભળતાં દુઃખ અને દારીદ્ર બાદ કરી શકતાં નથી; ચંદ્ર ઉદય થતાં સર્વ તારાનું તેજ ઝાંખું થઇ જાય છે. શ્રષ્ટિના સર્વ પદાર્થ શ્રી હરીની કૃપાથીજ સુખ કરતા છે.

ક્ષિર સાગર ઉપર શ્રી શંકર ભગવાન; નારાયણનું ધ્યાન ધરી રહ્યા છે. ત્યાં સ્વામીને શોધતાં સતિ પાર્વતી આવ્યાં તે પ્રભુને ધ્યાનમાં બેઠેલા જોઇ, હાથ જોડી સામાં બેસી ગયાં; જ્યાં સુધી શંકર ધ્યાનમાંથી જાગ્યા નહિ. ત્યાં સુધી પોતે પણ દ્રષ્ટિ સામી દ્રષ્ટિ મેળવીને એક ચીત્તે સ્થીર થઈ ગયાં; તેને પણ વર્ષોના વર્ષો વીતી ગયાં; ત્યારે એકવાર પ્રભુનું ધ્યાન કરતા પ્રભુ શંકર ભગવાન જાગ્યા; ત્યારે પાર્વતીએ દંડવત પ્રણામ કરી પુછ્યું. હે કૃપાનિધી; હે કરૂણાસાગર આપ કોનું ધ્યાન કરો છો. શંકર કહે છે હે પાર્વતી, હે સતી; હું શ્રી સર્વેશ્વરનું ધ્યાન કરૂં છું, નારાયણ ભગવાનનું સમરણ કરૂં છું. જેના ધ્યાનથી અધમનો ઉદ્ધાર થઇ જાય છે, દુઃખીઆનાં દુઃખ નિવારણ થઈ જાય છે. પાર્વતી કહે છે, હે નાથ ત્યારે તો આપ કૃપા કરી, આવા નામને નામના ધારણ કરનારને તેમનાં કરેલાં કામને, મારી દ્રષ્ટિયે પાડો. શંકર કહે ઠીક ધ્યાન રાખો એક સુરતાથી સાંભળો; મારા શરીરમાં જાગૃતી છે એવો હુંકારો આપજો, કારણ પ્રભુના ગુણનો પાર નહિ આવે. પાર્વતી કહે સારૂ મહારાજ મને કાંઇ નહિ કહેવું પડે. આ વખતે સાગરમાં તણાતી આવેલી એક ગર્ભવતી માછલી બેઠી હતી તે સાંભળી ગઇ અને સમજી ગઇ કે, શ્રી શંકર ભગવાન પાર્વતી માતાને અતી ઉત્તમ કથા સંભળાવે છે, તે બરાબર ધ્યાન રાખી આપણે સાંભળવી, એમ વિચાર કરી, બાજુમાં લપા-

ઇને બેઠી; આ ઉત્તમ ઉપદેશ શ્રી શંકર ભગવાન સતિ પાર્વતીને આપે છે તે પાસે પડેલી માછલી પણ ખૂબ ધ્યાન રાખીને સાંભળે છે. વાત કરતાં વર્ષોનાં વર્ષો વહી ગયાં, પણ પ્રભુના ગુણુનો પાર આવતો નથી; એટલામાં પાર્વતી સેજ નિંદ્રાને વશ થઇ ગયાં, પણ કથામાં અપાતો હુંકારો બંધ પડયો નહિ, તે હુંકારો માછલીના પેટમાં રહેલા ગર્ભે આપ્યા કર્યો; પાર્વતી ઉંઘી ગયાં છે; એવી શંકરને ખબર નથી; જેથી પોતાનો અપુર્વ ઉપદેશ આપતાજ ગયા; જ્યારે શંકરના મુખમાંથી માનેલા આખરના શબ્દો નીકળી રહ્યા, એટલે પોતે પાર્વતીના સામું જોયું, તેમને ઉંઘતાં દીઠાં; પોતે ત્યાંજ અવાજ કર્યો કે; અરે અહીં બીજું કોણુ છે આ હુંકારો કોણે આપ્યો. તેજ વખતે માંછલીના ઉદરમાંથી બાર વર્ષનો બાળક બહાર આવીને ઉભો રહ્યો, શંકરની દ્રષ્ટિ થતાં પોતે ચરણુમાં પડયો!

**શંકર**—હે બાળક તું કોણુ છું અહીં કયાંથી આવ્યો, અત્યાર સુધી કયાં હતો; તારે શી ઇચ્છા છે, તે સઘળુ મને નિવેદન કર!

**બાળક**—હે કૃપાના સાગર જ્યારે આપે આવા અપુર્વ ઉપદેશની કથા શરૂ કરી, તેજ વખતે પુર્વની સંસ્કારી એક માંછલી આવીને હાજર થઇ, તેના ગર્ભમાં હું હતો; જેથી આપની અપુર્વ વાણીનો સંપૂર્ણુ લાભ મને મળ્યો; અને કથાનો હુંકારો પણુ મેંજ આપ્યા કર્યો છે. આશ્ચર્ય સાંભળી મહાદેવજી પ્રસન્ન થયા; પાર્વતીને જાગ્રત કર્યાં; પછી કહ્યું કે હે પાર્વતી અઢળક આવી સુખ મળે છે પણુ ભાગ્ય વીના ભોગવાતું નથી; સમુદ્રમાં સુમાર વીનાની લક્ષ્મિ વાસ કરી રહી છે પણુ લક્ષ વિના લેવાતી નથી; અને પર્વતના પર્વત પાસે પડી રહ્યા છે પણુ અભાગીની આળસ કે ઉંઘ ઉડતી નથી; અઘોરીની આળસનો લાભ, જાગ્રત જનો લઇ જાય છે. કથાના અપુર્વ લાભ વખતે તમને તો નિંદ્રાએ ઘેરી લીધાં; જેથી તમે હુંકારો આપતાં બંધ થયાં, તમારો બંધ રહેલો હુંકારો આ માછલીના ગર્ભના રહેલા માંછલીના પેટમાંથી આપ્યો તેથી તે લાભ તેણેજ લીધો; કથાના પ્રતાપથીજ તે તરત મનુંષ્યપણુાને પામ્યો, તે આ ઉભો છે તેજ બાળક, માછલીના પેટમાં રહેલો; અને મહાસિદ્ધીને પ્રાપ્ત થએલો; જેથી તેનું નામ હું મછેન્દ્રનાથ રાખું છું. તે મહાન પુરૂષ આ શ્રષ્ટિમાં હજારો જીવનું કલ્યાણુ કરશે.

શંકરના આશીરવાદને પામી મચ્છેન્દ્રનાથ શ્રી શંકર ભગવાનને નમન કરી આગળ ચાલ્યા; સંસારની કોઈ પણુ રીતના સુખની ઇચ્છા વિનાના, તનની તૃષ્ણુા વીનાના; અંતરના દ્વેષ માત્ર આશા વિનાના સિદ્ધ મહાત્મા મહાયોગી મચ્છેન્દ્રનાથ, વીચરતા ફરતા ચાલ્યા જાય છે. અલેક શબ્દથી ગા-

મને ગજાવતા વીચરતાજ જાય છે, ચાલતાં કોઇ ગામમાં કોઈ અમુક સદગ્રહસ્થનું ઘર આવ્યું, જે પૈસે પુર હતો; સર્વ વાતે સુખી હતો. માત્ર સંપત્તિ ઘણી પણ સંતતી નહિ. આવા મકાન પાસે આવી મહાત્મા મચ્છેન્દ્રનાથે અવાજ કર્યો. "અલેક"

મધુરા અને મીઠા .અવાજથી શબ્દને સાંભળી, ગ્રહસ્થની સ્ત્રિ બહાર નીકળી; જોગી પુરૂષને બાળક રૂપે દેખી મોહ પામી; જેના કાનમાં સાચી રૂદ્રાક્ષના મણકાની મણીના મણકાથી વિંટાએલી મુદ્રાઓ હતી; તે આંખનું તેજ હરણ કરી લેતી હતી; બાકીનું સર્વ શરીર પણ સારૂ અને સુશોભીત હતું. બાઇ તો બાળ યોગીના શરીરને જોઈજ રહી; એક ટસેને ટસે ટાંપીજ રહી, પણ કાંઈ બોલી શકી નહિં, પણ મહારાજે ઉંચો હાથ કરી કહ્યું બોલ! કુચ્છ કહેના હો! ત્યારે બાઇની વાચા ઉઘડી.

## મરાઠી સાખી.

સંત કૃપાએ સો મળી આવે; બળ બુદ્ધિને બાળ;
હૃદય તણા સંતાપ શમાવે ગિરીધારી ગોપાળ;
શમે કુમજો કાળ, દીન બંધુ એ દીન દયાળ. શમે.

ગ્રહસ્થની સ્ત્રિ મહાત્મા મચ્છેન્દ્રનાથના ચરણમાં પડી, સ્તુતી કરે છે.

## રાગ; અરજ કરે છે મીરાં રાંકડીરે ઉભી ઉભી.

પગમાં સદાએ પ્રણામ છે, જંગલના જોગી,
રગ રગમાં રમતા રાધે શ્યામ છે. જંગલના જોગી;
હૈયાના હાર છોરે: ભવસાગર પાર છોરે;
મહીલાના મનના શ્રી મોરાર છો. જંગલ. ૧
સદા મન શાંન્ત છેરે; હરી એકાંન્ત છેરે;
ભક્તોના મનની ભાગી ભ્રાન્ત છે. જંગલના. ૨
હૈયાની હામ છોરે, ઘરમાં શ્રી રામ છોરે.
પ્રેમી જનોના પુરણ કામ છો. જંગલના. ૩
ખોટા પર પ્યાર છેરે; બેડો તેનો પાર છેરે;
સત્યને સદાએ આધાર છે. જંગલના. ૪
કપટીના કાળ છોરે, સાક્ષી ગોપાળ છોરે;
ભક્તોના મનની માની માળ છો. જંગલના. ૫
આપો તો એજ આપો કોટી કિલ્મીશને કાપો;
સંસારી સાચુ સુખ તો બાળ છે. જંગલના. ૬

તૃષ્ણા અંતરની તોડો, ચીદાનંદમાં ચીત્ત જોડો;
છોડો માયાના બંધન બાપજી. જંગલના. ૭
હરી મેં અંતરથી ભજીઆ; દુર્ગુણને દુર તજીઆ;
કજીઆ ઉકાળી મુકયા કાળના. જંગલના. ૮
વધી નથી વાલની રે; બુદ્ધિ બાપુલાલની રે;
કિર્તી સંભાળો આ કંગાલની. જંગલના. ૯

શક્તિ વગરનું શરીર મીથ્યા છે. હિમ્મત વગરનો રાજા નિસ્તેજ દેખાય છે, કરણી વિનાનું શાસ્ત્ર જેમ વ્યર્થ છે. તેલ વીનાની બત્તી જેમ ઝાંખી દેખાય છે; જેવી પ્રારબ્ધ વીનાની ચાતુર્ય કળા છે, તેવીજ સંતાન વીનાની સંપત્તી છે. જેથી મારા ઘરમાં માત્ર ભૂતના ભણકારા વાગે છે. માટે હે કૃપાનીધાન મને એક પુત્ર આપો. બાઈનાં આવાં નમ્ર વચન સાંભળી મહાત્મા મચ્છેન્દ્રનાથ બોલ્યા! અચ્છા બેટા, તેરી તૃષ્ણા જરૂર પુરી પડેગી, લે એ ભસ્મ દેતા હું એ સવારના પહોરમાં શુદ્ધ હો કે પ્રાશન કરજાના એ બાત કીસીકુ કરના નહિ! એમ કહી મહારાજ તો વિદાય થઇ ગયા; બાઇ ઉંડા વિચારમાં પડી ગઇ આ શું! આતે સ્વપ્નું કે સાચું, આ સપનાં શું સાચાં પડશે; મન કેમ ચગડોળે ચઢયું છે, સ્થિર કેમ રહેતું નથી; હવે મારા મનને શાંન્ત આપે એવા મહારાજ તો વિદાય થઈ ગયા, હવે આ વાત હું કોને કરૂં, કોણ મને ધીરજ રખાવે, હે સંપત્તી હે સંપત્તી સદા સંતાપને વધારનારી સંપત્તિ.

### સાખી મરાઠી.

શ્રી હરીએ સંપત્તી આપી, અતી અઢળક મન મુકી;
ભવિષ્યની ભૂલ્યે માગતાં ભૂલી; ચતુર ખરી પણ ચુકી;
નવ માગ્યો બાળ; મિથ્યા પૈસો મિથ્યા કાળ. નવ.

### સાખી મરાઠી.

મારૂ માની સર્વ સાચવ્યું, પુરણ પરનું થાશે;
નરનારાયણની કરી નોકરી, તેજ ખરી કહેવાશે,
છે આખર સત્ય, પરમેશ્વર જો રાખે પત્ય. છે.

લાવ્ય આ વાતનો ખુલાસો મારી સઇયર પાસે કરૂ, એમ ઇચ્છી રાખને કાગળમાં એક પડીકુ વાળી લઇ સઇયર પાસે ગઈ; તે સારી સુપાત્ર અને શુદ્ધ પતીવ્રતને પાળનારી હતી; તેને જઇને કહ્યું બેન આજે હું તારી પાસે એક વાતની સલાહ લેવા આવી છું; મને તારા વિના બીજુ કોઈ સાચી સલાહ આપે તેમ નથી. જો બેન આજે સવારના પહોરમાં મારે ઘેર એક કાન ફટા બાળ યોગી પધાર્યા હતા, તે મને દેવ અને દીવ્ય મુર્તિ જેવા દેખાયા; તેમનો

પ્રતાપ જોઇ મેં પુત્રની ઇચ્છા કરી; એટલે એમણે મને આ રાખ આપી કે જા કાલે સવારમાં નાહી ધોઈ શુદ્ધ થઇ આ રાખ તું ભક્ષણ કરજે, એટલે તારી પુત્રની ભાવના ભગવાન સિદ્ધ કરશે; તે વાતમાં તારૂં મન કેવી સાક્ષી પુરે છે! સઇપિણી કહે છે બેન તને આ ત્રષા કદી છીપવાની નથી એવા રખડતા કાન ફૂટા જોગીનો વિશ્વાસ કરીએ નહિ; એમાંથી કાંઈ અવળનું ચવળ થઇ જાય, બાળકને બદલે કાંઇનું કાંઈ આવી જાય, ત્યારે માર્યા જઇએ. માટે છાની માની બેસી રહે; એકાન્ત રહી હરીની ભક્તિજ કર્યા કર સ્વામીની સેવા કર, જેથી પ્રભુ પ્રસંન્ન થશે જેથી મન કામના પુર્ણ કરશે; આમ ફાંફાં માર્યે કાંઇ વળવાનું નથી; એ રાખને ચુલામાં ફેંકી દે. કાન ફૂટા તો જબરા ધુતારા હોય છે; સ્રિયોને મંત્રીને અદ્ધર ઉપાડી પણ જાય છે, સ્રિને ન ઉપાડે તો તેની પાસેથી કાંઈ ઇચ્છીત વસ્તુ પણ લઇ જાય, તેના બદલામાં કાંઇ આપી પણ જાય, તેની સાથે કાંઇ આશા પણ આપી જાય, પરીણામે રાજનું છાજ થઇ જાય માટે સ્વામીની સેવા અને શ્રી હરીની ભક્તિ એજ સત્ય છે. તે પકડી રાખ્ય અને આ રાખોડી ફેંકી દે ચુલામાં; જો સાંભળ!

નાનકડા સારા શુશોભિત ગામમાં, કોઇ ભક્તિવંત રાજાનું રાજ્ય હતું. જેને પોતાના મહેલની જમણી બાજુમાં છુટી જમીન હતી જ્યાં શ્રી શંકર ભગવાનની સ્થાપના કરેલી હતી; જેની રાજા નિત્ય સેવા કરતો હતો. તે શંકરના બાણ ઉપર છાયા પડે એવી રીતનો એક પીંપળો ઉગેલો હતો. તે પીંપળો જ્યાંથી કેળવવા માંડયો ત્યાંથી નિરંતર તેને જળ રેડયા કરતો હતો; જ્યારે શંકરનું પુજન સેવન કરે, તેજ વખતે સાથે વિષ્નું ભગવાનને પણ લોટો પાણી રેડે એટલે બંન્નેનું પુજન સાથેજ થાય. એમ કરતાં ઘણાં વરસ વીતી ગયાં. પીંપળો મોટો ગંજાવર થઈ ગયો; જેની છાંયામાં ઘરનાં બાળબચ્ચાં સર્વે રમતાં ખેલતાં હતાં. તે પીંપળો વસંતરૂતુની મધુરી મોસમમાં, એકજ પળમાં સુકઇ ગયો; જે દિવસે સુકઇ ગયો તે દીવસે તો રાજાને ખાવાનું પણ ભાવ્યું નહિ. અને તેજ ક્ષણથી તેણે પીંપળો સુકાવાનું કારણ શોધવા માંડયું. કોઈ સારા વિદ્વાન બ્રાહ્મણ આવે તેને એજ પ્રશ્ન કરે કે આ પીંપળાનાં પાન શાથી ખરી ગયાં? અને ફરીને કેમ આવતાં નથી; તેના ઉતરમાં બ્રાહ્મણો નજરમાં આવે તે ઉત્તર આપે પણ ખરૂં કારણ કોઇને જડયું નહિ. આખર કોઇ સંત તે જગામાં આવ્યા; રાજાએ તેમને નમીને વિનંતી કરી કે પ્રભુ આ પીંપળાના પાંદડાં શાથી સુકઇ ગયાં; ઉત્તરમાં જોગી બોલ્યા.

હાડ કૃતધ્નિ અંગકા, સુંકાં પીંપળ પાન.

જોગીએ કહ્યું ખરૂં પણ રાજા સમજ્યો નહિ; જેથી તેની ભ્રાન્તિ ભાગી

નહિ. ત્યારે જોગીએ આજ્ઞા કરી કે આ પીંપળાની આસપાસની જમીન ખોદાવી નાંખો ! રાજાએ તે પ્રમાણે તરત કરવા માંડયું. ખોદતાં ખોદતાં પીંપળાનાં મુળીઆં દેખાવા માંડયાં; ત્યારે જોગી બોલ્યા. સબુર ધીમા હવે આપણે બરાબર તપાસ કરતા રહો ! એટલામાં જોગીની નજરે એક હાડકુ દેખાયું. તે રાજાને બતાવીને કહ્યું. સરત રાખ્ય; ધ્યાન રાખ; રાજા કહે હા મહારાજ બરાબર ધ્યાન છે. મહારાજ કહે પીંપળાનાં પાંદડાં સામુ પણ જોતા રહેજે; રાજા કહે સારૂં મહારાજ ત્યાં પણ નજર છે. જો આ હાડકાને પીંપળાના ઝાડનું મૂળ અડેલું છે. ધ્યાન બેઠી; રાજા કહે હા મહારાજ બરાબર બેઠી; જોગી કહે બરાબર સરત રાખજો. હવે આ હાડકુ હું લઇ લેઉ છું. એમ કહી મહારાજે ઉઠાવી લીધું, તેજ વખતે પીંપળો લીલોકાર જેવો દેખાયો; એના ઉપર જાણે તાજી વસંત પ્રસરી ગઇ હોય એવું દેખાયું. જોગીએ હાડકાને દુધે ધોઇ, પછી પાણીથી પવિત્ર કરી; બાળીને રાખ કરી; તે રાખને સાત દીવસ ગાયના દુધમાં નાંખી મુકી. આઠમે દિવસ કહાડી ત્રણ દીવસ પાણીમાં નાંખી ઠરવા દીધી; પછી તેનો એક ગોળો વાળી મૂકયો. અને ગોળો પોતાની સેવામાંજ રાખ્યો; રાજા સમજ્યો કે પીંપળો એ સાક્ષાત વિષ્નું ભગવાન કહેવાય. તેને આ હાડકાનો સ્પર્ષ થયો તેથી તેનું સુકાવું થતું હતું. પણ તેનું કારણ તો જોગીજ જાણતા હતા. આ હાડકુ કોઇ આગળ થએલ કૃતઘ્નિ પદ્માધનું હતું. હવે રાજાની સેવા જે પ્રમાણે પ્રથમ ચાલતી હતી તેજ પ્રમાણે ચાલવા માંડી; સાથે મહારાજની ખાનગી સેવા પણ ચાલતી હતી; જ્યાં મુર્તિ માત્ર જ્યોતી સ્વરૂપ ભગવાનનીજ હતી; અને તેની પાસે એજ વિભુતીનો ગોળો પડેલો હતો. દર્શનના અભીલાશી રોજ ત્યાં પણ આવતી. દર્શનમાં આવનાર માણસોમાં એક રાજાની સોળ વરસની ઉમ્મરની અતી સ્વરૂપવાન દીકરી હતી; જે પરણીને તુરત પુત્રની ઇચ્છાવાળી થઈ હતી; પુત્રની ઇચ્છામાં ને ઇચ્છામાં દેવ દેવસ્તાન; જંત્ર મંત્ર; કર્યા કરતી હતી. તેને આ મહારાજની પ્રતક્ષ વિધ્યા જોઇ સાચી પ્રિતી ચોટી ને તેણે આશા બાંધી કે જો હું આ મહારાજની સાચી સેવા કરીશ તો મહારાજ મને મંત્ર પુત્ર આપશે. જેમ કૃન્તિ તથા ગાંન્ધારીએ રૂષિની સેવા કરી પુત્ર મેળવ્યા હતા; એમ વિચારતી બાળકી હરહમેશ સેવામાં તથા દર્શનમાં લાગુને લાગુ રહી. થોડા વખતમાં તેને એમ સંકલ્પ થયો કે મહારાજના ધીના દીવાની પાસે જે ભભૂતીનો ગોળો પડયો છે. તેજ ખરેખરી પ્રસાદી છે. માટે તે પ્રસાદીમાંથી હું જરાક લેઉ; એમ વિચારી એક દીવસ લાગ તકાશી; મહારાજની નજર ચુકાવી; ગોળામાંથી ખોતરી પ્રસાદ લઇ લીધો. તેની ખબર મહારાજને બીજે દીવસે પડી. અને પોતે અનુમાન પણ કર્યું કે

આ ગોળામાંથી ખોતરી, પ્રસાદ રાજાની પુત્રિયે લીધો હશે. આ તો ગજબ થયો; પ્રસાદી રૂપે આ ભષ્મ તેના પેટમાં ઉતરી પડી; એનાં પરીણામ સારાં નહિ આવે; મહારાજના મનમાં દ્રઢ નિશ્ચય થયો; દીકરીને દિવસ ચઢતો થયો; જેથી તે લજાયમાન થઇ ગઇ. કારણ કે અત્યાર સુધી તે કુંવારી અવસ્થા જેવીજ ગણાતી હતી; કારણ કે હજી સુધી તેને સ્વામીનો સંગ થયો ન હતો. કન્યાની નગરમાં અપકીર્તિ થવા લાગી; તે સાથે મહારાજની પણ થવા લાગી; આથી રાજા આપઘાત કરી મરણ પામ્યો. આ સઘળા અનર્થનું મુળ કૃતઘ્નિનું હાડકું છે.

હાડ કૃતઘ્નિ અંગકા, સુકાં પીંપળ પાન;
રાજા મરણ કન્યા હરણ, જોગી ભયો નાદાન.

માટે હે બેન; રાખ કેવી હોય કેવી નહિ; આપણે અજાણી રાખ પેટમાં ન નાંખવી જોઇએ. માટે ડાહી થા ચુલામાં નાંખી દે; બાઇના કહેવાથી આ સદ્દગ્રહસ્થની સ્ત્રિયે તે રાખ ચુલામાં નાંખી દીધી. અને છેવટ ત્યાંથી પણ વાળીને ઉકરડામાં ફેંકી દીધી, તેમ નિત્યના અભ્યાસ મુજબ બાર વર્ષ સુધી નંખાતી રખ્યા અને છાંણુ માટી પુંજો વિગેરેનો મોટો ઢગલો થયો. ફરી બારે વરસે ત્યાં એક સમાને વિષે ગુરૂ મચ્છેન્દ્રનાથ પધાર્યા. તેમણે "અલેક" શબ્દથી અવાજ કરી બાઇને બોલાવી; તેજ વખતે બાઇ હાજર થઈ. તેને મછેન્દ્રનાથે આજ્ઞા કરી કે હે બેટા મેં તને જે પુત્ર આપ્યો હતો તેને મારી પાસે બોલાવ! મારે એને કાંઇ કહેવું છે. હુકમનો અવાજ સાંભળતાં. બાઇ તો આભીજ થઇ ગઇ અને તેને જવાબ દેવાની સુજ પણ ન પડી; ફેર મછેન્દ્રનાથ બોલ્યા. બેટા તું સ્તબ્ધ થઇ ગઇ; બીલકુલ બોલીજ ન શકી અને વિચારમાંજ પડી ગઈ; તે ઉપરથી મને એમ સમજાય છે કે તે ભષ્મ તેં ખાધીજ નથી. ખાધી નથી તો ગમે ત્યાં ફેંકી દીધી હશે; કોઈ બીજાની શીખવણીથી ફેંકી દીધી હોય તો તે જગા મને બતાવ કે જ્યાં તે ફેંકી હોય; બાઇએ કહ્યું કે મહારાજ મેં કોઇની શીખવણીથી નથી ફેંકી દીધી પણ મેં મારા દુર્ભાગ્યેજ ફેંકી દીધી છે. મેં મારા પ્રારબ્ધેજ ફેંકી દીધી છે. ચુલામાંજ ફેંકી દીધી છે, અને તે ચુલાની સઘળી રાખ સમેટીને ઉકરડામાં નાંખી છે. તેના ઉપર બાર વરસનો બોજો ભેગો થયો છે. તે ઉકરડો આપણા ઘરની પાછળજ છે. ચાલો આપને બતાવું. મારો અપરાધ ક્ષમા કરજો. એમ કહી મહારાજને ઉકરડા પાસે તેડી ગઇ. અને તે દર્શાવી દીધો. મહારાજ તરત તેની ટોચ ઉપર ચઢી ગયા; અને અવાજ કર્યો "અલેક" ઢગલા નીચેથી જવાબ મળ્યો "આદેશ" "ગુરૂ મહારાજ" ગુરૂ કહે બેટા બહાર આવ; તેજ વખત બાર વરસનો તેજસ્વિ બાળક સામો આવી ઉભો રહ્યો.

જેને દેખી બાઇ બેભાન થઈ ગઈ. તે જોઇ મહાત્મા મચ્છેન્દ્રનાથને દયા આવી; જેથી બાઇને કહ્યું; બેટા નિરાશ ન થઇશ ઉદાસ ન થઇશ. મેં તને આ પુત્ર આપ્યો હતો. તે અતી પ્રતાપી છે. મહાજ્ઞાની છે. તેને તું ન સંઘરી શકી તે તારા ભાગ્યની વાત છે. આ પુત્ર તો તારો નહિ થાય તારી પાસે નહિ રહે. પણ મારૂ વચન મિથ્યા જશે નહિ. તને એક પુત્ર તો થશેજ બાઇ પ્રણામ કરી બોલી સત્ય છે. પ્રભુ જ્યારે પ્રારબ્ધની પડતી હોય છે. ત્યારે મળેલી વસ્તુનો નાશ થાય છે. અને જ્યારે ભાગ્યની ચઢતી કળા થાય છે. ત્યારે એની મેળે અણધારી વસ્તુ આવી મળે છે. તે ઉપર એક નાનું સરકુ લૌકીક દ્રષ્ટાંન્ત કહેવું પડે છે.

**(દ્રષ્ટાન્ત)**—કોઈ એક રાજા ઠાકોરના ગામમાં; ભવાનીશંકર નામે બ્રાહ્મણ રહેતો હતો; તે દેવીનો ભક્ત હતો; શ્રી અંબાજી માતાનું સ્થાનક પોતાના ઘરમાં હતું; જેની અનન્ય ભાવથી સેવા કરતો હતો. આખા દીવસમાંથી એક પોહોર સેવામાં ગાળતો બાકીના વખતમાં પોતાનો ઉધ્યમ કરતો.

પોતાના વડીલોના સંપાદન કરેલા યજમાન તો નહોતા, પણ બીજા બ્રાહ્મણને મદદરૂપ થઇ યજમાનનાં સારાં નરતાં ટાણામાં કાર્ય કરાવવાને જતો; વાર પરવે ભિક્ષા માગવા પણ જતો, કોઇનો પાઠ, પુજા, મંત્ર, જપ, હોમ, હવન, વિગેરે કામ પણ કરી લેતો.

ઘણા વખતના સહવાસથી પોતાનો નિશ્ચય થએલો કે; ભગવતી સર્વને આપે છે, ભાગ્ય પ્રમાણે સૌ સૌને મળે છે, પુરૂષ પ્રયત્ન મિથ્યા છે, અને દૈવ્ય બળવાન છે, પુર્વે કરેલાં કર્મનાં ફળ વખત આવ્યે તેના ભોગીને ખોળી જ કાઢે છે.

આવા ભોળા અને ભક્ત બ્રાહ્મણના ઘરમાં, મદમાતી સ્ત્રિ હતી જેનું નામ હોળી હતું, ન જીવતાંની જીવેલી એટલે એવું નામ પાડ્યું હશે; નામ હોળી અને સ્વભાવે પણ હોળીના ભડકા જેવીજ હતી.

ભવાનીશંકર સ્વભાવના તેજ હતા એટલે હોળી અતીશે ભડકા રૂપ થઇ શકતી નહોતી, પણ નિરંતર તાપમાં તપાવ્યા કરતી હતી. પ્રસંગોપાત ને વાતે વાતમાં જણાવી દે કે, તમે કાંઈ રળતા નથી; આખો દીવસ બેસી રહો છો; કોકનું ખોબલા ભરવાનું આવે તો આ ભર્યા નહિતો લંબી તાણીને સુતા! જવાન બાયડાને આટલી બધી આળસ શી! મોઢુ પહોળુ કરીને કોકની આશા રાખીને બેસી રહીએ તો રોટલાજ દેખીએ કાંઈ સારૂ લુગડું કે ઘરાણું તે તો સ્વપ્નેય જોવામાં ન આવે!

**ભવાની**—આજ માતાજી સુકા રોટલા આપે છે તો કાલે ઘીમાં ઝબોળીને પુરણ પોળી જમાડશે.

**હોળી**—જમાડશે રાખ! આમ ઘરમાં બેઠે બેઠે.

**ભવાની**—રાખ રાખ શું કરે છે, એ ભગવતીની કૃપા થશે તે વખતે મજુરી કરવા નહિ જવું પડે.

**હોળી**—મહેનત અને મજુરી કર્યા વિના કોઈની તાવડીએ વધાર મુકાતા નથી.

**ભવાની**—પુરૂષ પ્રયત્ન કરવો એ શ્રેષ્ઠ છે; છતાં દૈવ બળવાન છે. પ્રયત્નના પ્રમાણમાં પ્રાપ્ત થતું નથી, અને વગર પ્રયત્ને અઢળક ઢળે છે.

**હોળી**—ભવાની એવી ભોળી નથી; કે ઉંઘતાને ઘોડે બેસારે!

**ભવાની**—ઉંઘતાને ઘોડે ના બેસારે પણ મેના પાલખીમાં બેસારે!

**હોળી**—જ્યાં સુધી ઉદ્યમને માટે તમે પરદેશ નહિ જાઓ ત્યાં સુધી ઘરની કે જાતની ઉજળામણ જણાવાની નથી.

**ભવાની**—હાલ છે એથી કેટલીક ઉજળામણ જોઇએ છીએ.

**હોળી**—નાતની પંચાતમાં આપણું ઘર ગણત્રીમાં નથી અને શરીર ઉપર સોના વાણી નથી, તે ગરીબીનું કારણ છે.

**ભવાની**—ગરીબી મટાડીને અમીરી આપવી, એ ભગવતી ભવાનીના હાથમાં છે, મહેનત મજુરી કરવાથી કાંઈ અમીરી આવી જતી નથી.

**હોળી**—મેં પુરવ જનમ શાં પાપ કર્યાં હશે તે તમે મળ્યા!

**ભવાની**—કેમ અમે કેવા છીએ; કાંણા છીએ; લુલા છીએ; બોબડા છીએ; કેવા છીએ કે તને ના પસંદ પડયા!

**હોળી**—કાણા કુબડા તો નહિ પણ આળસુના બારા.........ને અભીમાનનું ટોચકુ!

**ભવાની**—અમે મળ્યા છીએ ત્યારેજ તમે લટકમટક કરી રહ્યાં છો તો! બીજો બામણ બાઇડીના આટલા બધા બોલ સાંભળી રહે!

**હોળી**—બીજો શાનો સાંભળી રહે; જેને રળવાની પહોચ હોય તે શું કરવા સાંભળે!

**ભવાની**—ત્યારે હું નથી રળતો?

**હોળી**—તમે રળો છો તેનું નામ રળ્યું ના કહેવાય!

**ભવાની**—ત્યારે તું રળીને લાવે છે!

**હોળી**—હું શાનું રળીને લાવું; કોઇ ઠેકાણે બાઇડી રળવા ગઇ જાણી છે; ભાયડો રળે ને બાઇડી દળે.

**ભવાની**—ત્યારે હું રળુ છું એ રળ્યું કેમ ન કહેવાય!

**હોળી**—બાર મહીનામાં બે પાંચ પરણાવવાનાં ને સરાવાનાં હોય, તેમાં પંચભાગને પાણી ઉધરાવા જવાનું હોય; ઉતરાણ બળેવ, ચપટી ચપટી માગવા જવાનું હોય; કોગળીયું ચાલે ત્યારે હોમ હવન કરાવાનું હોય! અધીક પુરૂષોત્તમ માસમાં જળાશય પર સાથરો નાંખી, શુદ્રોની સેવા બજાવાની હોય; શ્રાવણ માસમાં, કોકનાં બીલીપત્ર મહાદેવને ચઢાવી લાડવાની આશાએ દેરે દેરે પાણી રેડવાનાં હોય—વળી કોઇનું ગંધવાનું હોય; કોઇનું ટાંપુ હોય; એનું નામ રળ્યું ના કહેવાય; એતો દુઃખે સુખે દહાડા કાઢવાના કહેવાય!

**ભવાની**—ત્યારે રળવું કોનું નામ!

**હોળી**—રાજ દરબારે નોકરી; બજારમાં સારા સદગ્રસ્થ શેઠની મુનમગીરી; એ રળ્યું કહેવાય; એથી વિશેષ, જોતીષ જોતાં આવડતું હોયને, લોક ઘર પુછતા આવે એનું નામ રળ્યું કહેવાય! અને એથી પણ વિશેષ, વૈદુ કરતાં આવડતું હોય, ને લોકો ઘર પુછતા આવીને *દવા લઈ જાય; ને પૈસા આપી +દવા દઇ જાય તેનું નામ રળ્યું કહેવાય.

**ભવાની**—સૌથી વધારે સારૂં શું!

**હોળી**—સૌથી વધારે સારૂ, વૈદુ! દવા દેવી ને દવા લેવી! ઉપરથી પૈસા, માન, ઇજ્જત આબરૂ બ...ધું.

**ભવાની**—વારૂ ત્યારે જાઉ કાંઇક ગામ! અને શીખી લાવું વૈદુ ને વળી તેની સાથે થોડું જોવાનું.

**હોળી**—તારે તો કાંક, મનખાની ઓળમાં આવીએ.

બઇરીના નિરંતર ટીટીઆરાથી ભવાનીશંકરભાઈ ઘેરથી જે દીવસે નીકળ્યા; તે દીવસે દેવઉઠી અગીયારસ હતી. એટલે અપવાસી ખાધા પીધા વિના નીકળ્યા. મુળે ભૂખાળવા મહારાજ બપોર થતાં તલસ તલસ થઇ ગયા. રાત પડતાં પડતાં ગામ આવ્યું. તે ગામની ધર્મશાળામાં રાત્રી પડી રહ્યા. સવારમાં ગામની ભાગોળે તળાવ ઉપર દાતણ પાણી કરવા ગયા. ત્યાં નવતર માણસ જોઇને ગામના કોક કોક માણસ પુછવા લાગ્યા! કેમ મહારાજ કેવા બ્રાહ્મણ છો? કીયા ગામના છો? અહીં કયારના આવ્યા છો; શું કામે આવ્યા છો. કોને ઘેર ઉતર્યા છો? એવા એવા પ્રશ્નો કરવા લાગ્યા. જવાબમાં બ્રાહ્મણે કહ્યું ભાઈ કાંઇ ઉધ્યમ અર્થે આવ્યા છીએ. તે વખતે એક વણીક કે જે ગાંધીનો ધંધો કરતો હતો. તેણે સાંભળ્યું, અને વિચાર કર્યો કે, બ્રાહ્મણ ઠીક લઠ્ઠા જેવો છે. શીયાળાનું વસાણું ખાંડવા રહેતો રાખીએ.

* દવા=ઓષડ. + દવા=આશીશ.

**ગાંધી**—મહારાજ; આપણી દુકાને રહેશો.

**ભવાની**—હોવે ભઇસાબ!

**ગાંધી**—ચાલો ત્યારે આપણે ઘેર!

**ભવાની**—કામ શું કરવાનું!

**ગાંધી**—મારી દુકાન ગાંધીની છે; હું એકે એકે કહું તે તે વસ્તુ કાઢી કાઢીને આપવી; અને કોક ઘરાગ કહેશે મને ખાંડીને આપો તેને ખાંડીને આપવી.

**ભવાની**—પગાર શું આપશો?

**ગાંધી**—ખાવું પીવું ને મહીને એક રૂપીઓ!

**બીજા**—ખાસુ ખાસુ રહી જાઓ મહારાજ!

**ભવાની**—રૂપીઆમાં તો મારી રહેવાની મરજી નથી!

**ગાંધી**—તારે તમારી ખુશી! મને તો અડધે અડધે માણસ મળે છે?

**બીજા**—હશે બ્રાહ્મણ છે કાંઇક વધારો શેઠ!

**ગાંધી**—બે રૂપીઆ આપીશ!

**ભવાની**—ત્રણ રૂપીઆ આપો તો રહું!

**ગાંધી**—વારુ જાઓ ત્રણ રૂપીઆ આપીશ! પણ ત્રણ મહીનાનું તો બંધારણ ગમે તેમ થાય પણ ત્રણ મહીનામાં નોકરી મુકીને જવાય નહિ!

**ભવાની**—કબુલ! ભવાનીશંકર મહારાજ, ગાંધીને ઘેર શીયાળાનાં વસાણાં ખાંડી આપવા રહ્યા; બાજરીના કે જારના રોટલા ને અડદની મકની દાળ ખાવાનીને ખાયણી મુશળી લઇને આખો દીવસ મલકુસ્તી કરવાની; અરેરે આવું જાણતો હોત તો, પચીસનો મહીનો આપત તોય ના રહેત! સાંજ પડે છે ને હાથ પાંગોઠાં રહી જાય છે. રોજના ત્રણ રૂપીઆ આપે તોય આટલું વૈતરૂ કરનાર માણસ ન મળે! હાય હાય! નસીબે ભમાવી મૂકયો; બાઇડીના બોલ ઉપર નીકળ્યા તો ખરા પણ ફસાયા; ફસાયા તે ખરેખરા ફસાયા! મહેનતથી કાંઇ મળતું નથી! પણ પુર્વ કરમના સંજોગે ઇશ્વરની કરૂણા અને પ્રેરણાથી, વગર મહેનતે મળે છે!

ત્રણ મહીના પુરા થવા આવ્યા એટલે ભવાનીશંકરે બાકી રહેલા દીવસ ગણવા માંડયા, હવે કયારે અવધ થઈ રહેને દુઃખમાંથી છુટીએ, બે દીવસ બાકી રહ્યાને કોક વૈદની નેપાળાની ગોળીઓ કરવાની આવી!

એકજ વસ્તુની આટલી બધી ગોળીઓ કરવાની આવી, એટલે ભવાની મહારાજે ગાંધીને વસ્તુનું નામ અને ગોળીના ગુણ પૂછયા! ગાંધીએ કહ્યું. તે ગોળીઓ નેપાળાની છે. વૈદને માટે તૈયાર કરી છે. ગોળી છત્રીસ રોગને હણે છે.

નેપાળાની ગોળી છત્રીસ રોગને હણે છે. એવાત ભવાની મહારાજે બરાબર યાદ રાખી. ત્રિજે દીવસે ત્રણ માસ પુરા થઇ રહ્યા એટલે ભવાની ભટે કહ્યું શેઠ તમારા કહેવા પ્રમાણે આજે ત્રણ મહીના પુરા થયા હવે મને દરમાયો ચુકવી આપો; એટલે હું મારે ઘેર જાઉં!

**ગાંધી**—હજી વધારે રહેવાની મરજી હોય તો રહો! આપણી દુકાને કાંઇ દુઃખ નથી.

**ભવાની ભટ**—દુઃખ નથી ત્યારે સુખેય શું છે! રોજ રૂપીઓ આપતાંય આટલી મજુરી કરનાર કોઇ ન મળે; કદાચ મળે તો કોઇ, કોળી, ઠાકોર કોઈ બ્રાહ્મણ તો નજ મળે.

**ગાંધી**—વાત તો ખરી! એકાદ મહીનો તો રહી જાઓ!

**ભવાની**—એક મહીનો તો શું એક દહાડોય નહિં.

**ગાંધી**—સારૂ ત્યારે તમારા, ત્રણ મહીનાના નવ રૂપીઆ; અને વળી ઉપરથી એક રૂપીઓ, મારી ખુશીથી વધારે આપું છું. લ્યો આ રૂપીઆ દશ!

શેઠને કહેવા લાગ્યા કે, ગઇ કાલે જે ગોળીઓ કરી છે તેમાંથી મને થોડી આપો, ભવાની મહારાજના માગવાથી શેઠે દશ પંદર ગોળીઓ આપી તે તથા દશ રૂપીઆ લઇને ઘેર આવ્યા, આવ્યા જાણ્યા કે તરત; હોળી માતા ધસીને પોટલાને બાઝયા, તે જોવા માટે કે ત્રણ સવા ત્રણ મહીને ઘેર આવ્યા તે કેટલુંક રળી લાવ્યા છે? "મા જુવે આવતો ને બાઇડી જૂવે લાવતો." ઉતાવળે ને હરખેને હરખે પોટલુ છોડીને જોયું ત્યારે માંહેથી દશ રૂપીઆ નીકળ્યા; હાય હાય! ત્રણ મહીને રળીને આવ્યા ત્યારે દસજ રૂપીઆ લાવ્યા!

**ભવાની**—સો રૂપીઆની મજુરી કરી ત્યારે દશ રૂપીઆ લાવ્યો છું.

**હોળી**—એવો શો ઉધ્યમ કર્યો? મહેનત વધારે ને મળતર થોડું?

**ભવાની**—ગાંધીને ઘેર વસાણું ખાંડયું. ત્રણ મહીનામાં એકે દીવસ હાથમાંથી મુશળી હેઠી મુકી નથી!

**હોળી**—અરેરે એતો બહુ મહેનત!

**ભવાની**—સવારથી સાંજ સુધી મજુરી કરે, તેને સાત સવાકા* મળે; અને ઉપર નજર રાખી આઘો પાછો થાય તેને નવ આના મળે, એ માત્ર નસીબનું જ કારણ છે.

**હોળી**—નસીબનું નહિ પણ અક્કલનું છે.

**ભવાની**—ત્યારે શું! મારામાં અક્કલ ઓછી તેથી ઓછું મળ્યું.

**હોળી**—અક્કલ ઓછી તો કેમ કહેવાય, પણ જે કામ કરીને તમે

* સવાકા=પૈસો, દોઢીયું.

પૈસા લીધા તે ઓછી અકલનો માણુસ પણ કરી ન શકે; ખાંડવામાં શી અકલ વાપરવાની છે!

**ભવાની**—પણ એટલો તો ફાયદો થયો કે, મને વૈદુ આવડી ગયું.

**હોળી**—શી રીતે!

**ભવાની**—જે રોગના ઉપર જેજે ઓસડીઆં બાંધવાનાં હોય, તે અ-ધાંય તે ગાંધી મારી પાસે બંધાવતો હતો!

**હોળી**—ત્યારે તો તમે ઘણુંએ કમાયા કહેવાઓ! કોઇનું વૈદુ કરવાનું હોય તો કરો ખરા!

**ભવાની**—શા માટે નહિ! એક ગોળી તો એવી શીખી લાવ્યો છું કે છત્રીસ રોગ હણી નાંખે.

**હોળી**—વાહ! તો તો બહુ સારૂ!

**ભવાની**—બહુ સારૂ શું! સારૂંજ! હવે તો મહેનત થોડીને કમાણી મસ, એ દીવસ આવવાના છે!

**હોળી**—આ; ઘેંશ છાશ રોટલા, ખીચડી, તો રોજ ખાઇએ છીએ, પણ કોક દહાડો ટાંણે ટચકે, મન માનતુ ખાવા મળે એવો અવસર આવે તો ઠીક?

**ભવાની**—અરે કોક દીવસ તો શું પણ ભગવતીની કૃપા થશે તે વખત રોજ ભાવતાં ભોજન મળશે!

**[કર્તા]** એક દીવસ આ હોળી ભટાણી, ઉસ વીણવા ગામ બહાર બે ત્રણ ગાઉને છેટે ગઇ છે, ત્યાં આસપાસના ગામડાઓની બીજી પણ બાઇડીઓ ઉસ વીણવા આવેલી છે. ઉસ વીણી ટોપલીઓ ભરી તૈયાર કરીને, ધીરેથી બાંધી લાવેલા દુધના રોટલા બેઠી બેઠી ખાય છે, અને વાતોના ગપાટા મારતી જાયછે. તેમાં એક બાઇ બીલકુલ બોલતી નથી; તેમ બીજી બોલે છે તેમાં હુંકારો પણ આપતી નથી; અને ઉદાસ મોંઢે બેસી રહી છે. તેને જોઇને હોળી ભટાણીએ પુછ્યું, કેમ બેન બોલતાં નથી, અને આટલાં બધાં ઉદાસ!

**સ્રિ**—શું બોલું બેન, છોકરો સત્તર વરસનો બાર મહીનાથી રીબાય છે. ઘણાય વૈદો કર્યા; હકીમો કર્યા, ઘરનાં ઓસડીયાં કર્યા પણ કશાથી ફેર પડતો નથી. તેથી નીરંતર જીવ ઉદાસ રહે છે!

**બીજી**—રોગ શું થયો છે!

**સ્રિ**—પેટ સુજીને તડાતુમ થયું છે; અને અન્ન પેટમાં ટકતું નથી!

**ત્રિજી**—અરેરે! હાય બાપ! પરમેશ્વર કરે તે માથા ઉપર! રોગ કોઇએ પરખ્યો ખરો!

**સ્ત્રિ**—કોઇ કહે છે, જળંધર ને કોઇ કહે છે કંઠધર !

**હોળી**—બેન વૈદ તો તમે ઘણાય કર્યા હશે ! પણ એક વાર મારા ઘરમાંથી તેડી જઇને બતાવી તો જૂવો ! એ હમણાંજ કાશીથી વિદ્યા ભણીને આવ્યા છે.

**સ્ત્રિ**—બહુ સારૂ બેન, હું ઘેર જઇ છોકરાના બાપને વાત કરીશ, ને તે કહેશે એટલે તરત તેડવા મોકલીશ ! તમારૂ નામ ઠામ જાણ્યા વીના !

**હોળી**—ગામ પેલું સામું દેખાય છે તે, મારૂ નામ હોળી ! ને એમનું માતાજીના નામે નામ છે; ભવાની !

સ્ત્રિએ ઘેર જઇ પોતાના ધણીને વાત કરી કે; પેલા સામા ગામમાં ભવાનીશંકર મહારાજ કાશીથી વૈદકનો અભ્યાસ કરીને હમણાંજ આવ્યા છે. હવે ભાઈની આશા મુકી છે. પણ તેમને બોલાવીને બતાવીએ તો ઠીક ! પુરૂષ કહે બહુ સારૂ ! બોલાવા મોકલીએ !

તુરત માણુસ મોકલ્યો તે દીવસના ત્રિજે પહોરે ભવાનીભટનું ઘર પુછતો આવ્યો ! તે વખત ભવાનીશંકર મહારાજ મુંઝનો ખાટલો ભરતા હતા, તે આવનાર અજાણ્યા માણુસને જોઇને બોલ્યા, કેમ ભાઇ શું કામ છે. ભવાની ભટને કેમ ખોળો છો !

**આવનાર**—ભવાની ભટ કાશીએ જઇને વૈદુ શીખી આવ્યા છે, એવું સાંભળીને અમારા શેઠે મને મોકલ્યો છે કે, જા તેડી લઇ આવ !

**ભવાની**—શું કાંઇ છે !

**આવનાર**—શેઠનો છોકરો માંદો છે !

**ભવાની**—હા......ક્યાં ગઈ હોળી !

**હોળી**—એ આ રહી, શું કહો છો !

**ભવાની**—લાવ્ય મારી ઝોળી જેમાં છે ગોળી !

ભવાની મહારાજ ઝોળી ભરાવીને આવનાર માણુસ સાથે ચાલ્યા ! સંધ્યાકાળ પડતાં પડતાં શેઠને ઘેર પહોંચી ગયા ! શેઠે સત્કારથી બોલાવ્યા બેસાર્યા.

**શેઠ**—કેમ મહારાજ !

**ભવાની**—સારૂ શેઠ !

**શેઠ**—મેં આજેજ એમ સાંભળ્યું કે, તમે કાશીએ જઇ અભ્યાસ કરી આવ્યા છો ?

**ભવાની**—હા......અભ્યાસ પણ કર્યો, અને થોડી દવાઓ ત્યાં તૈયાર કરીને સાથે લેતો પણ આવ્યો છું. ગંગાના પાણીનો એવો પ્રતાપ છે કે, તેમાં તૈયાર કરેલી દવા આપી કે જાણે કાનમાં કહ્યું.

**શેઠ**—વાહ! એમજ હશે! ભાઈ ગંગાજી તો પવિત્ર માતા કહેવાય, તેમાં એવો ચમત્કાર હોય તેમાં શી નવાઇ! ત્યારે.....આપણો દીકરો માંદો છે તેને જરા જોશો!

**ભવાની**—વળી જોવાનું શું છે! લ્યો માતાજીનું નામ દઇને આ બે ગોળીઓ ગળાવી દયો!

**શેઠ**—લાવો મહારાજ! અમે વૈદુ તો ઘણું કર્યું, આખર થાકીને બેઠા છીએ, છતાં તમો કાશી જઇ આવ્યા જાણી દવા લઇએ છીએ! આનું કાંઈ લેવાનું!

**ભવાની**—મટયા પહેલું કાંઇ લેવાનું નથી!

**શેઠ**—બહુ સારૂ! મટશે તો તમને રાજી કરીશું!

ભવાનીશંકર મહારાજની આપેલી બેય ગોળીઓ છોકરાને ગળાવી દીધી. બરાબર ત્રણ કલાકે તેનો પુરો અમલ થયો; પેટમાં આંકડી ઉપર આંકડી આવવા લાગીને ઝાડા ઉપર ઝાડા! છોકરો બુમે બુમ પાડતો જાય છે, ને રોતો જાય છે, બાર બાર માસના મંદવાડમાં રહાડયો નથી પાડી તેટલી આજે પાડવા માંડી, માને બાપ બંન્ને ગભરાઇ ગયાં; વૈદરાજ નીરાંતે ઉંઘે છે, છોકરાની મા કહે ઓ વૈદ ઉઠો ઉઠો છોકરો તો ગભરાયો!

**વૈદ**—ભવાની ભગવતીનું સમરણ કરો! માતાજી; સ્હાય કરશે.

**છોકરાની**—હાય હાય! છોકરાનું દુઃખ જોયું જતું નથી!

**વૈદ**—ભગવતીનું ધ્યાન કરો ધ્યાન! મટી જશે ગભરાશો નહિ!

**છોકરાનો બાપ**—શું સુતા સુતા મટી જશે, મટી જશે કરો છો? છોકરો કળે કળોને ગુલાંટે ગુલાંટો ખાય છે!

**વૈદ**—નારાયણનું સમરણ કરો! જરૂર મટશે!

**માબાપ**—બીજું ઓષડ આપવા જેવું લાગતું હોય તો જોઇને આપો!

**વૈદ**—વારે વારે દવાઓ બદલવી પડે, અને રોજ રોજ દવા આપવી પડે એતો અનઘડ વૈદનું કામ છે અહીં તો એકજ દવા અને તે એકજ વખત આપવાની!

રગઝક કરતાં સવાર થયું, ભગવતીની કૃપાથી ભવાની મહારાજનો પાસો સવળો પડવાનો તે છોકરાના પેટમાંથી બાર માસનો બીગાડ નીકળી ગયો, અને છોકરો સાજો સમો થઇ ગયો અને માબાપની પાસે આવીને બેઠો!

**છોકરો**—બાપા, રાતમાં હેરાનગતી તો થઇ, પણ આજે મને બધું દુઃખ મટી ગયું છે! (વૈદરાજને પગે લાગ્યો).

શેઠે, બ્રાહ્મણને બોલાવી રસોઈ કરાવરાવી, વૈદરાજને જમાડયા, અને રૂપીઆ પચાસ આપી વિદાયગીરી કરી, ભવાની મહારાજ હરખાતા ઘેર આ-

વ્યા કે તુરત બાઇડી બોલી, શું કરી આવ્યા.

**ભવાની**—(રૂપીઆ પચાસ આપીને) ઉઠ રાંડ હોળી, કરી દે પોળીને ખા ઘીમાં ઝબોળી. કેમ ભગવતીની કૃપા થાય છે ત્યારે થોડી મહેનતે ઘણું મળે છે કે નહિં!

**હોળી**—હા એમ તો ખરૂ, પણ તમે વૈદુ શીખી લાવ્યા ત્યારે કની! એ તો હું કહેતીજ હતી તો કે વૈદુ છે એ સૌથી ઉત્તમ ધંધો છે.

આ વાતને દીવસ સાત આઠેક વિત્યા, એવામાં ભટાણી સવારના પહોરમાં કુવે પાણી ભરવા ગઇ છે. ત્યાં એક કુંભારણ પણ પાણી ભરવા આવી છે, તે પાણી ખીંચતી જાય છે અને રોતી જાય છે.

**ભટાણી**—કેમ બેન રૂવે છે?

**કુંભારણ**—ત્રણ દીવસથી ગધાડુ ખોવાયું છે; તે જડતું નથી. બેન ગધાડુય ગયુંને ધંધોય અટકયો!

**ભટાણી**—મારે ઘેર આવજે, એ તને જોઇ આપશે! હમણાંજ કાશીએથી ભણીને આવ્યા છે.

કુંભારણ પાણીનું બેડુ મુકીને તરત આવી! મહારાજ બાપજી, ત્રણ દીવસથી ગધાડુ ખોવાયું છે તે જડશે ખરૂ!

**ભવાની**—અલી કયાં ગઇ હોળી? થઇ જા ભોળી, લાવ્ય મારી ઝોળી ને કાઢય માંહીથી ગોળી!

**[કર્તા]** ગોળીઓ કાઢીને બે ગોળી કુંભારણના હાથમાં આપી લે ગળી જા! કુંભારણ પાણીના ઘુંટડા સાથે બે ગોળી ગળી ગઇ! એટલે ભવાની મહારાજે કહ્યું જા ઘેર! મહારાજના કહેવાથી કુભારણ ઘેર આવી; થોડી વારે દેવતા પાડવા બેઠી, અને જેવી વાંકી વળીને ભૂંગળીથી દેવતા ફુંકવા જાય છે, તેવાજ ચરકી ગઇ, અને પેટમાં પીડ શરૂ થઈ! એટલે લોટો લઇને ભાગોળે ગઇ.

જેમ વધારે વખત થતી ગઇ તેમ પેટમાં આંકડી શરૂ થઇને તે વધતી ગઇ, ઘડીમાં ઉંચીને ચતી થઈ જવા લાગી, એક ઠેકાણેથી ઉઠી વળી તલાવડીમાંથી લોટો ભરી, આગળ ચાલી; ચાલતી જાય છે, ને હીંડતાં ઉભે રસ્તે ઝાડો કરતી જાય છે. વળી ખાડ ખાબોચીઆમાંથી કે કોસના હવાડામાંથી પાણી લેતી જાય છે; ને મળ ધોતી જાય છે, રોતી જાય છે ને બ્રાહ્મણને ગાળો દેતી જાય છે. ઓ ભવાનીઆ! ઓ તારૂ કાળુ થાય રે ભવાનીઆ! હાય હાય રે ભવાનીઆ! તને ભવાની માતા ખાય રે! હાય હાય! મરી ગઈ બાપ રે! એમ કરતાં સાંજના ચારેક વાગવાનો શુમાર થવા આવ્યો, દુઃખ-

માંને દુઃખમાં રસ્તાની ગમ ન રહી, પણ ગામથી ચાર પાંચ ગાઉને છેટે આવતી રહી છે, ત્યાં એક વાંઘામાં ગધાડુ બેઠેલું જોયું. હવે પેટમાંથી બીગાડ નીકળી ગયો છે, પીડા પણ મટી ગઇ છે, ને વળી ગધાડુ જડયું એટલે તો હરખનો પાર રહ્યો નહિં.

ચટ સવાર થઇ ગઇ એટલે ગધાડુ, દોડતુ ઘેર આવીને ઉભુ રહ્યું. કુંભરણ ઉતરીને ભવાની ભટને ઘેર ગઇ.

**કુંભારણ**—( પગે લાગીને ) બાપજી મહારાજ ! મારૂ ગધાડું જડયું. કહો તમને શું આપું ?

**ભવાની**—મારે તારૂ કાંઇ જોઇતું નથી. તું ગરીબ માણસ કહેવાય કોઇવાર ગુણો માટી નાંખી જજે !

જે ગામમાં આ ભવાની મહારાજ રહે છે. તે ગામના રાજાને બે રાણી હતી. માનીતી રાણી ગામના મધ્યમાં રાજમહેલમાં રાજાના સંગમાં રહેતી અને બીજી અળખામણીને માટે રાજાએ ગામની બહાર અડધા ગાઉને છેટે એક મકાન બાંધેલું હતું. તે મકાનમાં અળખામણી રાણી રહેતી હતી. ત્રણ વરસ થયાં. રાણી રાજાનું મોં જોવા પણ પામતી નથી. નિરંતર પશ્ચાતાપ કરે છે. પુર્વ જન્મની કરણીને દોષ દે છે. નીસાકા નાંખે છે. તે મકાનની નજીક; પેલી એટલે ભવાની ભટે ગધાડું શોધી આપ્યું હતું. તે કુંભારણ ગધાડાં ચરાવતી હતી; રાણી મહેલમાં બેઠી બેઠી કોઇવાર કુંભારણને જોતી અને કુંભારણ રાણીને જોતી; પણ કોઈ દીવસ અરસપરસ વાત ચીત્તનો પ્રસંગ થયો ન હતો !

એક દીવસ બપોરની વખતે કુંભારણ ઝાડની છાયામાં બેઠી છે. તેને રાણીએ બોલાવરાવી !

**કુંભારણ**—શું કહો છો બા ?

**રાણી**—શેનાં બા; કોનાં બા !

**કુંભારણ**—કેમ કોનાં બા; તમે તો રાજનાં ધણીઆણી એટલે બા તો ખરાંજ !

**રાણી**—ધણીઆણી કહેવાનાં; ત્રણ વરસ થયાં રાજાનું મોંઢું જોએ; મારા કરતાં તો તું હજારવાર સુખી હઇશ બેન કે, સાંજ પડયે ધણી ધણીઆણી હળી મળી વાતો તો કરતાં હશો ?

**કુંભારણ**—બા ! આપણા ગામમાં એક ભવાનીશંકર બ્રાહ્મણ છે. તે બહુ ભણેલો છે; કાશીએ જઇને ભણી આવ્યો છે. તેને બધી કળા આવડે છે. મારૂં ગધાડું ખોવાયું હતું તે એણે એક દહાડામાં શોધી આપ્યું.

**રાણી**—બેન ! એ મહારાજને કાલે સવારે તેડી લાવજે; કાંઇ કરતાં રાજા થોડી ઘણીએ નજર રાખે છે!

બીજે દીવસે સવારમાં કુંભારણ ભવાની ભટને ઘેર આવી; ચાલો બાપજી તમને રાજાની રાણી બોલાવે છે.

**ભવાની**—ક્યાં ગઇ હોળી; લાવ્ય ઝોળી ને કાઢય ગોળી; જાઉં છું. રાણીની પાસે જોજે હવે ભગવતી શું કરે છે તે!

રાણીની પાસે આવ્યા એટલે રાણીએ આસન આપ્યું. અને હાથ જોડી સામી બેઠી!

**ભવાની**—કેમ મને બોલાવ્યો!

**રાણી**—મહારાજ બાપજી; રાજની રાણી છું પણ કહેવાની છું.

**ભવાની**—કહેવાની છું. તેને ખરી કરી આપું ? કેમ એજ કે બીજું!

**રાણી**—એજ બીજું કાંઇ નહિં!

**ભવાની**—કુંભારના ઘરની બે કોરી, પાણી ભરવાની માટલીઓ મગાવો! અને સવા ત્રણ શેર સાકર!

મહારાજના કહેવા પ્રમાણે મંગાવી આપ્યું. બન્ને માટલીઓમાં પાણી ભરાવરાવ્યું. અને એકમાં સાકર નંખાવી દીધી. મહારાજે ત્રણ ગોળીઓ કાઢીને, રાણીને આપી; લ્યો ગળી જાઓ! રાણી ગોળીઓ ગળી ગઇ એટલે મહારાજ ઘેર ગયા!

થોડીવારે વહાઢ ને ચુંક શરૂ થઇ, ઝાડા ઉપર ઝાડાને આંકડી ઉપર આંકડી; બપોરના બાર વાગતાં વાગતાં તો પરસેવો પરસેવો થઇ ગયો. હાય હાય મરી ગઈ. જાઓ બોલાવો એ બામણાને!

**દાસી**—બા અમે દીઠા વીના ક્યાં જઇએ!

**રાણી**—કુંભારણ સુઇ છે કે નથી સુઇ!

**દાસી**—આજે તો કુંભારણ પણ જણાતી નથી. અને એનું ઘર પણ જોયું નથી. બા તમને તો બહુ રેચ લાગ્યો.

**રાણી**—રેચ શું નખોદીએ મારી નાંખવાનો ઉપાય કર્યો છે. અરરર હાય હાય હાય! દમ નીકળી ગયોરે બાપ!

રાણીને ચેન બેચેન થઇ રહ્યું છે. ઘડીમાં આંકડી આવે છે ઘડીમાં શમી જાય છે, એમ કરતાં બે વાગ્યાનો શુમાર થયો એટલે બીગાડ નીકળી ગયો અને દરદ ઓછું થયું.

તે દીવસે રાજા સવારમાં ઉઠીને શીકારે ગયા છે, તેમને હાથમાં આવેલો શીકાર છટકી ગયો છે, તેની વાંસે ઘણે દુર જવું પડ્યું છે, આં

તરસ ઘણી લાગી છે, પાણી મળી શકે એવી જગા કે સાધન નથી, બારેક ગાઉથી ઘોડો પુરપાટ દોડતો મુકી દીધો છે કંઠે કાંટા બોકાયા છે, સ્વાસા રૂંધાય છે, તે વખત ઘોડો અળખામણી રાણીના મકાન આગળ અટક્યો ! રાજા કહે પાણી ? તેજ વખતે સાકરનું પાણી ભરી રાણી લોટી લઇ દોડી, રાજાના હાથમાં આપ્યું. રાજાએ પાણી પીધું. પાણી પીતાંની સાથે શુદ્ધી આવી, અને વીચાર કર્યો કે, નક્કી આ સ્ત્રીની લાગણી મારે માટે ઘણી સારી જણાય છે. કોરા ઘડાનું શીતળ, અને સાકરનું પાણી તૈયાર કર્યું કયારે અને મને આપ્યું ક્યારે ? ધન્ય છે સ્ત્રી, તું સાચી પતીવ્રતા છું. મેં તારો ત્યાગ કર્યો છે. છતાં તું મારે માટે આટલી લાગણી ધરાવે છે, માટે તું આજથી મારી માનીતી રાણી. ચાલો અહીંથી મકાન ઉઠાવી રાજમહેલમાં આવો. અને પેલી ખાઇ પીને ખોટા મોજ કરનારીને જઇને તરત વિદાય કરૂં છું.

રાજા કહીને ગયા ને તરત ખોજ્ય કરાવી કુંભારણને બોલાવરાવી, અને તેની સાથે એક ગુણ ભરીને મહોરો, ભવાનીશંકર મહારાજને ઘેર મોકલી !

મહોરોનો ઢગલો થયો એટલે ભવાની ભટ બોલ્યા કયાં ગઇ હોળી ! જમી લ્યે પુરણપોળી ખૂબ ઘીમાં ઝબોળી, છે કાંઇ ખોટય ને ખામી ?

**હોળી**—ઇશ્વરીની કૃપા, ને પુર્વ પુન્ય; ને દૈવ્ય બળવાન છે, મહેનત મિથ્યા છે !

અળખામણી રાણીને માનીતી થએ છ એક માસ થયા ને રાજાના ઉપર બીજો રાજા સવારી લઇને આવ્યો ! ગામથી દોઢ બે ગાઉને છેટે મુકામ નાંખી, વીચાર કર્યો કે, લઢીને લેતા માણસોને મારીને રાજાને કેદ પકડી લેવો અને રાજ કબજે કરી લેવું. આ વાતની રાજાને ખબર પડી, જેથી મોં ઉપર ઉદાસી છવાઇ ગઇ.

રાણીએ રાજાને ઉદાસીનું કારણ પુછ્યું, ત્યારે રાજાએ કહ્યું કે, મેં તમને માન્યાં તો ખરાં પણ તમારૂં નસીબ ટુંકું છે ?

**રાણી**—કેમ એમ મહારાજ !

**રાજા**—કાલ સવારે આપણું રાજ જાય છે; બીજો બળવાન રાજા ચઢી આવ્યો છે, તે કાંતો મને જીવતો કેદ પકડી લેશે કે કાંતો મારી નાંખશે; પછી તમારૂં શું કરશે તે પ્રભુને ખબર !

**રાણી**—નાથ, આપણા ગામમાં, કાશીએથી સઘળી વીદ્યા ભણી આવેલો એક ભવાનીશંકર કરીને બ્રાહ્મણ છે, તેને બોલાવીને વાત કરો, જૂવો શું થાય છે ? તમે મને માનીતી કરીને માની તે પ્રતાપ પણ તે મહારાજનો છે ?

રાણીના કહેવા પ્રમાણે તપાસ કરાવી, મહારાજને બોલાવા મોકલ્યું, ખુદ

રાજનું તેડુ આવ્યું, એટલે ભવાની મહારાજે તો બરાબર રોફ બજાવ્યો ! જો રાંડ હોળી ! બોલાવે છે રાજા; હવે જમો ઘી સાકર ને પોળી; લાવ્ય ઝોળી, જેમાં છે પેલી ગોળી.

મહારાજ આવ્યા એટલે રાજાએ સત્કાર કરી બેસાર્યા.

**ભવાની**—કેમ કહો પૃથ્વિનાથ કેમ બોલાવ્યો ? કોઇ દીવસ નહિ ને રાજનું તેડું.

**રાજા**—વિદ્વાનોને સર્વ જગાએથી તેડાં આવે છે ?

**ભવાની**—આજ્ઞા કરો કાંઈ કામ કાજ ?

**રાજા**—આપણા રાજ ઉપર બીજા રાજા ચઢાઇ કરીને આવ્યા છે અને તે આપણાથી બળવાન છે, કાલ સવારે રાજનું ખેદાન મેદાન કરી મુકશે; છે કાંઇ બચવાનો ઉપાય !

**ભવાની**—આપણા લડવઈઆ સીપાઈ કેટલા છે ?

**રાજા**—ત્રણ હજાર (૩૦૦૦).

**ભવાની**—સવામણ નેપાળો ? લોઢાની સાત ખાંયણીઓ ને સાત મુશળીઓ; પંદર મજુર, એટલું હમણાં ને હમણાં મારે ઘેર મોકલાવો ! અને રાતના બરાબર ત્રણ વાગે ત્રણ હજાર સીપાઇને હાજર રાખો !

ભવાની મહારાજના ગયા પછી; તેમના કહેવા પ્રમાણે તૈયાર કરાવી તુરત મોકલી દીધું મજુરની પાસે નેપાળો ખૂબ ખંડાવી તેની પાવલી પાવલી ભારની ગોળીઓ વળાવી નાંખી. તૈયાર કરી મજુરને માથે ઉપડાવી, બરાબર ત્રણ વાગે હાજર થયા.

રાજાએ પણ કહેવા પ્રમાણે ત્રણ હજાર સીપાઇને હાજર રાખ્યા છે. ભવાની મહારાજે વારા ફરતી વારા ફરતી દરેકને બોલાવીને બબે ગોળી ગળાવી દીધી.

ચઢાઇ કરી આવેલા રાજાએ સુતાં સુતાં વિચાર કરીને ચાર ચાર પાંચ પાંચ માણસો ભાગોળે ભાગોળે ઉભા રાખ્યા. તે માત્ર ગણત્રી કરવાને માટેજ કે, લડવઇઆ સીપાઇ કેટલાક છે. તેમને ગણી લેવા ? અહીં તો પાંચેક વાગ્યાનો શુમાર થયો એટલે દરેક ને ગોળીનો અમલ થયો. એટલે સૌ લોટા ભરીને ભાગોળે જવા લાગ્યા. પેલા તપાસને માટે મુકેલા માણસો દુરથી જોતા આશરે ગણી ગણીને આંકડા મુકતા જાય છે. અહીં વારા ફરતી, ત્રણ ત્રણ ચાર ચાર વખત એના એજ માણસો દીશાએ જવા જાય છે. ગણત્રીમાં નવ દશ હજાર માણસ થઇ ગયું. ત્યાં તો રાજાએ ખબર કઢાવી કે અત્યાર સુધીમાં કેટલાક માણસ દીશા જંગલ આવી ગયા ! જવાબમાં કહેવરાવ્યું કે, દશ હજાર તો

આવી ગયા અને હજી ટોળે ટોળાં આવ્યેજ જાય છે. આવનાર રાજાએ જાણ્યું કે, નક્કી એણે સૈન્ય વધાર્યું લાગે છે. આટલું બધું સૈન્ય છે માટે આપણે હાલમાં ફાવીએ તેમ લાગતું નથી. માટે ઉઠાવો મુકામ, વળી આગળ ઉપર જોઇ લેવાશે ! લાવ લશ્કર સંકેલી વિદાય !

અહીં રાજાને ખબર પડી કે, આવેલા રાજા ભય પામી નાસી ગયા ! તે વખત રાજા પ્રસંન્ન થઇ ગયા. અને ભવાની મહારાજને તેડવા માટે સુખપાલ મોકલ્યો ! તે વખતે રાણીએ કહ્યું. રાજાધીરાજ તેમની સ્રિને પણ સાથે બોલાવો તો સારૂં. રાજા કહે બહુ સારૂં હું જનાર માણસોને કહું છું કે, તેમને પણ તેડતા આવશે.

ભવાનીશંકર મહારાજ અને હોળી ભટાણી બંન્ને રાજાના મોકલેલા સુખ-પાલમાં બેસીને હાજર થયાં.

રાજા તથા રાણીએ તે જોડાંનું પુજન કર્યું. તેમને જમાડીને પ્રસંન્ન કર્યાં. પછી રાજાએ કહ્યું કે, મહારાજ આ રાજની ઉપજ નીપજમાંથી તમને બે આની ભાગ મળ્યા કરશે.

**ભવાની**—બહુ સારૂં મહારાજ ! હવે અમને વિદાયગીરી ! રાજા તથા રાણી નમન કરી રહ્યાં. અને બંન્નેને ઘોડાની ગાડીમાં બેસારીને વિદાય કર્યાં.

**ભવાની**—( ઘેર આવીને ) કેમ ભટાણી !

**હોળી**—હાં...નાથ !

**ભવાની**—હવે તો કાંઇ બોલતાં આવડયું ખરૂં ! જો સાંભળ ભટાણી હું થયો રાજા ને તું થઈ રાણી; નથી ફેરવી ઘાંણી કે નથી બંગી તાંણી ! લાવ્ય એ વાત ઉપર પા જરા પાણી.

**હોળી**—સ્વામીનાથ ! તમે પ્રથમ કહેતા હતા કે ભગવતીની કૃપા થતાંની સાથે, સર્વ સુખ અનાયાસે આવી મળે છે.

**ભવાની**—માટે નીરંતર, ઇશ્વરનું સ્મર્ણ કરવું. નીતીને રસ્તે ચાલવું ને જ્યાં જુઠ પ્રપંચ ન કરવાં પડતાં હોય, તેવો ઉદ્યોગ કરવો. બોલો શ્રી મહા ઇશ્વરી માતકી જય.

બાઇને આશિર્વાદ આપી; મહાત્મા મછેન્દ્રનાથ ગોરખને લઇ વિદાય થયા. માર્ગમાં ગોરખે કહ્યું. મહારાજ મને ઉપદેશ કરો ! મને ગ્નાન આપો; જવા-બમાં ગુરૂ બોલ્યા, ભાઈ પાત્રની પરીક્ષા લીધા વીના ઉપદેશ શી રીતે અપાય; માટે હાલતો તારી પરીક્ષા કરવી પડશે; જા તું આ સામા ગામમાં ભિક્ષા માગી આવ ! ગુરૂ મછેન્દ્રનાથ ગામની ભાગોળે વડના ઝાડ નીચે બેઠા; અને બાળક ગોરખનાથ ગામમાં ભિક્ષા માગવા ગયો.

શંકર શંકર હર હર શંકર, સંધ્ય ફ્રૂ સારી નગરીમેં;
ભાવ ધરી કોઇ ભીક્ષા દેશે, અલેક જગા દેઉ કગરીમેં. શંકર શંકર.
ગુરૂ કૃપા સબગુરૂકી ઇચ્છા, લક્ષ ધરા નહિ લગરીમેં;
ગુરૂ કૃપા બીન સમજ પડત નહિ, ધી–માંખણ ઓર બગરીમેં. શંકર શંકર.

આમ અલેક જગાવતા ગોરખનાથ ફરતાજ ચાલ્યા; કોઇને બારણે હઠીને ઉભા રહેવું તો નહિજ; એમ કરતાં એક બ્રાહ્મણને ત્યાં બ્રહ્મભોજન હતું. ત્યાં બાઇએ અવાજ કર્યો ઉભા રહો મહારાજ ! મહારાજ થંભી ગયા એટલે બાઇ થાળ પુરીને લાવી પ્રભુના મોં આગળ મુકી હાથ જોડી ઉભી રહી. સારાં અને જૂદી જૂદી જાતના ભોજન જોઇ મહારાજ અન્ન દેવતાને હાથ જોડી બોલ્યા માઇ ઇસમેંસે કોઇ એકજ ભોજન હમકુ દેદો બાકી સબ લેલો ? મહારાજનાં વચન સાંભળી સ્ત્રિ બોલી.

## મરાઠી સાખી.

અર્પણ કરવું હરીની ઇચ્છા, મારી મરજી સાથે;
આપ સંતની આગળ ધરીયું, કરી પ્રેરણા નાથે;
મને કરજો ક્ષમા, સંત પુરૂષને સૌની તમા. મને.

ઇતના સારા પદાર્થકા ભોજન હમ સાધુ પુરૂષ નહિ કર શકતે હે; હમ એકી ચીજકા ભોજન કર શકતે હે;

**બાઈ**—મહારાજ એકથીએ પેટ ભરવું છે અને અનેકથીએ પેટ ભરવું છે; આ સર્વ પદાર્થ ભોજન કરવાનાજ છે માટે લઇ જાઓ.

**ગોરખ**—સચ હે માઈ, તેરા કહેના બી ઠીક હે, મગર એ બાત આપ સંસારી ઓર ગ્રહસ્થ લોકકે લીએ હે; હમ સંતલોકકે કામકી નહિ; હમારે તો એકી પદાર્થકા પ્રાશન કરના ચાઇએ.

**બાઇ**—જ્યારે આ સઘળા પદાર્થ જમવાના છે. એ આપ સમજો છો તો સર્વ મળીને એકજ છે. એમજ માની લ્યો અને ઉઠાવો !

**ગોરખ**—એસે કેસે મના જાય; સબકા દર્શન ભિન્ન ભિન્ન હે; ઇસ સબ પદાર્થકા ભોજન પાનેસે હમ સાધુ લોકકી વ્રતીયાં છીન ભીન હો જાતી હે; ઇસલીએ રહેને દો એક ઓર ઉઠાલો સબ.

## સાખી મરાઠી.

રાજાથી પણ ×રાવ હઠીલા, સાધુ હઠ મહા ભારી;
વાંકુ વળતાં* વહેરી નાંખે, હું છું નૌતમ નારી;
એનો તીખો તાપ, કોણ શમાવે આ સંતાપ. એનો.

× રાવ=બાળક; *વહેરી નાંખે=શ્રાપી નાંખે.

ગોરખ.   મરાઠી સાખી.

સાધુ જન બહુ શાન્ત રહે છે, પગલું માંડે પરખી;
નારી દેખી નીચું ન્યાળે, પગલું માંડે પરખી;
ભાવે ભરખી; અંતરમાં હરખી હરખી.   ભાવે.

બાઇ—મહારાજ, હું ભાવથી ભોજન આપું છું છતાં આપ આનાકાની શા માટે કરો છો. આપેલું દાન પાછું લેવાતું નથી, વળી અન્ન દાન તો નજ લેવાય, તેમાં વળી રાંધેલું અન્ન તો લેવાયજ કેમ !

ગોરખ—બેટા તું દેતી હે ઓર હમ ભોજન નહિ કર શકતે હે ફીર ઇસકા ઉપયોગ કયા ?

બાઇ—મહારાજ, જો તમે જૂદા જૂદા સ્વાદને ચહાતા હો તો સઘળુ ભેગુ કરીને જમજો.

ગોરખ—એસા કરનેસે ઓરકુ ખેદ હોજાતા હે; દુસરેકુ ખેદ કરાના વો સાધુકા ધર્મ નહિં; સંતકા લક્ષણુ નહિં, જેસા દ્રૌપદીકુ કલેશ હુવાથા !

બાઈ—એ સતી દ્રૌપદીનું ચરિત્ર મને દ્રષ્ટાંતરૂપે સંભળાવો ?

ગોરખ.   દોહરો.

વા, સરે વાયસ સરે, સરે પવન પર પંખ:
પાંન્ડવ કે મહા યજ્ઞમેં, સ્વયચને બજાયો શંખ.   સીયાવર.

હે બેટા ધ્યાન રાખ્ય; લક્ષ રાખ્ય; જ્યારે ધર્મ રાજાએ રાજસુયજ્ઞ કર્યો; ત્યારે લાખ બ્રાહ્મણુ જમી ઉઠતા ત્યારે શંખનાદ થતો હતો; શંખ કોઇને વગાડવો નહોતો પડતો પણુ શંખમાંથી નાદ એની મેળેજ નીકળતો હતો; આખર જ્યારે યજ્ઞની સમાપ્તિ થઇ, ત્યારે શ્રી કૃષ્નએ શંખને આજ્ઞા કરી કે સાક્ષી આપ ! શ્રી કૃષ્નએ આજ્ઞા કરી, શંખ વાગ્યો નહિ; ત્યારે શ્રી હરી બોલ્યા, હે યુધિષ્ટિર હજી આપણો યજ્ઞ પરીપુર્ણ થયો નથી; કારણુકે યજ્ઞ પરીપુર્ણ થાય તો જરૂર શંખનાદ થાય.

યુધિષ્ટિર કહે છે હે શ્રી કૃષ્નચંદ્ર ભગવાન; યજ્ઞનું અધુરાપણું ક્યાં સમજવું, અને તેની પુર્ણુતા શી રીતે બતાવવી ?

ભગવાન—પ્રથમ તો આપણા અનુચરો પાસે નગ્રમાં સાદ પડાવો; કે કોઇ જમ્યા વીના રહ્યું હોય તે ચાલજો.

શ્રી કૃષ્નના કહેવા પ્રમાણે ધર્મ રાજાએ સાદ પડાવ્યો; બાદ થોડીવાર રાહ જોઇ પણુ કોઇ આવ્યું નહિ, ત્યારે ભગવાન કહે, હે ધર્મ જરૂર કોઇ ભક્ત ભૂખ્યો હોય એમ સમજાય છે, તેને શોધવા અને તેડી લાવવા તો તમારે પાંચે ભાઇઓને જવું પડશે, અને રસોઇ સર્વે દ્રૌપદીના હાથેજ બનાવવી જોઇશે.

યુધિષ્ઠિર—સારૂ મહારાજ આપ જેમ આજ્ઞા કરો તેમ કરીએ.

**ભગવાન**—તમો પાંચે ભાઇઓ સંગાથે નીકળો; અને માર્ગમાં એમ બોલતા ચાલો કે કોઇએ સોયના નાકામાં થઇને હાથી પસાર થતાં જોયો છે! તે શબ્દનો તમને જવાબ આપે તેને કોઈ પણ રીતે તેડી લાવો; તેને જાતે, બત્રીસાં શાક તેત્રીસાં પકવાન કરી સતિ દ્રૌપદી પીરસે અને જમાડે, પછી શું થાય છે તે જૂવો.

ભગવાનના વિચારને અનુસરી પાંચે ભાઇ કહેવા પ્રમાણે અવાજ કરતા ચાલ્યા; આખુ નગર ફરતા છેવટ ઢેડવાડાના નાકા ઉપર આવ્યા; ત્યાં પોતાના ઘરની ઓસરીમાં શ્રી વિષ્નુ ભગવાનને ગમતું તીલક કરી નીચી દ્રષ્ટિએ ધ્યાનપુર્વક સુપડાં શાવ્યા કરતો હતો; અને મુખેથી ઇશ્વરનું સમરણ કર્યા કરતો હતો; તેને જોઇ ભીમ બોલ્યો, ભાઇ આ બેઠો છે તે માણુસ ભક્ત જેવો દેખાય છે ખરો! ધર્મ કહે ત્યારે અવાજ કર!

**ભીમ**—કોઇએ સોયના નાકામાં થઇને હાથી પસાર થતાં જોયો છે?

ઢેડ **ભગત**—અરે ભાઇ એકતો નહિ પણ હજારો ચાલ્યા ગયા.

જવાબ સાંભળી પાંચે ત્યાંજ થંભી ગયા; અને ભક્તને કહેવા લાગ્યા કે ચાલો તમને રાજા તેડે છે, ભક્ત બીજી ત્રીજી વાત પર ધ્યાન આપતાજ નથી, પોતે પોતાનું કામ કર્યેજ જાય છે; એવામાં ભીમે હાથ પકડી ભક્તને ઉભા કર્યા; તેમને પાંચે ભાઈ વિંટાઇ વળ્યા; આજુ બાજુથી પકડી દોરીને ચાલ્યા; ભક્ત કહે ઉભા રહો! આ મારા મકાનના પાછલા દરવાજામાં પેસતાં તુળશીનો કયારો છે, તેની પાસે મારી માળા પડી છે તે મને લઇ આવા ઘો પછી હું તમારી સાથે આવું.

**ભીમ**—તમે તો અહીંજ ઉભા રહો આ સહદેવ લઇ આવશે, જા સહદેવ લઇ આવ?

ભીમની આજ્ઞાથી સહદેવ લેવા ગયા; પાછલું દ્વાર ઉઘાડતાં સાક્ષાત શ્રી કૃષ્ન ભગવાનનાં દર્શન થયાં આમ પાણીના ફુંવારા, ફુલ ઝાડના કયારા; આ સઘળી શોભા જોઇ, સર્વ વ્યાપક શ્રી ભગવાનનાં દર્શન કરી આમ તેમ જોયું ત્યારે તુળશીના ઝાડ પાસે પડેલી માળા નજરે પડી; જોતા ઝટ ઝડપ મારી ઉઠાવા માંડી પણ તે તેનાથી ઉંચી થઇ શકી નહિ; એટલે પડતી મુકી પાછો આવ્યો અને ભાઇઓને કહ્યું કે ભાઇઓ તે માળા મારાથી ઉંચી કરી શકાતી નથી.

**ભીમ**—જા નિકુળ તું જા;

ભીમની ફેર આજ્ઞા થતાં નકુળ ગયો; તેણે પણ ભક્તના ઘરમાં પ્રવેશ કર્યો કે ત્યાંજ ઠરી ગયો પછી સર્વ વસ્તુનું અવલોકન કરી માળા લેવા તૈયાર થયો, તેનાથી પણ તે ઉંચકાઇ નહિ, તેણે પણ ભીમસેન પાસે આવી કહ્યું. ભાઇ માળા કોઇથી ઉચકાય તેવી નથી.

**ભીમ**—જ્યારે તમો બે જણથી નથી ઉચકાતી તો ભગત ફેરવતા શી રીતે હશે !

**નકુળ**—એમનામાં તો ભક્તિરૂપી બળ ખરૂં ને, જેથી તે ફેરવી શકે !

**ભીમ**—ભાઇ ફેરવવાનું ફોતરૂ જૂદુ રાખ્યું હશે, અને આતો ત્યાંને ત્યાંજ પડી રહેતી હશે.

**ધર્મ**—ભાઈ ભીમ; આવા ખોટા તર્ક વિતર્ક કરવાથી, આપણે શ્રીકૃષ્ણના ગુનેગાર ગણાઇએ છીએ માટે ભક્તને અહીં ઉભા રાખી, આપણે પાંચે ચાલો, એટલે લવાશે.

આમ વિચાર કરી ભક્તને ત્યાંજ ઉભા રાખી પાંચે આવી માળા ઉઠાવા લાગ્યા પણ માળા ઉપડી નહિ. ત્યારે યુધિષ્ટરે કહ્યું ભાઇ એ ભક્તને બોલાવો એટલે એ એમની મેળે લઇ જશે, ધર્મની આજ્ઞા થતાં સહદેવ જઇને કહી આવ્યા કે હે ભક્તરાજ માળા આપ પોતે લઈ લ્યો ?

સહદેવથી સંદેશો સાંભળી ભક્ત ઉતાવળે મકાનમાં આવ્યા; શ્રી કૃષ્ણ મુર્તિનાં તથા તુળસી માતાનાં દર્શન કરી, માળા ઉઠાવી ગળામાં નાંખી; આ જોઇ પાંચે ભાઇઓ અચંબો પામી ગયા, વાહ આતો અજાયબી કહેવાય, પછી છએ જણા સાથે સાથે ઘેર આવ્યા; ત્યારે શ્રીકૃષ્ણ સતિ દ્રૌપદી પાસે આવી બોલ્યા, બેન કૃષ્ના; આજે સર્વ પ્રકારની રસોઈ સ્વહસ્થે બનાવીને આ ભક્તને જમાડો, શ્રી કૃષ્ણની આજ્ઞા માથે ચડાવીને સ્વામીના ખોળામાં નમન કરીને સતિયે કામ શરૂ કર્યું, ત્યાં ભક્ત બાજુ પર બેઠા શ્રી હરીનું સમરણ કર્યા કરે છે.

રસોઇ તૈયાર થઇ ત્યારે પાટલા ઢાળી; ભક્તને બિરાજમાન કરી આસન માંડી પીરસણુ શરૂ કર્યું, સર્વ પીરસી, હાથ જોડી અન્ન દેવને પગે લાગી; ભક્તને જમવાની આજ્ઞા આપી.

ભાણે બેઠા ભક્તરાજ વિચાર કરે છે કે આતો અતી અગવડતા આવી, હવે શું કરવું, મારે તો હમેશનો નિયમ છે કે નિત્ય એકજ વખત જમવું અને માત્ર પાંચજ કોળીઆ પ્રાશન કરવા મારે કોળીઆ કરવાના છે પાંચ અને વસ્તુ છે પાંસઠ; માત્ર આમાંની પાંચજ વસ્તુ ભગવાનને અંગીકાર થશે, બાકી સર્વ વૃથા જશે, સતીના મનને ખેદ થશે; માટે સર્વ વસ્તુ શ્રી હરીને અંગીકાર થાય એ રીત કરૂં, એમ વીચારી; દરેક પદાર્થમાંથી બબ્બે ત્રણ ત્રણ દાણા

અગર જરા જરા લચકો લચકો લઇ બાજુ પર બીજા આસનમાં ગોઠવવા માંડયું, આ સઘળુ દ્રૌપદી જોયા કરે છે અને ઉભી વિચાર કર્યા કરે છે; પાં-સઠે વસ્તુ ભેગી કરી ચોળી મસળી તેના મોંઢામાં માય તેવા કોળીઆ કરવા માંડયા આ જોઇ દ્રૌપદીનુ મન ખીન્ન થઇ ગયું. અરે ગમે તેટલું તોય ઢેડી-ગોજ કની; આને રાજ વળાના ખાણાની શી રીતે ખબર પડે જે વખતે સતિને સંશય થયો તે વખતે ભક્તરાજે પાંચે કોળીઆ મુખમાં મુકી દીધા; તે વખતે શંખનો શબ્દ થયો; માત્ર પાંચ શબ્દથી શંખ વાગીને રહી ગયો, પછી વાગતો બંધ પડવાથી ભગવાને ચક્ર ચઢાવ્યું ત્યારે શંખ બોલ્યો.

સતિ હ્રદય શંસય રહ્યો; સદા શમાવો આપ;
યજ્ઞ સકળ સંપુર્ણ છે, ક્ષમા કરો માબાપ.

શંખનાં વચન સાંભળી શ્રીકૃષ્ન દ્રૌપદીની પાસે આવી પુછવા લાગ્યા; બેન આ ભક્તને જમાડતાં તમારા હ્રદયમાં શો શંસય થયો; જેથી આ શંખ તો બંધ પડી ગયો ! માટે સત્ય કહો ?

**દ્રૌપદી**—મહારાજ મારા મનમાં એમજ થયું કે, આતો ઢેડજ કની; આને રાજ વળાની રીતમાં ભોજન કરતા શી રીતે ફાવે; ખરે તેમજ થયું. એણે સર્વ પદાર્થમાંથી દાણો દાણો વીણી બધું ભેગું કરી તેને ચોળી ભેગું કરી દીધું. અને ફક્ત પાંચજ કોળીઆ ભોજન કર્યા, બાકી બધું રહેવા દીધું.

**ભગવાન**—બેન, તમારા સમજવામાં તે ન આવ્યું. ભક્ત તો સમજે છે કે, જે વસ્તુ ગ્રહણ થશે તેજ ભગવાનને પહોંચશે બાકીની નહિ, અને પોતાને જમવાના પાંચજ કોળીઆ, એવો નિત્યનો નિયમ માટે આવી બાબ-તોમાં શંશય ઉઠાવવા નહિ, ફેર વિધી પુર્વક પુર્ણ પ્રેમથી રસોઇ કરો; અને ભક્તને જમાડો, જેથી શંખ આ યજ્ઞની સંપુર્ણતાની સાક્ષી આપશે.

આ વાત કરતાં સાંજ પડી ગઈ છે. છતાં શ્રી હરીની આજ્ઞા થવાથી સતીએ ફેર રસોઇ કરવા માંડી. રસોઈ કરતાં મધ્ય રાત્રિ તો વીતી ગઇ, બીજા દિવસનું પરોઢીયું થયું, ત્યારે ભક્તરાજ નાહી ધોઇ સેવામાં બેસી ગયા, સેવા થઈ રહ્યા પછી, એકાંન્ત બેસી ધ્યાન કરવા લાગ્યા; ધ્યાન કરી રહ્યા, એટલે દ્રૌપદીએ આગલા દિવસની માફક તૈયારી કરી ભક્તને જમવા બેસાર્યા, પોતાના નિયમ મુજબ અને ઇચ્છા મુજબ ભક્તરાજ જમી રહ્યા, એટલે શંખનાદ થયો. થયો તે થયો તે બંધ પડયોજ નહિ, તેનો ઘોર નગરમાં સંભળાયો, સૌ પ્રસંન્ન થયા.

**ગોરખનાથ**—હે બેટા હે બેન; આ દ્રૌપદીના દ્રષ્ટાંન્તને સાંભળી તારા મનના શંશય દુર થયા હશે કે સાધુ પુરૂષો શા માટે એકજ વસ્તુ માગે છે.

બાળયોગીની અપુર્વ વાણી સાંભળી, બાઇ પોતાના મનમાં અતી પ્રસંન્નતા પામી; અને પોતાની રસોઇમાં વડાં વધારે હતાં તે મહારાજને આપ્યાં. તે લઈ ગોરખ ગુરૂની પાસે આવ્યા, અને ગુરૂને આપ્યાં, જે ગુરૂ જમી બીજે દીવસે પણ ગોરખનાથ તેજ ઘેર જઇને ઉભા રહ્યા અને બાઇની પાસે ભીક્ષા માગતાં કહ્યું કે કાલે આપ્યાં હતાં તેવાંજ વડાં આજે પણ આપ્ય ?

બાઇ—મહારાજ, નિત્ય નિત્ય એ દહાડા હોતા નથી; દહાડા દીન પર દીન બદલાયાજ જાય છે, તેમ મનુષના વિચારો પણ બદલાયાજ કરે છે, માટે ખોટી હઠ જવા દયો, અને આપુ તે લ્યો.

ગોરખ—હે બેન, હું મહાત્મા મચ્છેન્દ્રનો શિષ્ય બાળયોગી છું માટે મારા સામી જીકર ન કર ?

ઓળખાણ પડતાંની સાથે બાઈ ફેર આગલા દિવસના જેવાં વડાં બનાવી મહારાજને આપ્યાં. તે લઇ ગોરખ ઉતાવળે જઇ ગુરૂને જમાડયા; ગુરૂ જમી પ્રસંન્ન થયા, અને સમજ્યા કે ચેલો ચતુર તો ઘણો છે પણ હજી થોડો વખત જોઇએ; વળી બીજે દિવસે ગોરખ ભિક્ષા માટે ગુરૂની આજ્ઞાથીજ નીકળ્યા; રસ્તામાં પેલી વડાં આપનારી બાઇનું ઘર આવ્યું ત્યાં મહારાજ થંભ્યા તો નહિ, પણ બાઇએ ઓળખી પાછા બોલાવ્યા; બાઇના બોલાવ્યા પાછા વળી મહારાજ આવી પાસે ઉભા ત્યારે બોલી કેમ મહારાજ આજ વડાં નથી લેવાં !

ગોરખ—રોજ કે રોજ એકહીકા એકહી ઘર માંગના, એ સાધુ પુરૂષકુ લાજમ છે; ફીર કોઇ દીન આવેંગે તુમારે ઘરભી; જબ હમારી ઇચ્છા હોગી ઓર ગુરૂકી આજ્ઞા હોગી.

બાઇ—મહારાજ, ત્યારે હું માંગુ તે આપ આપો ખરા ?

ગોરખ—કયું ન દેવે, જો અપની પાસ હો, જીસપર અપના દેનેકા અધીકાર હે.

બાઇ—મહારાજ તમારી એક આંખ મને આપો ?

મહારાજે બાઈ પાસે ચપ્પુ માગી; ચપ્પાથી કોતરી આંખ કાઢી બાઇને આપી, તે જોઇ બાઈ હબકી ગઈ, ભડોભડ કમાડ વાસી દીધાં; મહારાજ રસ્તે થયા, મહારાજ ભીક્ષા માગી મુકામે આવ્યા મળેલી ભીક્ષા ગુરૂને આપી; ગુરૂ જમી પરવારી એકાંન્ત બેઠા છે ગોરખનાથ સામા બેઠા છે, તે વખત મછેન્દ્રનાથે પણ ગોરખ પાસે આંખ માગી; વગર વિલંબે તે પણ કાઢી ગુરૂને અર્પણ કરી; ગુરૂ પ્રસન્ન થયા; અને કહ્યું બેટા અબ તુ સચ્ચા સિદ્ધિ વાલા હો ગયા; અબ તુ સારી આલમમેં ફિરેગા મગર તેરેકુ કીસીકા ડર નહિ, અબ તુ નીડર હો ગયા; એમ કહી ગુરૂએ મોં ઉપર હાથ ફેરવ્યો, એટલે આંખો

હતી તેવી અને એથી પણ તેજસ્વી થઇ ગઇ. ગુરૂ શિષ્યને ધરતીમાં રમણ કરવા આજ્ઞા આપી પોતે બીજી દિશામાં વિદાય; તે વખતે વળી ચેલાને કહેતા ગયા કે, કોઇ દીન મહાત્મા કબિર સાહેબ કા દર્શન કરના!

**મરાઠી સાખી.**

સમુદ્ર શિપે પ્રગટ થયા છે, ગંગા કેરા ઘાટ;
તમાલ નામે તાઇ ઘેર આવ્યા, ટાળ્યો અંતર ઉચાટ;
મન ઘડતો ઘાટ; મથન કરે ગુરૂ કરવા માટ. મન.

**રાગ; અલબેલી અંબે માત, જોવાને જઇએ.**

એતો ઘડતો વીધ વીધ ઘાટ, સદગુરૂ કરવાને;
એને અંતર અતી ઉચાટ, કારજ સરવાને;
સ્ત્રિને પેટે જન્મ ન પામ્યા; પુર્ણ પ્રતાપી બાળરે.
શ્રી સર્વેશ્વર ધ્યાન ધરે છે, જાગે પ્રાતઃકાળ. સદગુરૂ. ૧
અંતર હરીનું સમરણ કરતા; મુખથી કરતા ગાનરે;
પાત્ર જનોની પારખ કરતા; શક્તિ સમ દે દાન. સદગુરૂ. ૨
મનથી માધવ સમરણ રાખે; તનથી મારે તાન રે;
ગર્વ હૃદયથી ગુરૂને ઇચ્છે; સર્વ તજી તોફાન. સદગુરૂ. ૩
સદ વૃતિયો સર્વે સાધી; શિયળ સજ્યા શણગારે;
અંતર ડાઘો એક અડે નહિ; પામે ભવજળ પાર. સદગુરૂ. ૪
પવિત્ર મુર્તિ પુજનીક ભક્તિ કબીર ધરાવ્યું નામરે,
મન મંદિરમાં સુરત રાખી; મુખથી સમરે રામ. સદગુરૂ. ૫
આવી મળતાં અશન કરે સૌ, અંતર નહિ કાંઇ આડરે,
ભક્ત તણી ભર ભક્તિ દેખી, પ્રભુ લડાવે લાડ. સદગુરૂ. ૬
સર્વ નામથી શ્રી સંભારે, સંભારે ગંગેશ રે;
આઠ પ્રહર હેરી હૅએ રાખે; રાત દિવસ ઋષિકેશ. સદગુરૂ. ૭
સર્વ દેવ સાનિધ્ય કરી લે, પ્રણમી પુજે ગાયરે,
આવા નરથી હામ ધરીને, જગત સકળ જીતાય. સદગુરૂ. ૮
શિખામણ છે સોના સરખી; વળી વધારો વહાલરે.
ધ્યાન ખરૂં અંતરમાં ધરજો, કહે છે બાપુલાલ. સદગુરૂ. ૯

અયોની પ્રગટ થએલા મહાત્મા કબીર સાહેબજી મહારાજ વિચાર કરતાં નિશ્ચય પર આવ્યા કે આજકાલ રામાનુંજ સ્વામી મહારાજની કિર્તી ઘણી સારી છે. જગતમાં પ્રસિદ્ધિ પામેલા છે. માટે એમને ગુરૂ કર્યા હોય તો સારૂં; એમ વિચારી પોતે રામાનુંજ આચાર્યને આશ્રમ ઠામે ગયા; ત્યાં જઇ મહારા-

જને નમન કરી બાજુ પર બેસી ગયા; ત્યારે મહારાજે કબીરને ઓળખી પુછ્યું, કેમ ભાઇ કેમ આવવું થયું ? કબીર સાહેબ બોલ્યા, મહારાજ હવે મારી ઇચ્છા ગુરૂ કરવાની થાય છે. તે માટે આપના ચરણમાં આવ્યો છું. મહારાજ કહે ખરૂં છે ભાઈ માણસે સમજણમાં આવતાંની સાથે ગુરૂ તો માંથે કરવા જ જોઇએ, કારણ કે ગુરૂ વીનાનું જ્ઞાન નથી; અને છે તો કાચું છે, છતાં હજી તું બાળક છે. પાસે બેઠેલા બીજા શિષ્યો બોલ્યા મહારાજ એ યવન જાતી છે, મહારાજ કહે તે જોવાનું નથી, જ્ઞાન ઉપદેશ કરવામાં જાતી જોવાનું કારણ નથી, પણ વળી મળજે વિચાર કરીશું.

કબીર સાહેબ નમન કરી ચાલ્યા ગયા; પછી શીષ્યોએ મહારાજને કહ્યું બાપજી યવન જાતીના ગુરૂ થવું એ આપ જેવાને છાજતું નથી; તે વાત મહારાજે ધ્યાનમાં રાખી પણ તે વખતે તેનો ઉત્તર આપ્યો નહિ. થોડા દીવસ પીત્સા કબીર ઉઠી ગંગા સ્નાન કરવા ગયા છે, અને રામાનુંજ સ્વામી મહારાજ પણ ત્યાં આવ્યા છે તેમને નમન કરી, કબીર નહાઇ ધોઇ પરવારી કિનારે ધ્યાન કરતા બાજુ પર બેસી ગયા છે. અને મહારાજના સામુ જોઇ રહ્યા છે. મહારાજે શૌચ પાણી કરી સ્નાન સંધ્યાનો આરંભ કર્યો, વચમાં શ્રી સુર્યનારાયણને અરઘ્ય આપવા માંડયા, હાથની અંજલીમાં પાણી લઇ સુર્યની સ્તુતિ કરી, સામી દ્રષ્ટિ કરી મંત્ર ભણી પાણી નાંખતા જાય છે. આ જોઇ કબીર સાહેબ બેઠેલા ઉભા થયા, પહેરેલા પીતાંમ્બરનો કછોટો વાળી, ઢીંચણ સામા પાણીમાં ઉભા રહી ખોબે ખોબે કિનારા પર પાણી નાંખવા લાગ્યા; તે જોઈ પરવારી તૈયાર થએલા મહારાજે, પુછ્યું કેમ કબીર આવે છે આપણે સાથે ચાલીએ ?

**કબીર**—મહારાજ, અહીંથી ત્રણેક ગાઉ છેટે મારા કયારા છે, તેમાં પાણી ખુટે છે, તે થોડું પહોચાડી દેઉ પછી જઇએ. વાર નહિ થાય, આપ ઉભા રહો.

મહારાજ થોડી વાર થંભી તો ગયા પણ વળી વિચાર પર આવ્યા કે આની મહેનત વૃથા છે, આને કોકે અવળો પાટો બતાવ્યો છે, આને અવળો પેચ બેસી ગયો છે. જરા કરવા દે સીધો.

**મહારાજ**—કબીર આવું શું કર્યા કરે છે ?

**કબીર**—કયારામાં પાણી પહોચાડું છું મહારાજ.

**મહારાજ**—આમ ક્યારે પહોંચશે !

**કબીર**—હમણાં પહોંચશે એતો ત્રણજ ગાઉ છેટુ છે. ઝાઝુ આઘુ નથી. જરા ઉભા રહો. અને આપને ઉતાવળ હોય તો પધારો.

**મહારાજ**—પણ તું આ કિનારા ઉપર પાણી ક્યાં સુધી નાંખ્યા કરીશ !

**કબીર**—પણ મહારાજ આપ કેમ ભૂલો છો; તમારૂં અરપેલું પાણી સુર્ય મંડળ સુધી પહોંચ્યું. અને મારૂ ત્રણ ગાઉ નહિ પહોંચે!

**મહારાજ**—શાહબાશ છે કબીર; હવે તું ગુરૂ કરવા લાયક થયો છે. કોઈ સારા વિદ્વાનને શોધી ગુરૂ કરીલે.

**કબીર**—મહારાજ મારે તો આપનેજ ગુરૂ કરવા છે. આપનામાં શી કમીના છે!

જવાબ સાંભળી મહારાજ સુનમુન ચાલ્યા ગયા; પાછળ કબીર પણ વિચાર કરતા ચાલ્યા; બસ ગુરૂ કરવા તો એમનેજ કરવા; મારા બોલવાનો એમણે કાંઇ જવાબ આપ્યો નહિ. ફિકર નહિ; એમને એમના શિષ્યોએ ભરાવ્યું હશે કે એ યવન જાતી છે. માટે ગુરૂ ન થશો, તેથી બોલ્યા નહિ. થોડા દિવસ બાદ એક દિવસ પરોઢીએ આછે આછે ચંદ્રને પ્રકાશે કબીર સાહેબ નાના બાળકનું રૂપ ધરી આરાના એક પગથીઆપર સુતા બોલ્યા ચાલ્યા વિના, ગણગણાટ કર્યા વિના ચુપકીથી પડી રહ્યાં છે. એવામાં મહારાજ ઇશ્વિરનું ધ્યાન કરતા ચંદ્રના સામી દ્રષ્ટિ રાખી, સુરતાને આધારે પગથીઆં ઉતરે છે, એટલામાં કબીરના ઉપર પગ આવ્યો. જેથી કબીર સાહેબ રોયા; કબીર સાહેબ બેઠા થયા એટલે મહારાજ નીચા નમી કબીરને માંથે હાથ મુકી મહારાજ બોલ્યા, રામ રામ કર, બચ્ચા રામ રામ કર, રો મત બચ્ચા રામ રામ કર

રામા રામા ઘટઘટમાં વ્યાપક રામા, રામા રામા ઘટઘટમાં વ્યાપક રામા.
રામા રામા ઘટઘટમાં વ્યાપક રામા, રામા રામા ઘટઘટમાં વ્યાપક રામા.
રામા રામા ઘટઘટમાં વ્યાપક રામા, રામા રામા ઘટઘટમાં વ્યાપક રામા.
ઘટમાં ચટમાં પટમાં રામ, તટમાં ખટમાં વટમાં રામ.
ફરશી ધારણ ફરશુ રામ, ત્રિવેણી તારણ ત્રિભૂવન રામ.
શત્રુ મારણ શ્રીપત રામ, હૈયા ધારણ આતમ રામ.
રામા રામા ઘટઘટમાં વ્યાપક રામા, રામા રામા ઘટઘટમાં વ્યાપક રામા.
રામા રામા ઘટઘટમાં વ્યાપક રામા, રામા રામા ઘટઘટમાં વ્યાપક રામા.

કબીર સાહેબ ઉઠી પોતાને ઘેર ગયા; અને મહારાજ ગંગાસ્નાન કરી પોતાને મુકામે ગયા; વળી થોડા દીવસ પછી મહારાજ અને કબીર સાહેબ સામ સામી ભેગા થયા; તે વખતે મહારાજે કબીરને પુછ્યું. કેમ કબીર ગુરૂ કર્યા કે નહિ!

**કબીર**—કર્યા છે ને મહારાજ?

**મહારાજ**—કોને કર્યા છે;

**કબીર**—તેતો આપ ધ્યાન કરીને શોધી કાઢો.

મહારાજે ધ્યાન કરીને જોયું તો માલમ પડયું કે આણે ગુરૂ તો મનેજ કર્યો છે. ખૂબ ખુબી કરી છે; બુદ્ધિ બહુ વાપરી છે. ફિકર નહિ. કબીરના ગુરૂ પણાનું પદ ધારણ કરવામાં માઠું માનવા જેવું નથી; કબીરની ઉમ્મર નાની છે પણ તેની બુદ્ધિ વીશાળ છે. એના વડે મારી મહતા છે અને મારે વડે એની મહતા છે. સર્વે અરસપરસ અને એક એકના આધારે છે.

### મરાઠી સાખી.

ધીર પુરૂષે ધીરજ આપી, શીર પર ધરીઆ હાથ;
મહાન પુરૂષ મહા પદવી પામ્યા, સહાય ત્રિલોકી નાથ;
છે સત્ય કબીર, હરી સમરણ એ સાચુ હીર. છે.

કબીર સાહેબ ભક્તિમાં અતી પ્રવીણ છે. તેમજ જે તમાલ નામના તાઈના ઘરમાં પોતે ઉછરી મોટા થયા છે; તેમના ઘર ધંધાને અનુસરતા તેમાં પણ પ્રવીણતા પામ્યા છે. જેમ સિદ્ધ પુરૂષ અજંપા જાપ જપે, તેમ કબીર સાહેબ પણ અજંપા જાપ જપ્યા કરતા હતા; અને ઘરનો ધંધો પણ કર્યા કરતા હતા.

તમાલનો ધંધો વણકર કામનો હતો, અને ઘણે ભાગે શેલાં વણતા હતા. તે કામમાં ધ્યાન આપી કબીર સાહેબ સારી પેઠે પ્રવીણ થયા હતા.

### રાગ; મારે દીવાળી છે આજ હરી મુખ જોવાને.

જેના અંતરમાં આનંદ, હૃદયે રામ રમે;
નથી વિષયવાસના ફંદ, દિલના શોક શમે.
આઠે અંગે ભક્તિ વ્યાપી, પૃથ્વિ પુર્ણ પ્રતાપરે;
ઘર ધંધામાં ઘુંચઈ પડતાં, જપે અજંપા જાપ. હૃદએ. ૧
કબીર કરામત કાંઇ કાંઇ કરતા, સાંધી સુરતા *શાળરે;
હરદમ કામે હાથ પસારે, મનમાં ફેરે માળ. હૃદએ. ૨
ગંભીર સ્વરથી ભમરો ગગણે, ગગણી કરતા ગાનરે;
દિવ્ય ચક્ષુએ દુનિઆ દેખે, ત્રિવિક્રમથી તાન. હૃદએ. ૩
આત્મ સ્વરૂપે આપ ઓળખી, ઘડતા ગંભીર ઘાટ;
નિર્ગુણ બ્રહ્મનારાયણ ભજતા, અંતર શમે ઉચાટ. હૃદએ. ૪
આવા જન તે છે અવિનાશી, જગમાં જયજયકારરે;
આપ ઉતરે, શિષ્ય ઉતારે, ભવસાગર જળપાર. હૃદએ. ૫
બ્રહ્મચર્યના ભાવી બળથી, માર્યા ક્રોધને કામરે;
બળથી બાંધી હૃદએ રાખ્યું, નિશંક નટવર નામ. હૃદએ. ૬

* શાળ=વણકર લોકને વણવા બેસવાની ખાડા પડતી બેઠક.

કોડે કામ કરે ઘર ધંધો, હરી સમરણુમાં એશરે;
હરી સમરે એ હરીના જેવા, પુજ્ય પુરૂષ પરમેશ. હૃદએ. ૭

કબીર સાહેબ પણ શેલાં વણવાનો અને તૈયાર કરી વેચવાનો ધંધો કરતા હતા; પોતે ગુરૂ કૃપાએ સર્વે સિદ્ધિને પામ્યા હતા.

મુખ સમરે શ્રી રામને, કામ કરે બેઉ હાથ;
મળવા આવ્યા મહાસતા, પોતે ગોરખનાથ.

ગુરૂના વચનને યાદ કરી, વળી કાને કબીરની કિર્તી સાંભળી, ચાકડીએ ચઢી, જમણા હાથમાં પવન પાવડી પકડી; અતી સિદ્ધિવાળા, પ્રતાપી ગોરખનાથ, કબીર સાહેબને મળવા આવ્યા; તે વખતે કબીર સાહેબ સવારમાં ઉઠી સર્વ કામથી પરવારી પોતે વણવા બેસી ગયા હતા; તે વખતે બહારથી અલેક જગાવતા કબીરનું મકાન પુછતા ગોરખનાથ આવી પહોંચ્યા; બંન્ને સામ સામી એક એકને નામથી અને ઉડતી કિર્તિથીજ જાણતા હતા પણ પ્રથમ કોઇ દિવસ પ્રતક્ષ મળ્યા નહોતા જેથી કબીર સાહેબે સન્માન રૂપી ઉઠબેસ કરી નહિ; પણ ગોરખને જોઇ માત્ર ડોકુજ હલાવ્યું. ગોરખે કબીરની જમણી બાજુ પોતાની પવન પાવડી ટેકાવી દીધી; અને પોતે તે ઉપર બેઠા; પછી બોલ્યા; કબીર હમ તેરી કિર્તી સુનકે, તેરી પાસ શંકાકા સમાધાનકેલીએ આયે હે, હમ ગુરૂ મછેન્દ્રનાથકા શિષ્ય ગોરખ. ગોરખનું નામ સાંભળી; કબીરનું હૃદય શાંન્ત પામ્યું; આ તો સાધુ એટલે પોતાની સિદ્ધિ બતાવી દીધી; પવન પાવડી એટલે એક ઉભા લાકડા ઉપર બીજુ આડુ લાકડુ ચોડી તૈયાર કરેલું પોતાને બેસવા ઉઠવામાં સારી મદત આપે એવું નિરંતર પોતાની પાસેજ રાખે છે; તેનો એક છેડો જમીન ઉપર ટેકી; સિદ્ધિ બળથી સિદ્ધ કરી તેના ઉપર પોતે પલાંઠી વાળીને બેસી ગયા; કબીર સાહેબ અચંબો પામ્યા, વાહ સિદ્ધ પુરૂપ વાહ ! કબીર કહે મહારાજ મને આ કામમાંથી ઉઠવા દયો. હું પણ આસન માંડી તમારા સામો બેસુ પછી આપણુ બંન્ને વાત કરીએ, એમ કહી કાંઠલામાંથી [1]ઢોઠો લઈ સાળમાંથી ઉઠયા; ઢોઠા ઉપર વીંટાએલા સુતરના તારનો છેડો જમણા પગના અંગુઠા નીચે દબાવી જમીન સાથે સજડ કરી દીધો, અને હાથમાંથી ઢોઠો મુકી દીધો; તે ત્યાંજ સજડ થઇ ગયો; તેના ઉપર એટલે ગોરખથી આઠ આંગળ ઉંચા કબીર સાહેબ બેઠા. બોલો મહારાજ આપને શું પુછવાનું છે! કબીરની સિદ્ધિનો અપાર પ્રતાપ જોઇ ગોરખની બુદ્ધિ તો ગુમ થઇ ગઇ. વાહ કબીર વાહ ! સુતરના તારને તેં ઉભો સજડ કર્યો.

---

૧ ઢોઠો=જેના ઉપર સુતરનો અગર રેશમનો તાર વિટાએલો હોય છે. તે સરખટનો સળીઓ.

સાહેબ તારી સ્હાયથી, કેમે ન પામુ પાર;
સુતરમાં સિદ્ધિ કરી, સન્ડ કર્યો તેં તાર.

**ગોરખ**—કબીર; વેગથી વૃદ્ધિને પામે છે. તે શું ! જન્મ પામી જરા પણ હાલતું નથી તે શું ! જેને હૃદય નથી તે શું ! ઉંઘતાં આંખ ન મીચે તે શું ! દૈવ વૃત મિત્ર કોણ ! સાચુ ધન શું ! સાચુ સુખ શું ! વિક્રાળ વીષ શું ! સાચો માર્ગ કયો ! પૃથ્વિથી મોટું કોણ ! આકાશથી ઉંચું કોણ ! વાયુથી ઉતાવળું કોણ ! સાચુ અને ખરૂં અન્ન શું !

**કબીર**—આપના પ્રષ્ન ઉતાવળા અને અધીક છે. જેથી જવાબ દેતાં ઘુંચવાડો થશે; જેથી એકે એકે પુછો; એટલે અનુક્રમે જવાબ આપું. ગોરખ કહે ઠીક હે એસાહો !

**ગોરખ**—વેગથી વૃદ્ધિને પામે છે તે શું !

**કબીર**—નદી, જ્યાંથી પ્રગટ થાય છે, ત્યાંથી થોડે દુર સુધી તે સાપને આકારે દેખાય છે. આગળ જતાં તે વિશાળપણાને પામે છે.

**ગોરખ**—જન્મ પામી ચલાયમાન થતું નથી તે શું !

**કબીર**—પક્ષિના ઉદરથી પ્રગટ થએલું ઇંડું; જે જન્મ ધારણ કરી હાલતું ચાલતું નથી.

**ગોરખ**—જેને હૃદય નથી તે શું !

**કબીર**—પથ્થર, જેને સારા સાર સમજવાનું જ્ઞાન કે ભાન નથી તે.

**ગોરખ**—ઉંઘતાં આંખ ન મીચે તે શું !

**કબીર**—મચ્છ, સદા ઉઘાડી આંખે જળમાં ફર્યા કરે છે; તે કયા વખતમાં ઉંઘે છે તે જણાતું નથી.

**ગોરખ**—દૈવ્યકૃત મિત્ર કોણ ?

**કબીર**—સ્ત્રિ, પોતાની કૃતિયે પતીને પાર ઉતારનાર છે.

**ગોરખ**—સાચુ ધન શું ?

**કબીર**—ચાતુર્ય. ચતુરાઈથી મનુષ જ્યારે ઇચ્છે ત્યારે ધન પ્રાપ્ત કરી શકે છે.

**ગોરખ**—સાચું સુખ શું ?

**કબીર**—સંતોષ; સંતોષને ધારણ કરી માણુસ સંતોષી રહેવાય છે. તેજ સદા સુખી ગણાય છે.

**ગોરખ**—વિકરાળ વીત્ત શું ?

**કબીર**—યાચના, મરવું સારૂં પણ માગવું બુરૂં.

**ગોરખ**—સાચો માર્ગ કયો ?

કબીર—સદા સદાચરણી ચાલે તે સાચો માર્ગ, સદાચરણી કદી અવળે રસ્તે ચાલતાજ નથી.

ગોરખ—પૃથ્વિથી મોટું કોણ ?

કબીર—માતા, પૃથ્વિ જેમ સઘળા રસને પ્રાપ્ત કરનારી છે તેમ માતા એજ સકળ સુખને આપનારી છે.

ગોરખ—આકાશથી ઉંચું કોણ ?

કબીર—પિતા એ પુત્રને માથે છત્ર છે સુખદુઃખનો સંગાથી છે; સર્વનું નિવારણ છે, સર્વે સદગુણનો દાતા છે.

ગોરખ—વાયુથી ઉતાવળું કોણ ?

કબીર—મન; મનની ગતી તિવ્ર છે, એનો વેગ સર્વથી શ્રેષ્ટ છે. એની અપાર શક્તિ કળી શકાય તેવી નથી.

ગોરખ—સાચુ અને ખરૂં અન્ન કયું ?

કબીર—દુધ; સર્વ જીવનો આધાર પ્રથમ આધાર દુધ છે, અને તેજ સાચુ અન્ન છે. તેમાં ખરૂં અન્ન ગાયનું દુધ ગણાય છે.

ગોરખ—હૈયાનું હારદ શું ?

કબીર—ભાઇ; ભાઇ એ છાતીની હિમ્મત છે. ભાઇના પ્રતાપે માણસ ધુરકે છે.

ગોરખ—ધન્ય છે કબીર, શાહબાશ છે મારા સર્વ પ્રશ્નના ઉત્તર તમે નિમેષ માત્ર અટકયા વગર સ્પષ્ટ જેવા જોઇએ તેવા આપ્યા; આપના મેળાપથી મને સંપુર્ણ સંતોષ છે. પણ કબીર એક વાત કહેતો જાઉં છું. તે તું ધ્યાનમાં રાખજે. દક્ષિણ પંઢરપુરમાં નામદેવ કરકે કોઇ પ્રતાપી ભક્ત હો ગયા; ઉનકે ઘરકી એક દાસી નામે જનાબાઇ હે. ઉસને સબસિદ્ધિ પ્રાપ્ત કરી હે ! શ્રી સર્વેશ્વરકુ અપના કરકે બેઠી હે; બડી ભક્ત હે. ઉનકા મેળાપ કરના જરૂર હે; દર્શન કરના અવશ્ય હે. જાતે હે ગોરખ વિદાય.

### મરાઠી સાખી.

નામદેવની નૌતમ દાસી, જનની જેનું નામ;<br>
શીશ નમાવી સૌકો ચાલે, અંતર આત્મારામ;<br>
જપે આઠુ નામ, પ્રતાપ પુરણ પુરણ કામ.

### ગિતી.

શંકર તનને સમરૂં, સદાય સમરૂં સરસ્વતિ માતા;<br>
ગુરૂ ગોવિંદ ગુણ ગાઉ, કરણા કરજો લક્ષલાભ દાતા.

## રાગ; હરીભજન થકી છોટા હોય તે.

હરીભજન કરી, જનની નામે નામદેવની ચેલી;
હરી હેતધરી, વિષ્નુંને વશ કરીઆ માયા મેલી.
જેણે સદાચરણથી સેવા કરી, ઘણું ગુરૂચરણનું ધ્યાન ધરી;
મન માયા મમતા રાખી પરી. હરીભજન. ૧
એણે સેવા કીધી સંતતણી, જેના હૃદયામાં શ્રી રામ ધણી;
ધન માતા તારણ તરૂણી જણી. હરીભજન. ૨
જેને કંઠે કૃશ્ન કૃપાળુ છે, જેના દીલમાં દીનદયાળુ છે;
તેના અંતરમાં અજવાળું છે. હરીભજન. ૩
જેને મહાન પુરૂષની માઝા છે, મનમાં મોહન મહારાજા છે;
એને હોઠે ઉત્તર ઝાઝા છે. હરીભજન. ૪
જેણે કૃષ્ન કૃપાનિધી કળીઆ છે, જેને પ્રિતીમાં પાતળીઆ છે;
જેને સંગ સદા શામળીઆ છે. હરીભજન. ૫
ચિત્તમાં ચત્રુભૂજ ચઢાએ છે, કર્મે કસ્તુરી વાવે છે;
તેના શંશય શોક શમાવે છે. હરીભજન. ૬
જે દુર્જનથી બહુ ડરતી છે, ત્રિવેણી સંગથી તરતી છે;
જેની વિઠ્ઠલ વરથી વરતી છે. હરીભજન. ૭
જે ગર્વ કરીને ગાજી છે, જે રામ ચરણમાં રાજી છે;
જેને હૈએ હિમ્મત ઝાઝી છે. હરીભજન. ૮
અંતરમાં વિઠ્ઠલ વસીયા છે, જે ધર્મકાર્યમાં ધસીઆ છે;
જેને જોઇને હરીવર હસીઆ છે. હરીભજન. ૯
જે હરીસમરણમાં અટકે છે, જેના દીલમાં દર્શન ખટકે છે;
માધવમંદિરમાં ભટકે છે. હરીભજન. ૧૦

જનાબાઈ એ પરગામના એક ઘાંચી એટલે તેલીની દીકરી હતી; એનો બાપ એને બાળપણમાં લઇને પંઢરપુરની જાત્રાએ આવ્યો હતો. ઠાકોરજીનાં દર્શન કરતાં તેની ચીત્તવૃતી ઠરી ગઇ. શ્રી ઠાકોરજીની મુરતી અને તેને ધારણ કરાવેલા શણગાર જોઇ તેને અતી આનંદ થવા લાગ્યો. થોડા દિવસ બાદ સંઘના માણસો વેરાવા લાગ્યા ત્યારે જનાબાઈના પિતાએ કહ્યું બેટા જનની કાલે સવારે આપણે જવાનું છે!

**જનની**—કેમ બાપા એટલામાં! હજી આપણે ધરાઇને દર્શન તો કર્યાં નથી, અને મહારાજનું કિર્તન તો પુરૂ સાંભળ્યું નથી; દિવસ દર્શનમાં અને રાત્રિ કિર્તનમાં એમ અવસર ગુજારતા હતા; શ્રી નામદેવજી મહારાજ

શ્રી વિઠ્ઠલનાથ ભગવાનની સનમુખ ઉભા ઉભા કિર્તન ગાતા હતા, અને તે પગમાં ઘુઘરા બાંધી નાચતા હતા, અને અનેક પ્રકારે સારા સારા દ્રષ્ટાન્તો આપી, મનુષ્યને બોધ કરતા હતા. આ સઘળી બાબતમાં જનનીનું ચિત્ત સ્થિર થઇ ગયું હતું તેથી તેને ઘેર જવાની મરજી ના થઇ; જેથી એણે બાપને કહ્યું. બાપા આપણે આ મહારાજને ગુરૂ કરીએ.

**બાપ**—બહુ સારૂં બેટા; તું એ મહારાજની સેવા કરવા જજે, તેમના મંદિરમાં વાસીદાં વાળવા જજે.

**જનની**—બહુ સારૂ બાપા; ત્યારે તો ગમશે, અને હું તો અહીંજ રહીશ; મહારાજની સેવા કરીશ ભગવાનનાં દર્શન કરીશ અને પરમેશ્વરની ભક્તિ કરીશ.

**બાપ**—સારૂ બેન તેમ કરજે ! કાલ સવારે આપણે મહારાજના મંદીરમાં જઈશું. અને તારી સુપ્રત કરીશું.

**જનની**—બહુજ સારૂ બાપા જનની ખુશી ખુશી થઇ ગઈ.

બીજે દીવસે સવારમાં વાસી વદનથી પરવારી નાહી ધોઇ દિકરીને લઇ, નામદેવજી મહારાજ જે સેવામાં આરૂઢ થયા છે ત્યાં આવી દિકરી આગળ બેસારી ભક્તરાજને નમન કરી સામા બેસી બોલ્યો.

### મરાઠી સાખી.

પ્રાણુ થકી મને પુત્રિ વહાલી, સોંપુ છું મહારાજ;
ખરા હૃદયથી ખોળે આપુ, સરવા સઘળાં કાજ;
જોઈ ભક્તિ આપ, મન મારૂ માન્યું મા બાપ. જોઈ.

**નામદેવજી**—ભાઇ આટલી નાની બાળકીને અહીં શા માટે મુકી જાઓ છો !

**છોકરીનો બાપ**—મહારાજ, એની લગની અહીંજ લાગી ગઇ છે. એ હવે અમારી સાથે ઘેર આવવા ના પાડે છે.

આવા જવાબને સાંભળી નામદેવજીએ ધ્યાન કરીને જોયું. તો માલમ પડયું કે, એ કૃષ્ણ અવતારમાં કુબજા હતી. જેથી નામદેવજી ગુપચુપ બેસી રહ્યા. છોડીના બાપે બહુ આગ્રહ કર્યો. એટલે બોલ્યા, બહુ સારૂ મુકી જાઓ ! જનાબાઇ નામદેવજીને ઘેર રહી; ઘરનું સર્વ કામ કરતી; ભજન રૂપી ફુલ વાડીમાં ઉછરી મોટી થઈ. શહેરની જાણીતી થઇ લોકની માનીતી થઇ; એના સુશીળ સ્વભાવને લીધે, લોકમાં માન્ય થઈ. જનની પુરજોસમાં આવી ત્યારે નામદેવજી દેવ ધામમાં પધાર્યા; મંદિર મંદિરની સેવા અને સઘળુ કામ એ સઘળુ જનની માથે પડયું: તે પણુ જનની ઘણા હર્ષથી કરવા લાગી. ગામમાં છેક સુધી પણુ જનનીનું સન્માન; આ રીતે તેની દીન પ્રતીદીન ચઢતી કળા

થઇ પણ નામદેવજીના ઘર સામી રહેતી. એક પાડોશણ કે જેનાથી જનનીનું સુખ દેખી ખમાતું નહોતું. એ રોજને રોજ જનાબાઇને જોઇ બડબડાટ કર્યાજ કરતી હતી; આ રાંડ જોને રાંડ બહેકી ગઈ છે. આજકાલની રખડતી ભટકતી ભૂખે મરતી આવેલી; રાંડને રોટલા ઉપર ચાંનકી મળી એટલે ચીરહ્ને ચાર થઈ; રાત પડી કે જાણે વહાણું વહાયું મધરાત સુધી કોઇને ઉંઘવા દેતી નથી અને (અગીઆરસ આવે છે ત્યારે તો આખી રાત માથુ ફોડી નાંખે છે.) આ રીતે પાડોશણનું બોલવું લઢવા રૂપ થાય છે. પણ જનાબાઇ તો શાંન્ત રહી સાંભળ્યાજ કરે છે. અડધુ પડધુ સાંમળે છે અને બાકીનું કાન તળે કહાડી નાંખે છે. કાનનો ધર્મ છે. જેથી સંભળાય તો ખરૂં. પણ તે ધ્યાન ઉપર જરાય લેવું નહિ. આથી પાડોશણ અકળાય તેમ તેમ વધારે બોલે જાણે કાંઈ કરતાં બોલે છે.

**[જનની]** **ધુન.**

વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઈ, વિઠ્ઠલ રૂખમાઇ વિઠુબા રૂખમાઈ.
વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઇ, વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઈ.
વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઈ, વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઈ.

જનની તો આ પ્રમાણે પ્રભુનું સમરણુજ કર્યા કરે છે, પણ તે પડોશણથી ખમાતુ નથી; જેથી ત્રિજે ચોથે ઝઘડો માંડીને બેસે છે. પડોશણ બોલવા માંડે છે, એટલે જનની કોઈ પણ રીતે શ્રી હરીનું સમરણ કરવા માંડે છે.

**[જનની] રાગ; ભેખરે ઉતારો રાજા ભરથરી.**

વહારે ચઢો મારી વિઠલા;
કર્મ હીણી કરમે જડી; સાંધ્યો કરમે સંજોગજી;
રાત દિવસ માંડે રહાડીઓ, પેલા ભવના આ ભોગજી. વહારે ચઢો. ૧
માફ ભર્યું જેના મનમાં; તેના તનમાં દે તાનજી.
ઉદ્વેગને આરાધતી; ક્યાંથી ભજે ભગવાનજી. વહારે ચઢો. ૨
સુતી ઉઠીને સવારમાં, માંડે કપરો કંકાસજી.
સમજુ આપે કદી શીખ તો; જાણે કાપે છે ઘાસજી. વહારે ચઢો. ૩
ક્રોધ વસ્યો જેને કાળજે, હૈએ ભર્યો અહંકારજી.
કપાળે ચઢીને બેઠાં કુતરાં; હલકી પામે ન હારજી. વહારે ચઢો. ૪
શાન્તિ દયા શમણે નહિ; નથી શમણે સંતોષજી.
લેખ લખ્યા છે લલાટમાં દાદા દૈવનો દોષજી. વહારે ચઢો. ૫

શ્રી હરીનું સ્તવન કરતી, ગુરૂના સ્થાનમાં, સર્વેશ્વરની સેવા પુજા કરતી જનાબાઇ; પોતે પોતાનું સંભાળી બેઠી છે. તે પણ આ બાઇથી ખમાતું નથી.

જનાબાઇ ભગવાનનું ભજન કરે છે. અને પડોશણ જનનીનું કર્યા કરે છે.

[ પડોશણ ] **મરાઠી સાખી.**

આ અક્કરમણ ક્યાંથી આવી; ફોગટ માથાં ફોડે,
કદીએ ત્યારે કરે કરામત, હાથ હરીને જોડે,
કોડે કરતી કામ; રાત દિવસ રટે રાધેશ્યામ. કોડે.

[ **જનની** ] **રાગ; વડિલ વધારે બોલો નહિ.**

તમે શાન્ત પણાને સાધો બેન; ઘેરો ઘંટી ટંકારો.
તમે ઇશ્વરને આરાધો બેન; ઘેરો ઘંટી ટંકારો.
મેં હરખે કહાડી હડીઓ બેન. „
મને અમુલ્ય હીરો જડીઓ બેન. „ ૨
તમે અંતર હૈયુ ખોલો બેન. „
શ્રી માધવ મુખથી બોલો બેન. „ ૩
મારી વિઠ્ઠલ વરમાં વરતી બેન; „
હું ડાકોર દેખી ઠરતી બેન. „ ૪
તમે દયા દીલમાં ધારો બેન; „
તમે મોહ મમતને મારો બેન. „ ૫
મેં હાર ધરાવ્યો ફુલનો બેન; „
મને મણી મળ્યો મહા મુલનો બેન. „ ૬
તારૂ લક્ષણ દેખી લાજી બેન; „
ગોવિંદ ગુણ ગાતી રાજી બેન. „ ૭
હું હરી મુખ દેખી હરખી બેન; „
નિર્મળ નારાયણ નરખી બેન. „ ૮
આતો અમુલખ અવસર આવ્યો બેન; „
જેને હરી મળ્યા તે ફાવ્યો બેન. „ ૯
મને માધવ હરખી મળીઆ બેન; „
મારા તાપ ત્રિવીધી ટળીઆ બેન. „ ૧૦
કરે ખરા બોલને ખારો બેન; „
જેથી અંતે નાવે આરો બેન. „ ૧૧
મને ગુરૂજીએ ગમ પાડી બેન; „
દીઠી વિઠ્ઠલ વરની વાડી બેન; „ ૧૨
ગરૂજી ગોવિંદ ગુણ ગાવે બેન. „
તને ફરી જનમ નહિ આવે બેન; „ ૧૩

મારી શમી શરીરની અગની બેન.　　ઘેરે ઘંટી ટંકારો.
લાગી લક્ષ્મિ વરથી લગની બેન;　　,,　　૧૪
શીખામણુ સોના સરખી બેન.　　,,
પામરશુ શકશે પરખી બેન;　　,,　　૧૫
દારૂણુ દુર્ગુણુને તજજે બેન;　　,,
તુ હરદમ હરીને ભજજે બેન.　　,,　　૧૬

[પડોશણુ]　　**મરાઠી સાખી.**

શાંન્ત રહે તું શાણી સીતા, લક્ષણુ લાખ ભરેલી;
વઢકારી વળી બહુ બોલકણી, મમતી શિર ફરેલી.
કપરી વાણી, ભાન વગરની ભક્તાણી.　　કપરી.

[જનની]　**રાગ; માઢ. ઢબ બંસીબાલા આજો મારા દેશ.**

દયાળુ પ્રભુ દોડો દીન દયાળ;
છો પ્રેમીતણા પ્રતીપાળ.　　દયાળુ પ્રભુ.
પાડોશણુ પાપી અતી, નીચ નફ્ટ નાદાન;
ભૂતળ તળ ભમતી ફરે, ભમતી ક્યાં છે ભાન.　　દયાળુ પ્રભુ. ૧
હૈયામાંથી; આકળી; વાંકી વસમી વાટ;
ઇશ્વરની ઓળખ નહિ, ફાવે એવી ફાટ.　　દયાળુ પ્રભુ. ૨
મંન્ન તણી મેલી અતી, જીભે ઝાઝુ ઝેર;
બોલતાં બાઝે ઘણું, કરતી કાળો કેર.　　દયાળુ પ્રભુ. ૩
વીણુ વધુટી વંતરી, ખરો હૃદયમાં ખાર;
દુઃખ દારૂણુ આવી પડયું, વિઠ્ઠલ કરજો વહાર.　　દયાળુ પ્રભુ. ૪
તીખાં વચનો બાણુમાં, તાણી માર્યા તીર;
કંપ રહે કાયા વિષે, નયણે ચાલે નીર.　　દયાળુ પ્રભુ. ૫

[પડોશણુ]　　**મરાઠી સાખી.**

આજ કાલની આવેલી તું ચતુર પુરૂષની ચેલી;
માનવું હોયતો માની લેજે, શિખામણુ છે છેલી;
જા મત મેલી; બહુ નામી આખર બેલી.　　જા.

[જનની]　**રાગ; આજે આવી બન્યુંરે. (ચંદ્રહાસ).**

તુજથી થરકી હું થાકીરે, વઢકારી વેરણુ તુજથી;
થાકી તારા બોલથી, પાકી પુર પ્રકાશ;
તાકી મારે તીર તું, નખ શીખ કરતી નાશ.　　તુજથી. ૧

જીવનને નવ જાણુતી, અવળાં ધરતી આળ;
જીભે જુઠું બહુ બકે, કરતી કુટ કપાળ. તુજથી. ૨
ચીત ચુકાવી ચોરતી, મનનો ગમતો માલ;
જુઠું જણુવે લોકને, ગરજે તાણી ગાલ. તુજથી. ૩
સીધું સવળું ના ગમે, હરનીશ આંખે આડ;
સમરે શાળીંગ્રામને, પુરણુ માનું પાડ. તુજથી. ૪
છેવટ છોભી હું પડી, વઢતી વાંકી વાણુ;
પહેલી પારખ ના પડી, ઝાઝે વરષે જાણુ. તુજથી. ૫
હાડ ગઈ હરવી મને, વરત્યો કાળો કેર;
કળ પડવા દે [1]કુતરી, વિઠ્ઠલથી શું વહેર. તુજથી. ૬
ભજન કરે ભગવાનનું, લાગુ તુજને પાય;
જંપે ને દે જંપવા, સઘ સકળ સુખ થાય. તુજથી. ૭
કાલાવાલા મેં કર્યા, અલી ઉંડાં તુજ મુળ;
શમણે શાન્તિ નવ વળી, માથે ઘાલી ધુળ. તુજથી. ૮

[પડોશણુ] મરાઠી સાખી

વહેર વધારી વઢતી આવી, કુડા કરતી ચાળા;
મોઢું જોઇ મન માઠુ લાગે, હઇએ ઉઠે ઝાળા;
લમણે લહાળા; [2]ગીરધર સંગે ગોટાળા.

જનાબાઈ અને પડોશણુની લડાઇથી આસપાસના બીજા પડોશીઓ ત્રાસ પામી ગયા હતા; પણુ એમાંથી એકેને કોઇ કહી શકતા નહોતા; પડોશણુને ન કહી શકે તે માત્ર તેના ત્રાસથી. કે જો તેને બે અક્ષર કહીશું તો એને મુકશે પડતી અને બાઝશે આપણુા સામી; જનાબાઇને ના કહે તે પણુ તેના સારા સ્વભાવથી ભક્તિના પ્રતાપથી; મનથી ઉકળી જાય તો ખરી પણુ આવા આવા કારણોને લીધે શાન્ત પડી શકે નહિ; પણુ બાંધે બીડયે સહન કર્યા કરે.

અહીં જનનીની આ સ્થિતી ચાલે છે. પણે કાશીમાં કબીર સાહેબ વિચાર કરે છે કે નામદેવજીની ચેલી જનનીને જોવી તો જોઈએ; એમ વિચારી વસ્ત્ર પહેરી; માળા કમંડળ વિગેરે સાહિત્ય તથા પ્રેમી સેવકને સેવા અર્થે સાથે રાખી પંઢરપુર તરફ પ્રયાણુ કર્યું.

માર્ગમાં આવતા મહાદેવ સ્થાનને નમન કરતા કાળે કરી પંઢરપુરમાં

---

૧ કુતરી=કુળતરી, ભગવાન ભજી કુળ તરીજા. ૨ ગીરધર=મીરાંબાઇએ શ્રી ગીરધર નામથી કૃષ્ણને ભજ્યા છે.

આવી પહોંચ્યા. કબીરની પ્રતાપી મુરતી જોઇ સાથે સેવકને ગામના અજાણ માણસો પુછવા લાગ્યા. એમ પુછપરછ કરતાં ગામમાં ચરચા ચાલી રહી કે કાશીથી કબીર સાહેબ આવ્યા છે. થોડીવારે સાહેબ તથા સેવક સાથે સાથે ચાલતા વાતો કરતા રાજદરબાર સુધી આવી પહોંચ્યા અને સભામાં બીરાજેલા રાજાધીરાજના સામી દ્રષ્ટિ કરી કબીર સાહેબ ઉભા; તેમના સામી નજર પડી કે તરત રાજા શિવાય સભાના સર્વ માણસો ઉભા થયા, અને પ્રધાનજીએ સેવકને પુછયું કે આ જાજ્વલમાન્ય પ્રતાપી પુરૂષ કોણ છે ?

**સેવક**—સાહેબ સત્ય કબીર. જેમનો નિવાસસ્થાન કાશીમાં છે.

કબીર સાહેબનું નામ સાંભળી, પ્રધાનજીએ રાજાની બાજુમાં રૂડુ આસન નંખાવ્યું તથા સન્માનની સાથે તેમને બીરાજમાન કર્યા. તેજ વખત જનાબાઇનો ઝગડો દરબારમાં આવ્યો.

આગળ સીપાઈ તેની પાછળ આશરે પચાશેક છાણાનો ભરેલો ટોપલો માથે મુકી એક સ્ત્રિ, તેની પાછળ નામદેવજીની ચેલી ભક્તાણી જનાબાઈ. જનાબાઇને જોતાંજ રાજાજીએ પ્રશ્ન કર્યો કેમ જનાબાઇ તમારે શામાટે રાજદરબારમાં આવવું પડયું. સાથે સાથે સીપાઇ કેમ આવ્યો છે ?

**જનાબાઇ**—તે સઘળુ કહેનાર આ સીપાઇજિ છે.

ગામમાં ઉડતી અફવાથી નજર પડતાં ઓળખી કબીર સાહેબને નમન કરી જનાબાઇ ઉભી રહી.

**સીપાઈ**—સરકાર. આ છાણાંનો ભરેલો ટોપલો લઇ આ બાઈ કે જેને માથે છે તે પોતાના ઘરમાં પેસતી હતી. સામેથી જનાબાઈ પકડી રહી હતી; આ બાઇ કહે છે મારાં છે અને જનાબાઇ કહે છે, થોડાં એનાં છે બાકી વિશેષ મારાં છે.

**પ્રધાન**—સાબીતી માટે સાક્ષી તો જોઇશે ! છે કોઈ જાણનાર જનાબાઇ!

**પડોશણ**—અરે સાક્ષી ને ફાક્ષી, છાંણાં બધાંય મારાં છે. એનું તો કડકોય નથી. જોઉતો ખરી કીયાક એના કહેવા આવે છે એમની બોનના ધણી.

કબીર સાહેબ પણ વિચાર કરે છે કે એનું કામ પતી જાય એટલે આપણે પણ તેની સાથે વાત કરીએ.

**જનાબાઈ**—આમાં બહારના જાણીતા માણસોની જરૂર જણાતી નથી; છતાં જરૂર પડશે એમ લાગતું હોય તો બોલાવો બે પડોશીને પણ આ બાઇના ત્રાસથી પડોશી કંપી રહ્યા છે એટલે અહીં હાજર થવા ઇચ્છા ધરાવતા નથી.

**પડોશણ**—કેવું કેવું ગોઠવે છે, કેવું કેવું ગોઠવે છે, ગોઠવ ગોઠવ મારી મામી; હવેજ છાણાં લઇને જઇશ!

**પ્રધાન**—સીપાઇ, એને બહુ ન બોલવાદ્યો! આનો ઈન્સાફ ન્યાયાધીશની ધ્યાનમાં ઉતરતો હશે!

**ન્યાયાધિશ**—છાણું થાપતી વખતે થાપનારનો હાથ તેના ઉપર પડે છે, ફેર હાથ મુકાવી સરખાવી જોઇએ એટલે તરત પારખુ!

**પ્રધાન**—ઠીક ત્યારે તેમ કરો, પ્રતક્ષ પ્રમાણથી સાબીતી. સાક્ષી બાક્ષીની જરૂર નહિ.

એક છાણા ઉપર બાઈ નો હાથ મુકાવરાવ્યો તે બરાબર બેસતો આવ્યો એટલે ન્યાયાધિશે કહ્યું કે આ છાણું આ બાઈનુંજ થાપેલું છે. તેજ પ્રમાણે બીજુ, ત્રીજુ, ચોથુ અને પાંચમુ એવાં પાંચે છાણાં આ બાઇનાં થાપેલાં છે; એમ સમજાયું.

**પ્રધાન**—તેજ છાણા પાછાં જનાબાઇના હાથ સાથે સરખાડી જૂવો; જૂવો કેમ થાય છે.

તેજ વખત જનાબાઇને પાસે બોલાવી તેના તે છાંણા ઉપર હાથ મુકાવી મુકાવી સરખાવી જોયાં. તે તેના હાથની સાથે પણ તેજ પ્રમાણે મળતા આવ્યા, ન્યાયાધીશ કહે જે પ્રમાણે આ બાઇના હાથ સાથે બેસતું આવે છે તેજ પ્રમાણે જનાબાઇના હાથ સાથે પણ બેસે છે. આ ન્યાય બહુ અટપટો છે.

**રાજા**—કોઇ પણ રીતે આપણે તો ન્યાય આપવોજ પડશે નહિતો પછી આપણને પુછશે કોણ!

**પ્રધાન**—હું તો એમ કહું છું કે આ છાંણાં આ બાઇને આપી દ્યો, અને જનાબાઇને આપણા મોડવામાંથી બીજાં છાણાં આપો! એટલે તેમનું મન સમાધાન થશે, સો સૌને ઘેર જશે.

**રાજા**—એનું નામ ન્યાય કર્યો ના કહેવાય, આતો પંચે ઘર મેળે સમાધાન કર્યું કહેવાય, કેમ ન્યાયાધીશ!

**ન્યાયાધીશ**—તેમ પણ નહિ કારણ કે આમ કરવામાં દરબારમાંથી બીજાં ઘણાં આપવાં પડે છે. તેનાં તેજ છાંણાં વહેંચાય અને બંન્નેનાં મન સમાધાન થાય તો ઇન્સાફ થયો એમ ગણાય.

**રાજા**—ત્યારે તો છાણું થાપીને છાણા થાપનાર થાપીને ઉપર નામ લખતા હોયતો સારૂ.

**પ્રધાન**—ત્યારે તો તરત ઇન્સાફ માથાકુટ પડેજ નહિ.

**જનાબાઇ**—મારા થાપેલા છાણા ઉપર નામ છે. શ્રી વિઠ્ઠલ, વિઠ્ઠલ, શ્રી વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલ તપાસી જૂવો.

જનાબાઇના કહેવા ઉપરથી ન્યાયાધીશે હાથમાં છાણું પકડી બંન્ને તરફ તપાસી તપાસી ફેરવી ફેરવીને જોયું પણ નામ ન જડવાથી; બાજુ પર મુકી દીધું. તે પ્રમાણે બદ્ધાં છાણાં એકજ ઢગલે થઇ ગયાં; ન્યાયાધીશ કહે બદ્ધાં છાણાં બાઇનાં છે. જનાબાઇ જૂઠી છે.

**કબીર**—અપસોસ અપસોસ અલ્લા તોબા એઇ જનાબાઇ !

**પ્રધાન**—ફરી આવો જૂઠો ઝગડો લઈ દરબારમાં આવીશ તો રાજા તારે માટે વીચાર કરશે. આજ તક તો તારા ઉપર પુરો ઇતબાર હતો કે તું સાચું બોલનારી છું. પણ આજે એમના દીલને ખાતરી થઇ ગઇ કે જનાબાઇ તદ્દન જૂઠ્ઠી છે.

**કબીર**—કાને હાથ દઇને તોબા તોબા તોબા, અલ્લા તોબા; ગોરખનાથે આ જનાબાઇને કોઇ દિવસ જોઇ પણ નહિ હોય; માત્ર તેની કિર્તિ સાંભળીને વખાણ કરતા હશે; સાચુ જૂઠું એતો ઇશ્વર જાણે.

**રાજા**—( કબીર તરફ મોં કરીને ) કેમ સાહેબ શું વિચારમાં પડી ગયા છો !

**કબીર સાહેબ**—મેં જનાબાઇની બહુ સારી કિર્તિ સાંભળી હતી; તે વળી સારા અને વજનદાર માણસના મુખથી જેથી હું જનાબાઇને જોવા અહીં આવ્યો; અપસોસ, અપસોસ તોબા બાવા તોબા.

**ન્યાયાધીશ**—આ બાઇને માથે આ છાણાંનો ટોપલો ચઢાવી દો; આ જનનીને ધક્કા મારીને બહાર કાઢો !

**જનાબાઇ**—( ડાબે હાથે ટોપલો પકડી બોલી ) ન્યાયાધીશ ! જરા ઇશ્વરને ઓળખો; જરા પ્રભુ તરફ નજર કરો ! રાજની નોકરી કરી પેટપુર પૈસા લ્યો છો તેનો તો જરા વીચાર કરો !

**ન્યાયાધીશ**—બરાબર વિચાર કરીને, અને ઇશ્વરને ઓળખીને ન્યાય આપ્યો છે, ત્યાં છે તારૂં નામ ?

**જનાબાઇ**—મારૂં નામ તો શાનું હોય પણ માલીકનું નામ તો હશેજ તમે કઇ આંખથી જોયું ?

**ન્યાયાધીશ**—આ મારી છે, એ આંખથી.

**જનાબાઇ**—તે આંખો ઉપર તો પાટા બાંધી દો ! જમણા કાન ઉપર છાણું મુકો, ઉપર હાથ રાખો, ચીત્ત સ્થિર રાખો. ન્યાયાધિશે જનાબાઈના સુચવ્યા પ્રમાણે ગોઠવ્યું તો અંદરથી અવાજની અખંડ ધારા ચાલવા લાગી.

શ્રી વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલ શ્રી વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલ
શ્રી વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલ શ્રી વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલ
શ્રી વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલ શ્રી વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલ

આ પ્રમાણે નામને સંભળાવતું છાણું જમણી બાજુ અને જેમાંથી કાંઇ પણુ અવાજ ન સંભળાય તે ડાબી બાજુ. ડાબી બાજુનાં છાણાં માત્ર દસ બાર અને જમણી બાજુનાં ચાળીસ બેતાલીસનો ઢગલો, ન્યાયાધીશે મોટો અવાજ કરી કહ્યું કે આ ડાબી બાજુએ પડેલાં દશબાર છાણા માત્ર આ બાઈનાં છે. અને શ્રી વિઠ્ઠલ નામથી ભરપુર ભરેલાં છાણાં બેન જનાબાઇનાં છે. તેજ વખત આખી સભામાં તાળીઓ પડી; સૌ મોટા અવાજથી બોલ્યા, બોલો જનાબાઇની જે. શ્રી વિઠ્ઠલનાથ ભગવાનકી જે.

ન્યાયાધીશ શિવાય બીજા કોઇએ આ ચમત્કાર જોયો નહોતો; પણુ સર્વને આતુરતા તો હતી. જેથી પ્રથમ કબીર સાહેબે ન્યાયાધીશ પાસે માગણી કરી એટલે ન્યાયાધીશે એક છાણું કબીર સાહેબના હાથમાં આપ્યું. બીજું રાજાના હાથમાં અને ત્રીજું પ્રધાનના હાથમાં.

ત્રણે જણાએ કાને છાણાં અડાડી રાખ્યાં. એટલે શ્રી વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલ એ પ્રમાણે અવાજ સંભળાવા માંડયો. શબ્દ સાંભળતાં મહાત્મા કબીર સાહેબ અતી આનંદ પામ્યા; અહાહાહા; વાહ જનાબાઇ વાહ ! શું તારી ભક્તિ, શું તારી શક્તિ, ધન્ય છે ધન્ય છે જનાબાઇ ધન્ય છે. અવસ્ય તું દર્શનિક તો ખરી; ગોરખનાથની કહેલી વાણી સત્ય છે. સત્ય શ્રી મહાત્મા કબીર સાહેબની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં; જેને સુરતાથી શ્રી હરીનાં દર્શન થયાં; પોતે હાથ ઉંચો કરી જનાબાઇને કહ્યું. જીવતી રહે બેટા જીવતી રહે, સતીઓ અને પતીવ્રતા સ્ત્રિયોને પુજન પાત્ર પણુ તુજ છે. કબીર સાહેબ સાચા હૃદયથી જનાબાઇને આશિર્વાદ આપે છે; જનાબાઇ બે હાથ જોડી નીચી નમી ઉભી રહી છે, તે વખતે રાજા સાથે સારી સભા પણુ કબીર સાહેબને નમીજ રહ્યા છે.

આ સઘળો ચિતાર પડોશણુ વઢકારી બાઈનાં હૃદયમાં પણુ ઉતરી પડયો. તેની આંખમાંથી પણુ ચોધાર આંસુ ચાલવા માંડયાં. તે પણુ જનાબાઇના સામી હાથ જોડીને ઉભી છે.

[ પડોશણુ ] **રાગ; સુખ દુઃખ મનમાં ન લાવીએ.**

અરેરે કરમ કુંડાં આચર્યાં, કરીઆં અઘટીત કામ;
સાધુ જનોને સંતાપીઆ, નિશ્ચે નરકમાં ઠામ. અરેરે કરમ. ૧
ભક્તિ ભજન નવ જાણીઆં, પાડયો ભજનમાં ભંગ;
લાખ વસા લવરી કરી, જૂઠા મચાવ્યા જંગ. અરેરે કરમ. ૨

જનની તો ઝાંખી નવ પડી; પામી પુરણ પ્રકાશ;
સાચી પામી હું તો સ્યામતા, આખર ક્યાંથી ઉજાશ. અરેરે કરમ. ૩
દાસી બનું હું દયાળુની, પુજુ પ્રેમથી પાય;
મમતા મટે મારા મનની; અંતે ઇશ્વિર સહાય. અરેરે કરમ. ૪
ધીક્ જીવીત મારૂ જાણવું, ધીક્ ધીક્ અવતાર;
રાઢ મચાવી રૂડા રામથી, જેથી અંતમાં હાર. અરેરે કરમ. ૫

અરે હાય ! મારાં કીયા જનમનાં કરમ ઉઘડયાં; મને કયાં કુબુદ્ધિ સુજી; આવાં પવિત્ર જનાબાઇ સાથે ઝઘડો; શ્રી વિઠ્ઠલ રાયની સાચી લડકી સાથે લમણા ફોડ, હે પ્રભુ, હે હરી; મારા ગુના માફ કરજો. જનાબાઇના પગમાં પડી.

[ જનની ] ગિતી.

શાંન્ત રહી જા શાણી; વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલ વદ વાણુ;
સાચુ કર શ્રીજીથી, કોટી અર્કે તે કરશે કલ્યાણ.

સાંજ પડી સભા વીસરજન થવા સમય થયો, એટલે કબીર સાહેબ સમય વિચારી આપ ઉભા થયા; ધન્ય જનાબાઈ ધન્ય હે તેને શ્રી હરીકુ સાધ્ય કરલીએ હે, કલ્યાણ હો, કલ્યાણ હો, કલ્યાણ હો.

[ કર્તા ] દોહરા.

ગુણ ગાજો ગોવિંદના; કરો વિચારી કામ;
પાર ઉતારે પાતળો, રાખો રૂદીએ રામ. ૧
રામ ભજન કર ભાવથી, શમે સરવ સંતાપ;
શીતળતા શ્રી રામની, ટળે ત્રિવીધી તાપ. ૨
વધે વધે વિપરીત વધે, વધે વધાર્યું વહાલ;
સેવક સાચો શ્રી તણો, બાળક બાપાલાલ ૩

## નરસિંહ મહેતાએ આપેલું જીવતદાન.

### રાગ; હરી ભજન થકી છોટા હોય તે.

શુણ સોહાગી મહિતળ માંહે મનુષાદેહ અવતાર છે.
ભવજળ તરવા; સાધન રૂપે સૌમાં જેનો કાર છે;
પ્રાણીમાં પુરણ આઝો છે, જેનો મહિતળ માંહે માઝો છે;
ભવ પાર જવા દરવાજો છે. શુણ. ૧
જેનો ભાર બોજ બહુ ભારી છે, મનુષા દેહ મંગળકારી છે.
એતો બહાર જવાની બારી છે. શુણ. ૨

જે ઇશ્વરને આરાધે છે, તે સર્વ સિદ્ધિઓ સાધે છે;
તેને જરને જશ બહુ વાધે છે. શુણુ. ૩
જેણે મહિતળ મનુષા દેહ ધરી, પદ પામ્યા પર ઉપકાર કરી;
તે ભવસાગરને ગયા તરી. શુણુ. ૪
જેને ઉકલી હૈયાની આંટી, તેને જાય ખિલાડી કેમ ખાંટી;
તેના જનમ મરણુની ગઇ ઘાંટી. શુણુ. ૫
જેને વિઠ્ઠલ સાથે વહાલ છે, જેને ધિંગી ધણીની ઢાલ છે;
તેને સ્વર્ગ વિષે સુખપાલ છે. શુણુ. ૬
મમતા નવ રાખે માન તણી, જેને ગોવિંદ સાથે ઘાણુ ઘણી;
તે સહેજે વળશે સ્વર્ગ ભણી. શુણુ. ૭
કર્તાને દેખી ખીલે કળી, ચપળા દેખી નવ જાય ચળી;
બાપુ દે છે દુઃખ દેવ દળી. શુણુ. ૮

## મરાઠી સાખી.

નરસિંહ મહેતો નાગર બ્રાહ્મણુ, ભક્ત નગરમાં ભારી;
આઠે અંગે અખંડ વસીઆ, તન મનમાં મોરારી;
મંગળકારી, અવની આખી અઘ્રારી. મંગળકારી.

શ્રી સર્વેશ્વરના સાચા ભક્ત, જેના હૃદયમાં અજંપા જાપ જપાઇ રહ્યો છે, તે એકવાર ગંગાજી સ્નાન કરી ઘેર આવતા હતા, જેના સંઘમાં ઘેગવે ઘણુા માણુસો ચાલતા હતા જવલ્લા પુરૂષો હતા ઝાઝી સ્ત્રિયો હતી; વળી કોક કોક નાતીલા પણુ હતા.

ભક્તરાજને પગલે પગલે શ્રી હરીના નામની અખંડ ધુન થઇ રહી હતી. પ્રેમી હરીજનો મોટે અવાજે પ્રભુના નામની ધુન કરતા મહેતાજીના પગલે પગલે ચાલતા હતા.

રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે;
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે.
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે;

નાના નટવર રાધા કૃષ્ન, ઓ મારા નાથ રાધા કૃષ્ન;
ઓ મારા નાથ પકડો હાથ, અહલ્યાના ઓધારણુ નાથ;
પતીત કેરા પાવન નાથ, અનાથોના છોજી નાથ.

રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે;
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે.

**સારંગધર**—વાહ વાહ ! નરસિંહ મહેતા વાહ ! વાહ તમારી ભક્તિ, શી લીલા કેવી લીલા !

**અભીમાનરાય**—એકવાર રાસ ગૂમાડો રાસ ! મહેતાજી, ગોળ ચકયડુ ફેરો ચકયડુ !

**ચિંતાપ્રસાદ**—એમાં તો ગોપીઓ જોઇએ ગોપીઓ ! તે મહેતા કયાંથી લાવે !

**સારંગધર**—તમે તો ચિંતાપ્રસાદ ખરા કની; એટલે તેનીએ તમારે ચિંતા ! આ બધાં ધાડાંને ધાડાં તો જોડે ફરે છે, મહેતાને શી ખોટ !

**અભીમાનરાય**—એમાં તો વિધવાઓ ના ચાલે સારંગધર ! સારી સોવાસણો જોઇએ !

**મણીધરપ્રસાદ**—વીસ વીધવા તો સાત સોવાસણ, અહીં તો એ પ્રમાણેનો હીસાબ છે.

દોહરો.

જય જય શ્રી સાયર પતી, જય જય શ્રી જગપાળ;
પાળકના પાળક પ્રભુ, કાળ તણા પણ કાળ.    સિયાવર.

**હીરરાય**—આ સાલમાં પંઢરપુરની જાત્રા ભરાય છે ત્યાં ચાલો મહેતાજી !

**હરીપ્રસાદ**—એ મેળો તો ભારે ભરાય છે !

**વૈકુંઠરાય**—એતો થડમાં આવ્યું. વાટ વેગળાની, એટલે તૈયારી કરવીજ જોઇએ !

**સારંગધર**—બોલાવો જે મહેતાજી !

**મહેતાજી**—આપ સરવે આવશો કે નહિ.

**ઉતાવળાપ્રસાદ**—અમે તો આગળ, તમે જે બોલાવો એટલીજ વાર છે. પોટલાં બાંધ્યાં સમજો !

**મહેતાજી**—બોલો શ્રી વિઠ્ઠલનાથ ભગવાનકી જે ! પરમ દિવસે પરોઢમાં ચાલવાનું છે બાઈ !

મરાઠી સાખી.

જૂનાગઢથી જાને આવ્યા, શ્રી દર્શનને માટ;
મહેતાજીને આવ્યા જાણી, આનંદ હાટો હાટ;
પછી રાયને જાણ, ભક્તિ કેરો ઉગ્યો ભાણ.    પડી.

[ મહેતાજી ]    રાગ; પ્યારા પ્રભુ વિનવું.

ભક્તિ ભાવેથી કરી......(૨)
ભાવેથી દાવેથી ગાવેથી. આ...    ભક્તિ ભાવેથી.

ભક્તિમાં સુખ ભરપુર ભરીયું;
દેખાએ દુઃખ ન જરી. આ...ભક્તિ. ૧
ભક્તિથી ભવ ભટકણુ ભાગે;
બેસાશે ઠેકાણે ઠરી. આ...ભક્તિ. ૨
શુદ્ધ ભાવથી ભક્તિ કરતાં;
સૃષ્ટિમાં શોભે નહિ અરી. આ...ભક્તિ. ૩
ભક્તને આધીન ભૂધરજી રહે;
કમળા રહે કરગરી. આ...ભક્તિ. ૪
બાપુલાલ સેવક સનમુખ છે;
અળગા નથી શ્રી હરી. આ...ભક્તિ. ૫

**અગમરાય**—( બે હાથે તાબોટા પાડતા ) ચેતતા રહેજો ! સાવધાન રહેજો ! ચેતતા રહેજો ! આ મુરતીને ધ્યાનમાં રાખજો.

**નીગમરાય**—હા......બરાબર ધ્યાનમાં રાખજો. જો જો ફસાઇ ન પડો !

**તારાપ્રસાદ**—અરે હજી તો કાંઇ કાંઇ વેષ કાઢશે !

[ **મહેતાજી** ] **ત્રિતાળ ચોપાઇ.**

જેને સત્ય દેવની સહાયજો, તે ધર્મને મારગ ધાયજો;
જે ધર્મમાં ધીરજ રાખેજો, તેનું મોલ ન થાએ લાખેજો.
પુરા પ્રેમી હરીના જંનજો, જેને પરમેશ્વર પરસંનજો;
જે હર હરીના લાલજો, જેને વિશ્વેશ્વરથી વહાલજો.
નવ બેસી રહેવું મુખ બીડીજો, શોધો સ્વર્ગ જવાની સીઢીજો;
જે પુન્યમાં પગલુ ધરશેજો, તેના ઇશ્વર ભંડાર ભરશેજો.
જેને વિશ્વ વધાવ્યાના કોડજો, તેનું રૂણ છોડે રણછોડજો;
જે પુન્યમાં પુરા જાણજો, તેનાં ડુબે ન દરિયે વહાણજો;
છાજે બાપુ ભગતના બોલજો, તેને ઇશ્વર અરપે અતોલજો.

**ધિરજપ્રસાદ**—જરા ધ્યાન રાખો ધ્યાન મહેતાજી ! આતો આવ્યો રાજનો દરબાર ! ન હોય તમારા વિઠ્ઠલનાથજીનું મંદિર ! આતો પંઢળપુર પતીની રાજ સભા !

**મહેતાજી**—રાજ દરબારમાં પેઠા ત્યાં શ્રી સત્યનારાયણ ભગવાનની કથા વંચાઇ રહી છે. ત્યાં મહેતાજી મોહેથી બોલ્યા; બોલો શ્રી સત્યનારાયણ દેવકી જય !

શ્રી સત્યદેવની પુજામાં બેઠેલો રામ ચમકયો. અને તેની નજર મહેતાજી સામી ગઈ, તે વખતે સંગના લોકોએ અવાજ કર્યો કે, બોલો નરસઇઆ ભગતકી જે !

**નરસિંહ**—અરરર એ શું બોલ્યા ભાઇ, મારી જે શી! મારા નાથની જે શ્રી વિઠ્ઠલનાથ ભગવાનકી જે વિઠુબા મહારકી જે!

જેનું આજ સુધી નામજ સાંભળ્યું હતું કે—જૂનાગઢમાં શ્રી હરીના સાચા ભક્ત એક નરસિંહ મહેતા કરીને છે! તે શું આજ! મહેતાજીના પગમાં પડીને રાજા વિનંતી કરે છે. ભગતજી મહારાજ આજે અધિક માસ છે. વળી માણેકઠારી પુનમ છે. કથા વંચાઈ ગઇ છે—ભગવાનને થાળ ધરઈ છે. ગાઓ થાળ!

**મહેતાજી**—ધરવું કાંઇ ને ગાવું કાંઇ એવી જૂઠી થાળ મહારાથી નહિ ગવાય!

**રાજા**—તમે ગાઓ તો ખરા! તમે જે જે ગાશો તે તે હું હાજર કરીશ!

**મહેતાજી**—પ્રથમ ધરવું ને પછી ગાવું એમ જોઇએ રાજા! જૂવો પ્રથમ સાંભળી જાઓ!

**માણેકઠારી પુનમનો થાળ.**

શ્રી પુરૂષોતમ પ્રેમે આવોરે, આનંદકારી;
પ્રભુ ભક્ત હૃદયમાં ભાવોરે. પ્રેમે પધારી.
વહાલાજી વહેલા વહેલા વિચારી, જમવા આવો!
અંતરનું હેત બતાવોરે. આનંદકારી. ૧
વહાલાજી મુજને જમતાં જોવાની હોંષ ભારી;
જમો પ્રેમે હાથ પસારીરે. આનંદકારી. ૨
વહાલાજી ખિલી, ચંદ્ર શરદની પુર્ણિમાં;
જેના તેજ તણી નહિ સીમારે. આનંદકારી. ૩
વહાલાજી મેંતો પઉંઆ પલાળ્યા અમૃતધારે;
સાકર તો સ્વાદ વધારે રે. આનંદકારી. ૪
વહાલાજી મેંતો પ્રિતે પધરાવ્યું તુળશી પત્ર;
જમો મુગટ મણી શિર છત્રરે. આનંદકારી. ૫
વાલમજી ઝારી જમુનાના જળની ભરી છે.
જમણા કર પાસ ધરી છે રે. આનંદકારી. ૬
વાલમજી પાન બીડીમાં, ઇલાયચી ને બ્રાસ;
સોપારી સુ મુખવાસરે. આનંદકારી. ૭
માધવજી મુખડુ જોઇને, હરખાયું મનડુ માર;
સુખ સજ્જા માંહી સુવાડૂંરે. આનંદકારી. ૮
વહાલાજી ઢોળુ વાયુ વાધ્યુ અંતરમાં વહાલ;
હું સેવક બાપુલાલરે. આનંદકારી. ૯

શ્રી સત્યનારાયણુ ભગવાનકી જે! નરનારાયણુ ભગવાનકી જે. શ્રી શ્રીનાથજી બાવાકી જે. શ્રી વિઠુબા મહારકી જે. શ્રી રામેશ્વર ભગવાનકી જે...

**રાજા**—વાહ મહેતાજી વાહ રંગ છે તમારા ગાવામાં, કાંઇ કચાશ તો નહિ! તમેય દિવસ ઓળખીને ભજન ગાયું. માણેકઠારી પુનમ એટલે પૌંઆ જોઇએ. પણુ શ્રી સત્યનારાયણુને તો, સવાયા વજનનો શિરોજ ધરાય છે.

**સત્યપ્રસાદ**—ઓલરાઇટ એ વાત ખરી; આતો જનમારાનો જૂઠો છે. ગપ્પીદાસ છે ગપ્પીદાસ!

**વિધીપ્રસાદ**—એ થાળના ઉપર ઢાંકેલું લુગડું ઉઘાડી લ્યો. અને સૌને વહેંચી દયો, એતો લવતો હશે એ લવશે અને ભગવાન તો જમતા હશે એ જમશે!

ઉપરનું ઢાંકેલું લુગડું ખોલ્યું એટલે મહેતાજીએ ગાયું તે પ્રમાણે જોયું. જેથી રાજા અજાયબ પામી ગયો. વાહ મહેતાજી વાહ! તમારી ભક્તિ ખરી તો ખરી.

**અકળાશંકર**—ખરી ખરી, બરાબર ખરી! જનમારાનો જૂઠો અમારા જૂનાગઢમાં તો એને સૌ ગપ્પીદાસ કહીને બોલાવે છે.

**રાજા**—કેમ ગપ્પિદાસ!

**તારાપ્રસાદ**—સવારથી સાંજ સુધી જેને ગપ્પાંજ મારવાં, તેથી તે નામ પડેલું!

**રાજા**—નહિ પણુ આ વાત તો ખરી થઈ, જે ગાયુ તેજ થયું.

**ભાનુપ્રસાદ**—હજી ફરી લુગડું ઢાંકીએ અને કદાચ એ ગાય તો વળી કાંક બીજુ થઇ જાય; એની પાસે તો જાદુ છે જાદુ! મંતર છે.

**રાજા**—ભજન ગાઓ ભજન મહેતાજી, સારૂ એશ કિર્તન કહો!

**[ મહેતાજી ] રાગ-હરીભજન થકી; છોટા હોય તે સૌથી મોટા.**

મન મસ્તાના આ ભવના ભટકારા ક્યારે ભાગશે!
ભજ ભૂધરને દેવ તણે દરબારે ડંકા વાગશે;
જેને પ્રિતમમાં પરહારા છે, જેને કંઠે કારા પારા છે,
તે ખલક નિધીને ખારા છે. મન. ૧
જે નારાયણુથી ન્યારા છે, જે ગુણુહીણુા ગોઝારા છે,
અતી× આંચ વિના અંગારા છે. મન. ૨
વામાને જોઇને વટકે છે, જે છેલ થઇને છટકે છે,
તે ભવસાગરમાં ભટકે છે. મન. ૩

× આંચ વિના અંગારા=કોયલા.

જે સાધુને સંતાપે છે, તે તિવ્ર તાપણી તાપે છે,
તેને શ્રી સર્વેશ્વર શ્રાપે છે. મન. ૪
જે જાર કરમમાં જારી છે, તેની જીંદગી જોખમકારી છે,
જેમ સુડીમાં સોપારી છે. મન. ૫
જેની ભવમાં દાનત ભૂંડી છે, મદલોભ મોહની મુડી છે,
તે લાજ વગરની લુંડી છે. મન. ૬
મન મુખથી ભુંડુ ભાંખે છે, તેને નરકકુંડમાં નાંખે છે,
બાપુ બહુ સંકટ સાંખે છે. મન. ૭

### રાગ—કેતે ગએ ઝખમાર.

પળ પળ કરૂં હું પ્રણામ, પાતળીઆ પ્રભુજી, પળ પળ કરૂં હું પ્રણામ;
અવની તળમાં આનંદ આપો, રમો હ્રદયમાં રામ. પાતળીઆ પ્રભુજી. ૧
જગજ્યોતી જગદીશ દયાળુ, રવી રૂપના ધામ. પાતળીઆ પ્રભુજી. ૨
મન બુદ્ધિ ચિત્ત અહંકાર રૂપે, ઘેરી રહ્યા ઘનસ્યામ. પાતળીઆ પ્રભુજી. ૩
ભાવ થકી ભક્તિ નવ કીધી, નર તનુ જાય નકામ. પાતળીઆ પ્રભુજી. ૪
અનુપમ ઈંદ્રિ આપે અરપી, કરવા રૂડાં કામ. પાતળીઆ પ્રભુજી. ૫
અળ દુનિયામાં ચાલી રહ્યો છે, સ્વારથનો સંગ્રામ. પાતળીઆ પ્રભુજી. ૬
જો જીભે જગદીશ જપ્યા નહિ, સુંદીર મુખ પણ સ્યામ. પાતળીઆ પ્રભુજી. ૭
બાપુના બેલી બેલી રહ્યા છો, રગરગમાં શ્રીરામ. પાતળીઆ પ્રભુજી. ૮

વિઠ્ઠલ રૂખમાઈ, વિઠુબા રૂખમાઇ; વિઠ્ઠલ રૂખમાઇ વિઠુબા રૂખમાઇ.
વિઠ્ઠલ રૂખમાઈ, વિઠુબા રૂખમાઇ; વિઠ્ઠલ રૂખમાઇ વિઠુબા રૂખમાઇ.

" " " " " " " "
" " " " " " " "
" " " " " " " "

**રાજા**—ગામમાં પગલાં ક્યારનાં કર્યાં છે મહેતાજી!

**મહેતાજી**—પગલાંનો તો પ્રથમ દિવસ છે. હજી આડી રાત નથી વીતી!

**રાજા**—મુકામ ક્યાં કર્યો છે?

**મહેતાજી**—હું ને મારો વિઠ્ઠલ જોડે ને જોડે! ભેગા ને ભેગા! સાથે ને સાથે.

**તડાકીપ્રસાદ**—ખાવાનુંય ભેગુને સુવાનુંય ભેગુ? ભક્તને ને ભગવાનને તો છેટું હોયજ નહિ.

**તોપશંકર**—ભગત તો ભગવાનના ભેગા સ્વપનામાં [1]લઘુશંકાય કરે!

---
૧ લઘુશંકા=પેસાબ.

**રાજા**—આતો મને જૂઠા ગપાટા લાગે છે !

**તોપશંકર**—એ બધું ધ્યાનમાં ને ધ્યાનમાં ! ભગવાન સવારમાં ઉઠે તો જાણે પીતાંબર ભીંનું.

**તડાકીપ્રસાદ**—એક એકના વિના એક બીજાને ગમેજ નહિ ને ?

**તોપશંકર**—ભગત વિના ભગવાન સુના; અને ભગવાન વિના ભગત સુના.

**સારંગધર**—એના ચરીતરની તો આગળ ખબર પડશે આગળ ! એ તો અતી અપલક્ષણનો ભરેલો છે.

**તાજુબીપ્રસાદ**—અરે બડો તાલંબાજ !

**રાજા**—તમે બધા મહેતાજીના ગામના હશો !

**ડીમાકશંકર**—ગામનાય ખરા ને ન્યાતનાય ખરા ! ગામને અને ગામના રાજાને ચેતવવા સંઘમાં સાથે આવવું પડયું છે.

**રાજા**—આમાં ચેતાવાનું શું છે ?

**નિશ્ચયપ્રસાદ**—જેમ જેમ દહાડા જશે એમ જણાશે એના ભવાડા;

**રાજા**—મહેતાજી એ છો બોલતા તમે તમારે ભજન બોલો !

[ મહેતાજી ] **રાગ; માયામાં મનવા મહાલયોરે.**

તમે ગોવિંદ કયારે કયારે ગાશોરે, સાવ સોહાગી;
તમે પાછળથી પસ્તાશોરે. બહુ બડભાગી.
વહાલાજી બહોળા બહોળા, વહેપારે વેળા વીતી;
કયાં પ્રભુ ચરણમાં પ્રિતીરે. બહુ બડભાગી. ૧
સોહાગી કયાં છે શમતા મમતામાં મોંકણુ માંડી;
હડનાહ હીરાની હાંડીરે. બહુ બડભાગી. ૨
રાણાજી રાજ ખોયું મળીયું મનુષા દેહ ટાંગું;
પાથરતાં વહાણુ વહાણુંરે. બહુ બડભાગી. ૩
નારાયણ નવ સમર્યા, નીરખી નીરખીને નાણું;
ઓ આવ્યું જમનું આંણુંરે. બહુ બડભાગી. ૪
હજ્જારો વાતે વીતે, આખર અકળામણ થાશે;
જ્યારે જમડા ઝાલી જાશેરે. બહુ બડભાગી. ૫
બુદ્ધિ બળથી બોલી, બકતાં કહેવાયા બંકા;
જમડા ઝીકે છે ડંકારે. બહુ બડભાગી. ૬
બાપુના બેલી ચેતો જો નહિ ચેતો ચીત ચેતી;
ખળ ખળે બગડશે ખેતીરે. બહુ બડભાગી. ૭

શ્રી સારદ નારદ રૂષિ; ગૌરી પુત્ર ગણેશ;
સુરતા રાખો સ્યામની; ભૂધર નામ ભણેશ.　　સિયાવર.

[ નાગરો ]　　મરાઠી સાખી.

નરસિંહ મહેતા નાગર બ્રાહ્મણ, ભૂધરજીના ભકત;
આઠ ઘડી રહે અતી આનંદે, હરીમાં એ આશકત;
છે પ્રભુના દાસ, નહિ અંતર કાંઇ બીજી આશ.　　છે પ્રભુના.

ગિતી.

શ્રીજીને સંભારે રામ રટણુકર હરી ઝાલે હાથ;
ખાંતે ખોળે રાખે, બેળે મારે બહુ નામી બાથ.　　સિયાવર.

**પ્રધાન**—હવે તો વાર ઘણી થઈ રાજાજી ! વળી બાકીનું કાલ રાખો ! આપ સવારના ભૂખ્યા છો ! ભકતરાજને કાલે બોલાવજો. ભજન કિર્તન કાલે સાંભળજો !

**રાજા**—બહુ સારૂ તેમ કરીશું. બોલો શ્રી સત્યનારાયણ દેવકી જય. શ્રી કૃષ્નચંદ્ર ભગવાનકી જે.

રાજાની સભામાંથી ઉઠી મહેતાજી, મુકામને માટે તજવીજ કરવા લાગ્યા. તે વખતે મહેતાજીની સહાયતામાં બ્રાહ્મણ રૂપે આવેલા શ્રી કૃષ્ન પરમાત્મા સામા મળ્યા; મહેતાજીની સાથે દ્રષ્ટિ મેળાપ થતાં શ્રી હરી બોલ્યા; ભકતરાજ ! જય શ્રી કૃષ્ન !

**મહેતાજી**—ખમા ખમા વીરા, જય શ્રી કૃષ્ન; બલીહારી બલીહારી મુખડાને જય શ્રી કૃષ્ન ! શુદ્ધ બ્રાહ્મણ જેવાજ દેખાઓ છો !

**બ્રાહ્મણ**—હાજી હું બ્રાહ્મણજ છું. આ નાનકડા મંદિરમાં ઉતર્યો છું, તમેય આવી જાઓ મારા ભેગા !

**મહેતાજી**—શ્રી વિઠ્ઠલનાથ ભગવાનકી જય, કહીને ઘરમાં પેઠા અને નાચવા કુદવા મંડી પડયા. તેના સામો બ્રાહ્મણ પણ કુદાકુદ કરવા મંડયો થોડીવારે બંન્ને સ્થીર થયા ત્યારે માદેવજીનું બાણ જોઈ મહેતાજી બોલ્યા. મહારાજ આતો ઘણું રૂડુ અને પવિત્ર શંકરનું ધામ છે !

**બ્રાહ્મણ**—હા શંભુ ! આપણુ બંન્નેને સાથે રહેવાની જગા ઘણી સારી છે. સ્નાન ધ્યાન ભજન કિર્તનને માટે પણ જગા ઘણી ઉત્તમ જણાય છે. સવારના પહોરમાં સ્નાન ધ્યાન વિગેરે સર્વ વિધી પરવારીને તમે તમારે દેવ મંદિરે દર્શન કરવા જજો ! ત્યાં શ્રી ઠાકોરજી પોઢે એટલે તાઢે છાંયડે ઘેર આવજો તે વખતે હું પ્રસાદ પાણી તૈયાર રાખીશ તે લઇ ઘડી આરામ લઇ પાછા ઉથ્થાપન વખતે મંદિરે હાજર થજો. અને વળતા રાત્રિયે મન માને ત્યારે આવજો.

બ્રાહ્મણનાં મધુરાં અને મન ગમતાં વચન સાંભળી; નરસિંહ મહેતા વળી કુદવા મંડયા, તેજ વખત તેના સામો બ્રાહ્મણ! આ બંન્નેને સામ સામી ઉછળતા જોઇ, ત્યાં થઈ જૂનાગઢના જતા નાગરો ઉભા.

**સારંગધર**—અલ્યા મહિધર! આતો જોવા જેવું છે. માળો નરસઇઓ અહીં મંડયો લાગે છે.

**ગિરજાપ્રસાદ**—આતો મારા બેટા ટામોટા કુટે છે કે છાતીઓ!

**અકળશંકર**—સંભળાય છે તો જરી ભર્યો અવાજ!

**નિગમરાય**—ચાલોને આપણે આપણે રસ્તે આપણે શા માટે નકામો વખત ગુમાવવો જોઇએ!

નાગરો રસ્તે થઈ ગયા પછી થોડીવાર વિશ્રાન્તિ લઇ પાછલી પહોર રાત્રીએ મહેતાજી જાગ્યા, પોતાના ખટ કર્મથી પરવારી, શ્રી વિઠ્ઠલનાથ ભગવાનનાં દર્શન કરી આવી, વળતાં રાજ દરબારે વળ્યા, શ્રી હરીના નામની ધુન કરતાં દરબારમાં પેઠા તે વખતે સભા ધ્યાન રાખી સાંભળતી બેઠી હતી.

રાધે ગોવિંદ રામ રાધે ગોવિંદા, વ્રંદાવન ચંદ્રભજો રાધે ગોવિંદા.
રાધે ગોવિંદ રામ રાધે ગોવિંદા, વ્રંદાવન ચંદ્રભજો રાધે ગોવિંદા.
રાધે ગોવિંદ રામ રાધે ગોવિંદા, વ્રંદાવન ચંદ્રભજો રાધે ગોવિંદા.

**રાજા**—ભકતરાજ, આજે તો સંત પુરૂષનાં લક્ષણ કહો! જે સાંભળવાની ઘણા વખતથી ઇચ્છા છે.

[મહેતાજી] **રાગ; હરી ભજન થકી છોટા હોય તે સૌથી;**

સૌ સાંભળજો, સંત પુરૂષનાં લક્ષણ લખીએ પ્રિતથી;
હૃદએ ધરજો ભવ જળ તરશો, રૂડા જનની રીતથી.
જેણે ક્ષમા દયા દીલધારી છે, જેણે નીજ મમતાને મારી છે.
જેને કમરે શ્રી કૃષ્ન કટારી છે. સૌ. ૧
જે ઉદાર દીલનો દાતા છે, જેનાં પુન્ય કરમ પંકાતાં છે;
જેને પરનારી તે માતા છે. સૌ. ૨
જેણે ધીરજ ધર્મો ધાર્યા છે, જેણે કામ ક્રોધને વાર્યા છે;
જેણે મોહ મમતાને માર્યા છે. સૌ. ૩
જે શમ દમ સાધ્યે શુરા છે, જે પરમારથમાં પુરા છે;
જેનાં ઉત્તમ કર્મ અધુરાં છે. સૌ. ૪
જે નિર્માની ને દીન છે, નવધા ભક્તિમાં લીન છે;
તેને સર્વેશ્વર આધીન છે. સૌ. ૫

જે વિનય વિવેક વિચારે છે, પરધનને પથ્થર ધારે છે;
તે ગરજ ગામની સારે છે. સૌ. ૬
બાપુના બેલી પુજે છે, જેને ધરા ધર્મથી ધ્રુજે છે.
તેને સદાય દુર્ગા દુઝે છે. સૌ. ૭

**ડીમાકશંકર**—અલ્યા અહીં તો ક્યારનો વેષ નીકળી ચુકયો છે; આપણે તો જરા મોડા પરવાર્યા.

**મણીધરપ્રસાદ**—જરા જરા જાગ્રતી રાખતા રહો જાગ્રતી રાખતા રહો; આજનો અમુલ્ય અવસર ચુકયા; આગળ પાછળથી ખબર મળી છે કે, આજે તો સંતનાં લક્ષણનું ભારે વર્ણન કર્યું.

**સારંગધર**—સાંભળો ! ગડબડ મુકો ! ધ્યાન રાખો !

**રાજા**—વાહવાહ ભગતજી મહારાજ ! તમારી બોલીની તો બલીહારી છે. નિરંતર પ્રભુનુંજ ધ્યાન.

**પ્રધાન**—આપણે ઝાઝા વખતથી વખાણ તો સાંભળેલાં પણ છેટેથી;

**રાજા**—એટલા આપણે દુર્ભાગી, આપણા કરમમાં આવા સંત પુરૂષનાં દર્શન નહિ.

**સારંગધર**—હાલતો પ્રતક્ષ હાજર થઇ ગયા છે. ચુકશો નહિ. પાછા ન પડશો !

[ **મહેતાજી** ] **પ્રબંધની ઢબ, દશ અવતારની ધુન.**

સૌ સંતભણે ગિરીધર ગોવિંદ ગોપાળા;
ભાઈ ભક્ત ભણે ભૂધર ભગવંત ભૂપાળા.
નરસિંહ ભણે કૃષ્નપ્રભુ કાનડ કાળા;
જય જગમગ જ્યોત પ્રકાશી.
બોલે બાળક મુખ વકાશી;
જ્યોત પ્રકાશી, છો અવીનાશી, સર્વ ઉપાસી, વિશ્વવિલાસી;
જોઇ વકાશી, આંખ તકાશી, શોભા આ શી ? સૌ સંતભણે. ૧
મચ્છા રૂપે મોહન આવ્યા, ભૂતળ ભાવ્યા, દહીત દબાવ્યા;
દેવો ફાવ્યા, શીશ નમાવ્યાં, બ્રહ્માજીના વેદ ગએલા પાછા લાવ્યા.
સૌ સંતભણે. ૨
કુર્મરૂપ આપે અવતરીયા, ડહોળ્યા દરીઆ, રત્નો તરીઆં;
દહિતો ડરીઆ, દેવે સ્મરીઆ, સંકટ હરીઆ, અંતર ઠરીઆં, કારજ સરીઆં.
સૌ સંતભણે. ૩

વરાહ થઈ આવ્યા અવતારી, ડહોળ્યું વારી, હિરણ્યયક્ષ એવો દહિત વિદારી;
દંત અગ્રપર પૃથ્વિ ધારી, જળથી તારી, મંગળકારી, શ્રી મોરારી.
સૌ સંતભણે. ૪
નરસિંહ હરી શ્રી સ્થંભે ફુટયા; હિરણ્યકસ્યપુ ઉપર તુટયા;
અભિમાન હંકારજ લુટયા, પાપી નરના હાંજા વછુટયા,
નીજ ખોળામાં ઉમરા ઉપર સીધો સુવારી પ્રાણુજ ખુંટયા. સૌ સંતભણે. ૫
શ્રિ વામન આવ્યા વેષે બાળે, અગ્નિ ઝાળે, સૌકો ભાળે, ઘૃત હોમાએ;
હીમ પરનાળે, ત્યાં હાથ પસાર્યો મુખ એશિયાળે, રાજા નમીઓ છે તે કાળે,
પ્રેમ સહિત ચાંપ્યો પાતાળે. સૌ સંતભણે. ૬
ફરશુરામે, ધારી ફરશી, લોહીની તરશી, મારે સરશી;
ક્રોધ રહ્યો અંતરમાં વરસી, ક્ષત્રિ દળીઆ દંત અધરસી,
ડરીઆ દરશી, આવ્યા હરશી, કહો ફકર શી. સૌ સંતભણે. ૭
શ્રિ રામ રૂપ આવ્યા અવિનાશી, વિશ્વ પ્રકાશી, નહિ ઉદાસી;
વૈકુંઠવાસી, અવની ઉજાસી, તિત્ર તકાશી, રૂદ્ર રૂપની સહાય લેઇને
રણમાં રોળ્યો રાવણ રાશી. સૌ સંતભણે. ૮
શ્રી કૃષ્નરૂપ અવતાર ધરી હરી, ખેલ મચાવ્યા, હરી વિમુખ નેહારે આવ્યા;
પાપી નરને પેટ પચાવ્યા, કુરવ કૈયા કચકચાવ્યા, ગૌબ્રાહ્મણના પ્રાણ બચાવ્યા,
ગોપીજનને નાચ નચાવ્યા, રાસ રચાવ્યા. સૌ સંતભણે. ૯
બુદ્ધ રૂપ અવતાર ધરી હરી મુનીવ્રત ધરીયું, તેજ પ્રસરીયું, ભરપુર ભરીયું;
સકળ વિશ્વનું સંકટ હરીયું, એકેકે આરે સૌકો ઠરીયું, ક્રોડ જીવનું કારજ સરીયું.
સૌ સંતભણે. ૧૦
નિશંક કલગી ધારણ કરશો, અસત્ય અવની કેર હરશો;
સત્ય સકળ જગ ભરપુર ભરશો, વિશ્વમોહની, વહાલા વરશો,
ફફડ ફરશો દૈત્યતણો બાપુને ડરશો ! સૌ સંતભણે. ૧૧
પળ પળ પરમેશ્વર જપીએ, ખુટલ નરમાં નવ ખપીએ;
ભાવે ભૂધરને ભજીએ, દુર્ગુણ તીખા તે તજીએ,

**રાજા**—વાહ નરસિંહ મહેતા વાહ ! પરમાત્માના પરમ ભક્ત વાહ ! ધન્ય છે તમારી અનન્ય ભક્તિને ને ધન્ય છે તમને ?

**સારંગધર**—શરમાવતી પાઘડી મહેતાને માંથે બંધાણી, ભારે ભક્તિ, હજી એનું પોગળ ફુટશે ત્યારે રાજાનેય ખબર પડશે. હમણાં તો ઉજળુ એટલું દુધ દેખી રહ્યો છે.

**રાજા**—હાહા દેખી રહ્યો છું દેખી રહ્યો છું, દેખી રહ્યો છું શું પરખી

રહ્યો છું. નરસિંહ મહેતાના વાક્યથી આનંદ પામી રહ્યો છું. કેમ પ્રધાનજી !

**પ્રધાન**—હા પ્રભુ, આનંદ આનંદ નરસિંહ ભક્તરાજકી જે.

[ નરસિંહ ]　**રાગ; યોવન ખિલ્યુ આવ્યા છીએ.**

આજે આનંદ આનંદ જેજેકાર થયો;
વિઠ્ઠલા મહાર આવ્યા, લક્ષમાં લાભ લહ્યા,　　હાહાહાહા આજે.
વિઠ્ઠલ વહારે આવીઆ, આનંદ ઉર અપાર;
ભવ્ય ભૂવન ઝળકી રહ્યું, સોના સમ ઝળકાર.　　હાહાહાહા આજે. ૧
જાપ જપુ જગદીશનો, વિનવું વિઠ્ઠલરાય;
ભૂધર ધરના ભક્તનો, ડંકો દુનિયામાંય.　　હાહાહાહા આજે. ૨
શ્રીજીને સમર્યા થકી, ભવમાં ભારે ઓજ;
વિઠ્ઠલ વરને વિસરે, તે જંગલના રોઝ.　　હાહાહાહા આજે. ૩
સદા જપો શ્રી નાથજી, ભૂતળ રહેશે ભાર;
અંતરથી અળગા નહિ, વાલમ વિશ્વાધાર.　　હાહાહાહા આજે. ૪
કડવી વેલી કારમી, કાં કાંટાની વાડ;
એરંડાને આકડા, કદી પડે નહિ ધાડ.　　હાહાહાહા આજે. ૫
વિઠ્ઠલ વહાર કરી અતી, તિવ્ર શમાવ્યો તાપ;
દર્શન દીધાં દાસને, શમ્યા સકળ સંતાપ.　　હાહાહાહા આજે. ૬
ભાર વહ્યો ભોગી પરે, માંડી તાણા તાણ;
દોરી તુટી દીલની, તો વળીઓ કચ્ચર ઘાણ.　　હાહાહાહા આજે. ૭

રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે.
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે.
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે.
નાના નટવર રાધા કૃષ્ન, ઓ મારા નાથ રાધા કૃષ્ન;
ઓ મારા નાથ પકડો હાથ; અહલ્યાના ઓધારણ નાથ.
પતીત કેરા પાવન નાથ, અનાથોના છોજી નાથ;
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે;
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે.

**પ્રધાન**—મહેતાજીના ભજનથી તો અવધી; બસ હૃદય ઠરી જાય છે. મન શાન્ત થઇ જાય છે; હવે તો કોઇ બીજો વિષય કહાડો બાપજી !

**રસીકલાલ**—કાઢશે કાઢશે; બીજોજ કહાડશે એમની પાસે તો ઘણાય વિષય છે. એ તો નરદમ વિષયનાજ ભરેલા છે.

**મહેતાજી**—આ શ્રી હરીનું નામ એ તો સાકરનું શ્રીફળ છે.

**પ્રભાશંકર**—એકલા સાકરના શ્રીફળથી તો દાંતમાં કળતર વધી પડે, પણ સાથે બીજા વિષય પણ નીકળવા જોઇએ.

**પ્રધાન**—બોલો શ્રી વિઠ્ઠલનાથ ભગવાનકી જય.

**મહેતાજી. રાગ; ઓદ્ધવજી સંદેશો કહેજો સ્યામને.**

પરનારીની પ્રિત કદી ના કીજીએ,
પ્રિતી કરીએ પરમેશ્વરની સાથેજો;
સકળ સુખ છે શ્રી હરી સાનિધ્યમાં,
મહિલા મળતાં મહાદુઃખ આવે માથેજો. પરનારીની. ૧
ચપળા ચળકે ઝળકે જાણે વીજળી;
દર્શન દેતાં ચાક ચઢાવે ચીતજો,
વળગી આવે વાધણુ કેરા વેગમાં,
[1]વમળ ચઢાવત વેસ્યા હરશે વીતજો. પરનારીની. ૨
નાગણુ જો ડંખે તો નરના પ્રાણ લે,
અબળા અડતાં હરકત આવે ઉંઠીજો;
જીવ તણા જોખમમાં નાંખે જીંદગી,
સ્વાસ સરે તો [2]ભંભ્રોડીથી ભુંડીજો. પરનારીની. ૩
બહાદુર નરનું બાણ હરી લે જીવને;
તેથી તીખાં નારી નયનનાં બાણજો,
ઉંઘ અહારને હરણ કરી લે આવતાં;
અંતે નાંખે નિશ્ચે નરકની ખાંણજો. પરનારીની. ૪
સુરપતી સુરતાને ભૂલ્યો સહેજમાં;
કપટ જાળથી અહલ્યાને ઉપભોગીજો,
રૂષિ કોપથી રંકપણાને પામીઓ;
ભગના ભોગે [3]રાય થયો છે રોગીજો. પરનારીની. ૫
સતી સૈરંધ્રી પાંન્ડવ કેરી પ્રેમદા;
અબળાએ ઉપજાવી અગ્નિ ઝાળજો,
એક તણે અપરાધે સૌ સળગાવીઆ;
કુળથી આણ્યો કીચક કેરો કાળજો. પરનારીની. ૬
સજ્જનને સમજણ લેવાને કારણે;
ગુણી હરીજન ગાય વગાડી ગાલજો,

૧. વમળ=પાણીમાં વળે છે તે ભમરીઓ. ૨. ભંભ્રોડી=એક જાતનું ઝેરી જંતુ જેની ફુંક વાગવાથી માણસ સડીને મરણ પામે છે. ૩. રાય=ઇંદ્રરાય.

જાર કરમને જીત્યા તો સૌ જીતશો,
એ અક્ષરમાં બોલે બાપાલાલજી. પરનારીની. ૭

**વિકળરાયજી**—વાહ રંગ છે મહેતાજી, હવે તો બરાબર વિષયની વાતો નીકળી; કેમ પ્રધાનજી; છેને માળો વિષયનો ભરેલો. હજી તો કાંઈ કાંઇ નક્શા કરશે; આતો અમારા ગામનો નમુનો છે.

**અકળરાય**—નમુનો તે વળી ખરેખરો ! ધીરજ રાખો; જૂવો જરા આગળ.

**પ્રધાન**—કાંઈ ઘડપણનો વિષય નથી ગોઠવી મુકયો ! ઘડપણનો !

**ઉમંગપ્રસાદ**—એમના હૃદયમાં તો બધા ગોઠવેલાજ છે. વારાફરતી નીકળશે; પ્રથમ જેટલા ગોઠવી મુકયા હોય તેટલા થઇ જવા દયો, પછી ઘડપણ, જૂવાની પછી ઘડપણ કે પહેલું !

**વિકળરાય**—જવાનીના જોરની બધી વાતો થઇ જવા દયો પછી ઘડપણ ! ચલાવો મહેતાજી.

**મહેતાજી**—ધ્યાન રાખો ! સાંભળો.

વાહ શ્રીપતી; વાહ તુજ વહાલરે;
દીન દયાળ, શ્રી પતીપાળ, કરો છો ન્યાલ; કાઢો છો સાલ,
મચાવી મુકો તાલરે. વાહ શ્રીપતી. ૧
પ્રાણના પતી, વહાલાજી કરો વહારરે;
કરોને વહાર; રાખોને કાર; કેડે કટાર; રાખો છો ઠાર,
આછા હરીના બહારરે. વાહ શ્રીપતી. ૨
શ્રીહરી હરી, આવોને મને આડરે;
ખોદવા ખાડ, રોપવાં ઝાડ; ફરતી વાડ; હાલશે હાડ,
રખે લડાવો લાડરે. વાહ શ્રીપતી. ૩
દીન દયાળ છો, દીનને દયો દાનરે;
આપોને દાન, જીવન જાન; રાખોને માન; શમાવો સાન,
ખરેજ ખાન પાનરે. વાહ શ્રીપતી. ૪
વાહ વીઠલા, વહાલા જોઉ વાટરે;
જોઉછું વાટ; ઘડો ન ઘાટ; કરૂ ઉચાટ; વાળ્યો છે દાટ,
છાઈ ખરે છાટરે. વાહ શ્રીપતી. ૫

રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે.
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે.
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે.

નાના નટવર રાધાકૃષ્ન; એ મારા નાથ રાધાકૃષ્ન;
એ મારા નાથ પકડો હાથ; અહલ્યાના ઓધારણનાથ,
પતીત કેરા પાવન નાથ; અનાથોના છોજી નાથ.
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે.
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે.

**[ મહેતાજી ] રાગ; એ મડદામાં શું મોહ્યારે.**

ભાઇ દુઃખના ડુંગર ડોલેરે ઘડપણમાં;
કાંઇ તનમાં તમરાં બોલેરે ઘડપણમાં.
દસે ઇંદ્રીઓ દમકી ઉઠે, સમી જાય સૌ શોખ;
આંખ કાનના ઉઠયા દેવતા, મોઢુ મલ્લા માનો ગોખરે. ઘડપણમાં. ૧
જતન કરીને ઝાંખી જોયા, વરણાગીમાં વાળ;
ભર પાણીની ભીંડી જેવી, હડકાઈ લાવરીની લાળરે. ઘડપણમાં. ૨
ગાદી તકીઆ ગાલ મશુરીઆ, અને હીંચોળા ખાટ;
ખુણે ખાટલી નાંખી મેલી, વાળી જૂવે ના કોઈ વાટરે. ઘડપણમાં. ૩

૧. દસે ઇંદ્રીઓ દમકી ઉઠે=ડ્રાલી ઉઠે; ઇંદ્રીનો જે જે વિષય તે તે વિષય પર તલપી જાય; જૂવાનીમાં જે જે મોજ શોખ ભોગવેલા હોય, તે ઇંદ્રીઓ નરમ પડવાથી શમી જાય; આંખે દેખાય નહિ. કાને સંભળાય નહિ, મુખની શોભાના સત્રળા દાંત પડી જાય; મોંઢાનો દેખાવ તો જાણે મલ્લા માતાનો દીવો મુકવા માટેનો ગોખલો !

૨. ખુબ યત્ન કરીને; ખૂબ વિચાર કરીને; ખૂબ તેલ ફુલેલ લગાવીને ઓળી ચોળી શુશોભીત કરીને, દર્પણમાં જોઇ જોઇને, જરા પણ વાંકા ચુંકા ન ખસવા દેઇને સદા શોભતાને શોભતા રાખીને; જુવાની વીતાડી પણ જ્યારે ઘડપણ આવ્યું ત્યારે; જાણે તે વાળ તો દર્પણમાં જોવા પણ ન ગમે; જેમ ઉંડા પાણીમાં ભીંડી પલાળી મુકી હોય જે કોવાઇને કુચ્ચા વળી ગયા હોય, હડકાયા કુતરાના મુખમાંથી તથા હડકાણી લાવરીના મોંઢામાંથી લાળ લબડતી હોય તેવો દેખાવ ઘડપણમાં દેખાય છે.

૩. ચઢતી અને ભર જૂવાનીમાં; ઘડીભર ગાદી તકીયા ઉપર; ઘડી હીંચોળા ખાટ ઉપર; ઘડી આરામખુરશી ઉપર ઘડી માંથા નીચે મુલામ ઉશીકાં; ગાલ નીચે ગાલમશુરીઆં; પડયાં ને પડયાં રહે; વૃદ્ધાવસ્થામાં ન હલાય, ન ચલાય, એક ખુણેથી બીજે ખુણે જવું ને જમપુરીમાં જવું બે બરોબર થઇ પડે; ઘરના એક ખુંણામાં એટલે પેસતાં કમાડની પાછળ; અવશ્ય કરી જ્યાં ઘરમાં પાળેલાં જનાવરને પડી રહેવાની જગા નિરમાણ કરી હોય ત્યાં

એક ફાટી તુટી ખાટલી નાંખી મુકી હોય ત્યાંજ તે વૃદ્ધને સુવાનું. નહિ કોઇ સંભાળ લેનાર, ખંખેરનાર, સાફસુફ કરનાર કે કાંઈ!

માલપુડા મન ભોગ ભાવતા જમ્યો ભરીને ભાણું;

વેળાસર વખતે નવ પામ્યો ઘી છાંટો કે ગળપાણુંરે. ઘડપણમાં ૪

૪ જૂવાની જતી રહી, દીન પર દીન શરીર શીથીલ થવા માંડયું. બજાર તો શું પણ ઘર બહાર જવું પણ બંધ થવા માંડયું. જૂવાનીમાં મનગમતા મળતા વૈભોગ યાદ આવવા લાગ્યા; ને તે વખતે નહિ મળવાથી દુ:ખ વધારે દેખાવા માંડયું. શરીર ઘરડુ થાય છે પણ અંદરની આશા તૃષ્ના ઘરડી થતી નથી; ભોગ ભોગવી શકાય નહિ, પણ મન તો ફાંફાં મારે! પોતાની અંતરની ઇચ્છા પુરી ન પડે ત્યારે પુત્ર પુત્રાદી સંતતી ઉપર ચીંડીઆં કરે.

હાથ પગ અટક્યા અવસ્થા થઇ ત્યારે દુકાનની કુચીઓ અને તેનો સઘળો કારભાર છોકરાને સોંપવામાં આવ્યો; ઘરનો સઘળો બોજો દીકરાની વહુ એટલે જે ઘરની પ્રધાન શેઠાણી થઈ પડી છે. તેને હાથ આવ્યો.

ફરતા ફરતા દીવાળીના દીવસો આવ્યા, ત્યારે ધનતેરસને દીવસે, મેવા લાવશીને મેહ્યા જમ્યા; ધન ધોઈ બીજે દિવસે દુધપાકને વડાં જમ્યા; જૂવાનીઆએ છૂમંતરને સાધનામાં રાત ગુજારી; દીવાળીનો દીવસ ઉદય થયો; સવારની સર્વ ક્રિયા પરવારી; દાળ ભાત; સેવો સાકરને ઘી જમી. શેઠ દુકાને સરસ્વતી પુજન કરવા ગયા; શેઠાણીનું પીયર પણ નજીક એટલે પાસેની પોળમાં હતું. એટલે તે પણ ડોસાને કમાડ પાછળ સુવાનું કહી ગયાં.

આખો દિવસ તો ડોસાએ આળોટી આળોટીને કહાડયો, પણ સંધ્યા સમય લગભગ જરા અકળામણુ આવવા માંડી, બહાર પાડોસીનાં છોકરાં દારૂ તથા દેવતાની સાથે ખેલ કરવા લાગ્યાં. તે વખતે ડોસા પણ ગાંડ ઘસતા ઓટલા ઉપર આવીને બેહા, તે વખતે ડોસાને ઉધાન ચઢયું. જેથી ખુંખુંખુંખું અવાજ થઇ દમનો ગળફો પડયો. તે બારણા આગળ નિચે ઉતરવાનાં પગથીઆમાં આવો ચીકણો લાખ જેવો ગળફો પડયો છે. દિવાળીનો દિવસ એટલે નહિ અંધકાર કે નહિ ઉજાશ; લોકની ઉજળામણુનું અજવાળું અને કુદરતનું અંધારૂં.

સંધ્યાકાળ સમય થયો એટલે પીયરથી શેઠાણી નિકળ્યાં ચાલ જીવ ઘેર; દીવા વખત થઇ. રસ્તામાં ઉતાવળાં પગલાં માંડતાં; એમ સમજીને કે રખ્ખે મોડુ થાય; આજ સપરમે દહાડે ઘરમાં કલેશ કંકાસ ન થાય; પગથીઆમાં પગ મુકતાંની સાથે ડોસાના નાંખેલા ગળફા ઉપર આવી; પાની આવીને પગ લપસ્યો, શેઠાણી તો પાકુ ફળ પડે એમ પડી ગયાં. અને મોઢેથી મોટો અવાજ

કરી રાડ નાંખી. ઓય ઓય ઓય ઓય; હાય હાય હાય; અવાજ સાંભળી આસપાસથી અડોસી પડોસી દોડતાં આવ્યાં. અરેરેરે શું થયું શું થયું! ધિમે રહી શેઠાણી બોલ્યા, આ નખોદીઆએ ગળફો નાંખ્યો હશે. નાંખ્યો તો નાંખ્યો પણ આંધળાએ વચ્ચોવચ નાંખ્યો. સાચવી ઉઠાડી શેઠાણીને ઘરમાં સુવારી આવ્યા પછી પોત પોતાના ઘરમાં ગયાં. તેજ વખત શેઠ દુકાનેથી ઘેર આવ્યા; તે વખત ઘરમાં દીવો થએલો નહોતો. અને શેઠાણી ડોસા ઉપર પસ્તાળ પાડવાની ખાતર અંધારે જાગૃત બેઠાં હતાં; પણ અડોસી પડોસીના ઉજાશથી બારણા પાસે પ્રકાશ પડતો હતો; એવામાં જરા જોરથી અવાજ કરી શેઠ બોલ્યા. અલ્યા ઘરમાં કેમ અંધારૂં છે. અલ્યા સૌને ઘેર અજવાળુને આપણે ઘેર કેમ અંધારૂં! ઘરમાં નથી કે શું કોઈ શેઠાણી ધિમે ધિમે ડસકાં ખાતે ખાતે; શું છે! શું છે! આ રહી! આ રહી! આ ડોસલો જીવશે ત્યાં સુધી અંધારૂંને અંધારૂંજ રહેવાનું છે. એટલામાં હોંશીલાં અને ગમ્મતના રસીઆ પાડોશી દોડતાં આવી પહોંચ્યાં. અરેરે આજ તો બાપડાંને બહુજ વાગ્યું. આ ડોસાએ દમનો ગળફો પગથીઆમાં નાંખ્યો હશે; શેઠાણીને જરા જોવામાં નહિ આવ્યો હોય જેથી ખસી ગયાં ને હાડકાં ભાગી ગયાં. તે વખતે શેઠાણી જરા ઉતાવળે હાય હાય હાય કરવા લાગ્યાં; ડોસો ઓટલા ઉપર બેઠો અંધારે થથરે છે. ધરૂજે છે. પડી કડકડતી વીજળી; તુટી પડી આભલી!

**શેઠ**—ક્યાં ટળ્યો છે એ ટરચો!

**ડોસો**—આ રહ્યો ભાઇ; આ રહ્યો બાપા, (આવી અકકારી અને બુરી દશામાં બાપ છોકરાને બાપા કહી દીનતા દર્શાવે છે.

**શેઠ**—ત્યારે બહાર શું મુવો છું. ખબરદાર તારે આ ખુંણામાંથી બહાર ન નીકળવું; અને તને ભોંય થુંકવાનું કોણે કહ્યું છે. તારે તો એક ઠીકરામાં રેત નાંખી મુકવી; થુંકવું હોય તો તેમાં થુંકવું.

**ડોસો**—સારૂં ભાઇ કાલથી એમ કરીશ!

**શેઠ**—કાલથી કેમ! અત્યારથીજ તેમ કરવાનું!

**ડોસો**—સારૂં બાપા, સારૂં દાદા.

પાડોશણે દીવો કર્યો, લોક વેળાયા, ડોસો વખત વિચારી ખુણાની ખાટલીમાં પેસી ગયો.

સૌ પોતાને ઘેર ગયા પછી શેઠાણી રસોડામાં દાખલ થયાં; અત્યારે તો દુધની પુરી, મીઠો મુરબ્બો અને ખારી ગલેફાં વિગેરે શેઠ શેઠાણી બંન્ને જમ્યાં અને પાન સોપારી ખાતાં ગાદી તકીએ સામ સામી બેઠાં પણ ડોસાને બીલકુલ યાદ કર્યો નહિ.

શેઠ શેઠાણી રાત્રે સુખમાં સુતાં અને ડોસાની રાત્રી પરાણે દમથી ગઇ.

સવારના પહોરમાં, પરોઢમાં, મળસકામાં; સર્વે જાગ્રત થયાં; સર્વને જાગૃતી કરાવનાર ચાલાક છોકરાં ચક્કર મારી રહ્યા છે. દીવાળીને દહાડે; પડવાનું વહાણું સપરમે દહાડે સબરસ સબરસ ! એમ બોલતા મીઠાની ગાંગડીઓ લઇ સર્વને શુકન કરાવતા આમથી આમ ફરે છે. લોકો પણ વાસી વાસનાથી દુર થઇ નાહી ધોઇ સેવા પુજા કરી; પ્રભુ સ્મરણ કરતા બેઠા છે. તે વખતે શેઠાણી બોલ્યાં;

**શેઠાણી**—જૂવો એક મારી વાત સાંભળો !

શેઠે શેઠાણી તરફ દ્રષ્ટિ કરી તેમ ડોસાએ પણ જરા ધ્યાન આપવા માંડયું; જાણે કાલના તો ભુખ્યાજ પડી રહ્યા છીએ આજે હવે શી ગોઠવણ ગોઠવે છે.

**શેઠાણી**—આજે તો વરસનો પ્રથમ દિવસ છે. દેવ દર્શનનો દિવસ છે. રસોઇનું જરા મોડુ થશે. જો તમારી મરજી હોય તો તમને મગસના બે લાડવા કહાડી આપુ તે, જરા શુકનની ગોળની ગાંગડી મોંમાં નાંખી પછી તે મગસના લાડવા જમી લ્યો; પછી તો આજે અણુકુટનાં દર્શન પણ વહેલાં થવાનાં છે. એમ કરી સારી રૂપાની નાની વાડકીમાં લાવી શેઠના મોં કને મુકયા; મોંમાં પાણી આવવાથી; શેઠે શુકનનો કોળીઓ મોંમાં નાંખ્યોય ખરો !

બાપાના ખાટલાને ને શેઠને થોડુંજ છેટું હતું. નીચું મોંઢુ કરી ઓશિયાળુ મોં કરી ડોસા સ્તબ્ધ થઇ ચુપચુપ બેસી રહ્યા છે—તેમના સામી શેઠની નજર ગઈ; એટલે વાડકી બાજઠ ઉપર મુકી બોલ્યા; અલ્યા સાંભળ્યું ! આપણી તો આ બધી વલે કરી; પણ આ ડોસાની શી દશા !

**શેઠાણી**—ડોસો ખેંચી નાંખશે !

શેઠ—નાનાના તેમ નહિ, ડોસાએ તો જાણ્યાંમાં રાત્રે પણ નથી ખાધું ! કેમ બાપા !

**ડોસા**—ના ભાઈ નથીજ ખાધુ તો !

**શેઠ**—ત્યારે ડોસાને જરા શીરો શેકી આપો, સઘડી સળગાવો ! વાર નહિ લાગે; જરાવારમાં થઇ જશે. ના હોય તો જરા રાબડી કરો એટલે ઉની ઉની પીશે.

**શેઠાણી**—ડોસો પીશે ગાયનું ઝરણુ !! અને જમશે છાણુ !!

**શેઠ**—એમ નહિ ચાલે, તારે તો મારૂંય આ રહ્યું. આ વાડકી હેઠી મુકી !

શેઠાણી ધંડપછાડા કરતાં સધડી પછાડતાં, તાવેતોને તાવડી પછાડતાં ઘીનું ટોયલું લાવતાં; ડોસા અત્યારે તો રાબડી કરી આપુ છું. મોડેથી શીરો કરી આપીશ.

સાંભળી ડોસો હરખાયો; મોંમાં મોંગ આવી; માથાના મગજમાંથી ચીખાસ સરવા માંડી નાકમાં લીટ આવ્યું. તે ડોસાએ નાકથી નસીકી હાથથી ખંખેર્યું તે શેઠની રૂપાની વાડકીમાં મગપના લાડવા ઉપર પડયું. તે જોઇ ચીતરી ચઢાવી શેઠ બોલ્યા.

**શેઠ**—ઓ તારૂ સત્યાનાશ જાયરે ડોસલા ! ઓ, ટરચા, તારૂ કાળુ થાયરે ડોસલા, ભારે અવશુકન આજના બાર મહિના કેવા જશે, આ વરસ કેવું જશે; બેસતે વરસે મારા ભાણામાં લેંટ ! હાય હાય હાય રૂપાની વાડકીમાં લીંટ લક્ષ્મિમાં લીંટ અન્નપુર્ણા દેવીના ઉપર લીંટ, રહેવાદે રાબડી, ફોડ શીરો અભાગીઆના કરમમાંથીજ હવે ખાવાનું ઉતર્યું છે. બસ બસ ! શીરોય નહિ ને રાબડીએ નહિ; આજ સાંજ સુધી એને ખાવાજ આપવું નથી.

**શેઠાણી**—તમે કહેતા હો તો રાબડી કરી આપું.

**શેઠ**—રાબડીએ નહિ ને ગળમાણુંએ નહિ; એ ટરચાના કરમમાંજ કોડીયું છે. સાળાના કરમમાં શકોરૂં છે. એને આંખે જરાય સુજયું નહિ. આ પાસે બાજઠ પડયો છે. તેના ઉપર ચંદરમા જેવડી મોટી રૂપાની વાડકી પડી છે તે એને નહિ દેખાઈ હોય;

**શેઠાણી**—દેખાઇ તો હશે, પણ જાણી જોઇને; ડાસો તો અપલખણો છે. તારે હું અમથી ટીટીઆરો કરૂ છું ! જેને ભર જુવાનીમાં, મન ગમતા માન ભોગ જમવા મળતા હતા, વેઢમી એટલે પુરણ પોળી; માલપુડા, ઘારી; શીરા, ઘેબર વિગેરે–તેને આજે, લોટ ઉપર છાંટો ઘી, અગર ગળપાણું એ પણ અઘરૂ થઇ પડે છે.

પરીવાર પોતાનું કરીને સમજ્યા આપો આપ;
શેઢા પેરે રહ્યા રઝળતા, છછ છઇઆના બાપરે. ઘડપણમાં. ૫
કમળા કે કમળાનો સ્વામી, કરે કરૂણા આપ;
કળ ઉઘાડે કુંચી વાળો, સહજે શમે સંતાપરે. ઘડપણમાં. ૭
હાથે આપ્યું થાય આગળે સર્વ સુપાત્રે દાન;
બાપાલાલનો બોલ ખમીને, બાઇઓ ભજો ને ભગવાનરે. ઘડપણમાં. ૭

૫ પરીવારના પનોતા માબાપ અતીષે સંતાપ સુખને પામે છે. જો હોય ઈશ્વરની કરૂણા તો; છોકરા સહિત છોકરાની વહુ વારૂ સંકેલતા જાય છે. જેમ

જેમ હાથમાં આવે તેમ તેમ પોતાની તળે દબાવતા જાય છે. ગરીબ મા બાપ સાંકળે મોકળે અપુર્વકળે પણ સમાશ કરતા જાય છે.

એક મા બાપના સાત દીકરા, તેની સ્ત્રિયો સાથે, અને વળી સાસર વોણી, ત્રણ દીકરીઓ, તેનો સમાવેશ એક ગરીબ બાપના ઘરમાં ખુશીથી થાય છે. પણ જ્યારે એ સાત છોકરાની સાત જુદી જુદી હવેલીઓ થાય છે ત્યારે એક બાપને રહેવું ઘણુંજ મુસ્કેલ પડે છે. પણ દીકરીઓને અકળાયા મુંઝાયા બે દીવસ થાક ખાવા પીયર આવવું હોય તો કયા ભાઈના ઘરમાં ઉતરવું તે વિચાર થઇ પડે છે.

૧ જો હોય કમળાના સ્વામીની કૃપા, એટલે સુપાત્ર દીકરા, માબાપની સેવાની ઇચ્છા કરનારાં, ચાહના કરનારાં, સદા માબાપની આજ્ઞામાં રહેનારા દીકરા તો તો ઘડપણમાં અઢળક સુખ;

કમળાની કૃપા; એટલે પાસે પૈસો; છોકરાના કબજામાં નહિ ગએલો પૈસો; તે પણ ઘડપણમાં નજીવું સુખ આપે; ત્રિજી સદ્ગુરૂની કૃપા; કોઇ સંતની કૃપા; કોઇ મહાત્માની કૃપા, તે અથાગ સુખ આપે;

આ ત્રણે રસ્તા વૃદ્ધાવસ્તામાં સુખના છે.

માણસની ખરી જૂવાની વખતે, ખરી કમાણી વખતે સુપાત્રે કરેલું દાન; તેજ ખરા અટકાવની વખતે આગળ થાય છે. સર્વે મહાન પુરૂષોનાં સર્વે વૃદ્ધ પુરૂષોનાં સર્વે પુજ્ય પુરૂષોનાં બોલ સહન કરીને; શ્રી સર્વેશ્વરનું સમરણ કરવું એજ વૃદ્ધાવસ્થામાં સુખનું સાચું સાધન છે.

**દ્રષ્ટાંન્ત**—કોઇ એક ગામમાં વણીક ગ્રહસ્થ હતો; જેને ચાર દીકરા અને સ્થાવર જંગમ મળીને ચાળીસ હજારની મીલકત હતી; ચારેય દીકરા પરણાવેલા હતા. અને વણીકે ઘર પણ ચાર સંપાદન કરેલાં હતાં; ચાર છોકરાઓની માના મરી ગયા પછી, વૃદ્ધ બાપે વિચાર કર્યો કે, મારા બેઠે સૌ સૌનું વહેંચી આપુ તો સારૂં નહિ તો " એકના મગ આમ ચઢશે ને બીજાના આમ ચઢશે. "

ડોસાએ ચાર ઘર, તે એકેક એકેક છોકરાને આપ્યું અને રોકડ તથા સોનું રૂપુ, વસ્ત્ર, રાચ રચીલું; ચારેને સરખે ભાગે વહેંચી આપ્યું, હવે વહેંચાયા વિના એકલો ડોસોજ રહ્યો.

**ડોસો**—કહો ભાઇ હવે મારૂં શું કરો છો ?

**પહેલો**—( સૌથી મોટો ) બાપા આપણું અસલ ઘર, કે જેમાં આપણે અત્યાર સુધી રહ્યા તે તો સૌથી નાનાના કબજામાં આવ્યું છે, અને અસલ રેઠાણ વૃદ્ધ માણસે છોડવું વ્યાજબી નથી, માટે તમે તો ત્યાંજ રહો !

**બીજો**—( મોટાથી નાનો ) હા થવું તો એમજ જોઇએ; કાંતો સૌથી મોટા ભેગા કે કાંતો સૌથી નાના ભેગા ! તેમાંય અસલ ઘરમાં રહેતો હોય તેના ભેગા રહેવું યોગ્ય છે.

**ત્રિજો**—( બીજાથી નાનો ) અલબત થવું તો તેમજ જોઇએ !

**ચોથો**—( સૌથી નાનો ) તમે ત્રણે મળી ડોસાને મારા ભેગોજ રાખવા માગો છો ? પણ મીલકતમાં ભાગ તો સરખો પડે છે ! માટે ડોસાનું ખરચ, સરખે ભાગે આવે તેમ કરો !

**ડોસો**—ભાઇ ! મેં તમને ચારેને પાળી પોષી રમાડી જમાડી હુલાવી ફુલાવી મોટા કર્યા, ભણાવ્યા ગણાવ્યા; પરણાવ્યા; વિગેરે આટલું બધું કર્યું વળી તમારે માટે ભૂખ ને દુઃખ વેઠીને; કાળાં ધોળાં કરીને, કાંઇક સંપાદન કર્યું અને તે સંપાદન કરેલું તમને સોંપી દીધું, હવે માત્ર મારે પાશેર અન્ન જોઇએ, તેમાં તમે આટલા બધા વિચારમાં પડી ગયા છો ?

**પહેલો**—ના બાપા ના કાંઇએ વિચારમાં પડી ગયા નથી, તમે તમારે રહો છો ત્યાં ને ત્યાં રહો. ને ખાઓ પીઓ ને આનંદ કરો !

**બીજો**—બસ એમજ !

**ત્રિજો**—તેમાં શું ખોટું છે.

**ચોથો**—કાંઇ મારા એકલાનો બાપ છે ને તમારો નથી; અને મીલકત આપી દીધી છે ને તમને આપી નથી ?

**પહેલો**—જો ભાઇ ! તારા મનમાં એમ હોય કે, ડોસાનું ખરચ હું એકલો શા માટે ઉઠાવું; તો અમો ત્રણે જણ તને થોડું થોડું આપીશું.

**ચોથો**—થોડું થોડું તે શું તેનું નામ હશે કે નહિ હોય ?

**બીજો**—આપીશું આપીશું ! તું તારે ડોસાને તારા ભેગો રાખ્ય !

**ચોથો**—આપીશું આપીશું તે શું ? તેનો ખુલાસો કરોને ?

**ત્રિજો**—ડોસાનું ખરચ મહીને; છ સાત રૂપીઆનું ગણાય, છતાં અમો ત્રણે જણા તને મહીને બબે રૂપીઆ આપીશું !

**ડોસો**—વ્યાજબી છે, ખોટું નથી ?

**ચોથો**—ઠીક ત્યારે ! ભલે ડોસો મારા ભેગો રહે !

**ચોથાની બાઈડી**—શું ઠીક ત્યારે ને ભલે ત્યારે ! કાંઈ વિચાર છે કે નહિં. ડોસો માંદો થશે ત્યારે એના નરકનાં ઠીકરાં નાંખવા કોણ જશે ! તમે જાતે ? એ બે રૂપીઆ આપે છે તો આપણે ત્રણ રૂપીઆ આપીશું. પણ ડોસો મારા ભેગો નહિં ! રાખો મોટાના ભેગો !

**પહેલાની બાઈડી**—મારાથી તો ડોસો ઘરમાં ના પલવાય ! તું ત્રણ આપે તો હું ચાર આપું પણ ડોસાને તો ભેગો ના રાખુ ! રાખે એમના વચટ દીકરા !

**બીજાની બાઇડી**—મને તો ડોસો દીઠોય ગમતો નથી ! કાદ્યો ને કચ ! નરૂ લીંટ ને લાળ દદડે છે; ઠેર ઠેર લપકા નાંખે છે ! રાખશે મારી દેરાણી !

**ત્રિજાની બાઇડી**—મૂવો મરતો હોય તોય સારૂ, મારાથી તો એક દહાડોય સહન ન થાય ! એ ચીકણો એ ચીકણો, જેમ જેમ ઘરડો થતો જાય છે તેમ તેમ બુદ્ધિ બગડતી જાય છે ?

**ડોસો**—અરે મેંજ ભૂલ્ય કરી કે, તમને વહેંચણ કરી આપીને જૂદા રાખ્યા ! કહેવતમાં કહ્યું છે કે ?

એક બાપના ઝુંપડામાં સાત દીકરાનો સમાવેશ થાય પણ સાત દીકરાની સાત હવેલીઓમાં એક બાપનો સમાવેશ ન થાય !

**પહેલો**—ભાઇઓ ! મને એમ સુજે છે કે: આપણે ડોસાનો વારો નાંખીએ ! એટલે સરખે હીસે બોજો આવે !

**બીજો**—બરાબર છે, તેમ થાય તો કોઇ કોઇને કહેવાનુંજ નહિં !

**ત્રિજો**—વરસના મહીના બાર એટલે ત્રણ ત્રણ મહીનાના વારા નાંખો !

**ચોથો**—ના! ના તેમ નહિં ? વારો તો મહીના મહીનાનોજ સારો. સુદ ૧ થી તે અમાસ સુધીનો એક વળી સુદ પડવો આવી કે બીજો એમ એક એક માસનોજ વારો !

**ડોસો**—હા તેમ થાય તો ઠીક ! ગમે તે રીતે પણ મારૂ નો ઠેકાણું કરવું જોઇએ ! અને આજે વળી કારતક સુદ પડવોજ છે; આજથીજ વારો ગણવા માંડો !

**ચોથો**—પહેલો વારો મારો-બીજો-ત્રીજાનો: ત્રીજે બીજાનો અને ચોથો પહેલાનો !

**[ કર્તા ]** સરખે ભાગે વહેંચણ થઇ એટલે સર્વના મનનું સમાધાન થયું. વારાફરતી વારાફરતી, મહીને મહીને ડોસાને એક ઘેરથી બીજે ઘેર જવાનું થયું ! પણ જ્યાં પડવે થઈ અને ડોસાનો વારો બદલાયો એટલે જેને ઘેરથી ઉતરે તે રાજી અને જેને ઘેર બેસે તેને સોમણનો ધ્રાસકો પડે !

ડોસો હમેશાં સવારમાં ઉઠીને, પોતાના ઘરથી આશરે ગાઉને છેટે એક મહાત્માની કથા સાંભળવા જતો હતો ! માત્ર એટલીજ ઘડી ડોસાના દીલમાં

આનંદ; બાકી ઘેર આવે એટલે વહુના છણુકા છાકોટા અને તિરસ્કારના શબ્દો સાંભળીને કાનમાં નારાં પડી જતાં !

આવા દુઃખથી અને ભૂખથી ડોસો સુકાતો ગયો ! તેમ શરીરની શક્તિ પણ ઓછી થતી ગઇ ! એક ગાઉ કથા શ્રવણ કરવા જતાં ડોસાને માર્ગમાં બે ચાર જગાએ થાક ખાવા માટે બેસવું પડતું.

જ્યારે અતી કાયર થયો ! અતી અકળાયો ! ત્યારે ડોસાએ કુવામાં પડતું મુકવાનો વિચાર કર્યો ! મહાત્મા કથા વાંચે છે, અને ડોસો વિચાર કરે છે કે ! આજે તો કુવામાં પડીશું ! અરે કુવામાં પડીશું પણ કેમ જાણ્યું કે મરીશું ! જો મરી જવાય તો તો સારૂં, પણ કદાચ જીવતું નીકળાય તો પાકી ફજેતી ! લોકમાં નિંદા થાય, વળી કાંઇક હાડકુ બાડકુ ભાગી જાય તો ઉડતી અલ્લા !

આમ વિચારમાં ને વિચારમાં ડોસાની છાતીએ ડુમો ભરાયો ! તે ઘણોય દબાવી રાખ્યો ! પણ મહાત્માની કથા વિસરજન થયા પછી ડોસાથી દાબી રાખી શકાયું નહિં, અને મહાત્માના મોં આગળ પોક મુકી છૂટે છોડે રડવા માંડયું.

**મહાત્મા**—કેમ ડોસા શું છે ?

**ડોસો**—મને અભાગીઆને પહેલું ના સુજ્યુંરે બાપ !

**મહાત્મા**—ડોસા વાત તો કરો ! શું દુઃખ આવી પડયું છે ?

**ડોસો**—હાય હાય ! બાપજી શું વાત કરૂં, માહાભારથ દઃખ છે ? ન સુખે ખાવા કે પીવા કે સુખ રહેવા ?

**મહાત્મા**—ડોસા કાંઈ વસ્તાર છે કે ?

**ડોસો**—બાપજી, ચાર દીકરા ! ચાર દીકરાની વહુઓ ! આજ ત્રણ વરસ થયાં; ચાળીસ હજાર રૂપીઆની પુંજી ચાર દીકરા વચ્ચે વહેંચી આપી છે ! ચારેને ચાર ઘર જુદાં જુદાં વસાવ્યાં છે; પ્રથમ તો મારો બીલકુલ સમાસ નહતો; પણ આખર એક એક દીકરાને ઘેર એક એક મહીનાનો વારો નાંખ્યો છે !

**મહાત્મા**—વાહ ડોસા વાહ ! તે વારામાં પણ ઠીક નહિ પડતું હોય !

**ડોસો**—ચારમાંથી એકે વહુ સારી સુપાત્ર કે નમંતાવાળી નહિ કે જે મને દેખીને રાજી થાય ! મને દીઠો કે જાણે કાળ દીઠો !

**મહાત્મા**—વહુઓ ભલે તેવી છે ? પણ છોકરા તો તમારી સેવા કરતાજ હશે કે નહિં !

**ડોસો**—છોકરા એમની બાઇડીઓની સેવા ઉઠાવે છે! અને તે કહે છે એટલું કરે છે? વખતે બાઇડી જુઠ્ઠુ કહીને ભંભેરે તો પણ બોલનો તોલ કર્યા વિના, મારા ઉપર તુટી પડે?

**મહાત્મા**—ડોસા ઘડપણમાં સુખી ત્રણમાંથી એક રીતે થવાય છે? કાંતો ઇશ્વરની કૃપા! કાંતો લક્ષ્મિની કૃપા! અને કાંતો સંતોની કૃપા!

**ડોસો**—મહારાજ! ઇશ્વરની કૃપા એ કેવી રીતે?

**મહાત્મા**—ઇશ્વરની કૃપા એટલે સુપાત્ર દીકરા! કે જે માતા પીતાને તિર્થરૂપ માની સેવા ઉઠાવે!

**ડોસો**—લક્ષ્મિની કૃપા એ કેવી રીતે?

**મહાત્મા**—લક્ષ્મીની કૃપા એટલે છેવટ સુધી, કાંઇક કમાવાની શક્તિ હોય! અગર જુવાનીનું રળેલું જાળવી રાખી બચાવી! પોતાની પાસે સંગ્રહ કરેલું હોય, અને તે છેવટ સુધી બીજાને સ્વાધીન ન કર્યું હોય તો કોક સેવા કરનાર નિકળે! અને તે સંગ્રહ કરેલી લક્ષ્મિ ઘડપણમાં સુખરૂપ થઇ પડે?

**ડોસો**—સંતોની કૃપા એ શું! તે કેવી રીતે સુખ આપે?

**મહાત્મા**—આજે હવે જાઓ વળી તે વાત બે દહાડા પછી કહીશું? પણ ડોસા મારૂ એક કામ છે તે તમારાથી બનશે?

**ડોસો**—હોવે મહારાજ! મારાથી બની શકે એવું હશે તો હું જરૂર કરીશ! તમારૂં કર્યું ક્યાં જવાનું છે?

**મહાત્મા**—કનસારાની દુકાને જઇને; કાપકુપથી નકામા કાંસાના પડેલા કડકામાંથી રૂપિયા રૂપિયા જેવડા અને અડધા રૂપીઆ જેવડા! ગોળ કડકા કપાવીને પાંચ શેરને આશરે લાવી આપશો?

**ડોસો**—હા...લાવી આપીશ! પણ તે આજેજ જોઇએ!

**મહાત્મા**—આજે નહિં પણ કાલે અગર પરમ દીવસે, છેવટ ત્રણ ચાર દીવસમાં પણ આવવા જોઇએ?

**ડોસો**—બહુ સારૂં! લાવીશ:

ડોસો કનસારાને ત્યાં જઇ મહાત્માના કહેવા પ્રમાણે તૈયાર કરાવરાવી, પાંચ, છશેર ભાર લઇને હાજર થયો! લ્યો મહારાજ આ કાંસાના કડકા! કડકા શું રૂપીઆ!

**મહાત્મા**—ડોસા હવે ઘોળા પાતળા લોઢાના ઘડનારને ત્યાં જઈ એક ડબ્બો બનાવરાવો! તેમાં આ કાંસાના કડકા ભરાવો અને તેના ઉપર ઢાંકણું સજડ કરાવી, રેણ દેવરાવો! ત્યાર પછી તે ડબો મારી પાસે લાવો!

(મહાત્માના કહેવા પ્રમાણે કરી વળી ડોસો હાજર થયો.)

**ડોસો**—લ્યો બાપજી આ ડબો !

**મહાત્મા**—ડોસા તમારે ખભે નાંખવાનો ખેસ લાવો !

(ડોસાએ ખેસ આપ્યો એટલે મહાત્માએ તે ડબો ખેસમાં વીંટીને) લ્યો ડોસા આ ગાંસડી તમારી બગલમાં રાખો ! તેને બરાબર દબાવી રાખજો. અને તે તમારા મરણ વખતે મૂકજો !

**ડોસો**—હું સમજી ગયો મહારાજ ! બરાબર સમજી ગયો. આજેજ વારો બદલાય છે. સૌથી નાનાને ઘેર; જાઉ છું; બારોબાર ત્યાં !

[**કર્તા**] ડોસાને ઓટલા ઉપર બેઠેલો જોયો કે તરત દીકરાની વહુનું મોંઢુ મરડાયું ! આવ્યો ટરચો ! આવ્યો અભાગીઓ ! મૂવો મરતોય નથી ! એટલામાં ત્રણ મહીનાય થઇ ગયા ! ત્રણ મહીના તો ઝટ જતા રહે છે. ને ડોસો આવીને ઉભો રહે છે ! અને મહીનો તો કેમે જતો નથી; એક મહીનાને તો છ મહીના જેટલી વાર લાગે છે ! (પડોસણને) અલી હીરાકોર ! આજે પડવો થયો કે શું !

**હીરાકોર**—કેમ આમ છેક ગાંડાં કાઢો છો ! આજ તો દીવાળીની પડવોને બેસતું વરસ નાના છોકરાનેય ખબર રહે ને તમે પુછો છો. એતો નવાઇ !

**ડોસો**—વહુ ભા ! મારૂં......કાંઇ...ધોતીયું પોતીયું પડી રહ્યું હોય તો જુવો; ને જડે તો મને આપી દ્યો !

**વહુ**—કેમ આપી દયો ! મરોને ઘરમાં !

**ડોસો**—ઘરમાં તો હવે મારે નથી આવવું !

**વહુ**—કેમ વળી નથી આવવું ! આજે વારો બેસે છે ને ?

**ડોસો**—મારો હવે વારો બારો ઉતરી રહ્યો !

**વહુ**—કેમ વળી ઉતરી રહ્યો ને ચઢી રહ્યો ! જવાનું કયાં છે !

**ડોસો**—હું મારે ગમે ત્યાં જઇશ !

**વહુ**—ગમે ત્યાં તે કયાં; મશાણમાં જશો ! ત્યાંય કોઇ સંઘરનાર નથી !

**ડોસો**—નહિ શું સંઘરે; મેં બધી ગોઠવણ કરી રાખી છે !

**વહુ**—શી ગોઠવણ કરી રાખી છે ! આપઘાત કરવાની ! મરવાની !

**ડોસો**—(બગલમાં મારેલા ડબા ઉપર હાથ ઠોકીને) જે મારી ચાકરી કરશે તે આ મારી પાસે છે તે લેશે !

**વહુ**—શું છે પાસે ઉઠી જતી ! કે ચોળવાની !

**ડોસો**—જે છે તે છે ! તેમાંનું તમને કોઇને આપવાનું કે દેખાડવાનું નથી ! જે મારી ચાકરી કરશે તે લેશે !

( ડોસાની નજર ચુકાવીને વહુએ જરા બગલનું પોટલું ખેંચ્યું. તે વખતે ડોસાએ જરા ઢીલુ મેલ્યું ! એટલે ધૈંબ પછડાયું. તેના ભારે અવાજથી વહુએ તોલ બાંધ્યો કે કાંતો મહોરો ને કાંતો હીરામાણેક રત્ન છે.)

ડોસો—(પોટલું ઝડપથી લઇ લઇને ) ખબરદાર મારૂં પોટલું ખેંચ્યું છે તો; એતો મારૂં તન મન ને ધન, એ પોટલું તો જે મારી ચાકરી કરશે તે લેશે; આખી જીંદગીનું રળ્યું ને ખપ્યું એ પોટલામાં છે.

વહુ—બાપા ! ઉઠો ઘરમાં ચાલો બાપા ! બાપા ઉઠો બાપા ! ઉઠો મારા સમ ! ઉઠો તમારા છોકરાના સમ ! !

ડોસો—મારે તો હવે ઘરમાં આવવુંય નથી; અને ઘરમાં રહેવુંય નથી.

વહુ—ઓ બાપા ખોટું ન લગાડશો બાપા ! જૂવોને અમે તો તમારાં છોકરાં કહેવઇએ.

ડોસો—છોકરાં છો તો ભલે છો જીવતાં રહો, ખાઓ પીઓને આનંદ કરો !

વહુ—બાપા એમ નહિ બાપા; તમને જવા તો ન દેવાય !

[કર્તા] વહુએ હાથ ઝાલીને ખેંચ્યા એટલે ડોસા ધીમે ધીમે ઘરમાં ગયા ! તેમને ગાદી તકીએ બેસાર્યા. પછી સગડી સળગાવી નવટાંક લોટ ઘીમાં શેકી નાંખ્યો; અને સાકરનું પાણી રેડીને; ડોસાના પગ દાબવા મંડી પડી; ઘડીમાં પગ દાબે, ઘડીમાં પંખો નાંખે; ડોસાને ઉધરસનો ગળફો નીકળે તો વાસણ ન ધરે પણ હાથ ધરે, અને બાપા તમને ખમા કરે બાપા ! શીરો તૈયાર થયો એટલે વહુએ કોળીઆ કરીને ડોસાના મોંમાં મેલવા માંડયા. થોડીવારે રાબડી, વળી શીરો; કાંઈ ફળ ફળાદી; એમ ડોસાની વાંઝીઆબારના બાળકની ચાકરી ન થાય તેટલી ચાકરી થવા માંડી.

હમેશાં ત્રણ વખત રાબડી; અને બે વખત શીરો મળવા માંડયો. એટલે પંદર દીવસમાં તો ડોસો જરા ટટાર થયો. એમ કરતાં મહીનો પુરો થયો.

પડવાના સવારમાં ડોસો કથામાં જવા તૈયાર થયો; એટલે વહુએ કહ્યું; બાપા કથામાંથી શીધા આપણે ઘેરજ આવજો, હું રોજની માફક શીરો તૈયાર કરી મુકીશ.

ડોસો—આજે તો ત્રીજા દીકરાને ઘેર વારો બદલાય છે ને !

વહુ—મારે તો જવા દેવા નથી ! વારા બારા કરવા નથી ! તમે તમારે એકજ ઠેકાણે રહો ને ખાઈ પીને ભજન કરો !

ડોસો—મારો છોકરો તને લડશે તો !

વહુ—એ શું કરવા લડે ! એતો ઉલટા કહેતા હતા કે, બાપાને આપણે ઘેરજ રાખીશું.

ડોસો—એતો કહે પણ મારે સમજવું જોઇએ; વારો બદલાય એટલે જવું જોઇએ; વળી ત્રણ મહીના દુઃખના કાઢી નાંખીશ! એટલે પાછો તમારા ઘરનો વારો આવશે!

વહુ—શું કરવા પણ એટલાં વાનાં કરવાં પડે! જાણી જોઇને દુઃખ ભોગવવા શું કરવા જવું પડે. તમે તમારે આવજો અહીંજ!

ડોસો—સારૂં ત્યારે તેમ કરીશ!

વહુ—જરૂર આવજો! તમને તમારા છોકરાના સોગન જો ના આવો તો! કહેતા હો તો તમારા છોકરાને તેડવા મોકલું!

ડોસો—નાના તેડવા મોકલવાની કાંઇ જરૂર નથી! એ તો હું આવીશ, વળી એકાદ મહીનો તમારે ત્યાં રહીશ!

વહુ—શા માટે એકાદ મહીનો જીવો ને જાગો ત્યાં સુધી રહો! હું તમારી સારી રીતે ચાકરી કરીશ. વળી તમારા આ દીકરાની લાગણી તમારે માટે તમારા બીજા દીકરાઓ કરતાં ઘણી છે.

ડોસો—હા તે તો ખરૂં! લ્યો હું જાઉં છું. જરૂર અહીં આવીશ!

[કર્તા] સવારના પહોરમાં ડોસો માત્ર મહાત્માને ત્યાં કથા સાંભળવા જતો હતો. ત્યાંથી નાના છોકરાને ઘેર આવતો, શીરા જમતો રાબડી પીતો; નારંગી, લીલી દ્રાક્ષથી આત્માને તૃપ્ત કરતો; સવારના પહોરમાં સવા પાશેર દુધ, સાકર બદામ ચારોળી જાયફળ નાંખી તૈયાર કરેલું ડોસાને પીવા મળતું.

વારો વિત્યાબાદ દશ દિવસ થઇ ગયા; ત્યારે ત્રિજા છોકરાની વહુ કે જેને ઘેર વારો બેસવાનો હતો. તે ડોસાની ખબર કાઢવા આવી તે વખતે નાની વહુ ડોસાને કોળીએ કોળીએ શીરો ખવરાવે છે. ડોસાએ વહુના ગળામાં હાથ નાંખ્યો છે. મોઢું પહોળુ કરતો જાય છે; અને મોંમાં પડતાં કોળીઆ ગટગટ ગળે ઉતારતો જાય છે. આવું જોઇ આવનારી તો સજ્જડ થઈ ગઈ.

**મોટી વહુ**—અલી વહુ!

**નાની વહુ**—હાં ભાભીજી!

**મોટી વહુ**—કેમ ડોસાને અહીંને અહીં ઘાલી મેલ્યો છે! કાંઇ અથાણું બથાણું કરવું ધાર્યું છે કે શું!

**નાની વહુ**—જાઓ! જાઓ આમ શું બોલો છો? માણસનું તે અથાણું થતું હશે?

**મોટી વહુ**—મહીના ઉપર તો એક ઘડી નહોતી ટકવા દેતી, અને સવારના પહોરમાં વહેલો ધકેલી મુકતી હતી, તે આજ અગીયાર દીવસ ઉપર ગયા, ને તું ડોસાના મોંમાં શીરાના કોળીઆ ઉતારે છે એ નવાઇ જેવી વાત છે!

**નાની વહુ**—જુવોને ભાભીજી ! સાસુ સસરાની સેવા એજ તરવાનો ઉપાય છે ! અને સેવા કરવી એજ આપણો ધર્મ છે.

**મોટી વહુ**—તું ધર્મને કેટલું સમજે છે. તે હું સારી પેઠે જાણું છું વહુ !

**નાની વહુ**—આજ સુધી તો હું નહોતી સમજતી ! પણ એક દીવસ મહાત્માની કથામાંથી સાંભળી આવી કે સાસુ સસરાની સેવાની બરોબર કોઇ સેવા નથી. ત્યારથી ડોસાની ચાકરી મારાથી બને છે તેટલી કરૂં છું.

**મોટી વહુ**—સાચું બોલ્ય સાચું હવે ! કાંઇ લાલચ વિના તું કાંઇ વળગી પડે તેવી નથી !

**નાની વહુ**—વળી લાલચ શી બાબતની ! મારે તો કાંઇ લાલચ નથી ! મને તમારા દીયરે બે વાનાં કહ્યાં. એટલે મેં ડોસાને હૈએ ધર્યા !

( ડોસાએ બગલમાં રાખેલું પોટલું; જરા હાથ નરમ કરીને ઢીલુ મેલ્યું એટલે ધઇબ પછડાયું; કે તરત ડોસાએ લઇને પાછું બગલમાં દાબી દીધું. )

**મોટી વહુ**—(ધબકારો સાંભળીને) હં......ડોસા પાસે કાંઈક છે ખરૂં !

**નાની વહુ**—હતું એતો આપણુને વહેંચી આપ્યું છે ! હવે શું હોય રાખ !

**મોટી વહુ**--રાખ નહીં પણ નગદા નગદી !

**નાની વહુ**—કોણ જાણે કશાકનું પોટલું તો છે; તે પણ ઘડીએ સુનું મુકતા નથી !

**મોટી વહુ**—પોટલાનો અવાજ ભારે થયો; માટે છે કાંઈ સંગીન માલ !

**નાની વહુ**—જે હશે તે મુવા કેડે માલમ પડશે !

**મોટી વહુ**—એ પોટલાની લાલચમાં લેવાયાં છો વહુ ! બાપાજી ! ચાલો આપણે ઘેર !

**ડોસો**—આ વહુ કયાં આવવા દે છે; પણ એ મારી ચાકરી બહુ સારી કરે છે.

**મોટી વહુ**—હું એથીએ વધારે સારી ચાકરી કરીશ ! તમને જરાએ દુઃખ નહિ પડવા દેઉ. ચાલો બાપા !

**ડોસો**—હવે એય ઘર છે ને આય ઘર છે જ્યાં રહ્યા ત્યાં ખરા !

**મોટી વહુ**—મારા ઘરનો વારો બેઠો ને ? આજ સુધી ના આવ્યા એટલે હું તેડવા આવી લ્યો ઉઠો બાપા !

**ડોસો**—વહુ બેટા તમારો બહુ ભાવ છે, એમ સમજાય છે; પણ હું તો અહીંજ રહીશ ! અહીં મારી ચાકરી સારી થાય છે !

**મોટી વહુ**—ચાકરી ચાકરી શું કરો છો હું એથી સવાઈ ચાકરી કરીશ ! અને તમારા છોકરાય કાલે સંભારતા હતા કે બાપા કેમ ના આવ્યા કાંઈ નરમ થયા કે શું ! ઉઠો નહિ તો એ જાતે તેડવા આવશે !

**ડોસો**—હવે મારી અવસ્થા થઈ હવે મારાથી ઝાઝુ ચલાતુ નથી !

**મોટી વહુ**—હું કોકની ગાડી કે ગાડુ માગી લાવું; નહિ તો ચાર મજુર લાવી ખાટલામાં ઘાલીને ઉપડાવી લઇ જાઉં.

**ડોસો**—એટલું બધું કરવાની કાંઇ જરૂર નથી ! લ્યો ચાલો ત્યારે ત્યાં આવું. ( ડોસો ત્રિજા દીકરાને ત્યાં ગયો. )

ત્યાં પણ રૂડી રીતે સેવા ચાકરી થવા માંડી ! તેણે પણ દોઢેક માસ રાખ્યા એટલે એથી મોટા છોકરાની વહુને વહેમ પડયો અને તે ડોસાની ખબર કાઢવા આવી ! તે પણ સઘળો સાર સમજી ગઇ ને આગ્રહ કરી ડોસાને લઈ ગઈ, ત્યાંથી સૌથી મોટા દીકરાની વહુ લઇ ગઇ !

આ પ્રમાણે પ્રથમની માફક ડોસાનો મહીના મહીનાનો વારો શરૂ રહ્યો; પણ સેવા ચાકરી સારી રીતે થવા માંડી; અને શીરા; રાબડી મળવા માંડી; એટલે ડોસાના પગમાં ચેતન આવ્યું, ડોસાને મહારાજને ત્યાં જતાં બે ત્રણ જગાએ બેસવું પડતું હતું તેને બદલે ડોસો એકે સપાટે ચાલી કથામાં હાજર થવા લાગ્યો. ડોસાના મોં ઉપર તેજ જોઇને, મહાત્માએ પુછ્યું.

**મહાત્મા**—કેમ ડોસા ! ખુશીમાં કે નહિં ?

**ડોસો**—મહારાજ ! ખુશીમાં શું પુછો છો ? તમારી બતાવેલી કુચી તો અવધી ! અત્યારે તો શ્રી ઠાકોરજીની નહિ થતી હોય તેવી સેવા થાય છે, અને ભગવાનને ભોગ નહિં ધરાતો હોય તેવા આ બુઢ્ઢાને ધરાય છે.

**મહાત્મા**—ડોસા ! દુનીઆ સ્વાર્થની છે ? લક્ષ્મિની લાલચમાં સૌ લેવાય છે. હવે એ પોટલું તમારો પ્રાણ ગયા પછીજ બીજાને મળે એમ સાચવજો ! જો પોટલું ગયું તો હતું એથી બમણું દુઃખ સમજજો.

**ડોસો**—બહુ સારૂ મહારાજ ! હવે મને કાંઇ કહેવું નહિ પડે; મેં બધી રચના મનમાં રચી મુકી છે.

**મહાત્મા**—ડોસા; સંતોની કૃપા કેવી રીતે, તે હવે સમજાયું ને ?

**ડોસો**—હા પ્રભુ હા ! બરાબર સમજાયું.

[ **કર્તા** ] આવી સુખ શાન્તિમાં ઝીલતાં ને ખીલતાં; વૃદ્ધપાન એટલે આખર મંદવાડ શરૂ થયો; ડોસાએ મનમાં વિચાર્યું કે હવે હું જીવવાનો નથી. માટે મરતી વખતની જે જે તૈયારી અને સુચનાઓ કરવી જોઇએ તે તે કરી લઉં.

ચારે છોકરાને અને ચારે વહુઓને ભેગી કરીને ડોસાએ કહ્યું. જૂવો આ મારી પાસે ગાંસડી છે, તેમાં શું છે તે કાંઇ હું કહી શકતો નથી. તેની ગણત્રી પણ થઇ શકે તેમ નથી; તેમ તેની કિમ્મત પણ થઇ શકે તેમ નથી. જો તમારે સર્વે જણને મળીને સંપ સંપીને મારી ક્રિયા સુધારવી હોય તો હું કહું તે પ્રમાણે નાણાં કાઢીને; ક્રીયા સુધારો અને પછી આ દાબડો તોડીને તેમાંથી જે નિકળે તે સરખે ભાગે વહેંચી લ્યો !

જો તેમ ન પાલવતું હોય, પાસેથી નાણાં કાઢવાની મરજી ના હોય તો, આ દાબડામાં જે છે તે બધું હું પુન્ય કરી દઇશ. પણ વહુઓએ મારી ચાકરી સારી કરી છે, તે બદલ મારે વિચાર કરવાનો ખરો !

**પહેલો**—બાપા તમે જરાય ગભરાશો નહિ ! અમો તમારી ક્રિયા સારી રીતે કરીશું !

**પહેલાની વહુ**—બાપાની જેમ મરજી હોય તેમ કરો !

**બીજો**—બધું બાપાનું રળેલું છે ! માટે બાપા કહે તેમજ કરવું જોઇએ !

**બીજાની વહુ**—હા હા તેમજ કરવું જોઇએ ! બાપાની મરજીએ મરજી.

**ત્રિજો**—બાપાની મરજીએ મરજી રાખવામાંજ પરમેશ્વર રાજી રહેશે ! માટે તેમજ કરવું !

**ત્રિજાની વહુ**—હું તો કહું છું, બાપા કહે તે કરતાંય પાંચ રૂપીઆ વધારે પુન્ય કરવું ! અને ક્રિયા સુધારવી !

**ચોથો**—મારે તો બાપો બોલ્યા તે જાણે પરમેશ્વર બોલ્યા ! બાપાની શી ઇચ્છા છે તે પૂછો !

**ચોથાની વહુ**—મેં તો બાપાને સાવ ઇશ્વર જેવા માન્યા છે; એટલે એમના બોલ તે જાણે બ્રહ્માના બોલ !

[ **કર્તા** ] ડોસાએ મનમાં વિચાર કર્યો કે પ્રથમ મને દુઃખ બહુ દીધું છે, અત્યારે આ દાબડો દીઠો છે, તેની લાલચે સૌ નરમ થઇ ગયાં છે, નહિ તો મને હીંડતાં ડેસવાં મારે એમાંનીઓ છે, એ રંડાઓના ઉશ્કેરાએલા છોકરા પણ તિરસ્કાર કરતા હતા. દુઃખ દેવામાં બાકી નથી રાખી બાપ ! દુઃખ દેવામાં બાકી નથી રાખી ! સંત મહાત્માએ કુંચી ન બતાવી હોત તો ક્યારનોય ભૂંડે હવાલે મરી ગયો હોત ! કરવા દે બરાબર ખુલાસો !

**ડોસો**—જૂવો સાંભળો ! પ્રથમ મારી દેહ પડે તે વખતે રોકકળ કરવાની નહિ ! આગળ દુણીની જગાએ પીતળની વટલોઇ કાઢવાની, અને *શબના ઉપર રેશમી કીનારની ધોતી ઓરાડવાની, ઘરમાંથી નીકળતાંની સાથે

* શબ=મડદું.

સવાસોમણ અનાજ ગરીબોને વહેંચી દેવું; અને પચીસ મણના લાકડરી ભીખારાંને તથા કુતરાંને ખવરાવી દેવા.

આગળ ચાલતાંની સાથે; પાંચસે રૂપીઆની પાવલીઓ; અઢીસેં રૂપીઆની બે આનીઓ; સવાસો રૂપીઆની આનીઓ; પોણોસો રૂપીઆના પૈસા, અને પચાસ રૂપીઆના અડધા પૈસા તથા પૈઓ ઉછાળવાનું શરૂ કરવું, તે છેક મશાણ સુધી ઉછાળવું.

ચીતા સળગાવીને સવામણ સુખડ અને સવામણ ઘી, નાંખી દેવું.

આપણા ગોરને પાસે રાખીને કોઇ વિદ્વાન બ્રાહ્મણને બોલાવીને દશમું, અગીઆરમું, બારમું વિગેરે દીવસોની ક્રીયા રૂડી રીતે કરવી.

શયાનું દાન કરવું તેમાં શીશમનો ઢોલીઓ, રેશમની પાટી; રેશમની તળાઇ, રેશમની રજાઇ, સાટીનનો ઓછાડ; કીમતી વસ્ત્ર; સવા તેર તોલાની કંઠી, સવા ત્રણ તોલાનું કડુ અને સવા તોલાની વીંટી એ રીતે મુકવું. તે ઉપર પ્રત્યક્ષ ગાયનું દાન કરવું. તે વીધીપુર્વક કરવું.

બારમાને દીવસે સર્વ સંપ્રદાયના સાધુને માલપુડા દુધપાકની પક્કી રસોઇ કરાવી જમાડી દેવા !

તેરમાથી ત્રણ દીવસ લાગટ ભાગોળે ચોખા મુકી દેવા; એટલે વાણીઆ બ્રાહ્મણ, કણબી, કાછીઆ, સુતાર, લવાર, દરજી, મોચી, ઘાંચી, ગોલા, ઢેડ, ભંગીઆ વિગેરે સર્વને જમાડવા !

દોઢ માસીએ; છ માસીએ, અને વરસીએ; એ ત્રણ દીવસે જુદી જુદી જાતનાં અને ઉત્તમ પ્રકારનાં જમણ કરી, સમગ્રે બ્રાહ્મણને જમાડવા !

બાર મહીના સુધી હમેશાં ગોરને પાકુ શીધુ આપવું.

દર માસીએ માસીએ બ્રાહ્મણને તેર જોડાં જમાડવાં; તેમાં એક જોડાને રેશમી વસ્ત્ર અને બાર જોડાંને સુતરેલ વસ્ત્ર આપવાં.

બાર માસમાં; એક પાઠશાળાનું મકાન બંધાવી આપવું; એક ધર્મશાળા બંધાવી દેવી; એક કુવો ખોદાવવો ! અને ઉનાળામાં પરબ મંડાવવી !

ઘરેની છાબડીમાં રેશમી વસ્ત્ર મુકવું.

બાર માસમાં; ગયાશ્રાદ્ધ કરવું; કાંશીમાં; પુષ્કરરાજમાં અને ગયાજીમાં; બ્રાહ્મણની નાતીને ભોજન આપવું. અને ગોરને સારી રીતે દક્ષણા આપવી.

છેવટ વરસીને દીવસે; ગોરાણીને જમાડીને, તેના માથા ઉપર રૂપાનું બેડુ ચઢાવી ઉપર સોનાનો લોટો મુકી વિદાય કરી દેવી, આ પ્રમાણે મારી ક્રિયા પુરવાની છે !

**પહેલો**—બાપા કીયા તો હદ કહેવાય!

**બીજો**—હદ શું બે હદ.

**ત્રિજો**—લોકો કાંઇ કાંઇ વાતો કરે!

**ચોથો**—કોઇ રાજાની કીયાય આવી ન થઇ શકે.

**ડોસો**—ભલે તમારાથી ન બને તો કાંઈ ચિન્તા નહિં, આ મારી બગલમાં દાબડો છે, એટલે સૌ સારાં વાનાં થશે.

**પહેલાની વહુ**—ડોસાનો પૈસો ને ડોસાની ક્રિયા કરવાની છે તેમાં ના શું કામ કહો છો?

**બીજાની વહુ**—દઇ જાણે એમાં શું જોર આવે છે.

**ત્રિજાની વહુ**—સારૂ કરીએ તો કોઇ ખોટુ કહેનાર નથી!

**ચોથાની વહુ**—કરવું તો પડે. દીકરા ન કરે ત્યારે કોઇ બીજો આવીને કરી જાય!

**ડોસો**—જૂવો વળી સાંભળો! આ દાબડામાં શું છે એ હું તમને અત્યારથી કહી શકતો નથી! જો મારા કહેવા પ્રમાણે કરવાની મરજી હોય તો; બે નાતમાંથી અને બે પડોસમાંથી, ચાર ધયડા બોલાવો. તેમની રૂબરૂમાં દાબડાને સીલ કરીને; એક ઠેકાણે પટારામાં મુકીએ; અને તે પટારાનેય સીલ કરીએ; જ્યારે ગોરાણી એડુ લઇને ઘરમાં જાય તેને બીજે દીવસે સવારમાં તે ઘરડાની સમક્ષ તે સીલ તુટે ડબો ઉઘડે; અને જે નીકળે તે ચારે ભાગે વહેંચાય!

**પહેલો**—વાત તો બરાબર પણ પહેલા પૈસા કાઢવાના છે?

**બીજો**—ત્યારે બાપા પહેલોજ ડબો તોડી નાંખો તો કેમ?

**ત્રિજો**—સાંભળવા પ્રમાણે તો ભારે રકમ ભેગી કરવાની છે.

**ચોથો**—ભારે એટલે ચાળીસ હજાર, ઘરબાર વેચી સાટી જણસો વટાવી કરી કેડ બાંધી તૈયારી કરો!

**પહેલાની વહુ**—તેમ કરવું પડે તો તેમ કરો!

**બીજાની વહુ**—ઘર જશે ને હવેલીઓ થશે!

**ત્રિજાની વહુ**—સોનાનાં ઘરાંણાં જશે તો હીરા માણેકનાં થશે.

**ચોથાની વહુ**—ઉલટા, નાતમાં, જાતમાં, ગામમાં; દેશ, પરદેશમાં; ઉજળાં થઇશું, જશ લઇશું ને વળી પ્રભુને ઘેર પામીશું.

**[કર્તા] સૌ સૌએ પોત પોતાની સવડે સવડે નાણાં ભેગાં કરવા માંડયાં; પાંચ જણની સંમત્તી લઇને; સીલ કરાવીને ડબો તો ત્રીજે ઠેકાણે મુકયો. ત્યાર બાદ; પંદરે દીવસે ડોસાનો દેહ પડયો.**

ડોસાનો દેહ પડયો કે તરત; ડોસાના બતાવ્યા પ્રમાણે પ્રથમથી ક્રીયા કરવા માંડી; જેમ જેમ નાણાની જરૂર પડતી ગઇ તેમ તેમ ચારે જણુ સરખે ભાગે કાઢતા ગયા. સર્વ ક્રીયા થઈ રહી; બાર માસ પુરા થયા; ડોસાના કહેવા કરતાં સવાયુ કરી દીકરાઓએ નામના કરી રૂપાનું બેડું લઈ ગોરાણી ઘરમાં પેઠી, તે રાત્રીએ કોઇને ઉંઘ આવતી નથી; કાલે સવારે ડબામાંથી શું નીકળશે તેની આશામાં અને વીચારમાં ગુમ થઈ ગયા છે.

**પહેલાની વહુ**—જાણે કયારે વહાણું વ્હાયને દાબડો ઉઘડે; મારે તો એક ચંદનહાર ઘડાવવો છે?

**બીજાની વહુ**—મને કે દાહાડાનું એક મોતીની માળાનું મન છે.

**ત્રિજાની વહુ**—મારે તો હીરાની બંગડીઓ પહેરવાની ઉતાવળ છે.

**ચોથાની વહુ**—પણ મન તો બધુય હોય પણ જે કાળે જે બન્યું તે ખરૂં! લ્યો સવાર થયું તો ખરૂં! કહો ભાયડાને તે પેલા ઘયડાઓને બોલાવી લાવે?

**પહેલો**—થાય છે થાય છે; હજી તો મરઘડા બોલે છે!

**બીજો**—બાઇડીઓને બહુ ઉતાવળ આવી છે!

**ત્રિજો**—એમને સારાં સારાં ઘરાણાં પહેરવાં છે.

**ચોથો**—એમને છે કાંઇ ઉચાટ! ખાઈ પી પહેરી ઓઢીને ફરવું છે.

**પહેલો**—મારે તો પ્રથમ મકાન સરસ બંધાવવું છે; કોઈ પાંચ માળ ઉપર અગાસી, બારીઓ જાળીઓ વિગેરે સોઈ બંધ.

**બીજો**—આપણે મકાનમાં પૈસા નાંખવા નથી; બસ સોનાના નકુર દાગીના ઘડાવી ઘડાવીને નાંખીશું.

**ત્રિજો**—વહેપારમાં વધારો કરી પૈસા વેરવા એ સૌથી ઉત્તમ છે!

**ચોથો**—જે કાળે જે બન્યું તે ખરૂં!

સવારનું પહોર થયું કે તરત, ડબો સીલ કરાવીને મુકવામાં હતા તે, ચારે ડોસા હાજર થયા; તેમને ડોસાના ચારે દીકરાએ સત્કારથી બોલાવ્યા આવો કાકા! આવો દાદા! ડોસા કહે ભાઇ હવે તમારા ચારેની રૂબરૂમાં આપણે પટારો ઉઘાડીએ અને પરમેશ્વરનું નામ દેઇને ડબો તોડી નાંખીએ.

ચારે છોકરા તથા ચારે બાઇડીઓ હરખાઇને એક સાથે અવાજ કર્યો. હા હા! ઉઘાડો ઉઘાડો ઝટ!

પટારાનું સીલ તોડયું; ડબો કાઢયો; અને ડબા ઉપર કરેલું સીલ તોડયું. એટલે તો આઠે જણના હૃદયમાં; શું હશે ને શું નીકળશે થઈ રહ્યું. સર્વનાં કાળજાં ધડક ધડક થવા લાગ્યાં.

ડબ્બાનું ઢાંકણું તોડયું. ને...કાંસાં કુટનો ઢગલો થયો કે આઠે જણાએ પોકે પોકો મુકીને રોવા માંડયું. જાણે ડોસો આજેજ મરી ગયો–કાંસાકુટ છાતીકુટ! હાયકુટ થઇ રહી.

**પહેલો**—હાય હાયરે બાપ!

**બીજો**—એ તારૂં સત્યાનાશ જાય રે ડોસલા!

**ત્રિજો**—વગડા વચ્ચે બેસાર્યા રે બાપ!

**ચોથો**—તારૂ નંખોદ જજો રે નંખોદીઆ!

**પહેલાની વહુ**—કીયા જનમનાં વહેર વાળ્યાં રે ટરચા!

**બીજાની વહુ**—તારૂં કીડીએ મોં ભરાજો રે અભાગીઆ!

**ત્રિજાની વહુ**—હાય હાય! બાપરે......દગો દીધો.

**ચોથાની વહુ**—કુવામાં નાંખીને વરત વાઢયા રે બાપ!

સૌ સૌને ઘેર ગયા, ને આઠે જણાં રોતાં રહ્યાં. સંતની કૃપા; લક્ષ્મિની કૃપા; કે ઇશ્વરની કૃપા એ ઘડપણનાં સુખનું સાધન છે.

**રાજા**—વાહ વાહ! આ વખતે તો મહેતાજીએ હદવાળી નાંખી.

**વાસુકીપ્રસાદ**—હજી તો મહેતાએ કાંઇ કર્યું નથી. જેમ દીનકરની ચઢતી એમ મહેતાની ચઢતી સમજજો.

**સારંગધર**—અતીષે માં ચઢાવો! અતીષેમાં ચઢાવો! હમણાં કાંક બીજું વર્તાવી દેશે!

**નરસિંહ**— **ધુન.**

વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઈ; વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઈ.
વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઈ; વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઈ.
વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઈ; વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઈ.
વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઈ; વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઈ.
વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઈ; વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઈ.

**રાગ; માઢ.**

**હરી વરજો વિઠ્ઠલરાય, રે પ્રભુ વરજો વિઠ્ઠલરાય;**
**હું લાગુ નિરંતર પાયરે. પ્રભુ વરજો.**
**દીન દયાળુ શ્રીપતી, લ્યો સેવક સંભાળ;**
**લાંચ્છન લાગે નહિ કદી, કદી ન આવે આળ. પ્રભુ વરજો. ૧**
**સમરૂં સદા હું શામળા, ઉરમાં અતીષે કોડ;**
**વીસારૂ નહિ વાલમાં, તનમાં રાખો તોડ. પ્રભુ વરજો. ૨**

મન મારો મુજ માવલા, અંતર પુરો આશ;
મુગટ મણી શિર છત્ર છો, દીન તમારો દાસ. પ્રભુ વરજો. ૩
સ્વામી સમરૂ હું સારંગપાણુ, વિઠ્ઠલ; તારી અવનીમાં વરતી છે આણુ, વિઠ્ઠલ. ૧
તારી ત્રિભુવન તાણા તાણુ; વિઠ્ઠલ; ભૂમંડળમાં ભાણુ. વિઠ્ઠલ. ૨
હિરાને રત્નની ખાણુ, વિઠ્ઠલ; કદીએ ન થાએ હાણુ; વિઠ્ઠલ. ૩
જેમાં લેવાનું છે લ્હાણુ; વિઠ્ઠલ; એજ કર્યું નિર્માણુ. વિઠ્ઠલ. ૪
જેવું રામચંદ્રનું બાણુ, વિઠ્ઠલ; એજ પડયું પરમાણુ. વિઠ્ઠલ. ૫

**નરસિંહ મહેતા**—રાત્રીને દિવસ શ્રી વિઠ્ઠલરાય ભગવાનને મંદીરે જતાંને આવતાં વિઠ્ઠલનાથનું સમરણુજ કરતા હતા.

રાગ; માઢ.

સેવકની લ્યો સંભાળરે; સેવકની લ્યો સંભાળ;
પ્રભુ ગૌબ્રાહ્મણુ પ્રતીપાળરે; સેવકની લ્યો સંભાળ.
સંભાળ દેજો શામળા, વરદેજો વરમાળ;
પડતા ઝીલો પાતળા, કપરો નાવે કાળરે. સેવક. ૧
શું વરણું શ્રી નાથજી, શશી શેશ ને ભાણુ;
પ્રેમે કીધુ પારખું, રત્ન રૂપની ખાણુરે. સેવક. ૨
દીન દીન સમરૂં સ્યામને, દીન તમારો દાસ;
જ્યાં દેખુ ત્યાં આપ છો, વિશ્વ સકળમાં વાસરે. સેવક. ૩
દર્શન આપ્યું દાસને, હર્ષ ન માએ ઉર;
સદાય સમરૂ શામળા, ભાર વહો ભરપુરરે. સેવક. ૪
છેલા છોડો છેડલો, છેવટ છોડો છાલ;
વહારે ચઢજો વિઠલા, વહાલા વધારો વહાલરે. સેવક. ૫

મરાઠી સાખી.

સાંજ સવારે મંદિર જાએ, વિઠ્ઠલ વરને જપવા;
શ્રી શામળીઆ સનમુખ રહી, ખરા પુરૂષમાં ખપવા;
સ્વર્ગે ટપવા, શ્રીજીના સનમુખ તપવા. સ્વર્ગે.
નિચી દ્રષ્ટિ નમતા ચાલે, કો સાથે નહિ વાત;
પરોઢીએ પરવારી પહોંચે, આવે અડધી રાત;
કોઇની નહિ પંચાત, વિઠ્ઠલવર એ માતને તાત. કોઇની.

આપણે આગળ વાત કરી ગયા છીએ કે શ્રીકૃષ્ન પરમાત્મા બ્રાહ્મણનું રૂપ લઇને, પોતાના ભક્તની સેવામાં અને સહાયતામાં આવી હાજર થયા છે. જે ભક્તને માટે જોઇતી સઘળી વસ્તુની જે વખતે જોઇએ. તે વખતે તૈયારી

કરી મુકે છે. ભક્તને કોઇ વાતની અગવડતા પડવા દેતા નથી; ભક્તને આઠે પહોર આનંદમાંજ રાખે છે.

આમ કરતાં અધીક માસ તો પુરો થવા આવ્યો; જેના છેલ્લા દિવસો ચાલે છે. જાત્રાવાસી સર્વની વૃતીઓ ઘર તરફ ગઈ છે. જુનાગઢના નાગરો તો અકળાઇ રહ્યા છે. કારણ કે માણસ માત્રને પોત પોતાના અસલ રેઠાણમાં ઠીક ગોઠે છે. અને અજાણી ધરતીમાં અણગમું લાગે છે.

આ પંઢરપુરના રાજાના રાજમાં અચિન્તુ કૌતક જાગ્યું છે. જ્યાં બંદોબસ્તને માટે ઝાઝા માણસો મોકલવાની જરૂર પડી છે. તે પ્રમાણે રાજાધિરાજે પ્રધાન અને સેન્નાધીપતીની સલાહ લેઇ વીણી વીણી મોકલી દીધા છે. મોકલેલા હોંશીયાર અને ચાલાક માણસોમાના એકની સ્ત્રિ, રાણીવાસમાં હજૂરી દાસીનું કામ કરતી હતી; તે રાતને દિવસ રાણીના સહવાસમાંજ રહેતી; અને કોઈવાર પ્રસંગોપાત જરૂરી કામસર પોતાના મકાનમાં સુઇ જતી; જે દાસી ઉપર રાજા તથા રાણીને સારો વિશ્વાસ અને પકકો ભરૂસો હતો; કે જે ચાલ ચલગતની પણ દેખીતી સારી દેખાતી હતી; પણ પ્રસંગોપાત, શ્રી હરીની આ અઘટ ઘટમાળમાં સ્ત્રિયોની વૃત્તિયો દ્રઢ અને સ્થીર રહેતી નથી; સ્ત્રિયો લાલચની મારી લેવઇ જાય છે. કોઇ પુરૂષના પ્રેમમાં ફસાઇ જાય છે. એવું આ સ્વામી વિયોગની સ્ત્રિને માટે બન્યું; દિવસે દિવસે; પ્રેમ વધતો જાય છે. સહવાસે સહવાસે પ્રિતી ઘાડ થતી જાય છે, જેનાં પરીણામ આખર સારાં આવતાં નથી; વધારે વખત ગએ તે ટેવ દુઃખનું કારણ થઇ પડે છે. આ પુરૂષની સાથે બંધાએલી છાંની પ્રિતી દિન પર દીન ઘાઢ થતી ગઇ, સ્ત્રિયોને સ્વઇચ્છા વર્તન કરવા વખત આપવો ન જોઇએ; પણ પતી પરદેશ જવાથી આ બાઇને આવો પ્રસંગ આવ્યો; જેથી તેને મનમુજબ વર્તવા માંડયું; ઝાઝા દિવસના અભ્યાસથી તેને દિવસ ચઢતા થયા. આ વાત ઢાંકે ઢંકાઈ રહેતી નથી, સૌની આંખે ઉઘાડી પડે છે. જેમ જેમ દિવસ જતાજ ગયા; લોકોની ગણત્રિમાં ગણાતા ગયા, ત્યારે તેને રાણીએ કહ્યું બેન આતો તેં વીપરીત કામ કર્યું, મારા રાણીવાસમાં રહી આવું વર્તન તેં કર્યું તે તારે વેઠવું પડશે. તારા આ ગુનાને છાંદો દેવાશે નહિ, અને તેમ કરવા જઇએ તો સાથે મારી પણ અપકીર્તિ ગણાય; માટે આ વાત રાજાને જરૂર ઝાહેર કરવી પડશે; તે વીના આવા ઘોર કરમનો કરનાર ગુનેગાર નહિ પકડાય; ગુનેગાર નહિ પકડાય તો રાણીવાસ રળીયામણો નહિ દેખાય; માટે મારા ઝાહેર કર્યા પહેલાં તને વખત આપું છું કે તારો જીવ બચાવા ખાતર તારે જ્યાં જવું હોય ત્યાં જતી રહે, હવેથી મારા મકાનમાં ઉભી રહીશ નહિ, જા તારૂં કાળુ કર! તારૂ

લજ્જામણું મોઢું દેખાડીશ નહિ, હું ધારતી નથી કે આવું ભયંકર લજ્જામણ
કરમ કરીને ફેર તું રાજાને વહાલી થાય, હું તો માનું છું કે રાજા તને જીવ
તીજ ભાગ્યે રાખે !

વાત રાણીવાસમાં ચાલી એટલુંજ નહિ, પણ કાનોકાન; આખા નગરમ
પ્રસરી ગઈ, પણ રાજદરબારના નિયમ પ્રમાણે લખીતવાર નક્કી કરી રાજનન
હાથમાં પ્રધાન અગર કારભારી દ્વારા આવ્યા વિના તેના સામુ રાજાથી જોવા
નથી, તેમ તે કામમાં ધ્યાન અપાતું નથી; સૌ વિચાર કરે છે, તેવામાં સ
હકીકત પત્રમાં લખી રાણીએ એક સહચરીને રાજદરબારમાં ખબર આપવા મોકલ

ખુદ પોતાના ઘરની ગુલામડીને ઓળખી, રાજા વહેમમાં ભરાયા
રખેને કાંઇ ખાનગી કૌતક જાગ્યું હોય; રાજા કહે છે પ્રધાનજી લખેલી વા
ઝટ નિવેદન કરો ! તેમ તેનું જેમ બને તેમ જલદી નિવારણ કરો !

**પ્રધાન**—નામદાર, અરજમાં એમ દર્શાવાય છે કે, વિશ્વાસ રાખી ગ
લતમાં રહેવું એ જોખમ ભરેલું છે.

**રાજા**—આ શું ? આ હું શું સાંભળું છું; ખુદ મારા પોતાના ઘર
આવો અઘટીત બનાવ ! પકડી લાવો એ કુભાંન્ડી રંડાને, ગેરબંધના મ
મારતા લાવો એ લુચ્ચીને; જેનો પુરૂષ પાંચ સાત માસથી પરદેશ ગએલે
છે અને આ બાઇને ગર્ભ રહ્યો છે, આ કેમ ખમાય; આ કોઇ બીજે બહ
રનો બનાવ હોય તો ઘટતી સજા કરી વિદાય કરી દઇએ, પણ આ બના
તો મારા ઘરમાંજ બન્યો છે, માટે ચોરને પકડવોજ જોઇએ, નહિ પકડાય ત
સદાને માટે ફિકરમાં રહેવું પડશે; નિરંતર ચિન્તામાં રહેવું તેના કરતાં કાં
કહાડી નાંખવો એ સુખરૂપ ગણાય.

**પ્રધાન**—પકડી લાવો એ બાઇને રાજસભામાં.

હુકમ સાંભળતાં રાણીને તિરસ્કાર કરી કાઢેલી પોતાને ઘેર ગએલી બા
પાસે આવી સરકારનો સિપાઈ આવી ઉભો રહ્યો; અને ધમકાવી કહેવા લાગ
કે ચાલ તને દરબારમાં જવાબ લેવા બોલાવે છે. પ્રસંગને અનુસરી જ
આવતા લોકો સમજ્યા કે, બાઇ રાજમાં નોકર છે તેમ તેનો ધણી પ
રાજનો નોકર છે એટલે ગમે તે ખાનગી કામ હશે ! લોકો જોતાને જો
રહ્યા, અને બોલાવા આવલા સીપાઈની સાથે બાઇ આવી રાજદરબારમાં હાજ
થઇ; રાજનો મોભો સાચવી ઠઉકી થઇ મલાઝો કરી ઉભી રહી; ત
કામદારે પુછ્યું.

**કામદાર**—કેમ બેન ? સાંભળ ધ્યાન આપ; વિચાર કરી જવાબ
આ ગુનાની એક મુરત તો તું છે, પણ તારી સાથે આ કામમાં જોડાના

પુરૂષ તારે ઝાહેર કરી દેવો જોઇએ. તેમ તેનું ખરૂં નામ તારે દેવું જોઇએ, વિશેષમાં આ કામમાં પડતી વિપત્તી વખતે મદદ કરનાર માણુસો હોય તેમનાં નામ પણ સંભારી સંભારીને લખાવી દેવાં જોઇએ. જેમ વિચાર કરી ચોખ્ખો ફેંસલો આપવામાં આવે ! બોલ એ પુરૂષ કોણ છે ! સ્ત્રિ ઝાઝીવાર સુધી નીચુ જોઇ રહી; વિચારમાં ગુમ થઇ ગઈ; થાંભલાની માફક સજડ થઇ ગઇ !

આ કાંઇ આપણું ઘર નથી કે બોલ્યા વનું ચાલે, આતો રાજદરબાર, કર કામને નીકળ બહાર ! બોલ ઝટ બોલ, તે પુરૂષ કોણ છે. તેનું નામ આપી દે; સ્ત્રિ જેમ ઉભી છે તેમજ સ્થીર છે.

**કામદાર**—ત્રિજીવાર પુછે છે; કેમ ક્યાં સુધી ઉભી રહીશ; તે પુરૂષનું નામ દીધા વિના સિદ્ધી નથી; આ ઉપરથી એમ સમજાય છે કે આવું અઘટતું કામ તારી સ્વઇચ્છાથી થયું છે ? થોડીવાર વિચાર કરવો હોય તો જરા બાજુ પર થઇ જા ! રાજનાં બીજાં કામને અટકાવ ન કર !

**રાજા**—એને વિચાર કરવાનો વખત ન આપો ! કારણકે વખત વીતી જવા આવ્યો છે, અને વખત આપો તો એટલો બધો આપો કે સવાર થતાં ઉલટભેર તે પુરૂષનું નામ ન દેતો; આ રંડાને શુળીના કાંટા ઉપર ચઢાવી દયો ?

રાજાના આખર હુકમની અંતે દરબાર વીસરજન થઇ ગયો; સૌ પોત પોતાના મુકામે ગયા. રાજા રોષભર્યા મહેલમાં આવ્યા, રાણી નમન કરી કહે છે સ્વામી; મારી મોકલેલી અરજી દરબારમાં આવી તો હશે ?

**રાજા**—હા નારી; આવી પહોચી તો ખરી; જે સાંભળી મને અચંબો લાગ્યો, આવું હીંણું કરમ આપણી આંખ તળે રહેલા માણુસો આચરે એ સારૂં ન કહેવાય !

**રાણી**—તે બાઇને શું સજા કરી ! કે દયા લાવી છોડી મુકી ?

**રાજા**—આવા દુષ્ટ કામના કરનાર ગુનેગારને દયા તો હોયજ નહિ; એને તો ઉલટી ભારે સજા થવી જોઇએ.

**રાણી**—એ તો આજેજ થઇ ગઇ હશે; એને કેદમાં નાંખી હશે ?

**રાજા**—એને માટે કેદની કાચી કોટડીઓ નથી; એને માટે તો ઉભી શુળીનો સખત કાંટો છે ? તે કાલે સવારે થશે.

**રાણી**—આજે કાંઇ અવજોગ હશે !

**રાજા**—આવી બાબતમાં એટલે ન્યાયની વખતે જોગ અવજોગ જોવાતા નથી; પણ તે પાપી પુરૂષ એના હૈયામાંથી ખસતો નથી; તેને પણ ઘટતી સજા સાથેજ કરવી પડશે.

**રાણી**—બંન્નેનો ગુનો તો એકજ એટલે સજા પણ એકજ થતી હશે, સરખીજ થતી હશે ?

**રાજા**—સજાનો આધાર તો કામદારના કસબા ઉપર રાખે છે; જેની ઇચ્છા પ્રથમ થઇ હોય જેની ચળવળ પ્રથમ ચાલી હોય તે પહેલા નંબરમાં ગુનેગાર ગણાય છે, બીજા ગુનેગારને ઉતરતી સજા છે. સવારે વહાણું વહાતાં આ કામનો ફેંસલો આપવાનો છે. જે થાય તે ખરૂં.

અહીં આમ વાત ચાલી રહી છે, ગામમાં પણ ઘેર ઘેર વાત ચરચાઈ રહી છે. ગુનેગાર બાઇ પણ હુકમ સાંભળી પોતાને ઘેર જઈ ઉંધે મોંઢે રૂદન કરે છે. જેને મ્હોત નજીક દેખાતું હોય તેને સઘળાં સંકટ ઘેરી વળે છે. તે રોળી ટોળી વખતે ભક્તરાજ નરસિંહ મહેતા ભજનની ઝડી પાડતા તે રસ્તે થઇને જાય છે.

રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે.
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે.
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે.
નાના નટવર રાધાકૃષ્ન; એ મારા નાથ રાધાકૃષ્ન;
એ મારા નાથ પકડો હાથ; અહલ્યાના ઓધારણનાથ,
પતીત કેરા પાવન નાથ; અનાથોના છોજી નાથ.
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે.
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે, રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે.
રઘુપતી રાઘવ રાજા રામ, પતીત પાવન સીતારામ,
રઘુપતી રાઘવ રાજા રામ, પતીત પાવન સીતારામ;
રઘુપતી રાઘવ રાજા રામ, પતીત પાવન સીતારામ,
રઘુપતી રાઘવ રાજા રામ, પતીત પાવન સીતારામ;
રઘુપતી રાઘવ રાજા રામ, પતીત પાવન સીતારામ.

પવન સુત હનુમાનકી જે; અંજની અજબ બાળકી જે; કછોટા વજ બાળકી જે.

વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઇ, વિઠ્ઠલ રૂખમાઇ વિઠુબા રૂખમાઇ.
વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઇ, વિઠ્ઠલ રૂખમાઇ વિઠુબા રૂખમાઇ.
વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઇ, વિઠ્ઠલ રૂખમાઇ વિઠુબા રૂખમાઇ.

શ્રી કૃષ્નચંદ્ર ભગવાનકી જય.

મહેતાજી તો શ્રી હરીના શહસ્ત્ર નામની ધુન કરતા તે રસ્તે થઇ પસાર થઇ ગયા, અને વિઠ્ઠલ નાથજીના સનમુખ જઈ ઉભા રહ્યા, અહીં ધિમે ધિમે

રાત ગળતી ગઈ જળ જંપી ગયું. લોક નિંદ્રાવસ થઇ ગયા; હવે તો માત્ર જેનું મ્હોત નજીક આવતું દેખાય છે, તે ગુનેગાર સ્ત્રિ, જેમ કોઈ પ્રિય માણુસ મરી ગયું હોય ને હૈયું ઉભરાઇ જતું હોય ને રૂદન કરે તેમ, ઉભા રસ્તા ઉપર ઓટલે બેઠી, આલાપ કરી વિલાપ કરે છે.

**[ અધમ સ્ત્રિ. ] રાગ; ભેખરે ઉતારો રાજા ભરથરી.**

દરીએ પડુ દવ લાગીઓ !
કયારે કરમ આવ્યાં આગળે, આવ્યું દારૂણ દુઃખજી;
સુધડ વદન પામ્યું સ્યામતા, માની લજ્જી મેં કુખજી. દરીએ. ૧
ઇંદ્રીની વિપરીત વાસના, ભૂંડી ભાગવા ભૂખજી;
આવાં અઘટતાં કારજ કરી, કયાંથી સ્વપનામાં સુખજી. દરીએ. ૨
ઝાંખુ જૂઠુંને લજ્જામણું, ભોગવ્યું અલ્પવારજી;
આજે નસીબે આવી મળ્યું, કેમ ઉતરાશે પારજી. દરીએ. ૩
શુળી ચઢુ તો સંકટ અતી, મારૂ પેટ કટારજી;
જીવની આશા તો ફોગટ વૃથા, નબળી નીકળી હું નારજી. દરીએ. ૪
જીવની હું જોખમદાર થઇ, માણી મનમાની મોજજી;
દુષ્ટ મતી મારી દીસતી, જાણે જંગલી રોઝજી. દરીએ. ૫
જગારે જડે કયાંથી જંપવા, નથી નરકમાં ઠામજી;
ઉંનો કરીને લલાટમાં, દેવો જોયતો તો ડામજી. દરીએ. ૬
રામા રતન રોળ્યું રાખમાં, પર નર ચિત ચહાયજી;
સઘડી સહેવાશે કેમ ધીખતી, લાગી હૈયામાં લહાયજી. દરીએ. ૭
શમણે આવે જો મારો સાહયબો, ક્રોધે કરે શીર છેદજી;
અંત આવે અતી દુઃખનો, સઘળો ખસી જાય ખેદજી. દરીએ. ૮
સવાર થશે ને સૌકો જાગશે, મને બાંધશે બંધજી;
વિધ વિધ વાતો વિચારશે, નવ સમજી આ અંધજી. દરીએ. ૯
આખર ઘડી આ આવી પડી, કર્મે આવી પડયો કાળજી;
વજ્ર વચન રાયનાં સાંભળી, લાગી લમણામાં ઝાળજી. દરીએ. ૧૦
છેવટ વચન નથી છાજતાં, કરૂં કોની હું આશજી;
કાળાં નેં કુડાં મેં હોંષે કર્યાં, કયાંથી આવે ઉજાશજી. દરીએ. ૧૧

મધ્યરાત્રિનો સમય છે. કાળરાત્રિ ભયંકર લાગે છે. પણુ જેને પંથે વીપરીત સંકટ આવી પડયું છે. તે સ્ત્રિ ધાઢા સ્વરથી રૂદન કરે છે; તે વખતે શ્રી હરીના સાચા ભક્ત નરસિંહ મહેતા ઇશ્વરનું સ્મરણુ કરતા; ત્યાં થઇને જાય છે. પણુ સ્ત્રિનો અવાજ સાંભળી સ્થંભી ગયા.

### શ્રી રામ નામની ધૂન.

તેરી કેસી ગતી હોયગી રામ બીના;
રામ બીના, સુંદર સ્યામ બીના, તેરી કેસી ગતી હોયગી રામ બીના. ૧
તેરી કેસી ગતી હોયગી રામ બીના;
રામ બીના સુંદીર સ્યામ બીના, તેરી કેસી ગતી હોયગી રામ બીના. ૨
તેરી કેસી ગતી હોયગી રામ બીના;
રામ બીના સુંદીર સ્યામ બીના, તેરી કેસી ગતી હોયગી રામ બીના. ૩
તેરી કેસી ગતી હોયગી રામ બીના;
રામ બીના સુંદીર સ્યામ બીના, તેરી કેસી ગતી હોયગી રામ બીના. ૪
તેરી કેસી ગતી હોયગી રામ બીના;
રામ બીના સુંદીર સ્યામ બીના, તેરી કેસી ગતી હોયગી રામ બીના. ૫

હે બેન, હે ભગની, શાન્ત થા શાન્ત થા, શા માટે રૂદન કરવું પડે છે. તને શું દુઃખ આવ્યું છે બેન; શ્રી હરીનું સ્મરણ કર ! વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલ.

**સ્ત્રિ**—ભક્તરાજ, તમે તમારે રસ્તે ચાલ્યા જાઓ !

**નરસિંહ**—બેન તમારે રોવાનું અને તેજ રસ્તે થઈ મારે ચાલ્યા જવાનું નહોય; અહીં બીજું કોણ છે જે તમને શાંન્તિ આપશે !

**સ્ત્રિ**—મારા આત્માને કોઇ શાંન્તિ આપી શકે તેમ નથી; તેમ કોઈના કહેવાથી મને શાન્તિ વળે તેમ નથી.

**નરસિંહ**—એમ હોયજ કેમ ! શાન્તિ શા માટે ના વળે; મને તારા સંકટની વાત કર ! એટલે હુંજ તે વાતનો વિચાર કરીશ; અરે વિચાર કરીશ નહિ પણ અનેક પ્રયત્ને દુઃખનો ભાગીદારજ થઇશ. વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલ.

**સ્ત્રિ**—તમારાથી મારા દુઃખમાં ભાગ લઇ શકાય તેમ નથી ભક્તરાજ ! ( સ્ત્રિ પગમાં પડી ).

**નરસિંહ**—તારો જય થાઓ બેન; મારો શ્રી હરી તને સહાય કરશે; માથે મરણ આવ્યું હશે તો પણ તેમાંથીએ એ ત્રિભૂવનને તારનાર અકળ કળાનો જાણનાર જગદીશ્વર સહાયભૂત થશે; બોલ બેન શ્રી વિઠ્ઠલ ભગવાનકી જય.

આ વખતે રાજના હુકમથી, ઉપરી અમલદારોએ મોકલેલા; શહેરને સાચવનાર અનુંચરો ત્યાં આવ્યા પણ તેમણે આ બેમાંથી એકેને જોયા નહિ. તેમ થતા અવાજ કાને સાંભળ્યા નહિ માત્ર એટલુંજ કાને પડયું. શ્રી વિઠ્ઠલ ભગવાનકી જય. આ બંન્ને જણને પેહેરેગીરોએ ના જોયા; પણ તેમણે પેહેરેગીરોને જોયા; પેહેગીર તો દીઠે રસ્તે ચાલ્યાજ ગયા. અને નરસિંહ મહેતાનો વાર્તા વિનોદ ચાલતોજ રહ્યો.

**નરસિંહ**—તારા દુ:ખની સત્ય હકીકત શી છે તે મને કહી નહિ; માટે ખુલ્લે મોંઢે કહી દે! મારાથી જરાય સંકોચાવાનું કારણ નથી.

**સ્ત્રિ**—આપ મિથ્યા ખોટી હઠ કરો છો! પણ હું કહું છું કે તમને કહેવાથી કાંઇ સાર નથી. અને થવાનું છે તે થવાનું જ છે.

**નરસિંહ**—શું થવાનું છે બેન; તે તો મારે જાણવું જોઇએ.

**સ્ત્રિ**—કાલ સવારે મારૂં મ્હોત.

**નરસિંહ**—તે તો કોઇના હાથમાં નથી; વિના શ્રી હરી, માટે મિથ્યા વિલાપ કર્યા કરતાં શ્રી હરીનું સ્મરણ કર!

**સ્ત્રિ**—ભાઇ, પ્રાણુ હરવા શુળીનું ફળ રોપાયું છે. ત્યાં પ્રભુ સ્મરણુ શી રીતે સુજે.

**નરસિંહ**—પ્રભુનું સ્મરણુ તો, શુળીના ફળને ઓગાળી પાણી કરી નાંખે; માટે નિશ્ચય રાખ્ય!

**સ્ત્રિ**—ભક્તરાજ, આ મરવું મિથ્યા થઇ શકે તેમ નથી; કારણુ કે રાજાના હુકમથી છે!

**નરસિંહ**—થશે બેન થશે, ના કેમ થાય કર્તા હર્તા શ્રી હરી છે. અણુ-ધાર્યું મહોત આવેજ કેમ!

**સ્ત્રિ**—આવા રાત્રિના ભયંકર સમયે આપણુ બંન્ને વાત કરવી, એ પણુ જોખમ ભરેલું છે.

**નરસિંહ**—કાંઇ નહિ બેન કાંઇ નહિ, માણુસ માણુસના દુ:ખને પુછે છે; માટે તારૂં અપસોસનું ભરેલું રૂદન રહેવા દે; અને ખરી હકીકત મને નીવેદન કરી દે!

**સ્ત્રિ**—ભક્તરાજ, આજે સાત માસ થયા, મારો ધણી સરકારના હુક-મથી પરદેશ ગયો છે.

**નરસિંહ**—તે તો કાલે ઘેર આવશે બેન, સાગ્ન તાજાની ચિન્તા શી કરવી; તેને માટે પણુ શ્રી હરીનું સ્મરણુ કરો!

**સ્ત્રિ**—મારી સાંભળો તો પુરેપુરી સાંભળો! જરા ધ્યાન આપો! (રૂદન શરૂ કર્યું).

**નરસિંહ**—શાંન્ત બેન શાંન્ત, જરા છાતી દ્રઢ કરી જવાબ દે!

**સ્ત્રિ**—મારી નોકરી રાણીવાસમાં છે ભાઇ!

**નરસિંહ**—તો તો ઘણુંજ સારૂં બેન; મોટાનો આશરો તે મોટો; તેનાં ફળ આગળ સારાં આવશે; શ્રી વિઠ્ઠલનાથનું સ્મરણુ કર, વિઠ્ઠલ, વિઠ્ઠલ, વિઠ્ઠલ.

**સ્ત્રિ**—તમારે સાંભળવી હોય તો, ગુપચુપ બોલ્યા વિના સાંભળ્યાજ કરો!

**નરસિંહ**—હાં બેન, બોલો બેન; શ્રી કૃષ્ન રામ રામ રામ રામ રામ.

ગંગા ગિતા ગાયંત્રિ, તુળશી સીતા સાળંગ્રામ;
ગંગા ગિતા ગાયંત્રિ, તુળશી સીતા સાળંગ્રામ.
ગંગા ગિતા ગાયંત્રિ, તુળશી સીતા સાળંગ્રામ;

**સ્ત્રિ**—ખામોશ! ભાઈ ખામોશ, તમે તો વાત કરતાં સંબાડે ચઢી જાઓ છો!

**નરસિંહ**—શ્રી હરીનું સમરણુ કરતાં ખામોશ હોય બેન, એ તો ચૌદ ભુવનનો નાથ છે; મિથ્યા તારો, યા મારો એકલાનોજ નથી; હવે તો રાત ઘણી ગઈ માટે વાત ટુંકી કર બેન; નહિ તો સવાર તો હમણાં થશે; શ્રી સુર્યનારાયણુ ભગવાન તો દોડતા આવતા હશે હમણાં આવી પહોંચશે. માટે તારા દુઃખની વાત મને ઝટ નિવેદન કરી દે!

**સ્ત્રિ**—ભાઈ, મારા પતીની ગેર હાજરીમાં મારો પગ નરકમાં પડી ગયો છે.

**નરસિંહ**—અરરર એ તો ઘણું ખોટું, જરા જોઇને હીંડીએ ને બેન; પતીના સમક્ષ તો સદા સ્વચ્છતાથી જવું જોઇએ; પતી પત્નિ તો પરમેશ્વર છે; માથાનો મુગટ છે. પવિત્ર જગામાં પગલું માંડતા પહેલાં આપણી પવિત્રતાનો વિચાર પ્રથમથીજ કરવો જોઇએ.

**સ્ત્રિ**—તમે આડા અવળા ન ઉતરી જતાં; મારી વાત પર બરાબર ધ્યાન આપો!

**નરસિંહ**—બરાબર બેન બરાબર, ધ્યાન પુરેપુરૂં, પણુ જેટલી તમારા કહેવામાં કસર છે. એટલીજ મારા સાંભળવામાં છે. એમ તમને સમજાતું હશે! માટે હવે તો પાર લાવો તો સારૂં બેન.

**સ્ત્રિ**—પાર તો એજ કે, મારે બીજા પુરૂષ સાથે પ્રિતી થઇ છે.

**નરસિંહ**—ઘણુંજ સારૂં બેન; પ્રિતી તો સૌની સાથે રાખવી; સ્રષ્ટિ શ્રી હરીની સરજેલી છે. મારા નાથે કોઇને ન્યુનાધીક માન્યા નથી; માટે સર્વને સમાન દ્રષ્ટિએ જોવું જોઇએ; પુરૂષે નારીઓ નિહાળી એ બુદ્ધિ રાખવી જોઇએ કે ભર યૌવન બાળા તે બેન, બાળક તે બાળક એટલે દીકરી અને મોટી તે માત; તેમ સ્રિયો એકજ હોય અને તે એજ હોય કે જેની સાથે શ્રી નારાયણુ ભગવાને સર્વ દેવની સાક્ષીએ લગ્ન કર્યું છે.

**લેખક**—નરસિંહ મહેતાના આ શબ્દ તો સ્રિના શરીરમાં સુસરાં ચોટી ગયાં; જેથી જોરથી છાતી ઉપર બંન્ને હાથને અફાળી, ઘાડા શબ્દે રૂદન કરવા લાગી, જેનું રૂદન જોઈ મહેતાની આંખમાં પણુ ઝળઝળીયાં આવ્યાં.

સ્ત્રિ. રાગ; અહો દીલદાર જરીદદાર.

અહો જગનાથ; શીરે ધરો હાથ; એજે મારો બાથ; પ્રિતે કરી;
અતી કરી પ્રીત; થઈ ભયભીત; ચરણુ રાખુ ચીત હેતે હરી. અહો જગનાથ.
હરી માગું હું એટલું, અરપો જીવતદાન;
ભવ આવી ભુલી પડી, નવ રાખ્યું મેં ભાન. અહો જગનાથ. ૧
જનમી ઝખ મારી નહિ; નવ વાળ્યો મેં આંક;
આફત શીર પર આવતાં; રામા થઇ હું રાંક. અહો જગનાથ. ૨
સુમારગ સુજ્યો નહિ; સુજી અવળી વાટ;
પગ પડીઓ વિષ્ટા વીષે; એછે અતી ઉચાટ. અહો જગનાથ. ૩
ઘોર ગુનો મેં આચર્યો; મને મળે કેમ માફ;
જીવીત રાખો જીવનું; દેવ કરો દરીઆફ. અહો જગનાથ. ૪
વિષય સુખ એ સ્વલ્પ છે; આખર દુઃખ અપાર;
હદ રાખો હરી એટલી; ઉગારો એકવાર. અહો જગનાથ. ૫
બુદ્ધિ આપો બળ કરી; ખરે ખસી નવ જાય;
આ ભવમાં આખર થતાં; પ્રણુમુ લાગી પાય. અહો જગનાથ. ૬
વાર વાર વંદન કરૂં; પ્રથમ કરી પરણામ;
આશા પુરો આટલી; પોતે પુરણુ કામ. અહો જગનાથ. ૭

નરસિંહ—માત્ર સંકટનીજ વખતે શ્રી હરીને સંભારવા સારા માણુસનું ભૂષણુ નથી; એ પોતાના સંપુર્ણ સાથે ને અંગેજ ગણુાય છે. ભક્તિ તો નિરપ્રેહી અને નિસ્વાર્થ હોવી જોઇએ. હવે તો તારા અપસોસની ખરી વાત સ્પષ્ટ રીતે કરી દે બેન.

સ્ત્રિ—મારા, સ્વામિની ગેરહાજરીમાં; અજાણ્યા સાથે અધમબુદ્ધિ, તેની રાજાને જાણુ !

નરસિંહ—માત્ર અધમબુદ્ધિનીજ જાણુ ?

સ્ત્રિ—પરપુરૂષ સાથે, ખોટી વર્તણુંક; તેના સાચા પરીણામની જાણુ.

નરસિંહ—હવે કાંઇક થોડુ થોડુ સમજાયું ખરૂં ! પરપુરૂષ સાથે તારૂં ખોટું વર્તન ને ?

સ્ત્રિ—પરપુરૂષથી મને ગર્ભ રહ્યો છે ભાઇ ! ( સાલ્લા છેડો માંથે નાંખી મોં ઢાંકી દીધું. )

નરસિંહ—તેની કોઇએ રાજાની પાસે ચાડી ખાધી હશે !

સ્ત્રિ—આમાં, પારકો દોષ દેખાતો નથી; અપરાધ તો મારોજ છે; અને તે સ્ત્રિઓનું ઉદર જોતાંજ સમજી શકાય છે.

**નરસિંહ**—આવી, અઘટીત ખબર મળતાં; રાજાએ તારે માટે કાંઇ સજા નિર્માણ તો કરી હશે ?

**સ્ત્રિ**—એ અપરાધને માટે, સવારે મને શુળીએ ચઢાવી દેવાની છે. (અતી રૂદન કરવા માંડયું).

**નરસિંહ**—ફિકર ના કર બેન, શ્રી હરીનું સ્મરણ કર એ અનાથનો નાથ છે; અધમનો ઓધારણ છે. સજા બેન નક્કી થઇ છે, કે રાજાને બોલવાનું કાંઇ બાકી છે !

**સ્ત્રિ**—હજી તો અધીકારીએ મને ગુનેગાર પુરૂષનું નામ દેવા આજ્ઞા કરી છે; તે મારાથી દેઈ શકાયું નહિ, મારી જીભને ટેરવે તો આવ્યું હતું પણ બોલી શકાયું નહિ.

**નરસિંહ**—સત્ય બોલતાં ડચુરો ભરાયો એનાં પરીણામ સારાં કેમ આવે !

**સ્ત્રિ**—કરવું કુડું અને બોલવું સાચું એ કેમ બેસતું આવે ભક્તરાજ !

**નરસિંહ**—કુડાં કરમનો ત્યાગ કરવો જોઇએ, તોજ સાચુ બોલવાનો અભ્યાસ પડાય; અભ્યાસ પડયો હોય તો જીભના ટેરવે સદા સત્યજ રહે એ અભ્યાસે, આવો દહાડો ન દેખાય. સત્ય બોલનારનો અડધો ગુનો માફ થાય છે.

**સ્ત્રિ**—તે બધું આપ ખરૂં કહેતા હશો મહેતાજી ! પણ તે પુરૂષનું નામ દેવા માટે તો આ દરવાજો બંધ થઇ ગયો છે. કામ પ્રથમ મારી ઇચ્છાથી થયું છે. છતાં એમને કેમ ફસાવાય !

**નરસિંહ**—રાજાનો છેલો હુકમ શો થયો છે !

**સ્ત્રિ**—સવાર સુધીનો મને વિચાર કરવાનો વખત આપ્યો છે. સવારે હું તે ગુનેગાર પુરૂષનું નામ ન દેઉ તો મને શુળી ચઢાવામાં આવે !

**નરસિંહ**—તેજ પુરૂષનું નામ, કે હાવે તે પુરૂષનું નામ દેવાથી પણ તારો બચાવ છે !

**સ્ત્રિ**—અરે રસ્તાના જનારનું નામ દેવાથી પણ મારો જીવ બચે છે !

**નરસિંહ**—ઝડપી લેવું જાન પર, દેવું જીવતદાન;

અઢળક પામે આપતાં, ખાનપાનને માન.

સિયાવર રામચંદ્રકી જય, પવનસુત હનુમાનકી જય.

ત્યારે તો આપ જે ઉઘાડે છોગે મારૂ નામ ! શ્રી વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલ.

**સ્ત્રિ**—તમારૂ નામ તો ના દેવાય ભગતજી;

**નરસિંહ**—ના કેમ દેવાય, દેવુંજ જોઇએ ! કારણ કે જીવતદાનના ફળની મને અતી ઇચ્છા છે. માટે તું ચુકીશ નહિ; ભૂલ્યે ખાઇશ નહિ.

સ્ત્રિ—તમારૂં નામ દેતાં તો ઉલટું વીપરીત થાય !

નરસિંહ—જે થાય તે થાય; મારા દાદાને ગમતું હોય તે થાય; મારા વિઠ્ઠલનાથ ભગવાનને ગમતું હોય તેમ થાય. માટે ઉઘાડી છાતી કરી હૈયામાં હીમ્મત ધરી દેજે મારૂં મારૂં નામ જોજે ભુલ્યે ચુકયે બીજાનું ના દેવઈ જવાય !

સ્ત્રિ—ભક્તરાજ રાજાની તમારા તરફ પુજ્ય બુદ્ધિ રહી; એટલે વાત તેમને ઉતરેજ કેમ !

નરસિંહ—ઉતરશે ઉતરશે; મારો બાપોજી ઉતારશે; મારો વિઠ્ઠલનાથ ભગવાન ઉતારશે.

સ્ત્રિ—તમારૂં જગતમાં પ્રસિદ્ધ નામ.

નરસિંહ—એટલેજ ઝટ જાણુ પડી જાય; ઝાઝી પુછ પરછ ન કરવી પડે નામ દેતાંની સાથેજ સૌ ઓળખી જાય !

સ્ત્રિ—પણ, ભગતજી, જેટલી સુકિર્તી છે તેથી હજાર ઘણી અપકિર્તી થાય; તમારા નામની ભૂંડી ભૂંગળો વાગે !

નરસિંહ—જેથી મારો નાથ ખુશી ખુશી થાય, રાજી રાજી થાય. મારા મનથી જીવતદાન થાય એ મારા શામળીઆલાલને ઘણુંજ ગમતું થાય. માટે મારૂંજ નામ દેજે !

સ્ત્રિ—હું દઉ તો ખરી, પણ રાજા કબુલ કેમ રાખે !

નરસિંહ—તું ગુનેગાર તરીખે મને જાહેર કરજે ! હું હા કહીશ; મારો શામળીઓ સજડ કરશે; રાજા નહિ માને તો ક્યાં જશે; પછી એમના હૃદયમાં હરી ઉતરી જેમ નિકાલ કરવો એમ કરશે માટે દેજે મારૂં નામ.

સ્ત્રિ—હા...હવે તો છેવટનો ઉપાય એજ જણાય છે.

નરસિંહ—હા હા એજ એજ, ઉઘાડે છોગે બે ધડક મારૂં નામ, ના દેતો તને વિઠ્ઠલરાયની આણ. ( મહેતાજી વિદાય ).

સ્ત્રિ જરા જંપી ગઇ, મહેતાજી ઘેર આવ્યા, તે વખતે પેલો બ્રાહ્મણ કૃષ્ન બારણામાં જાગતો બેઠો છે. તેમણે પુછયું. કેમ મહેતાજી આજે તો ઘણું મોડું થયું. પાછા જવાની વખત પણ થવા આવી ! શું ભગવાન કાંઈ અત્યાર સુધી જાગતા હશે !

નરસિંહ—મારા નાથ તો સદા જાગતા ને જાગતાજ રહે છે. લાવો જરા સ્નાન કરી પ્રસાદ લઇ જાઉ મારા નાથનાં મંદિર તો ઉઘડયાં હશે !

ભગતની ઇચ્છા મુજબ ભગવાને તૈયાર કરી દીધું; ભગતજી પ્રસાદ લઈ પરવારી મંદિરમાં જઈ ખડા થઇ ગયા. શહેરમાં સૌ થોડે થોડે જાગ્રત થવા લાગ્યા; ગામ જાગૃત થઇ ગયું. સુર્યનો પ્રકાશ થયો; બાઇ રાજ દરબારમાં

આવી ઉભી રહી. પછી થોડીવારે અધીકારી અમલદાર વર્ગ, છેવટ પ્રધાન અને રાજા પણ આવી ગયા, આજનું કામ ઘણું અગત્યનું તથા ખાંચ ખુંચનું ભરેલું હતું; જેથી સભા ભરપુર ભરાઇ ગઇ; વળી રાજમાં બનેલો ભયંકર ગુનો, તેનો નિકાલ જોવા અને જાણુવાની આતુરતા વાળા માણુસો ઉતાવળે આવ્યા; આજ રાજમાં ભારે ગુનાનો નિકાલ થવાનો છે; એમ જાણી જૂનાગઢના રાયજીઓ પણ પધાર્યા, તે વખતે અધીકારીથી બાઇને પુછવું થયું. કેમ આખી રાત્રિ વિચાર કર્યો તેનું કાંઇ પરીણામ આવ્યું કે નહિ !

**સ્ત્રિ**—વિચારનું છેવટ પરીણામ તો આવ્યું; પણ.

**અધિકારી**—પણ શું? પણ કહીને અટકી કેમ ગઇ. ગુનેગાર પુરૂષનું નામ દઇ દે !

**સ્ત્રિ**—નામ દેવામાં સાર નથી;

**અધિકારી**—તે સમજવાનું અમારે છે.

**સ્ત્રિ**—નામ સાંભળવામાં પણ માલ નથી.

**અધિકારી**—તે જાણુવાનું પણ અમારેજ છે.

**રાજા**—ઝટ કર ઝટ કર; નામ દઈ દે એટલે કામનો નિકાલ આવે !

[ સ્ત્રિ ] **રાગ; હું વિયોગી નારનો આરૂ કોણ બેલીરે.**

હું નથી આ દોષમાં, નથી દોષ મારોરે;
દોષ મારોરે, છે એ ધણીનો ધારોરે. હું નથી.
કામી પ્રેર્યો કામથી, આવ્યો અડધી રાત;
ભર નિંદ્રામાં ભામની, નવ પુછી કાંઇ વાત;
કુભાંન્ડિ કોપ્યો કામથી, કર્યો કર્મ કુઢારોરે. હું નથી. ૧
આકળ વિકળ હું હતી, નિદ્રા લીધી બહાર;
બુદ્ધિ બાહુ બળ કરી, જીત્યો સુજને નાર;
લજ્જા લુંટી માહરી, મને લાગ્યો અકારોરે. હું નથી. ૨
ભક્તા ગણાયો ભૂ પરે, ભાર ભર્યો ભંડાર;
હતી નહિ હાજર કને, મારત પેટ કટાર;
ક્ષમા કરો નર નાથજી; એકવાર ઉગારોરે. હું નથી. ૩
સીંચો જો શુળી પરે, કશો જડે નહિ કાથ;
શિર કાપે શમશેરથી, જો આવે મારો નાથ;
પુરેપુરો પાપનો, ભર્યો ભારે બારોરે. હું નથી. ૪
કામી નરના કર્મથી, અંતર ઉઠી આગ;
જબરો વાગ્યો ઝાટકો, જાણે ડસીઓ નાગ;
મુખમાંરે મીઠો કોળીઓ, પણ લાગ્યો ખારોરે. હું નથી. ૫

**અધીકારી**—તારા લાંબા લાંબા રાગડા રહેવાદે અને નામ દેઈ દે ઝટ !

**રાજા**—રાજ દરબારમાં સ્પષ્ટ અને ચોખ્ખું બોલવું જોઇએ; માટે ખુલ્લું નામ દે!

[ સ્ત્રિ ]

### મરાઠી સાખી.

જુનાગઢથી જપતો આવ્યો, મન મુખનો ઓશિયાળો;
વિલે વદને ફરતો હિંડે, ક્રૂર કરમનો કાળો;
જેનું નરસિંહ નામ, કુંડાં ભૂડાં કરતો કામ.    જેનું.

[ રાજા ]

### હરિગીત છંદ.

રે હાય લાગી લ્હાય, શું આ સાંભળું છું કાનથી;
આ કર્મ કર બીજો હતે તો, મારીજ નાંખત જાનથી.    ૧
આક્રંદ છે મુજ મન વિષે, આભાસ કુંડાં કામથી;
જેણે ગામ ગજવ્યું આવતાં, શ્રી કૃષ્ન કેરા નામથી.    ૨
કહેવાયો મોટો ભક્ત પણ; કુછંદમાં ક્યાં લાજ છે;
કિર્તિ ધુમાવે ગાજતી, સૌ ભક્તનો શિર્તાજ છે.    ૩
છળભેદ છાના એ કરે, ફરતો ફરે છે ફંદમાં;
કુડ કપટ રાખે કાખમાં, છાનો રમે છે છંદમાં.    ૪
આ ટેવ એની આકરી, અળખામણી લાગી ખરી;
ભક્તિ કરે ભગવાનની, ભવપાર ઉતરે કેમ તરી.    ૫
બુદ્ધિ ફરી બેહદ કરી, નારીની લુંટી લાજને;
શર્માળ કુકર્માળ બસ, ધિક્કાર એનાં કાજને.    ૬
જાઓ સીપાઇઓ ઝટ ત્યાં, બાંધો સખત બળદોરથી;
શિક્ષા કરૂ સૌ દેખતાં, ચપસીને ઝાલી જોરથી.

### મરાઠી સાખી.

હલકારા હાકોટી ઉઠયા, મહાલી મંદીર આવ્યા.
સેવકજનને દુર ખસેડી, મહેતાને હકલાવ્યા;
ઉઠો હરીના બાળ, નગરરાય તેડે આ કાળ.    ઉઠો.

અનુચરનું હાકોટવું થયું પણ મહેતાજી તો જાણે સાંભળતાજ નથી; અને સ્વાસો સ્વાસ, વિઠ્ઠલ, વિઠ્ઠલ, વિઠ્ઠલ, કર્યાજ કરે છે. ઘડી પહેલાંની થએલી વાત તો પોતે વીસરીજ ગયા છે. ધમકારા બંધ અવાજ કરી, હાકોટતા અનુચરો ફેર બોલ્યા.

ઉઠો ! ઝટ આગળ ખસી, મુખથી વિઠ્ઠલ વિઠ્ઠલ શું ગાય;
ગેબી ગોળા ગંઠયા, ચાલો તમને તેડે છે રાય.    સિયાવર.

સ્ત્રિ સાથે કરેલી વાત, અને પોતે આપેલું વચન તે તો મહેતાજી વિસરી જ ગયા છે. પણ રાજા કેમ બોલાવતા હશે; તેની ભ્રાન્તિમાંજ પડી ગયા છે. છતાં રાયના હુકમનો અનાદર ન થાય એમ સમજી અનુચરની આગળ થયા વિઠ્ઠલ, વિઠ્ઠલ, વિઠ્ઠલ.

[ અનુચર ] ઢબ; પોળમાં પેઠીરે ત્રણ જણાની ટોળી.

કરીયુ કાળુરે, વાત અતીષે વંઠી;
કરે કૃષ્ન કૃષ્ન, ગળે કંઠી. કરતો.
ઉપરથી અજવાળુ દીસે, બુદ્ધિ તારી બગની;
અહોનીશ અંતરમાં ઇચ્છા, ભામનીઓના [1]ભગની. કરતો. ૧
અંગપરે આડંબર કરતો, કોઇ ઠકકી વેળા ઠગની;
હૈયામાં હરદમ વ્યાપી રહે, લલનાઓની લગની. કરતો. ૨
વાટે વિઠ્ઠલ જપતો હિંડે, રખે બગાડે બાજી;
બાર પહોર બત્રીસ ઘડી રહે, રામા સંગે રાજી. કરતો. ૩
થન થન થન થન પગથી નાચે, ઢાંકશો કેમ રહે ઢાળો;
બાળા દેખી બુદ્ધિ બગડી, કર્યો કપાળે કાળો. કરતો. ૪
કોઇ આફલ ગાફલ ઉંઘે નારી, ત્યાં આવીને અટકે;
જીવ ઝાંપડો ઝાલ્યો રહે નહિ, પ્રાણુ પથારી પટકે. કરતો. ૫
નાર નીહાળી નખરાં કરતો, કોઇની સંગે યારી;
વિઠ્ઠલ વરને અળગા રાખી, ઝડપી રમતો જારી. કરતો. ૬
આઠ પહોર આનંદે કાઢે, કરે અધુરા પુરા:
શામળીઓ શમણામાં રૂઠે, દીન આવે બહુ બુરા. કરતો. ૭

મરાઠી સાખી.

આંખ ફરી અકળાયા રાજા, ચોંપેથી ઝટ ચાલો;
ટાંપી રહ્યા છે તમ વધ કરવા, કરમાં ઝાલી ભાલો;
થયો મતવાલો, ત્યાં થાજે ઘેલો કાલો. થયો.

માઝામાં ચાલજો, રાજદરબારનો દરવાજો આવ્યો.

**નરસિંહ**—આવવા ઘો આવવા ઘો, રામ રામ, શ્રી વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલ.

શ્રી હરીનું સ્મરણ કરતા, મહેતાજી આવી સામા ઉભા રહ્યા; એમને અનુચરોએ હાથ પકડી, ગુનેગારને જવાબ દેવાના સ્થાનમાં ઉભા રાખ્યા, તે જગાએ ઉભા રહેવાથી દરબારીઓ દરબાર તથા ગોઠવાએલો સઘળો દેખાવ

૧ ભગ=સ્ત્રીઓની યોની.

નજરે પડયો, જેથી મહેતાને ભ્રાન્તિ આવી કે, જરૂર આ બાઈની સાથે બનેલા બનાવની ખાત્રિ કરવા મને બોલાવ્યો હશે. શ્રી વિઠ્ઠલ વિઠ્ઠલ, વિઠ્ઠલ.

**રાજા**—ચૂ...પ બકવા મુકી દે !

**નરસિંહ**—બાપનું નામ એ બકવા કહેવાતા હશે !

**રાજા**—એતો તારા એકલાનોજ બાપ ! દરબારમાં વત્તું ઓછું બોલવુ નહિ, પુછીએ એનોજ ઉત્તર.

**નરસિંહ**—એતો સારી સૃષ્ટિનો બાપ છે; ના ઓળખે તેનું નસીબ, એ જેમ બોલાવશે તેમ બોલીશ, ઉત્તર અપાવશે તેજ આપીશ.

**રાજા**—અરે એ બોલાવશેને તે બોલાવશે, એમ આડા અવળા લવારા કરવાના નથી; ખૂબ વિચાર કરી તમારે જવાબ દેવો પડશે !

**નરસિંહ**—તે બધું ખરૂ, પણ જીભ તો મારો ધણી, હલાવશે તેમજ હાલશે.

**રાજા**—પ્રથમ બાપ કહ્યો, વળી ધણી કહ્યો, વળી કાંઇ બીજુ કહેવાનું હોય તો કહી દે ! એટલે આગળ કામ ચાલે.

**નરસિંહ**—એ સર્વનો બાપ, સર્વનો ધણી, એજ સર્વનો સ્વામી; એજ સર્વનો નિયંતા; એના હલાવ્યા હાલે છે, એના ચલાવ્યા ચાલે છે, સૌ એનાજ બોલાવ્યા બોલે છે એની આજ્ઞા વિના કોઇ કાંઇ ક્રિયા કરી શકતુ નથી, માટેજ કહું છું કે એ બોલાવશે તેમ બોલીશ.

**રાજા**—આ તમારી ડાબી બાજુ ઉભી છે, તે બાઇને ઓળખોછો ?

**નરસિંહ**—હં હં હં......

**રાજા**—સાફ બોલો, ચોખ્ખુ બોલો.

**નરસિંહ**—હા......ઓળખુ છું સારી રીતે.

**રાજા**—કેટલા વખતથી ઓળખો છો ?

**નરસિંહ**—[૧]એને પુછો, એ કહે તે ખરૂ, શ્રિ વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલ.

**રાજા**—તમારા બન્નેની ઓળખાણ, એમાં પ્રથમ પ્રેરણા કોની હતી ?

**નરસિંહ**—પ્રેરણા તો સર્વ જગા પ્રભુનીજ થાય છે. એ પણ એને પુછો એ કહે તે ખરૂ ! રામ, રામ, રામ. રામ.

**રાજા**—આ બાઈ કહે છે તે સઘળુ સાચુ છે ?

**નરસિંહ**—તે પણ એને પુછો, એ કહે તે ખરૂ.

**રાજા**—આ બાઇની સાથે બદ કરમ કરનાર તમે છો ?

---

૧ એને=પરમેશ્વરને.

**નરસિંહ**—હા હા હા. એતો હું જ, તે કર્મને માટે તો શ્રી નાથે સૃષ્ટિ ઉત્પન્ન કરી છે.

**રાજા**—અહાહાહા, ગુનાનો પ્રકાશ, જાતે કબુલાત, આ જૂનાગઢના નાગરો પ્રસંગોપાત બોલ્યા કરતા હતા, તે મારા હૃદયમાં આવતુજ નહોતુ, પણ આજેજ સ્પષ્ટ સમજાયુ અરે કોઇ હાજર ! આખા ગામના ઢેડાઓને બોલાવી લાવો ! હુકમ થતાં હલકારા દોડયા, ઢેઢવાડાને નાકે ઘાંટો કહાડી બોલાવ્યા; રાજાના કહેવરાવેલા શબ્દ કાને પડવાથી બાળ બચ્ચાં તથા સ્ત્રિયો સહિત હાજર થઈ ગયા, તેમને દોડતા દેખી, અન્ય વર્ણના અનેક માણસો પણ પાછળ ને પાછળજ દોડતા આવ્યા. સભા ભરચક તેમ પળપળમાં ખીચોખીચ થઈ ગઇ. રાજાધિરાજે, પત્રમાં લખી અનુચરના હાથમાં પહોચડાવ્યુ જે સૌને વાંચી સંભળાવે ! ( સભાનું ફરમાન ).

આજે આ કામના પાકા ગુનેગાર નામે નરસિંહરામ ભગતને, નિચે પ્રમાણે સજા કરવામાં આવે છે.

સાંભળો. બોલાવેલા ઢેડ તથા ભંગીઆ સર્વે જઇ, ગામમાંથી ભાગેલી સાવણીઓનાં પિષ્ટાં, સુપડાના કડકા, ફાટેલી અને લોકની નાંખી દીધેલી ગોદડીઓના ગાભા તથા દાતણની ચીરીઓ વિગેરે વીણી લાવે. તે સર્વેને ગુંથી એક ભારે અને ભભકાદાર ગોદડુ બનાવે. કુંભારના ઘરનું સફેદ ગધેડુ મંગાવી, નરસિંહરામને તેના ઉપર બેસારી તે ગોદડુ પહેરાવે, આગળ પાછળ ઢોલ, નગારા, તાસાં, શરણાઇઓ વિગેરે વાજીંત્ર વાગે. આસપાસ પચીસ સીપાઈ ફરતા રાખી, આખા ગામમાં ફેરવવો, પછી બારોબાર એજ વેષે, એજ ઠાઠમાં અને એજ ડીમાકમાં ગામની પાર કરી દેવો, જે ફરી આ ગામમાં આવે નહિ.

**સારંગધર**—અમારી એટલે જૂનાગઢના નાગર ગ્રહસ્થની જાત્રા પુરી થઈ.

**રાજા**—કેમ હવે જશો કે શું ! ગ્રહસ્થો.

**અગમચંદ્ર**—હવે આગળ જઇને આપીશું ને ખબર એટલે જેને વધામણું કરવું હોય તે પણ તૈયાર થઇને રહે !

**અકળશંકર**—કોઇને વધાવા હોય ને કોઇને પોંખવાની ઉમેદ પણ હોય; સઘળું વેષ ઉતાર્યા પહેલાં બને તો સારૂં !

**અભિમાનરાય**—ત્યાંના લોક પણ આ શોભા જૂવે તો સારૂં.

**સારંગધર**—હવે આપણે તો રસ્તે પડો રાયજીઓ.

**હરખશંકર**—વરઘોડો હાલવા માંડે એટલે આપણે આગળ આગળ ચાલ્યા જઇએ.

**વિવેકીપ્રસાદ**—આપણે એની નાતના અને એના ગામના એટલે આગળ શોભીએ તો આપણે.

[ **સારંગધર** ] વિપરીત વરઘોડો ચડશે; કાંઇ પડશેને આખડશે.

મહા વિપરીત વરઘોડો ચડશે; તમ તમાને તીખા તડશે; સામા સામી ધસતા નડશે. સારા જન કેમ શોધ્યા જડશે; અધીકુ બોલી મુખ બડબડશે. ફુલેલા ફંટાયા ફરશે; લુચ્ચા લફંગા લંપટ લઢશે.

**નરસિંહ**—વાહ વરઘોડો જોયા જેવો; સુખ ઇચ્છો સૌ શંકર સેવો; લાખ વસાનો લ્હાવો લેવો, આ દિવ્ય છબીનો દેખાવ કેવો, રૂડો અવસર મહા પ્રસાદી મીઠો મેવો.

રાય હુકમથી, છાતી દમથી; નરસિંહ મહેતા રોફ મારતા, પરજાપતને ઘોડે ચઢીઆ, સેજ લથડીઆ. પ્રજા સકલમાં પોકાર પઢીઆ, હે હે હે હે... હે...હે...હો...હો...હો...( નાગરો જૂનાગઢ વિદાય ).

**રાજા**— **રાગ; વૃષા રૂતુ વહી ગઇરે.**

આતો ગજબ થયોરે; ભગતનો ભૂતળ વધીઓ ભાર;
ગુનો ગંભીર છેરે; મૂંઢને મારો મોકમ માર. ૧
ઢેડને ભંગીઆરે; બોલાવ્યા શોધી ગામના આજ;
ગુનાને ઘેરતાંરે; મુજને ચઢી અતીષે દાઝ. ૨
સાવરણી સુંપડાંરે; પડી દાતણુની ચીરી ચીર;
ફાટી તુટી ગોદડીરે; વીંણી લાવ્યા છે બાવન વીર. ૩
ગુંથાવ્યું ગોદડુરે; પહેરાવ્યું એને રૂડી પેર;
ખરે અસ્વાર કરીરે; ફરતો ગામને ઘાલો ઘેર. ૪
કે આખા ગામમાંરે; વગાડો વાજાં ત્રાંસાં ઢોલ;
ભક્તિ કરી ભાવથીરે; વચમાં જાતાં નીકળ્યું પોલ. ૫
ગધેડે શોભતોરે; મરકટ મુખને કહાડો બહાર;
પાછો ન દયો પેસવારે; દુષ્ટને કરો દેશની પાર. ૬

## મરાઠી સાખી.

ઢેડ ભંગીઆ કરો એકઠા, નરસિંહને શણુગારો;
વહાલો જનતે થયો વેગળો, ખર એ લાગ્યો ખારો,
મબલખ મારો; આખા ગામમાં અક્કારો. મબલખ.

નરસિંહ મહેતા પ્રફુલીત મનથી ગધેડે સ્વાર થયા, સૌ ચાલ્યું. તે વખત મહેતાજીએ આસપાસ નજર કરી; અહાહાહા. શું લોક, શું શોભા, આટલી શોભા તો મારા ભાઇએ પરણાવ્યો તે વખતે પણ દેખાતી નહોતી, શો ભક્તિને પ્રતાપ શી શ્રી હરીની ભાવનાની શોભા; જય શ્રી વિઠ્ઠલનાથ.

[ નરસિંહ ] **રાગ; સ્તવન મંજરીનો.**

શ્રીજીનું સમરણ કરીએ રાજ; હરી હરી.
ભાઈ પરદારા પર હરીએ રાજ. હરી હરી.
શ્રીજી કેરૂં સમરણ કરીએ પરહરીએ પરદારા;
વેણુ કદી વાંકુ નવ વદીએ, ખરા ધણીના ધારા,
પગલે પગલે પાપ કરે તો, અંગ ઝરે અંગારા રાજ. હરી હરી. ૧
દેવ મંદિરે ગયો દોડતો, હરદમ કહાડી હડીઓ;
પાપ કરમના બાંધ્યા પોટલા, ગણી નહિ મેં ઘડીઓ,
સ્વપ્નામાં શાંન્તિ નવ રાખી, નખ મારીને નડીઓ રાજ. હરી હરી. ૨
રિદ્ધિ મળવા રાજી થઇને, કર્યાં કરમ મેં કાળાં;
સીધો મારગ મને ન સુજ્યો, ચાલ્યા આળા ગાળા,
વિઠ્ઠલ વરને યાદ કર્યા નહિ, લાખ બળે છે લ્હાળા રાજ. હરી હરી. ૩
કર્મ કરી કુડો કેવાયો, કહેવાયો નહિ કાજી;
ઘરમાંહે ગોઝારો ઠરીઓ, બહાર બડાઇઓ ઝાઝી,
લુચ્ચો લંપટ લાંઠ લંખાયો, બુદ્ધિ બગડી બાજી રાજ. હરી હરી. ૪
મુજ માત મેં ભારે મારી, ધીર ધરી નવ ધાવ્યો;
અવની તળ અવતાર ધરીને, ફુલ્યો પણ ના ફાવ્યો,
હજાર અવગુણ ભરપુર તારા, પેટે પથ્થર આવ્યો રાજ. હરી હરી. ૫
હાસ્ય કરીને હરી ન ભજીઆ, વિઠ્ઠલ ન કર્યો વહાલો;
ગાંડુ ઘેલું લવ્યો લોકમાં, કહેવાયો હું કાલો,
મહાજનનું મન માન્યું ખાઇને, મસ્ત થયો મતબાલો રાજ. હરી હરી. ૬
આ મન આડુ અવળુ નાસે, હરી સમરણમાં અટકે;
નવરંગી નારીને દેખી, ફરતા ડોળા ફટકે,
રાય રહ્યા છે ખરેજ ખીજી, જરૂર મારશે ઝટકે રાજ. હરી હરી. ૭

[ રાજા ] **મરાઠી સાખી.**

લુચ્ચા લફંગા લંપટ તારા, અભિપ્રાય બહુ ઉંચા,
પળ પાળ્યા પળ નાંખ્યા તોડી, મોંમાં માર કુચા;
કહાડુ કુચા, તરવારે તોડું પુંચા. કહાડુ.

નરસિંહ—

વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઇ, વિઠ્ઠલ રૂખમાઇ વિઠુબા રૂખમાઇ.
વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઇ, વિઠ્ઠલ રૂખમાઇ વિઠુબા રૂખમાઇ.
વિઠ્ઠલ રૂખમાઈ વિઠુબા રૂખમાઇ, વિઠ્ઠલ રૂખમાઇ વિઠુબા રૂખમાઇ.

ગાજતે વાજતે સરઘસ આગળ ચાલવા માંડયું, આ નામીચુ અને શોભીતું સરઘસ જોવા, જેમ જેમ ખબર પડતી ગઇ તેમ તેમ ગામે ગામના લોક ઉતાવળે આવવા લાગ્યા; ગામમાં તો માણસ માય નહિ, એટલી ભીડ ભરાઈ ગઇ, એવામાં દેશ પરદેશથી ફરતા રમતા રામ કોઇ ગોરખનાથ જેવા સિદ્ધ મહાત્મા આવ્યા ને આ અકળીત શોભાનું ભરેલું સરઘસ જોઈ અતી આનંદ પામ્યા, અહોહો આ કોઇ મહાન પુરૂષનો મેળો છે લાવ્ય પુછીએ તો ખરા ! ભાઈ આમ કરવાનું શું કારણ છે. ગધેડે બેઠો છે તે પુરૂષ કોણ છે. ગધેડે કોઇએ બેસાર્યો છે કે એની ખુશીથી બેઠો છે. તમો જે ભણુતા હો તે મને કહો.

સુજ્ઞજન—ગધેડે બેઠા છે, તે છે જૂનાગઢના વાસી શુદ્ધ નાગર ગૃહસ્થ બ્રાહ્મણ, જે કહેવાય છે ભક્ત, જેનું જગતમાં છે પ્રસિદ્ધ નામ, તેમને આ ગામના રાજાએ ગધેડે બેસાર્યા છે, ગામ ફેરવી દેશપાર કરશે.

નરસિંહ મહેતાનું નામ સાંભળી, મહાત્માની આંખમાં આંસુ આવ્યાં, પણ આડા અવળા નહિ જતાં સીધા દરબારમાંજ આવ્યા. રાજા સમજ સમજ ઓળખ; ભગવાનના સાચા ભક્તની તારા રાજમાં આ દશા તેં નથી ઓળખ્યા કોઇ સંતને મહાત્માને કે ભક્તને. નરસિંહ મહેતા જેવા નામીચા ભક્તની આ શોભા ! હજી જરા સમજ ( એમ કહી મહાત્મા વિદાય. ) ફરીને થાક્યા એટલે મહેતાજીએ સીપાઇઓને પુછ્યું, ભાઇ હવે કયાં સુધી ફરવાનું છે !

એક સુજ્ઞ સિપાઇ—હવે થોડુંજ બાકી છે પછી પાર ?

નરસિંહ—પાર એટલે શું ?

સિપાઇ—એટલે ગામ બહાર, હદપાર ફરી આ ગામમાં આવવાનુંજ નહિ.

નરસિંહ—ત્યારે તો મને એકવાર શ્રી વિઠ્ઠલનાથ ભગવાનનાં દર્શન કરી લેવા દયો ?

સિપાઇ—આટલા દહાડા વિઠ્ઠલનાથનાં દર્શન કર્યાં તોય હજી નથી ધરાયો ?

નરસિંહ—પણ કોઇ દહાડો આવે વેષે અને ગધેડે બેસીને નથી કર્યાં માટે મંદિર ભણી ચાલો !

જેને અંતની સજા કરવામાં આવે છે. તેની અંતરની ઈચ્છા પુરી કરવામાં આવે છે. એ વિચારને અનુચરો સહિત સિપાઇઓએ ગધેડાને મંદિર તરફ હંકાવરાવ્યું. અને ત્યાં જઇ આગળથી આગલા બે કાન ઝલાવી પાછળથી ધક્કેલાવરાવી, મંદિરના પગથીઆ ઉપર ચઢાવરાવ્યું, નરસિંહ ભક્ત પણ ગધેડા ઉપર ઢીંચણ ગોઠવી બે હાથે અઢેલી ઉભા થયા, નરસિંહને જોઇ ભગવાન તો ખડખડ હસી પડયા; બોલ વીરા જે માગે તે આપું.

**નરસિંહ**—મહારાજ આપની કૃપાથી સદાય મારે આવા દિવસ હજો. અને મારો વેષ પણ આવોજ હજો !

**ભગવાન**—મારા સુજ્ઞ, સુપાત્ર, અને વહાલા બેટા તેં આ શું માગ્યું.

**નરસિંહ**—જે તમને ગમે છે તેજ મેં માગ્યું મહારાજ ! આપની પાસે મારૂ અનેકવાર મારૂં આવવું થયું. પણ આજના જેવો હર્ષ કોઈ કાળે આપના હૃદયમાં ઉભરાયો નથી;

નરસિંહને માટે રાજાના હૃદયમાં પ્રભુનો પ્રકાશ થયો. તેજ વખત તેની છાતી ધડકી ગઈ, વિચાર પલટાઇ ગયા; અનેક ઉભરા આવવા લાગ્યા. અરે કોઇ સુજ્ઞ ભક્તરાજ નરસિંહરામને પાછા બોલાવી લાવો.

[ નરસિંહ ] **રાગ; સત્યના સંગાથીરે રે રે હો;**

એવા સત્યના સંગાથીરે રે રે હો, વિઠ્ઠલ વારે આવીઆરે;
આવ્યા આવ્યા હરખે વિઠુઆ મહાર. એવા સત્યના.
દર્શન દેવા તેડયોરે, ત્રિલોકીએ દાસનેરે;
દાસ તેડી પ્રેમે પુરી છે, તેની આશ.
ખાંતે કરી ખુબીને, પ્રેમે પાડયા પાશ;
રાખી કયાં કચાસરે રે હો. વિઠ્ઠલ વારે. ૧
વિઠ્ઠલ વરઘોડો ચડીઓ, થઈ સુશોભા હદવાળી;
જોવા ઉલટયા ઝાઝા, કોઈ ના ગયું કંટાળી.
લોકો પાડે તાળી, ને ભૂપ રહ્યા છે ભાળી;
ન પડે નિચે થાળીરે રે રે હો. વિઠ્ઠલ વારે. ૨
ભૂખ્યાં તરસ્યાં આવ્યાં, સૌ દુનિયા થઈ છે આભી;
ખડખડ ખડખડ હસતા, ઉછળે છે સૌ નાભી.
આવી શોભા નહોતી, પરણ્યો મારી ભાભી;
ગયો લાખ ઘણું લાજતરે રે રે હો. વિઠ્ઠલ વારે. ૩
આગળ આગળ સાજન, પાછળ બેઠા છે આ બંકા;
વાંસે વાગે વાજાંને આગળ વાગે છે ડંકા.

કોઈ રાવ ગામનો રાજા; લેવાને ચાલ્યો લંકા;
સાચી રહી ગઈ શંકારે રે રે હો.    વિઠ્ઠલ વારે. ૪
હજારો આવ્યા જોવા, વહાલો અંતરમાં વસીઆ;
ઉછળતાને હસતા સૌ રંગ રાગના રસીઆ.
વળતા આવ્યા વિઠ્ઠલ જે હાસ્ય વધારી હસીઆ;
કેડે કુતરાં ભસીઆંરે રે રે હો.    વિઠ્ઠલ વારે. ૫
હરખ વધારી અંતર અપાવ્યું જીવતદાન;
ખરે વધારી શોભા, વધાર્યું મારૂં માન.
રાજાજી થયા રાજી ને બની ગયા ગુલતાન;
ભૂલાવ્યું છે ભાનરે રે હો.    વિઠ્ઠલ વારે. ૬

નરસિંહ મહેતાને સામેથી આવતા જોઈ, રાજા ઝડપ કરી આસન ઉપરથી ઉભા થયા; બે હાથ જોડી ઉભા રહ્યા.

ઉતરો બાપા હેઠા ઉતરો, આ કંથા ગોદડ કહાડી નાંખો.

મરાઠી સાખી.

વહાલ કરી વિઠ્ઠલ વર ધસીઆ, રાય હૃદયમાં વાસ;
ભક્ત ચરણમાં શીશ નમાવ્યું, પ્રભુએ કર્યો પ્રકાશ;
બોલો હરીના દાસ, ભક્ત થયો છે અવળો ભાસ.    બોલો.

**રાજા**—હે ભક્તરાજ; મારા અપરાધ ક્ષમા કરજો ભક્તરાજ! આપે તો માત્ર આ બાઇનો પ્રાણુ બચાવા માટેજ આ કલંકીત કામ માંથે લીધું છે. પોતે કલંકીત ઠરી, બાઇને જીતદાન અપાવ્યું છે. એવું સ્પષ્ટ ચોખ્ખું મારાં અંતર ચક્ષું દેખે છે.

મરાઠી સાખી.

જીવ બચાવા દયા ધરી, મન જોખમ વ્હોર્યું ઝાઝું;
જૂઠું બોલી જીવ બચાવ્યા, સત્ય તર્યું આ તાજુ;
દીધું દુઃખ ઝાઝુ, તે માટે અંતર દાઝુ.    દીધું.

હે ભક્તરાજ, તમારી તરફનો મને અતી પશ્ચાતાપ થાય છે. હવે તો કાળજું બળ્યાજ કરે છે. કૃપા કરી આ બાઈની પાસે ગુનેગારનું નામ દેવરાવો! જેથી મારા હૃદયમાં શાંન્તિ વળે.

મરાઠી સાખી.

આપ બોલથી અંતર ઉઘડયું, સત્ય વચન હું બોલું;
મારી ચક્ષું બંન્ને જણુને, ખરા હૃદયને ખોલું;
બોલે સાચી વાત, કરૂં નહિ અવળો ઉત્પાત.    બોલે.

[ નરસિંહ ] રાગ; ઢીંડી.

હવે બોલ બેન સત્ય વચન સાર, જેથી શ્રી હરી શ્રી વિઠ્ઠલ કરે વહાર;
દીનોનાથ રીઝે નિશ્ચે બેડો પાર. હવે બોલ્ય. ૧
તારા જંનને એ દેશે જીવતદાન, આજે રાયના ઉઘાડયા હરીએ કાન;
ગુનો માફ કર્યો ધરો હરી ધ્યાન. હવે બોલ્ય. ૨
ગુણ ગાઇ લે વગાડી રૂડા ગાલ, નવે નિદ્ધ આપી કરશે હરી ન્યાલ;
મટી સ્યામતાને સુખ થશે લાલ. હવે બોલ્ય. ૩
આવી મૂંઢ મતી, માર્ગે ન જાજો, ધણીનું ધામ દેખી દર્શનમાં ધાજો;
આઠે પહોર બેન હરી હરી ગાજો. હવે બોલ્ય. ૪
ભક્તરાજનાં વચન વસ્યાં ઉર, નર નાદ ભરી દયા ભરપુર;
વેણુ રાયનાં શુણીને ચ્ય્યું નુર. હવે બોલ્ય. ૫

સ્ત્રિ— મરાઠી સાખી.

આપ હ્રદય ઉઘાડું કરીને, નક્કી આપ્યું નામ;
નગરરાયને નમન કરીને, ભક્તને કર્યા પ્રણામ.
શીખ સારી લઇશ, હરદમ હરીના ગુણ હું ગાઇશ. શીખ.

રાજા—ધન્ય છે ધન્ય છે. પરમાત્માના પરમ ભક્તરાજ તમને ધન્ય છે. તમારી છાતીને પણ ધન્ય છે. તમારી મનોવૃતીએ પણ સાચી અને દ્રઢ છે. તમારી વૃતીઓ વખાણવા જેવી છે. હવે આપની શી ઇચ્છા છે. તે મને જાહેર કરી દયો;

નરસિંહ—હવે તો હું દ્વારકાં જઇશ ત્યાં શ્રી કૃષ્ન પરમાત્માનાં દર્શન કરી જૂનાગઢ જઇશ; અહીંઆં હું જે શ્રી વિઠ્ઠલનાથ ભગવાનનાં દર્શનની ઇચ્છાએ આવેલો; મારા મનની તે આકાંક્ષા પુરી થઈ છે. માટે કાલ સવારે હું અહીંથી પ્રયાણ કરીશ.

રાજા—ભક્તરાજ; તમો ઉતાવળ કરી છાના છુપા ન ચાલ્યા જશો; હું તમને મારી સ્થીતી પ્રમાણે સન્માનની સાથે વિદાય કરીશ. પ્રધાનજી આપણા દરબાર ગઢમાંથી સારો હાથી તેને સર્વ સાહિત્યથી શણગારી; તેના ઉપર અંબાડી ધરી તેમાં ભક્તરાજની પધરામણી કરજો. પચાસ સ્વાર તથા નીશાન ડંકો અને છત્રીસ માણસનું વાજુ આપણા ગામની ભાગોળ સુધી પછી ત્યાંથી ઠેઠ જુનાગઢ સુધી, તાંસાં ઢોલ તથા નગારાં વગડાવતા એમના ઘર સુધી પહોંચડાવજો. આમાં જરા પણ ખામી ન આવે; ભક્તરાજ આપના ચરણમાં મારા હજારોવાર પ્રણામ છે. પાછા કોઇવાર પધારજો.

**નરસિંહ**—બોલો શ્રી વિઠ્ઠલનાથ ભગવાનકી જય–વિઠ્ઠલ, વિઠ્ઠલ, વિઠ્ઠલ.

રાજા સવારના પહોરમાં સવેળા ઉઠી, આગલા દિવસે કરેલી ગોઠવણી પ્રમાણે તૈયારી કરી નરસિંહ મહેતાને વિદાય કર્યા. અત્યારમાં નરસિંહ મહેતાને વિદાયગિરી આપે છે; તે ખબર મળવાથી, ગામના જેટલા હરીજન દેવમંદિરે દર્શન કરવા નથી જતા તેથી હજાર ગણા પંઢરપુરની ભાગોળે ખડા થઇ ગયા; અને વિદાય થતા મહેતાજીને નમન કરતા ઉભા રહ્યા. એક તરફથી મહેતાજીને વિદાયગિરી મળે છે. આમ બીજી તરફથી જૂનાગઢના ઉતાવળીઆ ગ્રહસ્થો ઝડપ કરતાં ઘર લગભગ થવા આવ્યા છે; છેલા મુકામથી પાછલી રાત્રે ઉઠી; દંતધાવન વિગેરે ક્રિયા પરવારી, સવાર થતાં જૂનાગઢમાં પેઠા; તે વખતે ગામનો ઘણો ભાગ જાગ્રત થઇ ગયો હતો, જેમ જેમ સગા સંબંધી સ્નેહી મુલાકાતી મળતા જાય છે. તેમ તેમ સામ સામી એક એકની અને સાથે નરસિંહની ખબરો પુછતા જાય છે.

**નગરવાસી**—કેમ ગ્રહસ્થો, જાત્રા કરી આવ્યા કે;

**જાત્રાળુ**—હાજી કરી આવ્યા તો ખરા ! શું વાત કરીએ ભાઇ વિઠ્ઠલ ભગવાનની તો ભારે જાત્રા.

**નગરવાસી**—નરસિંહરામ, તો ભાણીઓ મોશાળમાં ધુમે એમ ધુમતા હશે !

**જાત્રાળુ**—હા ભાઈ હા ! ભાણીઓ મોશાળમાં ને જમાઈ મોસરામાં ધુમે તેમજ.

**નગરવાસી**—તે તમારી સાથે આવ્યા નથી કે શું!

**જાત્રાળુ**—એ, બે દિવસ મોડા આવશે; કારણુ કે એતો ભારે ધામ-ધૂમથી આવવાના ખરા કની ?

**નગરવાસી**—ત્યાં તે કોગો એનો બાપ એની તરફથી ધામ ધુમ કરનારો છે !

**જાત્રાળુ**—હા હા એજ તમે કહ્યો તેજ, બાપજ એ પોતે કહેતો હતો કે મારે માટે જે કરે છે તે મારો બાપજ કરે છે.

**નગરવાસી**—હવે જોઇએ છીએ શું કરે છે. એનો બાપ, કેવી ધામ ધુમથી મોકલે છે !

**જાત્રાળુ**—હમને તો એમ અનુમાન થાય છે કે શોભા સારી કરીને મોકલશે, કેમ અનુમાનરાયજી !

**નગરવાસી**—અનુમાનરાયને અનુમાન કરીને કહેવાનું છે કે નજરે

જોએલું કહેવાતું છે ! જો અનુમાન કરીને કહેવાતું હશે તો તો મારશે હનમાનજીની માફક થેકડો.

**અનુમાનરાયજી**—ભાઈ અમે એવાં જૂઠાં ગપ્પાં મારવાની વાત શીખ્યાજ નથી, એમને બેસારવાનો ઘોડો તો જાતે નજરે જોઇને આવ્યો છું. વળી તાંસાં નગારાં પણ ખરાં, જો જોને કાલ પરમ એની પોકો પડે તે !

**અકળરાય**—અરે પોકોય પડશે ને વાંસે અવાજોય થતા હશે. જરા સાંસતા થાઓ જરા ખમો; એક બે દીવસમાં જોજો એનો ઠાઠ માઠ, ડાકડમાળ; અને વાંસે ધામધૂમ.

**નગરવાસી**—અમથી હાકોમાં, આ તે કયાં રાજાને ત્યાં ગયો છે કે ભાઈ રાજા તો મેમાન માટે મનાય પણ ખરૂં ! આ તો ઠાકોરજીનો મેમાન, એમાંજ ભૂખ્યા તરસ્યા નાગા ઉઘાડા પડયા રહે છે તો પરોણાને તે પીતાંમર કયાંથી પહેરાવે ?

**જાત્રાળુ**—ઠાકોરજીએ મેમાન મોકલ્યા રાજાને ઘેર, રાજાએ નરસિંહ મહેતાને માટે વરઘોડાની તૈયારી કરવા માંડી છે.

**અનુમાનરાય**—અરે માંડી છે શું આવતોય હશે, આપણી વાંસે ને વાંસે, અમને તો એમ થાય છે કે જાણે ઘેરજ ન જઇએ. અહીં બેઠાને બેઠાજ રહીએ. વરઘોડો આવે તે જોઇનેજ જઇએ.

**નગરવાસી**—એવું હોય તો તો પડાવોને ગામમાં બૂમ ! કે નરસિંહ મહેતાનો વરઘોડો આવે છે, જોવો હોય તો તૈયાર થઈ રહેજો ! આવી તૈયાર તક વારે વારે નહિ મળે.

**જાત્રાળુ**—બૂમ એ બરાબર ન કહેવાય, બૂમ એતો શબ્દજ તોછડો છે. પોક કહો પોક !

**નગરવાસી**—હા હા પોક પડાવો. પોકો મુકાવો ?

**જાત્રાળુ**—જે કરો તે ઝટ કરો, સરકસ તો આવતું પણ હશે ?

**નગરવાસી**—જ્યારે ધામધૂમથી સરઘસ ચઢીને આવશે ત્યારે વાંસે પોકો મુકનારાય થોડા હશે ? પછી ઓછુ દેખાતું હશે તો બાકીની આપણે મુકવા લાગીશું ?

**જાત્રાળુ**—અમે તો થોડી ઘણી ત્યાં મુકીને આવ્યા છીએ, અને પડતી પોકો ત્યાં સાંભળીને પણ આવ્યા છીએ.

**નગરવાસી**—રાજાને કોની પડી હશે તે આટલી બધી અડચણ વેઠે.

**જાત્રાળુ**—ગામના સાધારણ ગ્રહસ્થની શરમ પડે છે, તો ઠાકોરજીની નહિ ? ગામના એટલે પોતાના ઠાકોરજીની ભારે શરમ રાખવી જોઇએ.

**નગરવાસી**—રાજાને નરસિંહ મહેતા ઉપર પ્રિતી તો વધી ગઇ હશે? કારણ કે એ પાછા ભગત ખરાકની.

**જાત્રાળુ**—અરે મહેતાજીએ તો ગામમાં પેસતાંજ છાપ મારી દીધી; રાજા તો ગરક થઈ ગયો. પહેલોજ રાજદરબાર સર કર્યો. મંદીર મંડપની વાત.

**નગરવાસી**—ત્યારે તો રાજાને પણ હરખ તો ઝાઝો?

**જાત્રાળુ**—અરે એતો હડકાયા હડકાયા મહેતાનીજીની વાંસે ને વાંસે ફરતા હતા.

**હરખશંકર**—એ હડકવા માંહી ને માંહી શમાયો તે ઠીક. જો બહાર આવ્યો હોત, એટલે હાલ્યો હોત તો ભોગ મળત.

**નગરવાસી**—ત્યારે તો કાંઈક રાજાના પંડનો હરખ અને બાકી ઠાકોરજીની શરમ તો તો વરઘોડો સારો આવશે.

**જાત્રાળુ**—વરઘોડો નહિ, પણ સરઘસ સરઘસ.

**નગરવાસી**—વરઘોડો અને સરઘસ તેમાં તમે ફરક શો સમજો છો; તે કહો!

**જાત્રાળુ**—સારી શોભીતી અને શોભાવતી સઘળા દેખાવની અનુક્રમે ગોઠવણ એ તે વરઘોડો પણ કોઇ આગળ તો કોઈ પાછળ કોઇ જમણા તો કોઈ ડાબા એમ બેડોળ ચાલનો દેખાવ તે સરઘસ તેમજ આ અમે કહીએ છીએ તે વરઘોડો નહિ, વિચીત્ર દેખાવનું સરઘસ! હવે તો આવતું પણ હશે.

**નગરવાસી**—કાને કોક કોક અવાજ આવે છે ખરા! હજી જરા આઘે સંભળાય છે. અવાજા ધા...મા સંભળાય છે. પણ હવે તૈયાર થઈ લાઈનબંધ ગોઠવઈ જાઓ.

નાગરો તૈયાર થઇ બેઠા; ને મહેતાજીનો શુશોભિત અને ઠાઠ બંધ વરઘોડો આવ્યો.

**કર્તા.**   **રાગ; પંડીત કે બચન.**

આનંદ થયો, આનંદ થયો, સૌ આવ્યા;
કરી હરીનાં દર્શન, હર્ષ હૃદયમાં લાવ્યા.   ૧
બાઇ દેખાવ ફરીઓ, ભાવ થયો બહુ ભારી;
નરસિંહ મહેતાની, હાથી તણી અસવારી.   ૨
વળી ફરતા ઘોડા, ઘોડા સહિત અસવાર;
બધી દેશ વિદેશે મહેતાના બડા બહાર.   ૩
આવ્યા ઠાઠ માઠમાં, લોક થયા સૌ આવા;
જાતીલા જોઇને, આખર બનીઆ રાબા.   ૪

વાહ ધન્ય ઘડી ધન્ય, મહેતા સવારી પધારી;
એની ભરપુર ભક્તિ, હરીએ સાખ વધારી. ૫
ધન નાત નાગરી, ધન્ય જૂનાગઢ ગામ;
જેની ભક્તિ સાચી, નરસિંહ મહેતા નામ. ૬
જેનો ડંકો દેશમાં, પુર્યા પ્રભુએ કોડ;
બાપુલાલ કહે છે, જય જય શ્રી રણછોડ. ૭

શ્રી કૃષ્નચંદ્ર ભગવાનકી જય.

## ભક્તરાજ અંગદસિંહ.

### ગિતી.

ગણુપતી ગુણુના સાગર, ગુણાતીત પ્રભુ ગુણુનિધી ગુણુદેવા;
વારે વારે વંદુ, સદાય સાધુ સરસ્વતી સેવા.
ભક્ત તણા ગુણ ગાતાં, ભક્તિ કરતાં શ્રીજીને સ્મરીએ;
એક જન્મમાં ભજતાં, અનેક જન્મો ભવસાગર તરીએ.

### મરાઠી સાખી.

આઠ પહોર દિવસને રજની, ગોવિંદના ગુણ ગાઇએ;
સમદ્રષ્ટિ સુહ્રદય રાખીને, ચત્રુભૂજને ચાહીએ,
ભજો હરી હરને, સદાય સમરો શ્રી હરને.

### રાગ; ઓદ્ધવજી સંદેશો કહેજો સ્યામને.

ભવસાગરમાં ભક્તિ સાધન શ્રેષ્ટ છે;
ભક્તિ કરતાં ઉતરે ભવજળ પારજો,
આઠ પહોર તે ઇશ્વરને આરાધીએ;
ભક્ત જનોને ઇશ્વરનો આધારજો. ભવસાગરમાં. ૧
સત્ય વચનથી સર્વેશ્વરને સાધવા;
છળ કપટને છાંડી દેવા છેકજો,
જૂઠ ઝેરને તૃષ્ના દેવી ત્યાગતાં;
તેવા નરનો ત્રિકમ રાખે ટેકજો. ભવસાગરમાં. ૨
ભક્ત જનોને ભક્તિ વ્હાલી પ્રાણુથી;
સાથે વ્હાલા શમ દમને સંતોષજો,
દયા ક્ષમા પર દીન દીન વધતી વાસના;
હરી સમરણુમાં હરદમ વધતી હોંષજો. ભવસાગરમાં. ૩

પ્રાણુ પડે પણુ પરમેશ્વર છોડે નહિ;
હરનિશ રહે છે હરી સ્મરણુ આશક્ત જો,
ફેરી ફરતાં અતિ પ્રહર આનંદમાં;
ભૂતળ તળમાં ભૂધરજીના ભક્તજો. ભવસાગરમાં. ૪
ભક્તિ કરતાં શક્તિ આવે સંગમાં;
ત્રિભૂવન પતી તો આપે તનમાં જોરજો,
ભાવ ધરીને ભજીએ ભોળાનાથને;
તરત તાણશે ત્રિકમજી મહા તોરજો. ભવસાગરમાં. ૫
હરી ભજીને અંગદ રહે આનંદમાં;
કૃષ્ન નામના હૃદય કમળમાં કોડજો,
જીભે જંપ નહિ જગદીશ આવ્યા જાગતા;
ખરા દિલથી તાવી ખાંપણુ ખોડજો. ભવસાગરમાં. ૬
માલ વગરના નિર્માલા બળતા રહે;
ના હોય જેને વિઠ્ઠલ સાથે વહાલજો,
બાપુલાલ કહે દુનિયા દેખી દાઝતી;
કર્મ આગલા કર્મે રહે કંગાલજો. ભવસાગરમાં. ૭

રાયસેન ગઢમાં; સલ્હાદી નામે રાજા રાજ કરતો હતો; જેનું પ્રભુ ભક્તિમાં લેશ માત્ર લક્ષ નહોતું, ધ્યાન પણુ નહોતું અને પ્રિતી પણુ નહોતી; તેનો એક અંગદ નામે ઓરમાન કાકો હતો; તે ઘણો શુરો, બહાદુર પૂરો લડવઇઓ; પણુ ભક્તિમાં તો તે પણુ પાછોજ હતો. તેને સ્ત્રિ હતી તેનું નામ ભક્તિ હતું, બાઈ ભક્તિમાં ભરપુર પ્રિતીવાળી; સતી; પતિવ્રતા; અને સ્વામીના ચરણુમાં નિરંતર પ્રિતીવાળી તેમ અંતરથી આજ્ઞાકારી હતી; તેમ ગુરૂના ચરણુમાં શરણુ રહી; હરદમ, સેવા, સમરણુ, અને સંત સમાગમ કર્યા કરતી હતી.

## રાગ; રઘુપતી રામ રૂદેમાં રહેજોરે.

સતી કેરૂ ધ્યાન, સદા ગુરૂ શરણેરે;
હરી કથા શુણે સદા શ્રવણે. સતી કેરૂ.
જેને ધ્યાન પ્રભુ કેરૂં ધરવુંરે; સરવેશ્વરને દેખી સદા ડરવુંરે;
અંતે હરીના ચરણુમાં ઠરવું. સતી કેરૂ. ૧
જેના ઘરમાં ધણી કેરૂં ધ્યાનરે; કથા શ્રવણુ કરે સદા કાનરે;
સદા સહાય કરે ભગવાન. સતી કેરૂ. ૨

જેને શાન્તિ તણા શણગારરે; જેના કરમાં શ્રી કૃષ્ન કટારે;
જેને હૈએ હરી નામ હાર. સતી કેરૂ. ૩
જે સમરે સદાએ શ્રી રામરે; જેને હૈએ હરી તણી હામરે;
જેને કંઠે કોટી અર્ક નામ. સતી કેરૂ. ૪
ગુરૂ ચરણમાં પ્રાણને પટકેરે; જેના તનમાં ખરા બોલો ખટકેરે;
એતો હરીને ચરણ જઇ અટકેરે. સતી કેરૂ. ૫
અણુચિંત્યા આવ્યા રાજા ઘેરરે; જોઈ રાણીની રોજની પેરરે;
રાજા હૃદએ વ્યાપ્યું ઝાઝુ ઝેર. સતી કેરૂ. ૬
એમણે મારી હાકોટીને હાકરે; સાધુ શ્રવણે પડયા પુરા ધાકરે;
સુણી સાધુનું નમીયું છે નાક. સતી કેરૂ. ૭
પોથી બાંધી; પ્રભુ હસ્ત ઉઠયારે; ભૂંડી દ્રષ્ટિ ભાળી; પડયા ભૂંઠારે;
રૂડા જનના ઉપર રાજા રૂઠયા. સતી કેરૂ. ૮
રાજા વચને રાણી રહ્યાં દાઝીરે; જેની બગડી બધિ વાતે બાજીરે;
ક્યાંથી આવી પહોચ્યા પ્રભુ પાજી. સતી કેરૂ. ૯
જેનું ધણીના ચરણ નથી ધ્યાનરે; જેને વહાલા નથી ભગવાનરે;
જેની સારી નથી શુદ્ધ સાન. સતી કેરૂ. ૧૦

હમેશાં જ્યારે રાજા અંગદસિંહ દરબારમાં જતા હતા; ત્યારે સાચી ભક્તિ સતી; પોતાના ગુરૂને ઘેર તેડી મંગાવતાં તેમની સેવા પુજા કરતા; અને પછી સંપુરણ ધ્યાન રાખી; શ્રીમદ ભાગવતની કથા સાંભળતાં, દરબારમાં ગએલા દરબાર અંગદસિંહ એક દિવસે બપોરના ઓચિંન્તા કાંઈ કારણસર ઘેર આવ્યા અને નાટકના નવીન સીન જેવો દેખાવ જોયો; તે જોઇ અંગદને હૃદયમાં ક્રોધ વ્યાપ્યો.

[ ક્રોધમાં ] **મરાઠી સાખી.**

નાગા નવરા; ફરતા ફરતા; લાજ વના લંગોટા;
ઉજ્જડ દેખી આવી બેસે; વાળે ગડબડ ગોટા,
સદા સ્ત્રિનો સંગ; સ્ત્રિના સંગે અતી ઉમંગ. સદા.

**મરાઠી સાખી.**

ઉઠ બાવલા જા અહીંઆંથી; ખબડદાર ફરી આવ્યો ?
ઘર ઘાલ્યું તેં રાજા ઘરમાં; ફુંક મારતાં ફાવ્યો;
અહીં મળી એકાંન્ત બ્રાંન્તિ ભાગી; બનીઓ શાંન્ત. અહીં મળી.

અંગદસિંહનાં ક્રોધ વચન સાંભળી; ગુરૂ મહારાજ તો ગભરાઇ ગયા; સતિ ભક્તિ રાણી, સ્થિર ઉભાં છે. સંક્રોધ કરમ જોઇ સજડ થઈ ગયાં છે, મહારાજ તો ઝડપ ઉઠી પોથી બાંધી દીધી; સંકેલી બગલમાં મારી શિષ્ય બાઇ ભક્તિ તરફ દ્રષ્ટિ રાખી પલાયન કરી ગયા. તેની વાંસે અંગદસિંહ પણ દરબારમાં ગયા, ભક્તિ રાણી ગુરૂનો તિરસ્કાર સાંભળી; અપસોસમાં અને ઉદાસીમાં બેઠાં; સાંજ પડી પણ તેની ઉદાસી કમી થઇ નહિ; સાંજરે તેણે વાળુ પણ ન કર્યું; બીજે દિવસે પણ ન જમી; રાજા અંગદસિંહે કચડાકીમાં કહ્યું કે, ગુરૂનો તિરસ્કાર થવાથી અન્ન જળનો ત્યાગ કર્યો હશે !

રાજા અંગદસિંહ વિષય વાસનાનો ભોગી વધારે હતો; જેથી તેને ઇચ્છા થઇ કે આ સ્ત્રિની રીસ શી રીતે મટે તે મારી સાથે કેવી રીતે બોલે; પોતે અનેક ચાળા કરી કાંઇ કાંઇ નખરાં કરી, નારીને મનાવા જાય છે.

**[ ભક્તિ રાણી ] રાગ; વડીલ વધારે બોલો નહિ.**

હું તમ સાથે નહિ બોલું રાજ; અંતર ઝાઝી ઉદાસી;
હું ખરૂં હૃદય નહિ ખોલું રાજ; અંતર ઝાઝી ઉદાસી. ૧
તમે સાધુને સંતાપ્યા રાજ; અંતર ઝાઝી ઉદાસી;
તમે ત્રિવીધી તાપને તાપ્યા રાજ; અંતર ઝાઝી ઉદાસી. ૨
મારા મનની ભાવટ ભાગી રાજ; અંતર ,, ,,
હું ઝબકી ઉઠી જાગી રાજ; અંતર ,, ,, ૩
તમે ગર્વ ગુરૂ તરછોડયા રાજ; અંતર ,, ,,
તમે ફોગટ માંથાં ફોડયાં રાજ; અંતર ,, ,, ૪
તમે દયા દીલ નવ ધારી રાજ; અંતર ,, ,,
નવ લાવ્યા મન મોરારી રાજ; અંતર ,, ,, ૫
તમે ગરજી કહાડયા ધાંટા રાજ; અંતર ,, ,,
જેમ ઉંટ ચરે છે કાંટા રાજ; અંતર ,, ,, ૬
તમે ક્રોધ કર્યો અતી ગરજી રાજ; અંતર ,, ,,
તમે વિઠ્ઠલ વરને વરજી રાજ; અંતર ,, ,, ૭

**ભક્તિ રાણી— મરાઠી સાખી.**

હું બોલું હું વરતું ક્યારે; સાધુ ઘર બોલાવો !
તમ તેડયા જો ગુરૂજી આવે; ભૂર હૃદયમાં ભાવો;
એ મુજ દાવો; કળા કરેથી સૌ ફાવો. એ મુજ.

અંગદસિંહ— **મરાઠી સાખી.**

અતી આકરા બોલ કહ્યા મેં; ક્ષમા ખરેખર માગુ;
કર તાણીને તેડી લાવું; સંત ચરણમાં લાગુ,
ઝટપટ જાગુ; તરી ત્રિવેણી હું ત્યાગુ. ઝટપટ.

નિર અપરાધી નારીનું મન મનાવા અંગદસિંહ સદ્દગુરૂને મનાવા ગયા; અંગદસિંહને સામા આવતા દેખી ગુરૂ મહારાજ તર્ક વિતર્ક કરવા તો લાગ્યા; પણ મન દ્રઢ રાખી બેસી રહ્યા; અંગદસિંહ આવી ચરણમાં નમી પડયા.

**રાગ; તારૂં ખેતર હરણાં ખાયરે; જંગાળી જનવા.**

તમે ઉઠોજી જોડુ હાથરે; સદા સાથી છો સંતો;
ભાવ રાખીને ભીડો બાથરે; સદા સાથી છો સંતો.
જ્ઞાન આપો ગુરૂ માહરારે; ધ્યાન ધરો ધરાધીશ;
ચરણે નામું ચત્રુભૂજનેરે; કાપો કોટી જનમ કીલ્મીશરે. સદા સાથી. ૧
ક્ષમા કરો ખરેખર મુનેરે; અતી કર્યો અપરાધ;
તિરસ્કારી તમને કહાડીઆ; તેનો લેપ ગણ્યો નહિ બાદરે. સદા સાથી. ૨
વહાલા વિનંતી સાંભળીરે; ઉઠો આ દાસની સાથ;
કાલાવાલા કરી વિનવુંરે; સંત ધરો શિરે હાથરે. સદા સાથી. ૩
બોધ આપો મને બાપજીરે; આપોને ગરવું જ્ઞાન;
પગે પડુ પ્રભુ આપનેરે; મારા તનમાં ભરાયુતું તાનરે. સદા સાથી. ૪
સાધુ ઉઠયા રાણા સંગમાંરે; બંન્ને ચાલ્યા સાથ;
અતી ઉમંગે આવીઆરે; ઝાલી અકેકાના હાથરે. સદા સાથી. ૫

સંત પુરૂષના સમાગમથી; સાધુ પુરૂષની સંગતથી; અંગદસિંહ પુરણ ભક્ત થયો; શ્રી હરીનો સાચો લાડીલો થયો; જેમ લોઢાને પારસમણીનો સ્પર્શ થાય છે તેથી તેનું જેમ સોનું થઇ જાય છે, તેમજ થયું.

**દ્રષ્ટાન્ત**—કોઈ એક ગામમાં એક શેઠ રહેતો હતો; દીલનો ભોળો અને ભાગ્યનો તેજ, બાળપણમાં તેની સ્થિતી સાધારણ હતી, માબાપ પણ ઉછરતી વયમાં મુકીને દેવલોક થયાં હતાં; માબાપ દેવલોક થયાં તે વખતે તેની ઉમ્મર પંદર સોળ વરસની હતી, નાતમાં કન્યાઓની છત, અને ધરડાની મેળવેલી આબરૂ એટલે લગ્ન થએલું હતું. સ્ત્રિ પુરૂષ બંન્ને સાથે રહેતાં હતાં. ભાઇ હજી કોઇની ગુમાસ્તી કે નોકરી કરતા નહોતા, પણ કરવાનો વિચાર કરતા હતા.

એક દીવસે ગંગાજી નહાવા ગયો ત્યાંથી તેને પારસમણી જડયો. સારો, સુંવાળો, તેજસ્વી અને વજનદાર પથ્થર સમજીને તે ઘેર લઇ આવ્યો,

ઘેર આવીને સ્ત્રિને આપ્યો, જો આ કેવો સારો બેશ પથ્થર છે? સ્ત્રિ કહે હા છે તો ખરો, પરમેશ્વરની કૃતીનો પાર કોઈ પામી શકતું નથી. આ પથ્થરને જાણે જોઇ રહીએ, અને તેને હાથમાંથી હેઠો ન મુકીએ એમ થાય છે. લાવો મુકુ પેટીમાં, વળી જ્યારે જ્યારે જોવાની ઇચ્છા થશે ત્યારે ત્યારે કાઢીશું અને જોઈશું.

પારસમણીને પેટીમાં મુકયો અને પેટી બંધ કરી દીધી, જે ઠેકાણે, તે મુકયો તે જગાએ પેટીની અંદર ઠોકેલા ખીલાનો ભાગ આવેલો હતો, તેને અડવાથી ખીલો સોનાનો થઈ ગયો, તે વાતની ધણી ધણીઆણીને ખબર નથી.

**સ્ત્રિ**—ત્યારે કહું છું?

**પુરૂષ**—શું છે?

**સ્ત્રિ**—ત્યારે તમે કાંઇ નોકરી ચાકરી કરશો કે નહિં.

**પુરૂષ**—નોકરી તો હું કરવાનોજ નથી.

**સ્ત્રિ**—ત્યારે શું કરશો. મજુરી?

**પુરૂષ**—વાણીઆનો દીકરો વૈતર કરેજ નહિ!

**સ્ત્રિ**—ત્યારે બાપે બસેં પાંચસેના દાગીના કરી મૃક્યા હશે તે વટાવી ખાશો?

**પુરૂષ**—તેમ પણ કરીએ? માલીક છીએ.

**સ્ત્રિ**—તે થઈ રહેશે ત્યાર પછી શું કરશો.

**પુરૂષ**—પછી વિચાર કરીશું?

**સ્ત્રિ**—ત્યારે પછી વિચાર કરવાનો હોય તે પહેલાંજ કરોને.

**પુરૂષ**—થાય છે, થાય છે, કરીએ છીએ વિચાર!

**સ્ત્રિ**—દહાડા ઉપર દહાડો જાય છે, અને ગણત્રિમાંથી ઓછો થાય છે, પછી થાય છે થાય છે તે ક્યારે.

**પુરૂષ**—મારો વિચાર વહેપાર કરવાનો છે?

**સ્ત્રિ**—ત્યારે તેમ? પણ વહેપારમાં નાણાં રોકવાં પડે છે તે ક્યાંથી લાવશો?

**પુરૂષ**—સૌ થઈ પડશે, આપણે શું કરવા ભારે વહેપાર કરીશું તે? હલકેથી ઉપાડીશું.

**સ્ત્રિ**—કેમ હલકેથી? એવો હલકો વહેપાર કયો છે.

**પુરૂષ**—સવા મણ આટો, મણ ચોખા, પોણો મણ દાળ, ત્રાજવાં કાટલાં, અને ત્રણ રૂપીઆ ભાડાની દુકાન લઇને બેઠો એટલે વાણીઆનો દીકરો વહેપારી.

સ્ત્રિ—એટલોજ વહેપાર! એમાં તો પુરૂ ન થાય, તો બચાવ તો કયાંથીજ થાય ?

પુરૂષ—અરે એમાંથીજ સૌ થશે. જેમ જેમ નફો મળતો જશે તેમ તેમ વહેપાર વધારતા જઇશું. ( લાવ્યને પેલો પથ્થર તો જોઇએ. )

સ્ત્રિએ પોતાના સ્વામીના માગવાથી પથ્થર કાઢવા માટે પેટી ઉઘાડી એટલે પેટીના અંદરનો એક ખીલો સોનાનો દેખાયો, તે જોઇને વિસ્મય પામી, અને સ્વામીને કહેવા લાગી કે, જૂવો આ ચમત્કાર ! આ ખીલો લોઢાનો હતો તે સોનાનો થઇ ગયો.

પુરૂષ—નારી આપણું તો કામ થઇ ગયું, જેને પારસમણી કહે છે તેજ આ ? બસ હવે ચેંપે કરીને કોઇને જાણ કરીશ નહિં. આપણે જેમ જેમ જરૂર પડતી જશે તેમ તેમ લોહુ લાવીને સોનું બનાવતા જઇશું વહેપાર કરતા જઇશું, પહેલાં નાના આછા દેખાવ ઉપર વહેપાર ઉપાડીશું, પછી ધીરે ધીરે વધારે વધારીશું, પ્રથમ એકલા કરીશું, વળી થોડા મહીના પછી એક ગુમાસ્તો રાખીશું. પછી બે ત્રણ ચાર, પાંચ એમ વધારતા વધારતા નગરશેઠની પદવીને ધારણ કરીશું.

સ્ત્રિ—આ તમારા ભાઇબંધ ભોળા ભગતને ભેળો રાખો તો સારૂં.

[ કર્તા ] વણીકની સાખ પડોશમાં, એક બ્રાહ્મણ ભગત રહેતો હતો, તેનું નામ ભોળો હતું. બાળપણથીજ ભક્તિનો લક્ષ લાગેલો હતો. માતા પિતા નાનો મુકીને મરી ગયાં હતાં, ભિક્ષા માગીને ભણતો ને ભગવાનનું ભજન કરતો; વળી સતસંગ કરતો, તેની સાથે આ વણીકને બેઠા ઉઠયાની મિત્રાચારી હતી. તે ભોળાને યાદ કરીને સ્ત્રિયે કહ્યું, ત્યારે પુરૂષે કહ્યું, વાહ ઠીક યાદ કર્યું, વળી ભાઇબંધને જોડે વહેપાર. પુછવા દે એ શું કહે છે.

વણિક—અલ્યા ભોળા ! એ ભોળા ભગત !

ભોળો—કેમ બાઈ ! એ આવ્યો ? (ભોળો આવ્યો)

વણિક—અલ્યા હવે ઉમર લાયક થવા આવ્યો; કાંઇ વહેપાર રોજગાર નોકરી ચાકરી કરવી છે કે નહિં.

ભોળો—ના ભાઇ, મારે વળી વહેપાર કેવો. હું તો બ્રાહ્મણનો બાળક એટલે મને તો વહેપાર કરતાં આવડે જ નહિં.

વણિક—અરે વહેપાર તો નહિ, પણ નોકરી ગુમાસ્તિતો ખરી ?

ભોળો—તે પણ નહિ. ગુરૂની સેવા કરૂ છું, અને તે જે ઉપદેશ કરે છે તે ગ્રહણ કરીને ભગવાનનું ભજન કરૂ છું.

વણિક—અલ્યા ભજનમાંથી કાંઇ રોટલા મળ્યા ?

ભોળો—શા માટે નહિ. પ્રભુ સર્વને આપે છે તે મને પણ આપશે.

વણિક—જો આપણે બાળપણના મિત્ર છીએ. માટે તારી તરફ લાગણી ધરાવીને કહું છું, કે મારી સાથે જોડાઇશ તો આગળ ઉપર સારો લાભ થશે !

ભોળો—ભાઈ, હું પણ તમને કહું છું કે, એ બધી વાતો જવા દઇને ભગવાનનું ભજન કરશો તો સારો લાભ થશે.

વણિક—લ્યે હવે મશ્કરી જવા દે, ને કહેવું માન, હું તને સારી ગુમાસ્તી આપીશ, વળી આગળ ઉપર તારા લગ્નનો પણ વિચાર કરીશુ. તેમાં પણ સારી મદદ કરીશ. વળી ઘેર કાંઇ પ્રસંગ આવશે તો તે વખતે પણ હું તને સારી મદદ કરીશ.

ભોળો—ભાઇ ! હું એટલો બધો ભોળો નથી કે તમે આગળની લાલચો આપો એટલે હું ભોળવાઇ જાઉ !

વણિક—ભાઈ ભોળવીને મારે તારી પાસેથી શું છીનાવી લેવું છે ? હું તો માત્ર તારા ભલાને માટે કહું છું. ન માને તો તારી મરજી; ભજન કરીને સદા ભીખારી રહીશ. તે કરતાં ઉધ્યમ કરી સુખી થાય તો સારૂં !

ભોળો—હું તો સદા સુખી છું.

સ્ત્રિ—જવા દયોને આશી લમણા ફોડય, ગરીબનાં નસીબ ગરીબ જ હોય !

ભોળા ભગત ઘેર ગયા પછી, સ્ત્રિ પુરૂષ વિચાર કરવા બેઠાં કે શાનો વહેપાર કરવો. બંન્નેનો સામ સામી સંવાદ થયો, તેમાં આખર, સ્ત્રિનું કહેવું એમ થયું કે પ્રથમ નાણાવટીની કોથળી કરો; અને ધીમે ધીમે, સોના રૂપાનો, ધીરધારનો અને છેવટ ઝવેરીનો વહેપાર કરજો.

એ પ્રમાણે વિચાર ગોઠવીને, નાણાવટીની થેલી શરૂ કરી; બજારમાં એક નાની શી દુકાન ભાડે રાખી, થોડી ધીરધાર પણ કરવા માંડી. નફો મેળવતાં ધંધો કરતાં, જેમ જેમ વરસ વિતતાં ગયાં તેમ તેમ કામ ધંધો વધારતો ગયો. બરાબર દશ વરસ થયાં ત્યાં તો બજારમાં ભારે વહેપારીની ગણત્રીમાં ગણાવા લાગ્યો.

અગીયારમે વરસે ઘેર દુકાન કરી, ઘર પણ અસલ જે સ્થિતીમાં હતું. તેજ સ્થિતીમાં ન રહેવા દેતાં, પાંચ માળનું બનાવ્યું. નોકર ચાકર, ગુમાસ્તા, ઘોડા ગાડીઓ, વિગેરે સઘળી સાહેબી થઇ, વીસે વરસે, વહેપાર ઘણોજ વધી ગયો અને દેશ પરદેશમાં આડતો ચાલવા લાગી.

હવે શેઠ શેઠાણી, બેઠાં આનંદ કરે છે. હીસાબ કીતાબ, નામું ઠામું,

વહેપાર ગુમાસ્તા કર્યા કરે છે. પોતાને કોઈ તરફની જરાય ચિન્તા છેજ નહિં. જેની પાસે પારસમણી છે. તેને શું કરવા ફિકર કરવી પડે!

એક દીવસ અજવાળી રાત્રીએ શેઠ તથા શેઠાણી બંન્ને છેક ઉપરની અગાશીમાં બેઠાં બેઠાં વાતો કરે છે. તેમાં વચમાં પ્રસંગોપાત ભોળો ભગત યાદ આવ્યો.

**પુરૂષ**—નારી; ઠીક યાદ કર્યું. પ્રથમ શરૂવાતમાં તેની સાથે વાત કરી પણ ત્યાર પછી તો એને દીઠોજ નથી.

**સ્ત્રિ**—તે વખતે એના મનમાં એમ હશે કે, આ શું વહેપાર કરશે. અને વળી મને તે શું આપશે.

**પુરૂષ**—હા હા; તેમજ! અત્યારે બોલાવું તો જરૂર આવે.

**સ્ત્રિ**—કાકા કહીને, બિચારાનું ખાધાનુંએ પુરૂ નહિ પડતું હોય!

**પુરૂષ**—આમ જરા ડોકીયું તો કર, એનું ઘર તો જાણે ઝુંપડું.

**સ્ત્રિ**—હશે, બીચારાને કાલે સવારે, બોલાવીને ઠેકાણે પાડજો!

**પુરૂષ**—એમાં મને કાંઇ કહેવું પડે? એકવાર તો એને તાવી જોઇશ કે કેટલામાં છે! પછી વાત!

સવાર થયું એટલે શેઠ દાતણ પાણી કરી, પરવારીને ભોળા ભગતના ઝુંપડામાં ગયા, શેઠ આવ્યા જાણી ભોળાએ ફાટેલું તુટેલું આસન આપ્યું. અને પુછ્યું; કહો શેઠજી કેમ પગલાં થયાં!

**શેઠ**—ભોળા ભગત! હું તો એમ પુછવા આવ્યો છું કે, તારૂં પુરૂં શી રીતે થાય છે?

**ભોળો**—તમે ના આવ્યા હોત તો હું પણ તમને પુછવાજ આવવાનો હતો કે તમારૂં શી રીતે પુરૂં થાય છે. શેઠ મારૂં ખરચ કયાં ને તમારૂં કયાં. મારે તો હું એકલોને, તમારે તો નોકર ચાકર, ઘોડા, વિગેરેનું પુરૂં શી રીતે પડી શકે છે!

**શેઠ**—ભોળા ભગત, મારી પાસે તો પારસમણી છે!

**ભોળો**—જૂવો શેઠ, જ્યારે તમે સાચે સાચી વાત કહી દીધી, ત્યારે મારે પણ સાચુંજ બોલવું જોઇએ. તમારી પાસે પારસ છે. અને મારી પાસે આખો રસમણી છે.

**શેઠ**—હેં હેં! આખો રસમણી!

**ભોળો**—હા હા આખો રસમણી! આખો રસમણી.

શેઠ વિચાર કરે છે કે પારસ અડતાં લોઢાનું સોનું થાય છે. તો આખો

રસ અડતાં કોણ જાણે શું એ થઈ જતું હશે ? માટે તેનો પણ ચમત્કાર જોવો તો ખરો !

**શેઠ**—ભોળા ભગત; તમે તો ભગત, એટલે સંતોષી, વળી, તમારે ઝાઝો લોભ પણ નહિં. વારૂ એ જે આખો રસમણી તમારી પાસે છે, તે તમે મને આપો કે નહિં.

**ભોળો**—શેઠ આપુ ખરો ! પણ તેમાં એક ભેદ છે ?

**શેઠ**—ભેદ હોય તે કાઢી નાંખીએ પછી શું ! બોલો !

**ભોળો**—ભેદ તો એ, કે પારસ હોય ત્યાં આખો રસ રહી શકે નહિ; માટે પારસને ગંગાજીમાં નાંખી દઇને આખો રસમણી લઇ જાઓ !

**શેઠ**—આપશો જરૂર ! તો નાંખી દઈ આવું.

**ભોળો**—હા જરૂર !

આખો રસ મણી લેવાની લાલચે શેઠ ત્યાંથી ઉઠીને ઘરમાં આવ્યા. અને જે પેટીની અંદર પારસમણી મુકાતો હતો તે પેટી ઉઘાડવા માંડી, ત્યારે શેઠાણીએ પુછ્યું શા માટે ઉઘાડો છો ! શી જરૂર પડી છે ! શેઠ કહે કાંઈ નહિ ! એ તો પાછો લાવું છું. એમ કહીને ગંગાજી ઉપર જઇને પારસ ફેંકી દીધો. અને દોડતા આવીને ભોળા ભગત પાસે બેસી ગયા, ભગતજી પારસ ગંગાજીમાં ફેંકી દઈ આવ્યો. હવે આખો રસમણી આપો ! ભગત કહે, હા આપું.

બોલો—કૃષ્ન રામા રામા રામા; કૃષ્ન રામા રામા રામા, કૃષ્ન રામ હરે.
કૃષ્ન રામા રામા રામા; કૃષ્ન રામા રામા રામા, કૃષ્ન રામ હરે.
કૃષ્ન રામા રામા રામા; કૃષ્ન રામા રામા રામા, કૃષ્ન રામ હરે.

ભગત બોલાવે ને શેઠ બોલે, થોડીવારે શેઠ થાકયા; ભાઈ હવે કયાં સુધી ? આખો રસમણી આપી દેને ? વળી ભગત કહે બોલો ત્યારે કૃષ્ન રામા રામા રામા, કૃષ્ન રામા રામા રામા, કૃષ્ન રામ હરે. વળી શેઠ બોલ્યા, વળી થાકયા ભાઈ આખો રસમણી આપી દેને ? ભગત કહે બોલો–કૃષ્ન રામા રામા રામા; કૃષ્ન રામા રામા રામા, કૃષ્ન રામ હરે. ભાઈ કયાં સુધી એનું એ, એતો એક જાતનો લવારો કહેવાય. હવે આખો રસમણી કાઢયને કયાં છે !

**ભોળો**—જેને તમે લવારો કહો છો ! એજ આખો રસમણી છે ?

**શેઠ**—હેં !

**ભોળો**—હેં શું હા !

**શેઠ**—(બૂમ પાડીને) ઢીંચણુમાંથી હાજ્યો રે બાપ ! તારૂ સત્યાનાશ જાય રે ભગતડા !

**ભોળો**—અહીં કલ્પાંન્ત ન કરો! જાઓ ઘેર!

**શેઠ**—અરે ઘેર કયાં જાય! પારસ ફેંકી દેવરાવીને, આખો રસ નથી આપતો પણ તને જોઇ લેઉ છું! કરૂં છું રાજમાં ફરીયાદ!

[ **કર્તા** ] શેઠે રાજમાં ફરીયાદ કરી; રાજા ધીરાજ; આપણા ગામમાં ને મારી પડોસમાં એક ભોળો નામનો બ્રાહ્મણ રહે છે, જે ભક્તાઇનો અતી ડોળ કરે છે, સાદુ સફેત વસ્ત્ર પહેરે છે, રામ નામથી લખાએલું વસ્ત્ર ઓઢે છે. માથે સફેત કાન ટોપી પહેરે છે: ગળામાં તુળશીના મણકાની માળા ઘાલે છે; હાથમાં બાવન મણકાનો બેરખો સદાય ફરતો રહે છે. તેણે મારો પારસમણી ગંગાજીમાં ફેંકી દેવરાવ્યો રે બાપ!

**રાજા**—છાના રહો! છાના રહો! અરે કોઇ હાજર!

**સિપાઇ**—જી હજૂર! હુકમ!

**રાજા**—પેલા ભોળા ભગતને બોલાવી લાવો?

હજૂરનો હુકમ થતાંની સાથે બે સીપાઇ દોડતા ભગતને ઘેર આવ્યા. તે વખતે ભગત સેવા પુજાનું સર્વ કામ પરવારી રહ્યા હતો. સિપાઇએ કહ્યું ચાલ! અલ્યા ભગત રાજા બોલાવે છે. ભગત ચાલો ભાઇ કહીને વાંસે વાંસે ચાલ્યો. ભગતને દેખીને રાજા ક્રોધ કરીને બોલ્યા.

**રાજા**—કેમ અલ્યા ભોગીઆ ભક્તિ કરે છે કે છળ પ્રપંચ!

**ભોળો**—મહારાજ હું શું ભક્તિ કરૂં; ભક્તિ કરવાની મારી શું શક્તિ!

**રાજા**—ત્યારે છળ પ્રપંચ!

**ભોળો**—તેની તો મને સમજણુજ નથી પડતી!

**રાજા**—નથી પડતી કેમ! આ શેઠનો પારસમણી ગંગાજીમાં નંખાવી દીધો કેમ?

**ભોળો**—મેં કાંઈ જબર જસ્તી કે પ્રપંચથી નંખાવી દીધો નથી. એમની મેળેજ નાંખી દીધો હશે.

**રાજા**—કેમ શેઠ શું બન્યું!

**શેઠ**—સરકાર; એણેજ નાંખી દેવરાવ્યો! મને કહ્યું તારા ઘરમાં પારસમણી છે તે ગંગાજીમાં નાંખી દઇ આવ!

**રાજા**—એટલું કહેતાંની સાથે તમે નાંખી દઇ આવ્યા કેમ!

**શેઠ**—હાજી?

**રાજા**—ત્યારે તમેજ મુર્ખામીનું કામ કરીને ફરીયાદ કરવા આવ્યા છો એમ કહોને? એતો કહેશે તારૂ ઘર સળગાવી મૂક્ય! એટલે તમે સળગાવી

મુકશો ! તમને એ ભગતડા ઉપર કાંઇ શ્રદ્ધા હશે અથવા કોઇ પ્રકારની લાલચ હશે ! ખરૂં શું છે તે કહો !

**શેઠ**—સરકાર. નાનપણુની મિત્રાચારીની લાગણીથી મેં તેને પુછ્યું કે તારૂં પુરૂં શિ રીતે થાય છે; ત્યારે તેણે તેજ પ્રમાણે મને સામું પુછ્યું કે હુંતો એક છું, પણ તમારો આટલો બધો વૈભવ ચાલે છે તે પુરૂં શી રીતે થાય છે ! મેં કહ્યું મારી પાસે પારસમણી છે, ત્યારે તેણે કહ્યું મારી પાસે આખો રસ મણી છે. તે સાંભળીને મેં સેજ કહ્યું કે તમારો આખો રસમણી મને આપો નહિ ! તેણે જવાબ આપ્યો કે, પારસને આખો રસ બન્ને એક જગાએ સાથે રહી શકતાં નથી, માટે જો આખો રસ જોઇતો હોય તો, પારસ ગંગાજીમાં ફેંકી દઇ આવો ! તે સાંભળીને હું તરત ફેંકી દઇ આવ્યો ! આ હકીકત ખરી છે, આપને યોગ્ય લાગે તે ન્યાય આપશોજી !

**રાજા**—કેમ લ્યા ભોળીઆ ભગત ! શેઠ કહે છે તે બરાબર છે !

**ભોળો**—હાજી બરાબર છે !

**રાજા**—બરાબર હોય તો આપી દે આખો રસ !

**ભોળો**—આખો રસ તો એ લેતાજ નથી; એમને ગમતોજ નથી.

**રાજા**—તેં આપ્યો ખરો !

**ભોળો**—હાજી મેં આપવા માંડ્યો. પણ એમને પ્રસન્ન નથી.

**રાજા**—કેમ શેઠ; શું કહે છે ભગત !

**શેઠ**—સરકાર, એતો કહે છે. કૃષ્ન રામા રામા રામા; કૃષ્ન રામા રામા રામા કૃષ્ન રામ હરે. એમ બોલ્યા કર; એજ આખો રસ મણી.

**રાજા**—કેમ લ્યા ભોળીઆ ભગતડા ! શેઠ કહે છે તે બરાબર છે !

**ભોળો**—હાજી ! નારાયણનું નામ એજ આખો રસ મણી છે.

**રાજા**—હઠ ! ઢોંગી, કપટી; ધુતારા ! ભગત નામ ધરીને આવી ઠગ વિદ્યા કરે છે. છે કોઇ હાજર !

**સિપાઇ**—જી હાજર ! શી આજ્ઞા છે.

**રાજા**—આ ભોળીઆ ભગતને બાંધીને અંધારી કોટડીમાં પુરી દ્યો !

**ભોળો**—સરકાર, આ ન્યાય નહિ પણ અન્યાય થાય છે.

**રાજા**—ત્યારે શું, પ્રભુનું નામ એ આખો રસ મણી છે !

**ભોળો**—હાજી—એજ—પુરો રસ મણી છે.

**શેઠ**—રાજાધિરાજ—એને કાંઇ શિક્ષા મળવી જોઇએ !

**રાજા**—શિક્ષા તો કરવાનીજ છે ! હાલમાં અંધારી કોટડીમાં રાખવાથી એને શિક્ષા કર્યા જેવુંજ થશે.

શેઠ—આપના ધ્યાનમાં આવે તેમ ! પણ સરકાર છોડશો તો નહિજ !

રાજા—એને છૂટવાનો આધારજ કયાં છે !

ભોળો—નામદાર ! છૂટવાનો એકે આધાર નથી ?

રાજા—ના ના નથી ! કપટથી સામાનું નુકસાન કરાવરાવીને સુખ ભોગવવું એ શી રીતે મળવાનું છે.

ભોળો—મહારાજ, એ શેઠનો પારસ મણી પાછો મળે તો !

રાજા—તે મળેજ શી રીતે ! કેમ શેઠ તે મણી ગંગાજીમાંથી પાછો કાઢી શકાય તેમ છે !

શેઠ—નારે સરકાર તેતો ગયો તે ગયોજ, આખાં ગંગાજી ગાળે ત્યારે કદાચ ભાળે !

ભોળો—રાજાધીરાજ ! આપ ગંગાજી ઉપર પધારો, અને તમે નજરે જૂવો હું જોતાં જોતાંમાં મણી આપી દેઉં.

રાજા—બહુ સારૂં ! ચાલો તો ખરા ! પછી શું થાય છે તે જોઇએ છીએ.

[ કર્તા ] રાજા, પ્રધાન, સેનાપતી, બીજા સભાસદો, દરબારીઓ, સિપાઇઓ અને બહારના પેરેગીરો સર્વ મળી, ભોળીઆ ભગતને પકડી, શેઠને સાથે રાખી, ગંગાજી ઉપર આવ્યા. માર્ગમાં ચાલતાં પુછપરછ કરતાં જેમ જેમ ખબર પડતી ગઇ તેમ તેમ લોકો વાંસે આવ્યા. લગભગ અડધા ગામના લોકો ભરાયા, તે જોવાજ માટે કે ભોળો ભગત ગંગાજીમાંથી શી રીતે મણી લાવી આપે છે ?

સર્વના દેખતાં ભગતે ગંગામાં સ્નાન કર્યું; પછી કાંઠે ઉભા રહીને ગંગાજીની સ્તુતિ કરી, હે મંમાયા, જગ્તજનેતા; શ્રી વિશ્નું ભગવાનના ચર્ણમાંથી ઉત્પન્ન થએલી દેવી; હે સર્વ જગતનો ઓદ્ધાર કરનારી કલ્યાણી ! આ અધર્મિ શેઠે તમને પત્થર માર્યો છે, તે પાછો આપી દ્યો !

ભગતનાં આવાં વચન થતાંની સાથે; ઉંડા જળમાંથી મગર આવતો હોય ને જેમ જળ હાલી જાય અને ભમરીઓ વળી જાય, તેમ ગંગાના મધ્ય ભાગમાં ભમરીઓ વળી ગઇ, અને પાણીના નીચેના ભાગમાંથી, એક સોનાનો થાળ તરીને ઉપર આવ્યો, જેમાં એકાવન પારસ ભરેલા હતા, તે સર્વને દૂરથી દેખાયું, તે વખતે હજારો લોકો પોકાર કરી બોલ્યા. વાહ વાહ ! ભોળીઆ ભગતકી જે !

મધ્યમાં નિકળેલો થાળ મધ્યમાંજ ન રહ્યો પણ ધિરે ધિરે ધિરે ધિરે, કિનારા તરફ આવતો માલમ પડયો ! એટલે તો વધારે વધારે ગર્જના થવા

લાગી. છેક કાંઠે થાળ આવ્યો એટલે ભોળીઆ ભગતે કહ્યું શેઠ આ થાળ-માંથી તમારો પારસ હોય તે લઇ લ્યો !

શેઠને આશ્ચર્ય તો લાગ્યું. તોપણ એક પારસ લઇ લીધો એટલે થાળ ત્યાંથી સટકી ગયો અને જળમાં બુડી ગયો. રાજાએ ભગતને સન્માનની સાથે વિદાયગીરી આપી અને વળી એમ પણ કહ્યું કે, ભગત કાંઇ વાતે દુઃખ ભોગવશો નહિ. રાજ દરબારે આવજો જજો—આ વૈભવ તમારો જાણજો.

પારસમણી લઇને શેઠ ઘેર આવ્યા, અને બનેલી સઘળી બીના શેઠા-ણીને કહી—સાંભળીને શેઠાણી પણ અચંબો પામ્યાં અહોહો એટલા બધા પાર-સનો થાળ આવ્યો એ નવાઈ તો ખરી !

**શેઠ**—નવાઇ નહિ ! પણ પ્રભુ નામની ભક્તિનો પ્રતાપ ! શ્રીહરીનું નામ છે એજ આખો રસ મણી છે ! હવે તમે આ ઘરબાર સંભાળજો ! ભોગ-વજો, બાળબચ્ચાંને રમાડજો જમાડજો, આનંદ કરજો ! હું તો હવે આખો રસ મણી લેવા જઇશ.

પારસમણી પાસે રાખીને શેઠ ભોળા ભગત પાસે આવ્યા; ભક્તજનોને ઝેરવહેર હોતુજ નથી, એ વાક્ય સત્ય છે, ભગતે શેઠનું સન્માન કર્યું. અને આસન આપ્યું.

**ભગત**—કહો શેઠ કાંઇ કામકાજ ! મારા સરખું !

**શેઠ**—તમારા ગુરૂ કોણ છે, અને તે કયાં છે ? મારે દર્શનની ઇચ્છા થઇ છે !

**ભગત**—ગંગાજીના ઉતરતા ઢાળે, અહીંથી સાત ગાઉને છેટે ગંગાના ઉતારા ઉપર નિલકંઠ મહાદેવનું સ્થાન છે, તે તેમનો પડી રહેવાનો વિશ્રામ ઠામ છે !

ભગતનાં વચન સાંભળીને શેઠે રસ્તો ટુંકો કરવા માંડયો, કયારે તે જગા આવે અને કયારે ગુરૂજી મળે, એ ઉતાવળમાં ઉતાવળે ચાલે છે, એમ કરતાં તે સ્થાન આવ્યું. અંદર બીરાજેલા મહાત્માને નમસ્કાર કર્યા.

**મહાત્મા**—કેમ ભાઈ, અહીં કયાંથી !

**શેઠ**—મારે આપને ગુરૂ કરવા છે ! અને આપની પાસે રહીને પ્રભુ રમણુ કરવું છે ! તમે ભોળા ભગતના ગુરૂ કે નહિ !

**મહાત્મા**—હા ભાઇ ! હું ભોળાનો ગુરૂ છું. પણ તારી પાસે માયા છે એટલે તુ મારો શિષ્ય થવાને યોગ્ય નથી.

**શેઠ**—મારી પાસે તો કાંઇ માયા નથી, હુંતો માયાનો ત્યાગ કરીને આવ્યો છું.

**મહાત્મા**—તારી પાસે પારસમણી છે ? બોલ્ય સાચું !

**શેઠ**—હા બાપજી છે તો ખરો ! જૂવોને આપણે વગડામાં રહેવું વખતે કોક દીવસ, દ્રવ્યની જરૂરજ પડી તો લોઢુ લાવીને ઘસી લઇએ !

**મહાત્મા**—આપણે ફક્કડ લોકને દ્રવ્યની શી જરૂર ! આપણે તો, રામનું નામ એજ દ્રવ્ય છે !

**શેઠ**—ના મહારાજ એટલો મણી તો છો રહ્યો !

**મહાત્મા**—બહુ સારૂ ! આ મારી પાસે પડેલી ટોપલી, કોદાળી લઇ જા, અને ગમે તે જગાએથી માટી ખોદી ટોપલી ભરી લાવ્ય !

મહાત્માની આજ્ઞા થતાંની સાથે, શેઠે કોદાળી તથા ટોપલી લીધી અને વિચાર કરતા ચાલ્યા, વિચારમાંને વિચારમાં સામે દેખાતી પહાડની ત્રણ ટેકરીઓ આવી ! અહોહોહો ! હુંતો ઘણે દુર આવી પહોંચ્યો. હવે અહીં ખોદુ. ટોપલી નિચે મુકીને કોદાળીથી ઘા કર્યો. બગૈર ત્રણશેર માટી ઉખડી, તેની સાથે એક પારસ, બીજી કોદાળાએ બીજો પારસ ત્રીજી કોદાળીએ ત્રીજો, જરૂર આ જગાએ કોઇએ પારસ દાટયા છે. જરા દુર જઇને ખોદી લાવું. જગા બદલીને ખોદવા માંડયું તોય; જ્યાં ઘા મારે ત્યાંથી પારસ નિકળે ! ત્યારે એને ભાન થયું કે, જરૂર આ મહાત્માની ભક્તિનોજ પ્રતાપ છે. "નામ" છે એજ આખો રસ મણી છે. માટી ન લાવ્યો, પાછો આવ્યો મહાત્માના ચરણમાં પડીને કહેવા લાગ્યો, હે પ્રભુ શ્રી હરીનું નામ છે એજ આખો રસ મણી છે. હવે હું પાછો જઇશ, અને ઘેર બેઠે ભગવાનનું ભજન કરીશ !

શેઠ ઘેર આવી શેઠાણીને કહે છે.

**રાગ—ક્યાં છે એ પુજનીક મારા !**

પારસ છે તે "પા"રસ છે ! ભાઇ " રામનામ " એક રસ છે.
પરમેશ્વર પુરણ રસ છે; અવિનાશી આખો રસ છે;
વળી અખંડ અખંડીત રસ છે; જેમાં ક્રોડ મણીનો કસ છે. ભાઇ-રામ-નામ ૧
વળી વિશ્વ સકળ જેને વશ છે; બહુ નામી ભજતાં બસ છે,
હરી નામ જપે તેને જશ છે; જેને લહાવ લેવાનો લહછે. ભાઇ-રામ-નામ. ૨

**મરાઠી સાખી.**

**સત સંગતથી સમજણ આવી; ભક્તિની ગત જાણી;**
**ભાવ ધરી ભૂમંડળ આવી, પ્રભુએ પકડયો પાણી;**
**થયું અદભૂત જ્ઞાન, પ્રસન્ન થયા છે શ્રી ભગવાન. થયું.**

## મરાઠી સાખી.

હૃદય ખોલીયું રાધા વરથી, જાપ હરીનો જાપ્યો;
સાધુ ચરણે શરણુ પડીને, તાપ ત્રિવીધી તાપ્યો;
આપ્યો હરીએ કોલ, બહુ નામીથી બોલે બોલ.    આપ્યો.

### દોહરો.

ભકિતમાં શકિત ધરી, ધરો હરીથી હામ;
ત્રણ શત્રુને ત્યાગવા, લોભ ક્રોધને કામ.

કર્તા.

### દોહરો.

સબળ ચઢે નિર્બળ પરે, લુંટી લેવા દામ;
પ્રતાપ એ પાપી તણો, લોભ ક્રોધ ને કામ.

પોતાના રાજની આજુબાજુમાં એક સમૃદ્ધિવાન રાજા હતો. જે કોડો રૂપીઆની કિમ્મતનો હીરા જડેલો ટોપો પહેરતો હતો; જે ટોપાને દેખી સલ્હાદી રાજાનું મન લલચાયું હતું. જેથી તે સલ્હાદી રાજાએ વિચાર કર્યો કે માત્ર એની પાસે પૈસાનુંજ જોર છે. માણુસનું નથી; માટે હું જો તેના ઉપર ચડાઇ કરીશ તો મારા માણુસોની મદદથી સારા ધનની પ્રાપ્તી કરી શકીશ. આ બાબતમાં મારા કાકા અંગદસિંહને પણ આગ્રહપૂર્વક સાથે લેવા જોઇએ.

### દોહરો.

સલ્હાદી શુરો અતી, છાપો માર્યો છેક;
જોબન મદને જાળવી, તનમાં રાખી ટેક.

### દોહરો.

સિંહ અંગદ સાથે હતા, ભજે નિરંતર નાથ;
રાય રંગના મહેલથી, ટોપો આપ્યો હાથ.

### દોહરો.

### રાગ; માકુ લગાડો તો મારા સમ છે.

સારૂ મને સુજ્યું જેથી, ગયો રાજા સંગરે;
ગયો રાજા સંગ જેથી, વ્યાપીઓ ઉમંગરે.    સારૂ. ૧
પેઠો રાજા મહેલે કોઇનો કર્યો ન સંગાથરે;
સંતનાસરીએ મને ટોપો આપ્યો હાથરે.    સારૂ. ૨
વેળાએ વટાવી સેવું, સંતને જમાડુંરે;
રાધા વર રાજી રાખું, રંગમાં રમાડુંરે.    સારૂ. ૩
નારાયણુ નામે દોડી, રિદ્ધિ આવી રેલીરે;

માયા સામી મળવા આવી; મેંતો માયા મેલીરે. સાર. ૪
લોભીઓ સલ્હાદી રાજા, લોભ જેને ઝાઝોરે;
લોભને લાલચે દોડયો, ક્રોધ કર્યો તાજોરે. સાર. ૫
સારી બુદ્ધિ આપો સ્વામી, કુડી બુદ્ધિ કાપોરે;
તમને જે વહાલું વહાલા, હરખીને આપોરે. સાર. ૬
સુખ સદા વાધે વહેલું, વહેલું દુઃખ વામુરે.
આપની કૃપાએ ઠરૂ, ઠીક પદ પામુરે. સાર. ૭

રાજાનો હિરાજડીત્ર ટોપો હાથ આવ્યાથી; અંગદસિંહ અતીષે રાજી થયો છે, પણ તે ટોપો એણે સંતની સેવાને અર્થે વાપરવા છાનોજ રાખ્યો છે. એ ટોપા ઉપરજ આકાંક્ષા રાખીને સલ્હાદીએ તો તેના ઉપર ચઢાઈ કરી છે. છતાં ટોપાનો પત્તો પોતાને જડયો નહિ; જેથી સલ્હાદી રાજા નાઉમેદ થયો.

હવે એકે એકે વારાફરતી હીરા ઉખેડવા માંડયા; અને એકે એકે વેચવા માંડયા; જેથી આ વાત ચુપકીથી ફેલાતી ચાલી; તેથી તેણે છૂપી રીતે વધારે તપાસ કરવા માંડયો; આખર તેને ભાળ મળી કે, તે ટોપો અંગદસિંહનાજ હાથમાં આવ્યો છે અને તે એની પાસેજ છે.

દોહરો.

જોયા સમ ઝાઝા અતી; અમુલ્ય હીરો એક;
હીરા વટાવ્યા હારમાં, ત્રિકમ રાખી, ટેક.
જો અરપુ જગદીશને, દીપે જગના નાથ;
હરી કૃપા અઢળક થઈ, આવ્યો મારે હાથ.

દોહરો.

ચોંપેથી ચરચા વધી, થયું રાયને જાણ;
અંગદને ટોપો મળ્યો, ખરી રાયની ખાણ.

રાજા સલ્હાદીએ ટોપાની ઘણી તપાસ કરી; પણ તે તેને હાથ આવી શકયો નહિ ત્યારે પોતે અંગદને પુછવા લાગ્યો.

## રાગ; ભકિત જેણે આદરી રામા રામા.

| સલ્હાદી; | અંગદ. |
|---|---|
| કાકા કુડુ કામ છે; | રામા રામા. |
| જુઠું પ્રભુ નામ છે. | રામા રામા. ૧ |
| ઉપરનું આ બોલવું; | રામા રામા. |
| ખરૂ નથી બોલવું. | રામા રામા. ૨ |
| હરામીને આપવું; | રામા રામા. |

ઠીક કરી થાપવું. રામા રામા. ૩
લક્ષ ધરી લુંટવું; રામા રામા.
લુંટી લુંટી ખુંટવું. રામા રામા. ૪
સાથે નહોતુ આવવું; રામા રામા.
અજીહું મચાવવું. રામા રામા. ૫

સલ્હાદીએ અંગદની સાથે રહાડ મચાવી; પણ અંગદે તો માત્ર શ્રી હરીના નામમાંજ જવાબ આપ્યા કર્યો, એટલે રામા રામાજ કર્યા કર્યું. આ બધો પ્રતાપ ભક્તિબાઇનો છે, ત્યારપછી ભક્તિબાઈ સ્વર્ગ લોક પહોંચ્યાં છે, ભક્તરાજ અંગદસિંહ એકલા રહ્યા છે; તેમને નારી વિના અણગમુ લાગવા માંડયું; ત્યારે એકવાર તેમની બેને તેમને પુછયું, ભાઈ, તમે જોઇએ તેવા વૃદ્ધ થયા નથી, માટે લગ્ન કરો તો સારૂં !

**અંગદ**—બેન, આવું બોલવું તમને ન ઘટે ! મારે પરણવાની કે કોઇ પ્રકારે ગ્રહસ્થાશ્રમની ઇચ્છા નથી. હું શા સુખને માટે બીજી સ્ત્રીની ઇચ્છા કરૂં !

**બેન**—ભાઇ; સ્ત્રિના સહવાસ વિના સંસારનું વહન કરવું વૃથા છે. સ્ત્રિ જ જોઇએ એમજ નહિ; પણ સ્ત્રિના રૂપમાં, માતા, બેની, અગર દેવી, પર-દેવી; પણ સ્ત્રિ અવસ્ય જોઇએ; તે વિના સંસાર સુખનો લ્હાવો લઈ શકાતો નથી;

**અંગદ**—બેન ત્યારે તે વાતે મુંઝવણી તો આવી; સ્ત્રી ગઇ, બીજી સ્ત્રી થાય નહિ. પરસ્ત્રી સંગમાં રખાય નહિ; આતો મહા સંકટ.

**બેન**—વીરા અંગદ; તું ભગવાનનો સાચો ભક્ત છું એટલે તારા ઉપર મને અતી પ્રેમ છે; ભાઇના પેટમાં બેનનું બળવું. અને બેનના પેટમાં ભાઇનું બળવું તે અરસપરસ અથાગ હોય છે તેનો વિચાર કર વીરા !

**અંગદ**—ત્યારે તુંજ મારા રક્ષણને અર્થે રહેવા માગે છે કેમ ?

**બેન**—હા ભાઇ હા ! હુંને મારી ભાણી બે !

**અંગદ**—ઘણી ખુશીથી; હું ઘણોજ રાજી, હુંએ રાજી ને મારો પ્રભુ પણ રાજી.

હમેશા રસોઈ થયા પછી; શ્રી ઠાકોરજીને થાળ નિવેદ થયા પછી, જ્યારે ભક્તરાજ જમવા બેસતા ત્યારે ભાણીને પોતાના થાળમાં સાથેજ બેસારતા; એમ કરતાં ટેવ પડી ગઇ કે મામાના ભેગી બેસતી ત્યારેજ તેને ભાવતું અને પેટ ભરાતું.

હીરા ખૂંચાવા માટે સલ્હાદીએ ઘણો પ્રયત્ન કર્યો, પણ કાંઇ ફાવ્યો નહિ; છેવટ તેને ખબર પડી કે નાના નાના સઘળા હીરા તેણે વટાવી વટાવી

સંત સાધુની સેવામાં વાપરી નાંખ્યા; હવે તો માત્ર મોટામાં મોટો; સારામાં સારો; શોભાયમાન એકજ હીરો તેની પાસે રહ્યો છે, જે આપણા તાજના ઉપર શોભે તેવો છે, તેતો આપણે ગમે તેમ કરીને લેવો; જો કોઇને મળી જાઉં તો એનું મ્હોત મુઠીમાં છે, જો મ્હોત થયું તો એ ચાલ્યો; અને હીરો ત્યાંને ત્યાંજ રહ્યો; પછી એ આપણો આપણા મુગટમાં.

સહહાદી— દોહરો.

ફોઇ કરો જો ફાવતું; ઉમંગ વાધે ઉર;
ઝળકે મુખડું જાગતું, નિશ્ચે વાધે નુર. ૧
અઢળક ધન આપુ તને, કરે પાંશરી પેર;
અંગદને અળગો કરે, અનમાં આપી ઝેર. ૨
ખાંડા કેરો ખપ નહિ, પડે ન ધરવી ધાર;
રિદ્ધિ પામુ રાતમાં, કાલે બેડો પાર. ફોઇ. ૩

દ્રવ્યની લાલચે બેને પોતાના ભાઈ અંગદસિંહને મારી નાંખવા; ઝેર નાંખી ઝેરમય રસોઈ બનાવી; રસોઈ જ્યારે તૈયાર થઇ; ત્યારે બેને રૂપાના થાળમાં પીરસી ભગવાનના મોં કને ભોગ ધરાવ્યો. તે એમ સમજીને કે આ પુતળાના મોં કને ધરીશું એટલે થોડીવાર રહી; એમના ભક્ત એટલે આ અંગદ જમી જશે; પુતળાને તો કાંઇ લેવા દેવા નથી; પણ અંગદસિંહના રામ રમી જશે; એટલે મને મળેલું દ્રવ્ય હઝમ થઇ જશે.

જમવાની તૈયારી થઇ એટલે અંગદસિંહે ભાણીને સંભારી કે જે હમેશાં મામાનાભેગી જમવા બેસતી; કારણ કે ભાણીને મામા વિના નહોતું ભાવતું; અને મામાને ભાણી વિના નહોતું ભાવતું;

ભગવાનના જમ્યા પછી જ્યારે અંગદને જમવાની તૈયારી થઈ; ત્યારે પોતાની બેનને કહ્યું કે હે બેન; તારી પુત્રિને બોલાવ?

રાગ; સ્તવન મંજરી.

મુજ ભાણીને બોલાવોરે, ભાણે ભોજન ભાવે;
ભોજનથી ભાણું ભરીયુંરે, દાંત વિના કોણ ચાવે.
દાંત વિનાનું જમતું ઝાંખુ, જીભ વિનાતું લુલું;
હાસ્ય કરીને અન્ન જમુ તો, ભાણી વીણુ હું ભુલું;
સઘળી વાતે સ્વાદ વગરનું, ખરી વાતમાં ખુલુરે. ભાણે ભોજન. ૧
પ્રાણ વલ્લભા પ્રાણ પીયારી, પ્રભુ પ્રાણથી વહાલા;
ભાણી વણ ભાવે નહિ ખાવું, ભોક્યા અંતર ભાલા;
જમતાં ઝાઝી વાર થાય તો, હરી બતાવે લાલારે. ભાણે ભોજન. ૨

બોલાવો બોલાવો બેની, ઝટ પટ આવે છેડો;
ભૂખ હશે તેને પણ ઝાઝી, ત્વરા કરીને તેડો;
નારાયણથી નેહ ઘણો પણ; ભાણી નયણે નેડોરે. ભાણે ભોજન. ૩
હઠ ખરી પણ અન્ન જમુ નહિ, દેખુ નહિ જો ભાણી;
સારી રાત્રિ એજ નિવારૂં, બોલું સાચી વાણી;
દયા કરી મુજને દેખાડો; અંતર ઉલટ આણીરે. ભાણે ભોજન. ૪
ઠીક કરીને ઠૌકી બેઠી; કાળ ગયો એમ કરતાં;
દ્વેષ શમ્યોને દયા ઉપજી, આંખ ઠરી ગઈ ઠરતાં;
ઉંચુ જોતાં હાય ઉપજી, ગરગર આંસુ ગરતાંરે. ભાણે ભોજન. ૫

અંગદસિંહ ભાણીની વાટ જોઈ સાંજ સુધી જમ્યા વિના બેસી રહ્યો ત્યારે પોતાની બેન રોવા લાગી; એની આંખમાંથી ગરગર આંસુ નીકળવા માંડયાં; પ્રથમ તો બેન એમ સમજતી હતી કે હમણાં આ થાળ ભાઇ જમી જશે; અને હું દ્રવ્ય વાળી થઇ જઇશ, પણ તે તો ન થયું ને થયું ઉલટું બેનને રોતી દેખી પુછે છે કેમ બેન શું સાંભર્યું કે જેથી કલ્પાન્ત થાય છે;

[ બેન ] મરાઠી સાખી.

ધન વીરા ધન ભક્તિ તારી, ભૂધર સંગે ભાવ;
હું નિર્ભાગી કાંઇ નવ સમજી, ઝેરે કર્યો ઝમાવ;
મારો ભૂડો લોભ, લોભ તણો નવ રાખ્યો થોભ. મારો.

અંગદ— દોહરો.

અરેરે બેન અભાગણી, કરીઓ કાળો કેર;
આ જીવને ઉગારીઓ, હરીને આપ્યું ઝેર.
હું જીવીને શું કરૂં, જરૂર જમુ એ અન્ન;
પ્રભુ પદ રજમાં રોળાયું, તિવ્ર ખરૂં તન મન.

એમ કહી; ઝટ દ્વાર બંધ કરી; ભગવાનને ધરેલો થાળ પોતે જમી ગયો; પણ ઇશ્વરની કૃપાએ, તેને ઝેરનો કાંઇ અસર થયો નહિ. પણ અંગદસિંહના હૃદયમાં થયું કે હવે અહીં રહેવું એ સારૂં નથી માટે જા જીવ જગદીશને ખોળે; જગદીશને ખોળે જઇ, એમની મિલકત એમને સોંપુ; એમનો હીરો એમને અર્પું એટલે એ જાતે સંભાળશે; એમ વિચારી હીરો બગલમાં છુપાવી; જગંનાથ પુરીનો રસ્તો ઝાલ્યો; કાકાના ગયા પછી થોડે દહાડે સલ્હાદીને જાણ પડી કે; અંગદ હીરો લઇને જાય છે એટલે એણે હુકમ કહાડયો કે, પકડો પકડો; ઝાલો ઝાલો; તેજ વખતે બે ઘોડેસ્વારો વાંસે દોડયા; તેમણે અંગદને જુમનાજીના ઘાટ ઉપર પકડયો.

ભક્ત અંગદસિંહ નાહી ધોઇ વસ્ત્ર બદલી; છેડેથી હીરો છોડી હાથેળીમાં રાખી વારંવાર જોયા કરે છે. અહો પ્રભુ આ હીરો આપને અર્પણ કરૂં છું. તે આપ સાચવી; સંઘરી વહાલો કરી રાખજો પાછું વાળી જુવે છે એટલામાં ઘોષ દીઠી, અરે આવ્યા આ ઘોડેસ્વારો, તે આ મારો હીરો ખુંચાવી લેશે; માટે પધરાવવા દે જુમનાજીમાં; હે શ્રી જગદીશ્વર ભગવાન લેજો આ હીરો એમ કહી જુમનાજીના ઉંડા ધરામાં પધરાવ્યો, તે ઘોડેસ્વારોએ નજરે જોયો; તે જોઇ તરત પાછા વળી ગયા; હીરો જુમનાજીમાં નહિ પડતા પવન સપાટે ઉડયો તે જગંનાથજીની દાઢીએ જઇ ચોટયો! સવારોએ પાછા આવી સલ્હાદીને બનેલી હકીકત કહી, તે સાંભળી પાંચ દશસવાર સાથે સલ્હાદી પડે ઘોડેશ્વાર થયો; અને જેમાં લગની લાગી રહી છે, તે હીરાની શોધમાં ચાલ્યો; અંગદસિંહ શ્રી જગંનાથ પુરી પહોંચી ગયો; ત્યાં તેણે તેજ હીરો દર્શન કરતી વખતે ભગવાનની દાઢીએ ચોટેલો જોયો; તે જોઇ અતી પ્રસન્ન થયો.

સલ્હાદીએ આવી નદીનું પાણી બંધાવી દીધું. અને શ્વારોના કહેવા પ્રમાણે ખોદાવ્યું પણ તેને તે હીરાનો પત્તો ક્યાંથી લાગે, ત્યારે તેણે આશા છોડી; સલ્હાદી રાયસેન ગઢમાં જઈ બેઠો. આવો અથાગ પ્રેમી અને શ્રી હરીના સાચા ભક્ત ભાઇ અંગદસિંહનો વિયોગ બેનીથી સહન થયો નહિ. પણ તેને દિવસે દિવસે ઉદાસી વધતી ગઈ, વિચારમાંને વિચારમાં આખર તેણે જગંનાથ પુરીનો રસ્તો પકડયો.

દોહરો.

અંગદસિંહને શોધતી, પુત્રિને લઈ સંગ;
અકળામણ અંતર અતી, આવી બેની અંધ.

ડાબા હાથની આંગળીએ દીકરીને વળગાડી; બેન નગરમાં ફર્યા કરે છે; એમ કરતાં એક દિવસે તે અંગદસિંહની નજરે પડી; આંખે મળતાં બેન ભાઇને નમી પડી; હે ભાઈ હે વીરા, ધન્ય છે તારી ભક્તિને તું તો માતાને પેટ સાચો હીરો અવતર્યો, તેં સાત પેઢીનો ઉદ્ધાર કર્યો.

**અંગદ—** દોહરો.

ફટ ભૂંડી ફટ પાપણી, ફટ ફટ તારૂં પેટ;
પેટ ભર્યાને કારણે, અવળ ફેરવ્યો રેંટ.

રસોઇ કરી તેમાં ઝેર નાંખ્યું. તેથીજ ભગવાનને થાળ ધરવી પડી; તેથી જ ભગવાનને ઝેર આરોગવું પડયું, એજ રેંટ તેં અવળો ફેરવ્યો; ઝેર તું ક્યાંથી લાવી હતી!

**બેન**—મને સલ્હાદીએ આપ્યું હતું.

**અંગદ**—ત્યારે તેજ વખતે મને આપી દેવું હતું; તારા આપતાં વેંત હું જમી જાત; જરાય વિલંબ કરત નહિ.

**દોહરો.**

ભોગ ધર્યો ભગવાનને, જમીઆ જીવન ઝેર;
બીજી મારે નહિ ખપે, સદા રહીશ એ પેર.

બસ મારે તો સદાએ પ્રભુનું આરોગેલુંજ જમવું.

બેન કહે ભાઇ હવે મારા કર્યા કરમનો મને અતી પરતાવો થાય છે; જાણે ઝેર ખાઇ મરી જાઉ એમ થાય છે. પણ ઝેર ખવાતું નથી, પ્રાણને તજાતા નથી; દેહમાં રહેલા પ્રાણ રૂપે પરમાત્મા એટલા વહાલા છે કે જેને ઝેર આપતાં જીવ ચાલતો નથી; તે પ્રાણ કરતાં પણ તેં મારી દીકરીને વધારે વહાલી ગણી; એ ભૂખી છે એમ સમજી સાંજ સુધી તું ભૂખ્યોજ બેસી રહ્યો.

**મરાઠી સાખી.**

પ્રાણ સમી તેં વહાલી કીધી, કળી કળા મન જાણી;
મેં બેટીને અળગી રાખી, તેં નવ પીધુ પાણી;
તારી ધન વાણી, બળતી અગની હોલાણી.　　તારી.

**અંગદ**—　　**ગિતી.**

હઠુ અધર્મિ બેની, કુર કર્મથી બગડી ગઈ બાજી;
ઝેર પ્રભુને આપ્યું, લ્હાવો લેતાં લેશ નહિ લાજી.　　સિયાવર.

**બેન**—　　**રાગ; હું વિયોગી નારનો મારૂ કોણ બેલીરે.**

ઉઠી હું અભાગણી, બુદ્ધિ બુરી ધારીરે;
બુરી ધારીરે, બુરી વાત વિચારીરે.　　ઉઠી હું.
બુદ્ધિ મેં બુરી કરી, ન કર્યો કાંઇ વિચાર;
મળ નાંખ્યો મુજ મુખમાં, કર્યો અધર્મ અપાર;
કાંટે કાંટો મેળવ્યો, ભર્યો ભાર ભારીરે.　　ઉઠી હું. ૧
અભાગણી હું આંધળી, નાંણી જોયું નેટ,
લોભે હું લલચાઈ ગઇ, ફુટયું મારૂં પેટ;
સારૂં સુજ્યું હોત, મારત પેટ કટારીરે.　　ઉઠી હું. ૨
કટાર મારત કારમી, કરત દેહનો ઘાત,
સિધો રસ્તો ના સર્યો, વિપરીત કીધી વાત;
આખરે અવળું થયું, ખુલી બીજી બારીરે.　　ઉઠી હું. ૩
મારી આપો ભાઈ મુને, લાગુછું તમ પાય,
હવે પછી આ કૃત કરૂં, તો મુજને ગૌહત્યાય;

ખટકી રહી ખરે દીલમાં, ખરી વાત ખારીરે. ઉડી હું. ૪
મીઠી નજરે માણુજે, શ્રી જગદીશ્વર સંગ,
જીવન તુજ સફળ થશે, રહે દુનિયામાં રંગ;
અંગમાં ઉમંગ ધન્ય, દેહ તારીરે. ઉડી હું. ૫

પસ્તાતી બેને અંગદને બહુ બહુ વિનંતી કરી આખર કહ્યું કે ભાઈ હવે પાછા ઘેર ચાલો !

**અંગદ**—બેન, તારા અજ્ઞાનીના અપરાધને હું લેશ માત્ર મન ઉપર રાખતો નથી; પણ જે હીરા ખુંચાવાને માટે સલ્હાદીએ તને ઝેર દેવાનું શીખવ્યું હતું તે હીરો લઇને હું જગદીશ્વર સ્વામીને ભેટ કરવા અહીં આવતો હતો ત્યારે મારી વાંસે સવારો દોડાવ્યા હતા; તે સવારો એમને જુમનાજીના ઘાટ ઉપર પકડયો; ત્યારે તે હીરો મેં ભગવાનનું સ્મરણ કરી જુમનાજીમાં ફેંકી દીધો. તે હાલ શ્રી ભગવાનની દાઢીએ ચોટેલો છે.

**બેન**—વાહ ભાઇ વાહ વાહ તારી ભક્તિ; તારા અંગમાં ભક્તિ એ મારી ભક્તિ ભાભીનોજ પ્રતાપ છે. કેમ ખરૂં કે નહિ.

**અંગદ**—હા બેન છે તો તેમજ; હવે તો હું મારો મનખો સફળ માનું છું. પણ સલ્હાદીના સ્વભાવને અનુસરીને હું વતનમાં આવવા માગતો નથી. હું સદા શ્રી હરીના શરણમાંજ રહીશ, કે જ્યાં મારૂં નિરંતર રક્ષણ થશે.

ભાઈનાં વચન સાંભળી બેન ગદગદ થઇ ગઇ અને મંદિરમાં દર્શન કરવા દોડી; ત્યાં તેણે ભગવાનની દાઢીએ નિહાળીને જોયું; તો તેને અમુલ્ય હીરાનાં દર્શન થયાં; તે જોઇ પોતે અતી હર્ષ પામી. બીજે દિવસે ભાઇની રજા લઇ પોતાને ઘેર ગઈ; ત્યાં તેને સલ્હાદીએ અંગદના સમાચાર પુછયા; જવાબમાં ફોઇ કહે છે ભાઇ સલ્હાદી આપણે ઘણુંજ અઘટતું કર્યું, એતો શ્રી હરીનો સાચો ભક્ત છે; તેને આપણે નકામો હેરાન કર્યો.

**સલ્હાદી**—એ શ્રી હરીનો સાચો ભક્ત છે, એવી શી રીતે ખાતરી થઇ ?

**ફોઈ**—વીરા જ્યારે એ હીરો લઇ નાઠો છે એવી ખબર પડવાથી તેં એની વાંસે સ્વારો દોડાવ્યા હતા. તે દોડતા સ્વારોએ તેને જૂમના ઘાટ ઉપર પકડયો હતો; ત્યારે તે હીરો તે સ્વારોના દેખતાં તેણે જૂમનાજીમાં ફેંકી દીધો હતો કેમ ખરી વાત કે ખોટી !

**સલ્હાદી**—તે વાત તો સાચી.

**ફોઈ**—તે હીરો હાલમાં શ્રીજગંનાથ સ્વામીની દાઢીએ ચોટેલો છે.

ફોઇનાં વચન સાંભળી સલ્હાદી પશ્ચાતાપને પામ્યો; અરેરે મેં આ ઘણું અઘટીત કર્યું. શ્રી હરીના સાચા ભકતને ઘણીજ હેરાનગતી આપી, એમનો કેડો લીધો, હવે મારી શું દશા થશે.

**સલ્હાદી— રાગ; માયામાં મનવા મહાલ્યોરે અંધ અભાગી.**

હું ભાન વગરનો ભૂલ્યોરે. અંધ અભાગી;
હું દરિયા વચ્ચે ડુલ્યોરે. શુદ્ધ સભાગી;
ભૂલ્યો હું ડુલ્યો દવમાં દટાયો ડહાપણ ડાહ્યો;
મને શું જનનીએ જાયોરે. અંધ અભાગી. ૧
ભૂંડી બુદ્ધિ મારી ભકતોને સંકટ આપ્યું;
મેં સ્થિર હૃદય નવ સ્થાપ્યુંરે. અંધ અભાગી. ૨
કેડો નવ મેલ્યો, નેડો રાખ્યો રંગાડી;
બુદ્ધિ સારી નહિ બગાડીરે. અંધ અભાગી. ૩
હું તો મારી માગુ; વીનવીને મીઠી વાણી;
જોડી જોડી જુગ પાણીરે. અંધ અભાગી. ૪
ઘડી ઘડી પળ પળમાં ગિરધારી ઘડીએ ધુંટુ;
તો ભવ બંધનથી છુટુરે. અંધ અભાગી. ૫

પછી પોતાના રાજમાંથી એક હોંશિયાર બ્રાહ્મણને જગંનાથપુરી મોકલ્યો, તેને મોકલતાં એવું કહ્યું કે જાઓ અંગદસિંહને શોધી કહાડજો. અને કહેજો કે તમને સલ્હાદી તેડે છે. વળી કહેજો કે તમને તમારો કેડો લઇ પજવ્યા તેને માટે પોતે ઘણું પસ્તાય છે. અને તમારો મેળાપ ચહાય છે. હાલ હાલ જો તમે ત્યાં નહિ આવો તો તમારા વિયોગે એ ઝાઝો વખત જીવશે નહિ. માટે ઝટ ચાલો, આ વારતા સત્ય છે. એમનું રૂડુ ઇચ્છો તો ઝટ ચાલો ?

આ બ્રાહ્મણે જગંનાથપુરીમાં આવી અંગદને શોધી કહાડી કહેવરાવેલ અક્ષરે અક્ષર કહ્યા; એટલે અંગદસિંહ તરત તૈયાર થઇ રાયસેન ઘઢમાં આવ્યો. કાકાને આવતા જાણી સલ્હાદી સામો આવ્યો. અને કાકાના પગમાં આળોટી પડયો. કાકાએ બે હાથ ઝાલી બેઠો કર્યો; માથે હાથ મુકી આશિરવાદ દીધો; પછી બે હાથ ઝાલી ઉભો કર્યો. અને છાતી સરસો દબાવ્યો.

છાતીએથી છુટયો એટલે સલ્હાદી પગમાં પડી બોલ્યા; મોટા બાપા; આ મારૂં સરવસ્વ રાજપાટ તમારૂંજ છે. એ સઘળું આપને અર્પણ છે. એની વ્યવસ્તા આપની નજરમાં આવે તેમ કરવાની છે. હું સદાને માટે આપનો દાસ

છું. હવે તમે કહેશો તેમ વર્તિશ; કહેશો ત્યાં ડગલું ભરીશ સદા ભગવાનની ભક્તિ કરીશ. આપના ચરણુમાં મારા ક્રોડ વાર પ્રણામ છે.

**રાગ; પંડિત કે બચન મુરખ હું પસન નહિ આવે.**

ધન ધન તમ બુદ્ધિ, ધન્ય તમો અવતાર;
હરિ ભક્તિ કરીને ભવ જળ ઉતર્યા પાર. ૧
તમો તર્યા પાર, વળી તારી પેઢી સાત;
પિતાને તારીઆ, તારી જનુની જાત. ૨
ધન્ય ધન્ય ભક્ત છો, સિંહ છો અંગદ નામ;
તમે પ્રભુને પકડયા; પોતે પુરણુ કામ. ૩
આખ્યાન ભક્તનું શિખે સાંભળે ગાય;
અહીં ભવજળ તરશે, અંતે વૈકુંઠ જાય; ૪
અંતર હરખાશે, વિઠ્ઠલ સાથે વહાલ;
કહે હરી કૃપાએ, ભક્ત એ બાપાલાલ. ૫
કરે કૃષ્ન ભજન તો કૃષ્ન પુરશે કોડ;
હરીજન સૌ બોલો, જય જય શ્રી રણુછોડ. ૬

## અમરની વાર્તા.

**મહંત**—રાણા અમરસિંહ; જા આ સામે દેખાય, તે પવિત્ર વાસુકી વનમાં જા; સર્વ સંકટનો છેડો ત્યાં છે; હું જાઉ છું.

**અમર**—જેવી આજ્ઞા મહાનુંભાવ! આપ તો પળે પળે અને ક્ષણે ક્ષણે અવસરે આવીને ઉભાજ રહો છો, મારા ઉપર આપની સંપુર્ણુ કૃપા છે. છે તેવી સહાય નિભાવજો! મહંત ગયા ને સવાર થયું. ચંદ્રના અજવાળાનો પ્રકાશ ઝાંખો થયો; અને શ્રી સુર્યનારાયણુ ભગવાન ઉદય થયા; શ્રષ્ટિની સર્વ વસ્તુઓ દેખાવા લાગી; પણુ અમરસિંહ તો વાસુકી વન સિવાય કાંઈ જોતોજ નથી. હે ચૌદ ભોવનના નાથ! આજે મને વાસુકીવન દેખાડયું તો ખરૂં પણુ હજી દુર છે. ઘણુંજ દુર છે, હજી મહાસાગર ઓળંગવાનો છે. ત્યાં સુધી ઘણુંજ દુર છે એમ માનવુંજ જોઇએ. અમરસિંહ વિચારમાં ગુમ થઇ ગયો છે. તેને સ્રિયો દિલાસા સાથે હિમ્મત આપે છે. તેવામાં એક વહાણુવટી નાની પનઇ લઇને આવ્યો. જેમાં કોઈ બેઠું નહોતું જેથી તે બેસારૂની ખોળ્યમાં હતો. તેને સહનતારાએ પુછ્યું; ભાઇ વહાણુવટી! અમને બેસારી સામે પાર ઉતારશો!

**વહાણવટી**—હાવે બા શા માટે નહિ ! આવો બેસો હું સર્વેને સામે પાર પહોંચાડી દેઉ;

વહાણવટીના શબ્દ સાંભળી સર્વે બેસી ગયા; ખલાસીએ હોડી હાકવા માંડી, તે વખતે અમરસિંહે સહનતારાને સુચના કરી કે આને કરાર પ્રમાણે કાંઇ આપો !

**સહન**—વીરા વહાણવટી, તું કહે તે પૈસા આપુ ?

**વહાણવટી**—પૈસા શું એતો અમો સમજતાજ નથી અમે કોઇની પાસેથી કાંઇ લેતાજ નથી; એવી અમારાં માતાજીની આજ્ઞા છે.

**સહન**—ભાઈ લઇ લેને ! માતાજી તો અહીંથી છેટાં છે; અમો આ વાત કોઇને નહિ કહીએ.

**વહાણવટી**—તમો ના કહો, પણ વહન બાતો જાણ્યા વિના રહેજ નહિ; જાણે તો ડંખ માર્યા વિના પણ રહે નહિ. એનો ડંખ તો પલકમાં પ્રાણ કહાડી નાંખે.

**સહન**—ના ભાઇ, ત્યારે તો ન લેવા એજ સારૂં છે. આપણા મુવા પછી પૈસા શું કામના છે !

**વહાણવટી**—સમજશો નહિ કે મારો એકલાનો પ્રાણ કહાડી નાંખે, સાથે આપનારની પણ એજ દશા !

**સહન**—અરરર ! ત્યારે તો આ વાતજ દબાવી રાખો !

વાત કરતા ગંગાજી ઉતર્યા અને વાસુકી વનમાં પ્રવેશ થયો, તે દિવસ અખાત્રિજનો હતો. ગહનસિંહની વરસગાંઠ હતી, સર્વે સંબંધીઓ તથા જાત્રાવાસીઓ સર્વે ત્યાંજ ટોળે થયાં હતાં; ત્યાં વહનતારાએ ફરતા મુકેલા પહેરેગીરમાંથી એક ખબર લાવ્યો કે, માતાજી આપણા વનમાં એક અલૌકીક પુરૂષ આવે છે જેની સાથે ત્રણ સ્ત્રિયો છે.

**ગહનતારા**—શ્રી જગદીશ્વરની ઇચ્છા ! આજે ગહનની વરસગાંઠ છે. જેથી ઝાઝા લોક આવશે. તેજ વખતે ચારે મુર્તિ પાસે આવી ઉભી રહી. જેને નિહાળીને જોતાં સ્વામીને ઓળખી દેવી ચરણમાં પડયાં. તે જોઇ સર્વ આશ્ચર્ય પામ્યાં. આ શું ! આમ અવળી ગંગા કેમ વહે છે ! જેને સર્વ નમે તે કેમ બીજા સાધારણ માણસને નમે છે ! ગહને પ્રણામ કર્યા તે જોઈ ગહનસિંહ પુછે છે. માતાજી આતો અમરસિંહ ! એ તો વટલેલો વાણીઓ છે. નામ ક્ષત્રિનું છે. પણ લક્ષણ વાણીઆનાં છે.

**ગહનતારા**—બોલ નહિ બેટા ! આવાં કઠોર વચન ન બોલ એ તો તારા પિતા !

ગહનતારાનાં વચન સાંભળી ગહનસિંહની છાતી ફાટી ગઇ, આંખમાંથી આંસુ પડવા માંડયાં પોતે પ્રથમ ઉચ્ચારેલા બોલ્યનો પસ્તાવો કરવા લાગ્યો; ત્યાં મોટેથી બોલ્યો કે હે પિતાજી મારા સઘળા અપરાધ ક્ષમા કરજો ! કહી ચરણમાં પડયો; વિલંબ નહિ કરતાં વિલાસતારા પણ પગમાં પડી. આ સઘળુ નાટક જોઈ લોકો તો છકજ થઈ ગયા; સર્વે શાંન્ત પામ્યું ત્યારે વાસુકી નાગની પુત્રિ વહનતારા પુછે છે. બા; ગહનતારા, અમને કાંઈ આજ્ઞા !

**ગહનતારા**—તમારા પિતાને ખબર આપો કે તમારા જમાઇ આવ્યા છે. જેમ સુર્ય ભગવાનના પ્રકાશે અંધકારનો નાશ થાય તેમ આજે સર્વ સંકટનો નાશ થયો છે.

વહનતારા પિતાને ખબર આપવા ગઇ, ત્યાં તે વખતે ગહનતારા ગુણવંતી માલણને જોઇ પુછે છે કેમ બેન ખુશી તો ખરીને !

**ગુણવંતી**—હા બેન તમને જોઇને અતી ખુશી ! હવે તો હું સદાને માટે તમારી હજુરમાં રહેવાની છું. એટલે જેમ જેમ યાદ આવતી જશે તેમ તેમ સર્વ બીના કહીશ, હવે તો આ તમારી સાચી બેનોને મળો, જેના ભેગો જનમારો ગુજારવાનો છે ?

**ગહનતારા**—(સામુ જોઇ) એ તો હશે બેન સહનતારા તથા ઉલાસતારા ?

**સહનતારા**—નમન કરીને, હા બેન; તમો હશો ગગનસિહનાં પુત્રિ ગહનતારા ?

**ગહનતારા**—હા હું એજ ! સ્વઇચ્છા વર વરી છું; અને પતી મારી સાથે ગાંધર્વ વિવાહથી પરણ્યા છે.

**ગહનસિંહ**—પિતાજી; આ મારી માતા વિલાસતારાને સ્વિકારો ! જેને હું સ્વયંવર મંડપમાં માતા કહી જીત્યો છું. તે વખતે આપ પણ હાજર હતા.

**અમરસિંહ**—ભાઈ, તારૂં કરેલું સર્વ મારે માન્ય છે, પણ તેની સાથે વિધીથી લગ્ન કર્યા વિના તે કાર્ય સિદ્ધ ગણાય નહિ.

વિલાસતારાના હૃદયમાં આનંદના ઉભરા આવી રહ્યા છે; અહાહાહા, જેની જગતમાં સુકિર્તી પ્રસરી રહી છે. એજ પતી ! વાહ સર્વેશ્વર તારી કરૂણા ! તેજ વખતે વહનતારાથી પ્રેરેલા વાસુકીનાગ વનમાંથી આવ્યા. જેને દેખીને સર્વે ડરતો પામ્યા પણ હિમ્મત રાખી ઉભાજ રહ્યા. અને ગહનતારાના પ્રણામની સાથે સર્વે નમ્યા; બાળક ગહનસિંહ દાદાના ઉછંગમાં બેઠો જે વખતે વાસુકી બાપા મનુષના રૂપમાં થઇ ગયા છે. વાંસેથી વહનતારા પુત્રિ પોતાની સહીયરો સહિત આવી, ત્યાં તો ઈંદ્રપુરી જેવો ભાસ થઇ રહ્યો છે. ઝાક ઝમાળ ઉજાસ ઝળકી રહ્યો છે પણ જરા ખામી.

થોડીવારે પોતાનાં દાસ દાસીઓ તથા રાણી ગોરસભા સાથે પ્રગટ દેવીનાં દર્શન કરવા રાજા ગગનસિંહ આવ્યા; તેજ વખતે આકાશથી અમુલ્ય ઉમદા વસ્ત્ર પડયું. તેથી ગહનતારાનું મુખારવીંદ આચ્છાદન થઈ ગયું; તેની સાથે આકાશ વાણી પણ થઇ, મહાદેવી મલાઝામાં ! પડેલા જાળીવાળા વસ્ત્રનો રંગ લીલો હતો તેની ચોમેર ખરાં મોતી ઢાંકી દીધેલાં હતાં, આ દેખાવથી તો હજાર ઘણી શોભા વધી, ખામી હતી તે પુર્ણ થઇ સઘળી શોભા પવિત્રતાની છે. પ્રકાશ સત્ય તેજ છે. જય વનદેવી જય.

**ગહનસિંહ**—દાદાજી, આ મારી માતા વિલાસતારા સાથે મારા પિતા અમરસિંહનાં લગ્ન કરો !

**વાસુકી**—બહુ સારૂં ભાઇ, આપણા ગુરૂને બોલાવો !

થોડીવારે ગુરૂજી પધાર્યા. અમર અને વિલાસનાં લગ્ન થયાં, અમરને વેગળેથી જોઇ ગગનસિંહ હરખ પામી મળવા ધસ્યો ત્યાં ગુણવંતીને દેખીને ક્રોધ થયો અને બોલ્યો, અરે રંડા ગોઝારી ! ક્યાં છે ગહનતારા !

**ગુણવંતી**—આ કહેવાતી વનદેવી; આપની પુત્રિ ગહનતારા અમરસિંહને વરી છે; તેનાં દર્શન કરો જેને આખુ જગત પ્રમાંણ કરી રહ્યું છે.

**ગગનસિંહ**—અહાહાહા; આ શું ? આ મારી પુત્રિ ગહનતારા ? તેને અમરસિંહ જેવો પતી ઇશ્વરે ધારેલી ધારણા પાર પાડી ! જય જગદીશ્વર જય.

**ગહનતારા**—અવાજ કરીને, ભાઇ ગહનસિંહ, આ પણ તારા દાદા છે, તેમના ચરણમાં પડો ભાઇ. ગહનસિંહ દોડતો ગગનસિંહના ચરણમાં પડયો. વિલાસતારાના જીતેલા સ્વયંવરને યાદ કરી ગગનસિંહના હર્ષનો પાર રહ્યો નહિ; તેજ વખતે કમરસિંહે મોટેથી બૂમ પાડી ! આવ્યો છે. **અંધકાર !** આવે છે. **અંધકાર !!** અંધકારનું નામ સાંભળીને **ઉલાસતારા** પડી ચિતા પા...ટ !!!



# અમર ચરિત્ર.

## ખાસ ચેતવણી.



અમર ચરિત્ર ભાગ ૧લો, ભાગ ૨જો, ભાગ ૩જો, ભાગ ૪થો અને ભાગ ૫ મો દરેક ભાગની કિમ્મત રૂ. ૩-૦-૦ રૂપિયા ત્રણ છે અને દરેક એકની પાછળ પોસ્ટ તથા પેકીંગ ખરચના આઠ આના છે.

અમર ચરિત્રના કર્તા,
**ભકત બાપાલાલ વેણીરામ રાવળ, અમદાવાદ.**

## પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

**અમદાવાદ—અમર ચરિત્રના કર્તા,**
**ભકત બાપાલાલ વેણીરામ.**
તાજપુર તાડની શેરી—ઘર નં. ૧૪૭૬.

**અમદાવાદ—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,** ઠે. ત્રણ દરવાજા.

**વડોદરા—વ્યાસજી ચુનીલાલ ગોવિંદરામ પંડયા.**
ઠે. શ્રી શારદાનિવાસ પુસ્તકાલય.

**વડોદરા—શેઠ પ્રેમાનંદ મોહોલાલ,**
ઠે. ઘડીયાળી પોળ કુબેર ભાઇચંદના ખાંચામાં.

**નડિયાદ—ધાંચા જેઠાલાલ ગડબડદાસ,**
ઠે. અમદાવાદી બજાર, ગાંધી પોળ.

**મુંબાઈ—એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,**
ઠે. કાલબાદેવી રોડ; પ્રિન્સેસ સ્ટ્રીટ.

[ વ્યાસજી લલ્લુભાઈ કૃત ]

## રસિલી વાણી—મહાભારથનો શણગાર.

મહાભારથ જેવા ઉત્તમ અને ધાર્મિક ગ્રંથમાંથી, વ્યાસજી લલ્લુભાઇ બાપુજી ઓઝાએ સોધન કરી લખેલા, સકળરસ ભરપુર, જેવાકે મત્સવેધ, સતિ દ્રૌપદી વસ્ત્રાહરણ, સુરેખા હરણ, ચક્રવ્યુહ, વિગેરે સિવાય બીજા ઘણા રળીઆમણા પ્રસંગો.

વિશેષમાં જમાનાને અનુસરતા ભજન કિર્તન, ગજલ, ગાયનો, ગરબા ગરબીઓ, કટાવ, કુંડળીઆ વિગેરેનો સમાવેષ થયેલો છે. કિમ્મત રૂ. ૧—૦—૦ પોસ્ટ મારફત મંગાવનાર પાસેથી, પોસ્ટ તથા પેકીંગ ખરચના યોગ્ય પૈસા અલગ લેવામાં આવશે.

રસિલી વાણીના પ્રકાશકના શિષ્ય,

**વ્યાસજી ચુનીલાલ ગોવિંદરામને લખો,**

ઠે. સારદાનિવાસ—**વડોદરા.**



[ વ્યાસજી ચુનીલાલ કૃત ]

**સત્ય સ્વરૂપ રાજા હરિશ્ચંદ્ર**—દુનિયાના દુઃખને વિદારવા માટે ભવસાગરમાં માગતો ચક્રવર્તિ રાજા હરિશ્ચંદ્ર. કિમ્મત રૂ. ૦—૫—૦. પોસ્ટેજ અલગ.

**મોરલી મહિમા**—જેના પુંઠા ઉપર શ્રીકૃષ્ણ ભગવાનની રાધા સહિત મોરલીને ધારણ કરેલી મોહક છબી. કિં. રૂ. ૦—૫—૦. પોસ્ટેજ અલગ.

**શ્રી સત્યનારાયણ ભગવાનની કથા**—સંસ્કૃત શ્લોક, ગુજરાતી ટીકા તથા પુજાવિધી, સહેલી અને સરળ ભાષામાં સંગિત. પાંચે અધ્યાય તથા ભોજન થાળ અને આરતી સાથે. કિમ્મત રૂ. ૦—૮—૦. પોસ્ટેજ અલગ.

લેખકને લખોઃ—

**વ્યાસજી ચુનીલાલ ગોવિંદરામ પંડયા.**

ઠે. સારદાનિવાસ—**વડોદરા.**

## અમર ચરિત્ર–ભાગ ૧લો.

વીર, હાસ્ય, કરૂણા, શ્રૃંગાર, રૂદ્ર, શાંન્ત, અદભૂત અને ભયાનક રસથી ભરપુર, અમરની અલૌકિક વાર્તા તથા શિયળ, જ્ઞાન, નિતી અને ભક્તિભાવથી ભરપુર નિચે દર્શાવેલાં સત્તર આખ્યાન:—૧ પ્રલ્હાદ, ૨ ધ્રુવ, ૩ કમાલ, ૪ ગોરોકુંભાર, ૫ સુદામા, ૬ મયુરધ્વજ, ૭ દામાજી પંથ, ૮ સતિ સાવિત્રિ, ૯ નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ, ૧૦ ચંદ્રહાસ, ૧૧ વિદુર ભાજી, ૧૨ હરિશ્ચંદ્ર, ૧૩ કુંવરબાઇનું મામેરૂં, ૧૪ સતિ સૈરંધ્રિ, ૧૫ સુધન્વા, ૧૬ શામળશાનો વિવાહ, ૧૭ મહાસતી મૃદાલશા. સિવાય પદ કિર્તન દ્રષ્ટાંન્ત સિદ્ધાંન્ત વિગેરે.

## અમર ચરિત્ર–ભાગ ૨જો.

પહેલા ભાગમાં લખતાં અધુરી રહેલી અમરની વાર્તા તથા નિચે દર્શાવેલાં નવ આખ્યાન:—૧ નૈષધપતિ નળ, ૨ રોહિદાસ ચમાર, ૩ રંકાવંકા, ૪ બિલ્વમંગળ અગર સુરદાસ, ૫ ઢેડવાડે ઓચ્છવ, ૬ વેવઇને હરીનાં દર્શન, ૭ દ્રૌપદી વસ્ત્રાહરણ, ૮ બભ્રુવાહન, ૯ મિરાં ચરિત્ર. સિવાય પદ કિર્તન દ્રષ્ટાન્ત સિદ્ધાન્ત વિગેરે.

## અમર ચરિત્ર–ભાગ ૩જો.

બિજા ભાગમાં લખતાં અધુરી રહેલી અમરની વાર્તા તથા નિચે દર્શાવેલાં છ આખ્યાન:—૧ સતી સુકન્યા, ૨ માધવદાસ, ૩ અમરિષ, ૪ જ્ઞાનદેવજી મહારાજ, ૫ યોગીરાજ ગોપીચંદન, ૬ નરસિંહ મહેતાની હુંડી. વિગેરે.

## અમર ચરિત્ર–ભાગ ૪થો.

ત્રિજા ભાગમાં લખતાં અધુરી રહેલી અમરની વાર્તા સાથે ૧ લક્ષ્મિ સયંવર, ૨ ભોવન ચૌહાણુ, ૩ સજન કસાઇ, ૪ ચોખા મેળા, ૫ કુંવરબેનનાં લગ્ન.

## અમર ચરિત્ર–ભાગ ૫મો.

ચોથાં ભાગમાં લખતાં અધુરી રહેલી અમરની વાર્તા તથા ૧ શશબિંદુ, ૨ સર્પસત્ર, ૩ જાગતી જોગણુ, ૪ ભક્તિની મુરતી જનાબાઇ, ૫ નરસિંહ મહેતાનું જીવતદાન, ૬ ભક્તરાજ અંગદસિંહ.

## શાન્તાવિજય.

ધિરજ, ધર્મ, મિત્ર ઓર નારી; આપતકાળ પરખીએ ચારી. એ કહેવતને અનુસરીને રચેલી ચાર મિત્રની અલૌકિક વાર્તા. કિં. રૂ. ૧–૦–૦. પોરટેજનો સમાવેશ અંદરજ થાય છે.

**અમર ચરિત્રના કર્તા,**

**ભક્ત બાપાલાલ વેણીરામ રાવળ.**

તાજપુર તાડની શેરી—અમદાવાદ.

# આશ્રયદાતાનાં નામ

ખરા ખડાયતા કોટીઅર્ક ભગવાનના દાસ શેઠ મણીલાલ રણછોડદાસ તન મન ધનથી તથા ખરા અંતઃકરણથી અમર ચરિત્રના મદદગાર છે અને તેમના પુન્યના પ્રતાપેજ પુસ્તકની પ્રબળતા ઝળકી રહી છે.

**અમદાવાદ.**

૫ શેઠ માણેકલાલ મણીલાલ રણછોડદાસ
૨ શેઠ ચીમનલાલ ગીરધરલાલ દેશાઇ
૧ ગોરધનદાસ કેવળદાસ સોધન
૧ સુખડીઆ કુબેરદાસ અંબારામ
૧ ખત્રિ મોહનલાલ પરભુદાસ
૧ પટેલ વાડીલાલ હકમચંદ
૧ ઠક્કર ત્રિકમલાલ સોમચંદ
૧ મહેતા છોટાલાલ મોતીરામ
૧ ઠાકર પ્રલ્હાદજી નિત્યાનંદજી
૧ પંચાળ મણીલાલ દલસુખરામ
૧ પરી મોહનલાલ અચરતલાલ
૧ ત્રિવેદી રામપ્રસાદ ચુનીલાલ
૧ સુખડીઆ કસ્તુરભાઇ રામચંદ્ર
૧ સુખડીઆ અંબાલાલ ભોગીલાલ
૧ સુખડીઆ લાલભાઇ ભોગીલાલ
૧ પરીખ પરસોતમ ભોગીલાલ એન્ડ કંપની
૧ શા. જેસંગભાઇ અચરતલાલ
૧ શા. કાંન્તિલાલ નાથાલાલ
૧ શા. મંગળદાસ મગનલાલ
૧ પંડયા બળદેવ જેષ્ટારામ
૧ વાઘેલા કાનજી માનાભાઇ
૧ વાઘેલા ગણપત પીતાંમર
૧ ઘાંચી કુબેરદાસ મોતીરામ
૧ પંચાળ આશારામ વનમાળીદાસ
૧ સુબાચંદદાસ મોતીરામ
૧ શા. વિઠ્ઠલદાસ ત્રિકમલાલ
૧ સુખડીઆ મહોલાલ હરીભાઇ
૧ ગાંધી રણછોડ અમરતલાલ
૧ પટેલ મગનલાલ નારણદાસ
૧ ઉપાધ્યા શંકરલાલ મણીલાલ
૧ પટેલ મંગળદાસ માધવલાલ
૧ સિયા ઇનામી ઇસ્માઇલભાઇ
૧ ચાવડા કેશવલાલ કાનજી
૧ દવે અંબાલાલ જેઠાલાલ
૧ બારોટ રેવાદાસ માધવલાલ
૧ શા. નાથાલાલ ગીરધરલાલ
૧ શા. વિઠ્ઠલદાસ ત્રિકમલાલ
૧ કંદોઇ ભોગીલાલ સુબાચંદ
૧ ભટ્ટ ચંદુલાલ હરીલાલ
૧ કંદોઈ અંબાલાલ ભોગીલાલ
૧ પટણી ગણેશ સુંદર વણકર
૧ પંચાળ કેશવલાલ દલસુખરામ
૧ શા. ફકીરચંદ ત્રિભોવનદાસ

---

૧ જોશી લલુભાઈ રામશંકર અનગઢ
૧ પટેલ લાલભાઇ દેશાઇભાઈ અરસુંડા
૧ શે. નાથાભાઈ મરઘાભાઇ અલિંદ્રા
૧ સુથાર વિઠ્ઠલ મકન અંબાડા
૧ છીતાભાઈ દેવજીભાઇ આફવા
૧ પુરોહિત લક્ષ્મિશંકર નરભેરામ આશનેરા

૧ પટેલ રણછોડભાઈ ઝવેરભાઇ
આણંદ
૧ ઠા. મોહનલાલ કાલાબાવા આદરડા
૧ સરાફ રણછોડદાસ કીસનદાસ
આલી રાજપુર
૧ પંડયા ભીખાભાઇ લલુભાઇ અંપાડ
૧ શા. મોહનલાલ હેમચંદ આદોની
૧ શેઠ હરીલાલ હુકમચંદ ઉમરગામ
૧ દવે જીવતરામ લક્ષ્મિરામ ઈદોર
૧ બ્રાં. નાથાલાલ લક્ષ્મિદાસ આણંદ
૧ જ્યોતિર્વિદ નારાયણ પ્રભાશંકર
ઉત્તરસંડા
૧ ઘોરૂ અમૃતલાલ નાથાભાઈ ઉદવાડા
૧ પરી મોહનલાલ મંગળદાસ ઉમરેઠ
૧ પરમાર ભિમસિંહ સરદારસિંહ ઉમેર
૧ પંડ્યા ભાઇશંકર ગવરીશંકર ઉદેપુર
૧ નાથુભાઈ શીવલાલ ઉચેડીઆ
૧ શા. ચુનીલાલ ફુલચંદ ઉમરેઠ
૧ શા. વેણીલાલ પીતાંબર ઉમલ્લા
૧ ડાહ્યાભાઇ ફકીરભાઈ ઉદવાડા
૧ ભીખાભાઇ ગોપાળજી કસ્બાયારા
૧ શા. મહાસુખલાલ સોમાલાલ
કહાનડ
૧ ભગવાન ગણેશ પાંઉકંપની
કાનાનોર
૧ બહેચર કુબેર કણજરી
૧ પરાગભાઇ નથુભાઇ કલ્યાણ
૧ રા. રા. અંબાશંકર જગજીવન કલેમ
૧ પરીખ ત્રિભોવનદાસ લક્ષ્મિદાસ
કુચેલ
૧ પટેલ કાભાઇ ત્રિકમભાઇ કારેલા
૧ પટેલ છીતાભાઈ મનોરદાસ કહ્ના
૧ કુંભાર ધુળા વિઠ્ઠલ કડોદરા

૧ પરાગભાઇ પ્રભુદાસભાઇ કારેલા
૧ પટેલ અમરસિંહ સબળસિંહ
કણપુરીઆ
૧ પટેલ ભીખાભાઇ ગીરધરભાઇ
કારેલા
૧ વ્યાસ હિમ્મતલાલ સુખચંદ કરનાળી
૧ ચંદ્રપ્રસાદ મોતીશંકર કરનાળી
૧ ત્રિકમલાલ નારણજી કરનાળી
૧ રણછોડલાલ જગનલાલ ,,
૧ છોટી નx(૩) ગજાનન વિઠ્ઠલ ,,
૧ પટેલ ઝવેરભાઇ જેસંગભાઇ કરણેટ
૧ પટેલ ભગવાનભાઇ રણછોડભાઇ
કોસીન્દ્રા
૧ વૈદ જગજીવનદાસ ઇશ્વરદાસ કાવી
૧ માસ્તર ડાહ્યાભાઈ દારકાંદાસ પટેલ
કેરીઆવી
૧ ગોપાળભાઇ દાદાભાઇ કારેલા
૧ અબદુલમીઆ અમીરમીયાં કોથમડી
૧ વિ. ગંગારામ એન્ડ બ્રધર્સ કરાંચી
૧ મહેતા મલુકચંદ ઝીણાભાઇ કરાંચી
૧ દરજી ગીરધરલાલ ત્રિકમલાલ કાલોલ
૧ ઠક્કર ચીમનલાલ દલસુખભાઇ
કોટંબી
૧ મગનલાલ દુલભદાસ ઝાંઝડવાલ
કરજણ
૧ પટેલ ગુલાબભાઇ છીતાભાઇ કુરાલી
૧ દરજી પરસોતમ ભાણા કડોદ
૧ દવે કમળાશંકર જી. કાવી
૧ શા. ઘેલાદાસ જેઠાલાલ ખરસુંડી
૧ મહંત શ્રી મનીરામજી પરમાનંદજી
ખંભાત
૧ મહારાજ ત્રિભોવનદાસજી માધવ-
દાસજી ખંભાત

૧ માસ્તર નટવરલાલ લક્ષ્મિદાસ ખંભાત
૧ શંકરભાઈ ભાઇજીભાઇ ખેરવાડી
૧ મહારાજ મોહનદાસ ગોપીચંદદાસજી ખંભાત
૧ મહારાજ મોહનદાસ ગોવિંદદાસ ખંભાત
૧ કાશીરામ ખેમરામ ખેડ
૧ ઠક્કર મોરારજી મોનજી ભુલાણી ખાવડા
૧ પંચાલ ઝવેરભાઇ જેઠાભાઇ (૪) ખારોલ
૧ લુવાણા દુલભજી પરસોતમ ગોરાસુ
૧ શા મણીલાલ મથુરદાસ ગોધરા
૧ શા વૈજનાથ લાલચંદ ગોગરડી
૧ રાણા છોટાલાલ મંગળ ગજેરા
૧ સોની વાડીલાલ નાથજી ચોઇલા
૧ જોષી કેદારલાલ અંબાશંકર ચોયલા
૧ પંડયા ભાઇશંકર ગવરીશંકર છોટાઉદેપુર
૧ પટેલ છોટાભાઇ દેશાઇભાઇ છાણુભોઇ
૧ રાણા ગમાનસંગ ભાઇજી છીદ્રા
૧ રણછોડલાલ ગાંગજી ઝરીઆ
૧ સોની ચંન્દુલાલ ચુનીલાલ જંબુસર
૧ મિસ્ત્રિ મોનજી ડાહ્યા જોડીઆ
૧ પટેલ સોમાભાઇ પરભુદાસ જંબુસર
૧ નવનીધલાલ મગનલાલ જંબુસર
૧ શેઠ મફતલાલ દલીચંદ જંત્રાલ
૧ જોષી સેવકરામ દલપતરામ ઝાંઝડ
૧ પટેલ છીતાભાઇ ગડબડભાઇ ટેનતલાવ
૨ પટેલ રણમલ સવાભાઇ ટુવડ
૧ સોલંકી દેશાઇ ભગવાનજી ટંકારી બંદર
૧ પ્રજાપતી કાભાઇ અંબાઇદા ઠીકરીઆ
૧ સોની હરગોવન મોતીલાલ ઠાસરા
૧ શેઠ છોટાલાલ પાનાચંદ ડેરોલ
૧ શા હીરાલાલ છગનલાલ ગાંધી તડકેશ્વર
૧ શા ખુશાલદાસ દુલભદાસ તલોદા
૧ પાઠક અંબાલાલ સેવકરામ તીલકવાડા
૧ રાણા હરગોવન લાલસિંહ કેસરીસિંહ દેવલીઆ
૧ બાસેટ જેઠાભાઇ બહેચરભાઇ દશરથ
૧ રા યશવંતરાવ ગોપાળરાવભાઇ દેવગઢબારીઆ
૧ ઠકર છોટાલાલ વિઠ્ઠલદાસ દેથરી
૧ માસ્તર લલુભાઇ રામશંકર દાહોદ
૧ વણકર મહીજી ધના દુધવાડા
૧ પટેલ ધુળાભાઇ પરભુભાઇ દીગસ
૧ ખંડભાઇ રતનજી દહેગામ
૨ દોલતસંગ પરભાતસંગ ધામણજા
૧ લુવાર ત્રિકમ પરસોતમ ધરાં
૧ શેઠ રણછોડભાઇ લલુભાઇ પટેલ નડીયાદ
૧ ભક્ત સુરદાસ વૃજલાલ નંદાવ
૧ જેઠાલાલ સી. પટેલ નડીયાદ
૧ ભટ્ટ ગુણવંતરાય જગજીવન નાંદોદ
૧ વલભભાઇ રામભાઇ નરથાણ
૧ માતાદીન બદ્રીપ્રસાદ નવાપુર
૧ પટેલ ભૂલા પરસોતમ નરથાણ

૧ પટેલ ધરમદાસ ઝવેરભાઇ નાદીએર
૧ માજીતલાટી ચીમનલાલ શીવલાલ નડીયાદ
૧ પટેલ પરસોતમ નાનાભાઇ નાપાડ
૧ શા દામોદર મલુકચંદ નેરલ
૧ પટેલ નારણદાસ જમનાદાસ નાયકા
૧ જોષી ભાઇલાલ નરભેરામ નાનાકરાઠા
૧ દવે કેસવલાલ માણેકલાલ નડીયાદ
૧ પટેલ હીરાભાઇ ભાઇલાલભાઇ પેટલાદ
૧ ભાવસાર સોમચંદ છોટાલાલ પાદરા
૧ ઠક્કર અમૃતલાલ જીવણલાલ પાટણ
૧ પંચાલ રામજી દામોદર પાદરા
૧ પટેલ કરસનભાઇ પરભુદાસ પાદરીઆ
૧ પંડયા મણીલાલ ગોપાળજી પાટણ
૧ પરી વૃજલાલ કરસનદાસ પાટડી
૧ પંડીત હીરાલાલ તાપીશંકર પુના
૧ વિઠ્ઠલદાસ ધરમદાસ પાલેજ
૧ ઠક્કર મણીલાલ મોહનલાલ પોરડા
૧ પુરોહીત મણીલાલ મોતીરામ પીગરવાડે
૧ પટેલ દેસાઇભાઇ રઘનાથ પાછીઆપુરા
૧ દવે લાભશંકર બહેચર પાંચોટ
૧ પટેલ ઝીણાભાઇ ડાહ્યાભાઇ પીઠા
૧ ફુલજીભાઇ રાજાજી સોલંકી પાટડી
૧ પટેલ માનસંગ ગોવિંદ પુનગામ
૧ પંચાલ સોમાભાઇ પરસોતમ પાદરા
૧ રાઠોડ જીવાભાઇ રામભાઇ પોઇચા
૧ પટેલ કાનજીભાઇ લીલભાઇ પાલણ

૧ યાજ્ઞિક માધવલાલ ભગવાનલાલ ભાંન્ડુ
૧ પટેલ જગજીવન રામજી ભાવનગર
૧ સુખડીઆ લલુ જેઠા ભાગડા
૧ છગનલાલ શીવલાલ ભાલોદ
૧ ગોરધનભાઇ કાશીભાઇ પટેલ ભાદરણ
૧ મોરારભાઇ શંકરભાઇ ભરથાણા (કોળી)
૧ મગનલાલ હરજીવનદાસ ભાડભૂત
૧ નટવરલાલ અમીચંદ ભામો
૧ પટેલ નરોત્તમ આત્મારામ ભાડભૂત
૧ પટેલ કાનજી પરભુભાઇ ભેરવ
૧ ભટ ગૌરીશંકર મોનજી ભાવનગર
૧ શા. અમૃતલાલ છોટાલાલ બાધરપુર
૧ પટેલ કાળીભાઇ ગોવિંદભાઇ બોલરા
૧ હીરાલાલ બબલીશા બરહાનપુર
૧ અમરસી કુંવરજી લાખાણી બનુંધા
૧ (શાં) સાર્વજનીક પુસ્તકાલય બામણગામ
૧ ઇશ્વરલાલ કાળીદાસ બનખેડી
૧ પટેલ અંબાલાલ પરભુદાસ બારેજા
૧ ત્રિભોવનદાસ ઇશ્વરભાઇ બાવળીઆ
૧ જેસંગભાઇ ગડબડભાઇ ભાટપુર
૧ શા. ચુનીલાલ મલુકચંદ ભીલોડા
૧ શેઠ ગોવિંદજી આણંદજી ભેલશા
૧ દીવાન બહાદુર ગોવિંદદાસ ચત્રુભૂજદાસ મદ્રાસ
૧ ગંગારામ ગોવિંદ મંદરોઇ
૧ પટેલ ખુશાલભાઇ ઝવેરભાઇ મલાવ
૧ પટેલ નાથુભાઇ જુગલરામ પાલણપોર

૧ પટેલ હીરાભાઇ વિઠ્ઠલ મંજોલા
૧ પટેલ કાળીદાસ પીતાંમ્બરદાસ માલણપોર
૧ શા. ઓચ્છવલાલ જમનાદાસ મોરના
૧ બાવા ગુલાબદાસ વનમાળીદાસ મહાદેવપુરા
૧ દેવચંદ ભોજાભાઇ મોલપીન
૧ શા. દામોદરદાસ હરજીવનદાસ મોરવાડા
૧ ઠાકર શીવશંકર ભૂરાશંકર મુંબાઇ
૧ રાયભાઈલાલ મીઠાભાઇ મોટાકરાળા
૧ બલડોયા બલાખીદાસ મદ્રાસ
૧ રા. શંકરલાલ મોતીરામ મુંબાઇ
૧રૂ આર કાંન્તિલાલની કંપની મુંબાઇ
૧ કરસનદાસ કાનજી માંડવી
૧ મથુર જોષી મધરાસ
૧ અધ્વારૂ ગયાનંદ પરમાનંદ મુંબાઇ
૧ લાલા જીવણુ મુંબાઇ
૧ જીવાભાઇ નાથાભાઇ પટેલ મોલેથા
૧ પટેલ ગંગારામ ગોવિંદ મંદરોઇ
૧ પંડયા રણુછોડલાલ નરભેરામ મોરબી
૧ ત્રવાડી ઉમીયાશંકર રૂઘનાથજી મુંબઇ
૧ શા. સાંકળચંદ મલુકચંદ લીહોડા
૧ ભાવસાર અંબાલાલ મોરાર લુણા-વાડા
૧ અતનલા જાયમલ લોલાડા
૧ પટેલ અમઇદાસ રણુછોડદાસ લીંડીયાદ
૧ પટેલ મથુર સખીદાસ રોધ
૧ પટેલ મહીજીભાઇ રણુછોડભાઇ રોધ

૧ પટેલ દીપસિંહ નાગજી રનાડી
૧ પટેલ રણુછોડભાઇ માવજી રાયમ
૧ બી. કે. પટેલ રંગુન
૧ પ્રાણુજીવન ડાહ્યાભાઇ રાંદેર
૧ સોની દામોદર મુળજી રણુપોર
×૧ પટેલ ભગવાન પરાગ રાંદેર
૧ ઉમંગલાલ નાગેશ્વર રાજપીપળા
૧ પા. ગોવિંદભાઈ લલુભાઇ રાંદેર
૧ પટેલ રણુછોડ માવજી (૪-૫) રાયમ
૧ સોની દામોદર મુળજી રણુપોર
૧ મિત્રમંડળ પુસ્તકાલય લાછરસ
૧ પટેલ છગનલાલ ઓદ્ધવજી વેશદડા
૧ શા. દેવચંદ હરીલાલ વડોદરા
૧ પંડયા છોટાલાલ મુળજીભાઇ વડોદરા
૧ મિસ્ત્રી ઝીણાભાઇ ડાહ્યાભાઇ વલસાડ
૧ દરબાર અમરસિંહ માધવસિંહજી વેરાવળ
૧ પટેલ રણુછોડભાઇ ઇશ્વરભાઇ વડદલા
૧ ઠક્કર જીવરામભાઇ ખુશાલદાસ વાસણા
૧ વૈષ્નવ લક્ષ્મિરામ ભગવાનદાસ વાંકાનેર
૧ રાજ અભેસંગ પરભાતસંગ વેશદડા
૧ પટેલ મહાદેવભાઇ બહેચરભાઈવિણી
૧ ભગવાનસિંહ કલ્યાણુસિંહ વડોદ
૧ પંચાલ મગનલાલ નાનાલાલ વરણાયા
૧ વ્યાસ અંબાલાલ પુરૂષોતમદાસ બાસણા
૧ પટેલ જીજીભાઈ દાદાભાઇ વડેચા
૧ મોદી વિઠ્ઠલદાસ ફકિરભાઇ વેજ-લપુર

૧ મિસ્ત્રિ તળશીભાઇ દેવજીભાઈ વડુ
૧ શેઠ અબદુલ લતીફ અબદુલ કરીમ સોલગામ
૧ વિશ્વનાથ વજેરામ સેંદરડા
૧ હરીશંકર કૃષ્નારામ સણાપુરા
૧ પટેલ છીતાભાઇ અભેસંગ સોમજ
૧ શેઠ વ્રજમોહનદાસ માણેકલાલ સિનોર
૧ પટેલ લાલભાઇ દેશાઇભાઇ (અરસુંડી)
૧ શા ચુનીલાલ મુળજીભાઇ સાંઢોલી
૧ ધના મોધજી સંતરામપુર
૧ પટેલ છીતાભાઇ બાપુભાઇ સરભાણ
૧ ગાંધી મુળજીભાઇ ચુનીલાલ સેજાકુવા
૧ ચંદુલાલ બાલુરામ સંજેલી
૧ મગનલાલ જાદવ સમના
૧ જાની ઉમિયાશંકર મહાશંકર સુરત
૧ હીરાભાઈ ગુલાબભાઇ સંજેલી
૧ ડાહ્યાભાઇ ખંડુભાઇ સાવેજ
૧ પંચાલ સોમાભાઇ ઇશ્વરભાઇ સાવલી
૧ સનાભાઇ મનોરભાઇ સુરત
૧ નરોતમદાસ બાપુલાલ સોજીત્રા
૧ ભગવાનજી ડોસાભાઇ સેદરડા
૧ કોન્ટ્રાકટર વીરજી માવજી શહાદા
૧ ડોળીઆ સનાલાલ પુરૂષોત્તમ સોજીત્રા
૧ ભટ છોટાલાલ દલપતરામ શીરોલા

૧ હિરાભાઇ ગુલાબભાઇ સરોલી
૧ મહારાજ કુંવરી શ્રીકૃષ્ન કુંવરબા શીરોહી
૧ જોશી ભગવાનભાઇ ગણપતરામ સલાડ
૧ શાહ દેવરાજ ચુનીલાલ સોડગામ
૧ બહેચરભાઇ મનોરભાઇ શક્તિપુરા
૧ શા શામળદાસ રેવનદાસ સોનાસણ
૧ જીવણજી લલુભાઈ સાયણ
૧ દેશાઇ ભીમભાઇ નારણજી સુરત
૧ શાહ માણેકલાલ કાળીદાસ સુરત
૧ મેનેજર કોદરદાસ શીવરાજપુર
૧ મિત્રમંડળ પુસ્તકાલય સાધી
૧ પટેલ દેવજીભાઇ લલુભાઇ અમરેશ્વર
૧ શા. ગીરધરલાલ હિમતલાલ સંખેડા
૧ પટેલ ભગવાન લીલા સીનવાવ
૧ કેશવલાલ જી. હાલોલ
૧ સોની મગનલાલ જગજીવન હાંસોટ
૧ પટેલ મગનલાલ ગંગાદાસ હનુમાનપુરા
૧ માસ્તર દેવશંકર બહેચર હાલોલ
૧ સોની પુનમચંદ ચુનીલાલ હાલોલ
૧ ઠક્કર મનસુખરામ ગંગારામ હારીજ
૧ ઠક્કર ડાહ્યાભાઈ હરીભાઇ હિમ્મતનગર
૨ પંડ્યા અંબાશંકર ગીરજાશંકર હુસેપુર